: : સાપ્તાહિક : :

Reg. No. B. 3171

# શ્રેયસ્સાધક

એટલે
માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ :
" જીવન ઘડો."

વર્ષ : ૫ અંક : ૩
સં૦ ૧૯૯૪, શ્રાવણ કૃષ્ણ ૯
શનિવાર
તા૦ ૨૦ : ૮ : ૧૯૩૮

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૪-૦-૦
હિન્દ બહાર : દશ શિલિંગ.

શ્રી ચારિત્ર્યમન્દિર :
વિદ્યાર્થીને ભણવા મૂકવા-યોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા.
સહાય કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્યમાટે મથતી સંસ્થા.
સ્થલ : વડોદરા.

આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, આર્ટ્સ કૉલેજની ગલીમાં-વડોદરામાં છોટાલાલ લાલભાઇ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી પ્રકાશક :
ગોવિન્દલાલ ર્વ૦ ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી વિશ્વવંદ્ય-ઉદ્યાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૨૦ : ૮ : ૧૯૩૮

॥ ૐ શ્રીઁ ॥

## બે શક્તિઓ.

જીવન સુખી અને આનંદી બનાવવું છે ? જો બનાવવું હોય તો કેળવો બે શક્તિઓ, સ્મરણશક્તિ અને વિસ્મરણ શક્તિ, ચારિત્ર્ય ઘડવા માટે. સહજમાં સધાશે આ શક્તિઓ. વિદ્યાર્થીઅવસ્થામાં સ્મરણમાં રાખો એકાગ્રતાપૂર્વક વાંચેલાં પુસ્તકો અને ભૂલી જાઓ જીવનને નિરુપયોગી જે કાંઇ નાટક, સિનેમા અને નૉવેલમાં જોવામાં આવ્યું હોય તે.

સ્મરણમાં રાખો અધ્યાપકનાં શાન્તિથી શ્રવણ કરેલાં વ્યાખ્યાનો અને ભૂલવા મથો શિક્ષકોના અયોગ્ય ઠપકો.

નિત્ય સ્મરણ કરો મહાપુરુષોના ઉપદેશોને અને ભૂલી જાઓ કોઇનાં મર્મ વચનો.

આપણા તરફ કરેલા ઉપકારનો બદલો વાળવાને ભૂલવું નહિ, કોઇતરફ આપણે કરેલા ઉપકારનું સ્મરણ ન કરો.

સારી વાતો સાંભળી હોય તે હંમેશ યાદ રાખી બીજાને કહી તેની ચર્ચા કરો. વિસ્મરણ કરજો ભય અને ટીકાની વાતો. ન હોય તેને માટે સ્થાન તમારા ચિંતનમાં. આશ્રમમાં પગ મૂકતા પહેલાં એને દૂર કરી આવજો.

ઉપાસનામાં ઉપાસ્યતરફ અભિમુખતા રાખવાનું સ્મરણમાં રાખજો અને વિસ્મૃતિપટમાં નાખજો તમારા ધ્યેયમાં વિઘાતક બીજા વિચારો.

વિદ્યાર્થી બંધુઓ ! કેળવજો આ બે શક્તિઓ. વિકાસ થતો જોશો જીવનમાં. આગળ વધેલા જણાશો તમે.

જણાય છે જો કે આ સામાન્ય વસ્તુઓ, પણ એવી વસ્તુઓથી જ જીવન બગડે છે અગર સુધરે છે. સુખી—આનંદી થવા માટે સ્મરણમાં રાખો આ વાત. આશ્રમમાં રહીને આ કેળવશો તો અનેરો આનંદ અનુભવશો તમારી આ અવસ્થામાં.

શ્રી ગુરુદેવ.

# पुण्यस्मरण.

(श्री. ज० देवी.)

જેમના દર્શનનો લ્હાવ લીધે આજ એક વર્ષ વીતી ગયું. પુનઃ ન થયું એ મંગલમય દર્શન.

પરમ પૂજ્ય ભક્તવત્સલા શ્રી **માજીશ્રીના** દેહતિરોધાનની સાથે અનેક માનુષી અમાનુષી ગુણોનું પણ થયું અદર્શન.

આપણા પુણ્ય યોગે પ્રાપ્ત થયેલો સુયોગ આજે વિલાઈ ગયો.

મનુષ્યે જે જે સદ્‌ગુણો ધારણ કરવાના છે, તે જો ગ્રંથો વાંચીને ધારણ થઈ શકતા હોય તો તો ઈશ્વરાવતારની આવશ્યકતા ન રહે, પણ તેમ થતું નથી. અધિકારી જનોને પોતાનો ઉત્તમ આદર્શ દર્શાવવા પરમાત્મા વા પ્રકૃતિ પ્રસંગે પ્રસંગે લીલાવિગ્રહને ધારણ કરી મનુષ્યને પ્રગતિના માર્ગમાં સ્થાપે છે. એવું આદર્શ તનુ આજ દષ્ટિથી દૂર સરી ગયું.

પરમ પૂજ્ય માજીશ્રી એટલે તિતિક્ષાની એક રમ્ય મૂર્તિ. દેહાભ્યાસનો જેમાં કેવલ અભાવ.

મધ્ય રાત્રિ હોય કે દિવસ હોય ગમે તે કાળમાં કંઇ પણ કાર્ય કરવાનું આવે તે પ્રસન્નતાથી પૂ૦ **માજીશ્રી** કરતાં એ અનેક પ્રસંગે જોયું છે. પોતાના સ્વભાવરૂપ તિતિક્ષા હોય એમ પ્રતીત કરાવતાં હતાં. આવા ઉત્તમ તિતિક્ષામય જીવનનું થયું આજે અદર્શન.

સેવ્ય સેવક બને છે, એનું પણ દર્શન આ પરમ શક્તિમાં થયું. યત્કિંચિત્ સત્તા કે માન પ્રાપ્ત થયાં હોય તોપણ મનુષ્યને અન્યની સેવા કરવી કઠિન થઇ પડે છે. શી રીતે કરે ? જે વિકારથી પરવશ નથી, તે જ કરી શકે. પૂ૦ માજીશ્રી સાધકનાં સેવક બન્યાં હતાં.

કોઇની શરીર પ્રકૃતિ શિથિલ જાણે તો પોતે તત્કાલ ત્યાં પધારે. જે કંઇ કરવા જેવું હોય તે કરી લે. અંતિમ કાલે કોઈ કોઇને કંઇ કંઇ ખાવાના પદાર્થની ઇચ્છા ઉઠે છે, તેવા સમયે એ જે વસ્તુ ઇચ્છે તે બનાવીને તેને ઘેર પૂ૦ માજીશ્રી મોકલાવતાં. કદી કદી શિથિલ પ્રકૃતિવાળા સાધક ભગિનીનાં વસ્ત્ર પણ ધોઇ નાખતાં. આ પ્રકારની વિવિધ શુશ્રૂષા સેવક બનીને પૂ૦ માજીશ્રીએ કરીને અભિમાનરહિત રહેવાનો મૌનપણે ઉપદેશ આપ્યો છે. આવા ઉત્તમ શુશ્રૂષાનો પદાર્થપાઠનું થયું આજે અદર્શન.

જગતમાં જે મહાન્ પદે વિરાજે છે તેમાં વાત્સલ્યભાવ સદા તરતો રહે છે. પૂ. માજીશ્રીમાં તે પણ દષ્ટિગોચર થયો છે. યોગ્ય માર્ગે સાધકબાલકોનું વહન થાય તે અર્થે કદી કદી ઉગ્રતા પ્રતીત કરાવતાં, પણ પુનઃ બીજી જ ક્ષણે તેના પ્રતિ વત્સલ દષ્ટિ પ્રસારતાં. એ ભાવ દર્શાવવામાં પોતાને કંઇ સહન કરવાનું આવે તો સહન કરી લેતાં. ઉત્સવમાં જે કોઇ આવે તેમને સૂવાબેસવા માટે પૂ. માજીશ્રીનાં દ્વાર સદાને માટે ઉઘાડાં રહેતાં પોતે ગમે ત્યાં શયન કરે, બેસે, પણ અતિથિને તે કોઈ પણ પ્રકારનો સંકોચ ન રહે એવી પ્રવૃત્તિ સેવતાં. આ સમયે આ વ્યવસ્થા કરવાનું કાર્ય પૂ૦ માજીશ્રીનું નહોતું, છતાં મોટાએ મોટાપણું કેવું રાખવું જોઇએ એ શિખવતાં. એવી વાત્સલ્ય મૂર્તિનું થયું આજે અદર્શન.

નિત્યક્રમમાટે પૂ૦ માજીશ્રીનો આગ્રહ અદ્ભુત હતો. પૂ૦ શ્રી ગુરુદેવ પણ એ સંબંધમાં વારંવાર જણાવતા કે ' મારામાં સંધ્યા વગેરે કરવાનો આગ્રહ પ્રકટ્યો હોય તો માજીશ્રીને લીધે જ. એમનાં એ સંસ્કારો કંઇક અંશમાં મારામાં સ્થપાયા છે. ' પોતાનામાં સર્વ સ્વતઃસિદ્ધ હતું છતાં આ વચનો કહીને સાધકની દૃષ્ટિ પૂ૦ માજીશ્રીપ્રતિ વાળતા.

પૂ૦ માજીશ્રીનું વૃદ્ધ શરીર, કદી દિવસથી રાત્રિપર્યંત કાર્ય કર્યું હોય, એક બે કલાક નિદ્રા લીધી ન લીધી હોય, પરંતુ પ્રાતઃકાલે ચાર પાંચ વાગે ઉઠી જવું, એ તેમનું જીવનભરનું વ્રત. ઘણાં વર્ષોપર્યંત એમની સાથે રહેનાર મનુષ્યે એવું જોયું નથી કે એમણે કદી સૂર્યોદય પછી સ્નાન કર્યું હોય

શ્રી ગુરુદેવે સાધકોને નિત્ય સાષ્ટાંગ કરવાનું સૂચવ્યું હતું, ત્યારે પૂ૦ માજીશ્રી પોતે આ અવસ્થામાં પ્રાતઃકાલે નિત્ય એક સો આઠ સાષ્ટાંગ કરતાં. આ જોતાં સહસા વૃત્તિ તેઓશ્રીપ્રતિ અહોભાવમાં લીન થતી. આટલા બધા સાષ્ટાંગ કરે છે એ જાણી શ્રી ગુરુદેવને પણ એમ થતું કે ' માજીશ્રી આ સાષ્ટાંગનું કષ્ટ શા માટે વેઠે છે ? એમને શું કરવાનું છે ? ' અને કહેતા કે ' શીખી લો આ જીવનમાંથી કંઇ કંઇ, અવસ્થા કે શિથિલ પ્રકૃતિનું વ્યર્થ બહાનું ન કાઢશો, એ સર્વ આ દેહમાં વિદ્યમાન છે. જેને કરવાનો આગ્રહ છે તે તો ગમે ત્યારે ગમે તે પરિસ્થિતિમાં પણ કરી શકે છે.

નિત્યકર્મમાં અખંડ આગ્રહ જો કોઇ પણ માનવશરીરમાં જોવામાં આવ્યો હોય તો આ ઉભય લીલાતનુમાં જોવામાં આવ્યો છે.

માજીશ્રી એટલે નિત્યકર્મની આદર્શમૂર્તિ. એવી આદર્શમૂર્તિનું થયું આજે અદર્શન.

ભોજનથી તૃપ્ત થયેલો મનુષ્ય સર્વ કંઇ કરવા પ્રવૃત્ત થાય છે, ભૂખ્યાને કાર્ય કરવાનું સૂઝતું નથી. અને તેથી જ અન્નદાનની મહત્તા વર્ણાઇ છે.

પૂ૦ માજીશ્રીમાં એ દાનવૃત્તિ ઘણા સારા પ્રમાણમાં હતી. જમવાના સમયે કોઇ માગનાર આવી ચઢે તો તત્કાલ રસોઇમાંથી આપી દે. અમારાં જેવાં બાળકો જમનાર હોય તેને જમાડી સઉથી છેલ્લાં પોતે જમે, અમે કહીએ કે આપ જમી લો. પછી અમે જમીશું. આપને વારંવાર ઉઠવાનો શ્રમ પડે છે. પણ પોતે એ વાત કદી ન સ્વીકારે. પાછલી અવસ્થામાં ઉઠતાં હાથ પગ ધ્રૂજી જતાં છતાં પોતે સર્વને તૃપ્ત કરીને જ ભોજન લેતાં. આગ્રહથી કેવી રીતે જમાડતાં એ તો ઘણા ખરાને અનુભવસિદ્ધ છે. કોઈ નવી વસ્તુ કરી હોય તો આસપાસ રહેનાર સર્વને ત્યાં પ્રસાદરૂપે મોકલાવે. સ્વલ્પમાં એ જ કહીશું કે તૃપ્તિ કરાવનાર એક વિશુદ્ધ હાથનું થયું આજે અદર્શન.

અનેક ગુણાસ્પદ આ દિવ્ય શક્તિનું જીવનમૂલ્ય આપણી અલ્પદૃષ્ટિ કેટલું આંકી શકે ! છતાં જે કંઈ આપણી દૃષ્ટિમાં આવ્યું છે તે જીવનમાં આચારસિદ્ધ કરવા પ્રયત્ન કરીશું તો અવશ્ય તેઓશ્રીની કરુણાદૃષ્ટિ આપણા પ્રતિ ઢળશે.

શ્રી ગુરુદેવનાં પ્રીતિનાં વિષયરૂપ પૂ૦ માજીશ્રી આપણા પણ પ્રીતિના વિષયરૂપ છે, વળી શ્રી ગુરુદેવનો અનુગ્રહ થવામાં આ સ્મરણ મુખ્ય હેતુરૂપ છે. તેથી પણ આજે ફરી ફરીને એ પુણ્ય સ્મરણ કરવું જોઇએ.

શ્રી ગુરુદેવનો માજીશ્રીપ્રતિ કેવો ભાવ હતો તે સંબંધમાં એક પ્રસંગ યાદ આવે છે. સમારંભમાં એક સાધક બહેનને આવવાની ઇચ્છા હતી, પરંતુ તે સમયે માજીશ્રી એકલાં હોવાથી પૂ૦ ભગવાનશ્રીએ એ બહેનને એમની સેવામાં રાખ્યાં હતાં. ત્યારે પોતે જણાવતા કે, 'માજીશ્રીની સેવા કરતાં સમારંભમાં શું વધારે પ્રાપ્ત થવાનું છે ? જે કંઈ થવાનું હશે તે આ સેવા કરતાં સત્વર થશે.' આ વચનાનુસાર પૂ૦ માજીશ્રીનિમિત્ત અલ્પસ્વલ્પ પણ સત્કાર્ય કરી તેઓશ્રીનું પુણ્ય સ્મરણ કરી સાચા ભાવની અંજલિ અર્પીશું, તો એદ્વારા એ અંજલિ આપણા પ્રભુ સ્વીકારી અવશ્ય આપણને કૃતાર્થ કરશે

આ અંજલિ અર્પતા અંતર્મા પ્રાર્થીશું કે,

હે શ્રી નૃસિંહની દિવ્ય શક્તિ ! અમારી દિવ્ય માતા !

આપનું અદર્શન થયે આજ એક વર્ષ વીતી ગયું. આપ આજે અમારા હાથમાંથી છટકી ગયાં પરંતુ હૃદયમાંથી ન છટકશો. જીવત્વનું અતિક્રમણ કરવા આપ સદા સહાય અર્પજો. આપના પ્રદેશરૂપ આ જગતમાં વર્તતી અમારી વૃત્તિ અમારા ઇષ્ટપ્રતિ વાળી એ દિવ્યમૂર્તિનો અંતરમાં અખંડ સંયોગ રહે એવું બલ પ્રકટાવજો; અને પરિણામે આપ તથા ઇષ્ટ જ્યાં વિરાજો છો ત્યાં અમને આકર્ષી અમારા જીવનને ધન્ય કરજો.

---

# जय जय.

પદ ( તનુ આ મંદિર વિશ્વનાથનું રે, એ લય. )

પરમકલ્યાણિનિ ! જય રુક્મિણિ ! હો, જય જય જય
નૃસિંહથી અનન્ય હો પ્રસન્ન; ધરી ભાવને,
વિશ્વોદ્ધારિણિ ! દુઃખનિવારિણિ ! હો, જય જય જય.
પ્રબલ સબલ વિવિધરૂપધારિણિ ! હો, જય જય જય,
અભયપદે સ્થાપી હરજે દૈન્ય; ધરી ભાવને; વિશ્વો૦
સકલમલ વિલાની ઈપ્સિતદાયિનિ ! હો, જય જય જય,
વિખેર અમ હૃદયેથી વિકારસૈન્ય; ધરી ભાવને; વિશ્વો૦
હૃદયૈકાન્તહારિણિ ! ઉદ્ધારિણિ ! હો, જય જય જય,
આપજે સુશાંતિ સ્વરૂપજન્ય; ધરી ભાવને; વિશ્વો૦
જનનમરણહારિણિ ! સુખકારિણિ ! હો જય જય જય,
આજ વર દર્શને કરી દે ધન્ય; ધરી ભાવને; વિશ્વો૦

---

શ્રી ज० દેવી.

॥ ॐ श्री ॥

# श्री पुरुपार्थसिद्धि.

## ( श्री० जयन्तीदेवी. )

( અનુસંધાન મતાંક ૨ ના પૃષ્ઠ ૧૨ થી )

વીરેન્દ્રનું અંતર ઘણું કોમળ હતું. આ જોઇને તે તત્કાળ ઉઠયો અને પોતાના જલપાત્રમાંથી તેના મુખમાં થોડું જલ રેડયું, અને વસ્ત્રથી પવન નાંખવા માંડયો. થોડી વારમાં આવનાર પ્રવાસીમાં ભાન આવતું ગયું અને પૂર્ણ શુદ્ધિ આવતાં જાગ્રત્ થઈ બેઠો થયો. પોતાની પાસે વીરેન્દ્રને બેઠેલો જોઈ અને તે ભાગ્યવાન્ હોય એમ લાગતાં તેના પ્રતિ જોઈ બોલ્યો, અરે ભાઈ! તમે કોણ છો? તમે કોઈ મોટા પુરુષ હો એમ લાગો છો. તમે મારે માટે આટલી બધી મહેનત લીધી એ જોઈને મને ઘણી દિલગીરી થાય છે. માર્ગમાં મને પાણી ન મળવાથી મારો જીવ ગભરાયો તેથી અહીં આવી હું એકદમ બેભાન થઈ ગયો; ત્યાર પછી દયા લાવીને તમે મને બચાવ્યો. તમારો બદલો હું ગરીબ માણસ શી રીતે વાળીશ?

વીરેન્દ્રે કહ્યું કે અરે ભાઈ! તું શું કરવા ગભરાય છે? મેં કંઈ જ કર્યું નથી. પરમેશ્વર જ સઉનું રક્ષણ કરનાર છે. વિપત્તિના સમયે સહાય કરવાનો મનુષ્યનો ધર્મ છે. ઉપકાર કર્યા કર્યો છે, કે તારે તેનો બદલો વાળવો જોઈએ.

પ્રવાસી એ કહ્યું, ભાઈ! તમે તો સારા ભલા માણસ છો તેથી આટલું કહ્યું છે; નહિ તો મેં એવા ઘણા માણસો જોયા છે કે આવા વિપત્તિના સમયમાં પણ આંખઆડા કરે. અનેક ઉપકારો કર્યા હોય તોપણ તે અણીના સમયે વિસરી જાય છે, તો તમારા જેવા રસ્તે ચાલનાર મનુષ્ય આટલું થાનું કરે? તમે ઘણા દયાળુ છો. તમારું તેજમારતું લલાટ કહી આપે છે કે તમે ઘણા પ્રતાપી તથા ભાગ્યવાન્ છો. તેવા પાસે કામ કરાવી કંઈ પણ બદલો ન વાળું તો મારા જેવો પામર પ્રાણી કોણ હોય! અને ઈશ્વર પણ મારા ઉપર રાજી કેમ રહે? પણ ગરીબની તે કંઇ જિંદગી છે! દરિદ્રીના સ્વજનો પણ શત્રુ બની જાય છે. દરિદ્રીને સારા જગતની સ્પૃહા ધરવી પડે છે. પોતે બુદ્ધિમાન્ તથા સદ્ગુણવાળો હોય છતાં તેના પ્રતિ કોઈની દષ્ટિ વળતી નથી. ગ્રીષ્મઋતુમાં જેમ નાની નદીઓનું જળ સુકાઈ જાય છે તેમ અન્ય હૃદયની શુભ ભાવનાઓ દરિદ્રીને જોતાં નાશ પામે છે. અલ્પમતિવાળો ધનવાન્ વખણાય છે. એક વિદ્વાન્ પુરુષ શ્લોક બોલતા અને મને સમજાવતા કે

दारिद्यान्मरणाद्वा मरणंसंरोचते न दारिद्यम् ।
अल्प क्लेशं मरण दारिद्यमनन्तकं दुःखम् ॥

એ વાત સત્ય છે. ભાઈ! દારિદ્રય કરતાં તો મૃત્યુ સારું છે એમ બોલતાં એનું હૃદય ભરાઈ આવ્યું.

વીરેન્દ્ર આને આમ શાથી થયું એ વિચારતો એના પ્રતિ જોઈ રહ્યો. ચાર પાંચ ક્ષણ વીતતાં પ્રવાસી સાવધ થયો.

વીરેન્દ્રે પૂછ્યું, ભાઈ! તને એકાએક શું થઈ આવ્યું કે આમ સ્થિર થઈ ગયો. પેલા મનુષ્યે કહ્યું કે મને કોઈ પણ વિકાર થયો નથી. આ વૃક્ષના થડમાં બે રત્નો છે તેની કોઈને ખબર નથી. તમારા નસીબના એ રત્ન હોય એમ લાગે છે. તેના વિચારમાં હું સ્થિર થઈ ગયો હતો.

વીરેન્દ્રે કહ્યું, ભાઈ! તને આ વાતની શી રીતે ખબર પડી! તું પ્રથમથી આ વાત જાણતો હતો તો આવી દરિદ્રાવસ્થા કેમ ભોગવી રહ્યો છે?

પ્રવાસીએ કહ્યું, હે ભાગ્યવાન! હું આ વાત જાણતો નહોતો. આ જગાએ હું આજે જ આવ્યો છું. તમારી સાથે વાત કરતો હતો ત્યાંસુધી પણ મને આ વસ્તુની ખબર નહોતી, પણ એકાએક મારા હૃદયમાં કોઈએ આ વાત કરી અને તે સાંભળવામાં હું સ્થિર થઈ ગયો હતો.

વીરેન્દ્રે કહ્યું, હે પ્રવાસી! હૃદયની વાત સાંભળવાની તારામાં શી રીતે શક્તિ આવી! એવી વાત તો ઋષિમુનિઓ સાંભળી શકે. તું તો ઉપરથી સાધારણ દેખાય છે અને આવી વાતો કરે છે તેથી મને આશ્ચર્ય થાય છે. હરકત ન હોય તો તેં શી રીતે જાણ્યું તે મને કહે.

પ્રવાસીએ કહ્યું. ભાઈ! મેં મારા બળથી જાણ્યું નથી પણ કૃપાના બળથી જાણ્યું છે. હું બ્રાહ્મણ છું મારા માતાપિતાને ત્યાં મારો જન્મ થયો ત્યારથી તેમની રંક સ્થિતિ થઈ હતી, પણ તેમનામાં ધર્મની વૃત્તિ સારી હતી. અમારે ત્યાં જે કોઈ અતિથિ આવે તેમની બનતી સેવા મારા માતાપિતા કરતાં હતાં. બાળપણથી એ જોતાં મારામાં પણ કોઈની સેવા કરવી એ વિચાર દૃઢ થઈ ગયો. સમય જતાં માતાપિતા કાળને શરણ થયાં અને ઉદરનિર્વાહઅર્થે મારે બહાર નીકળવું પડ્યું. મારાથી બનતું કોઈનું કામ કરતો. ફરતાં ફરતાં એક વખતે એક મહાત્માના આશ્રમમાં જઈ ચઢ્યો. ત્યાં મને ગરીબ જાણી આશ્રય આપ્યો. હું પણ ત્યાં રહી ભાવથી તેમની સેવા કરતો. વિદ્યા ભણવાનું મારામાં બલ નહોતું. બે ચાર વર્ષ હું ત્યાં રહ્યો. પછી એક સમયે મહાત્માએ કહ્યું, હે બાલક! તારે શું જોઈએ છે! મેં કહ્યું, મહારાજ! મારું કલ્યાણ કરો અને તમને ઠીક લાગે તો મારું ભરણપોષણ થાય એટલું ધન આપો.

મહાત્માએ કહ્યું, તારી ઇચ્છાપ્રમાણે થશે પણ હજી તેમ થતાં સમય જશે. તારાપ્રતિ કોઈએ ખરી અણીના સમયે ઉપકાર કર્યો હોય તેનો બદલો જ્યારે તું વાળીશ ત્યારે તને દ્રવ્ય મળશે. તારા પૂર્વજન્મમાં તેં કેવલ સ્વાર્થ સાધ્યો છે તે કર્મના ફલરૂપે તું આ વખતે દુઃખ ભોગવે છે. મેં કહ્યું, મહારાજ! હું ગરીબ માણસ કેવી રીતે બદલો વાળી શકીશ!

મહાત્માએ કહ્યું, બાલક! તેની ચિંતા તારે કરવાની નથી. આ સમયે તેં શુદ્ધ ભાવથી સત્પુરુષોની સેવા કરી છે તેથી તેં તેમની પ્રસન્નતા મેળવી છે. એવા પુરુષો જગતના કોઈ પદાર્થોથી રિઝાતા નથી કારણ કે તેમની દૃષ્ટિમાં તેવા પદાર્થો કાકવિષ્ટાતુલ્ય જણાય છે, તેથી

કોઈ પણ વસ્તુપ્રતિ તેમને મોહ રહેતો નથી. જો રિઝાય છે તો માત્ર સાચા ભાવથી વા સેવાથી. કોઈ પુણ્યકર્મના યોગે તારાથી એ સત્કાર્ય થયું છે તેથી તું બદલો વાળવા સમર્થ થઈશ. એવો સમય આવશે ત્યારે ઈશ્વરસત્તા તારા હૃદયમાં સ્ફુરાવશે તે પ્રમાણે તું કરજે. એમાં શંકાને સેવીશ નહિ. હવે તારી ઇચ્છા છે તો પરમેશ્વરનું સ્મરણ કરી તું અહીંથી જા. ઈશ્વર તારું ભલું કરશે. આ પ્રમાણે કહી મહાત્મા ઈશ્વરોપાસનામાં બેઠા અને હું તેમને નમસ્કાર કરી માર્ગે ચાલ્યો. ત્યાંથી ફરતાં ફરતાં આજ તમારી પાસે આવી ચઢ્યો. પ્રાણ જવાની અણી આવી પહોંચી. તમે મને બચાવ્યો અને મારા અંતરમાં આ વાત મને કોઈએ કહી તેથી હું માનું છું કે એ વાત સાચી જ છે. મહાત્માનાં વચનો કદી પણ મિથ્યા ન હોય. તમે પ્રયત્ન કરી જુઓ એટલે આ વાતની ખાતરી થશે.

( સંપૂર્ણ. )

---

## આટલું તો કરી શકું.

પ્રાતઃકાલે બ્રાહ્મમુહૂર્તે ઉઠી ન શકું, પણ સૂર્યોદયપૂર્વે તો ઉઠી શકું.
પ્રાતઃકાલના સુંદર સાત્વિક સમયે ધ્યેયથી સંલગ્ન ન બની શકું, પણ નિયમપૂર્વક સંધ્યા કરી શકું.
ઇષ્ટોપાસનામાં સંકલ્પોને ન શમાવી શકું, પણ ચિત્તની થોડી ચંચળતા ત્યજવા મંથન કરી શકું.
નિર્નિમેષ દૃષ્ટિએ ત્રાટક ન સાધી શકું, પણ ક્ષણ ક્ષણ જ્યાં ત્યાં ભટકતી નેત્રેન્દ્રિયને પ્રતિમાપ્રતિ સ્થાપવા યત્ન કરી શકું.
એક પ્રહરપર્યંત આસન ન રાખી શકું, પણ સ્વસ્થતાપૂર્વક સ્થિરતાથી બેસી શકું.
વિધિપુરઃસર પુરશ્ચરણ ન કરી શકું, પણ નિત્ય સહસ્ર જપ તો કરી શકું.
સ્વાદેન્દ્રિયનો સંપૂર્ણ જય ન કરી શકું, પણ મિતાહારી તો રહી શકું.
તનમનની શુદ્ધિઅર્થે કેવલ ઉપવાસ ન કરી શકું, પણ પંદર દિવસે એકાદ તો કરી શકું.
સ્વાધ્યાયમાટે વધારે સમય ન ગાળી શકું, પણ નિત્ય પા કલાક તો ગાળી શકું.
અનેક પ્રકારના પ્રાણાયામો ન કરી શકું, પણ દીર્ઘશ્વાસપ્રશ્વાસ તો કરી શકું.
ઉચ્ચ પ્રકારની જ્ઞાનચર્ચા ન કરી શકું, પણ તેની ચર્ચા ભાવપૂર્વક શ્રવણ કરી શકું.
વ્યવહાર સેવતાં નિરાસક્ત ન રહી શકું, પણ શુદ્ધ વ્યવહાર સાધવા પ્રયત્ન કરી શકું.
આરોગ્યાર્થે બસો પાંચસો દંડ ન કરી શકું, પણ નિયમિત પચીશ સાષ્ટાંગ કરી શકું.
કોઈને મોટી સહાય ન આપી શકું, પણ સમયે કોઈની સેવા કરવા તત્પર થઈ શકું.
સેવાના ઉચ્ચ મર્મો સમજી સેવા ન કરી શકું, પણ ભાવથી પાણીનું પ્યાલું તો પાઈ શકું.
વ્યાધિકાલે 'દેહથી હું ભિન્ન છું' એટલું માનવાનું બળ તો ન ધરી શકું, પણ દુઃખોની બૂમો ન પાડતાં પ્રસન્ન મુખ રાખી શકું.
કોઈને વિશેષ દ્રવ્ય ન આપી શકું, પણ પ્રાપ્ત ભોજનની થાળીમાંથી એક રોટલી તો આપી શકું.

અખંડ સદ્વિચાર ન કરી શકું, પણ દિવસના થોડા ભાગમાં અશુભ વિચારને રોકી શકું.
પ્રયત્નમાં પાછા પડતાં તેટલા જ વેગથી યત્ન ન કરી શકું, પણ પ્રયત્નથી જ સર્વ મળશે એ નિશ્ચય સેવી શકું.
નિત્ય સત્પુરુષની સત્સંગતિ ન કરી શકું, પણ સત્પુરુષના ગુણોનું ચિંતન કરી શકું.
ઇશ્વરપ્રાપ્તિમાટે ઘણો સમય ન કાઢી શકું, પણ નિત્યનો એક કલાક તો કાઢી શકું.
અન્યના હૃદયમાં ઉચ્ચ વિચાર ન સ્થાપી શકું, પણ કિલષ્ટ વિચાર કહેતાં વાણીને રોકી શકું.
નિંદાનું મહાવ્યસન સર્વ રીતે ન ત્યજી શકું, પણ એકાદ વ્યક્તિમાટે નિગ્રહ રાખી શકું.
પરમાત્મા જે કરે છે તે યોગ્ય જ કરે છે એ નિશ્ચય ન સેવી શકું, પણ પરમાત્મા અયોગ્ય કરે છે એ વિચાર કંઇક અટકાવી શકું.
સર્વાંશથી સર્વાત્મભાવ ન રાખી શકું, પણ ગુરુબંધુપ્રતિ તો રાખી શકું.
પ્રતિકૂલ થતાં પ્રશાંત ન રહી શકું, પણ પ્રતિકૂલ થતાં પ્રયત્ન કરી શકું.
હૃદયભેદક કડવાં વચન સાંભળતાં સાત્વિક ભાવ ન રાખી શકું, પણ કંઇક અંશમાં ગમ ખાઈ શકું.
સર્વ રીતે કર્તવ્યપરાયણ ન બની શકું, પણ એક કર્તવ્ય શુદ્ધ ભાવથી કરી શકું.
એકાંતમાં ન રહી શકું, પણ કારણવિના જેની તેની સાથે મિથ્યા સંબંધ થતો રોકી શકું.
જન્મમરણને આપનાર અહંને નિર્મૂલ ન કરી શકું, પણ વારંવાર ઉઠતા અહંને શમાવી શકું.
પ્રત્યેકમાં કેવલ ગુણદર્શન ન કરી શકું, પણ તેનામાં એક પણ ગુણ શોધવા યત્ન કરી શકું.
સર્વાંશથી શરણાગત ન બની શકું, પણ ઇશ્વરપ્રતિ અભિમુખ થઈ પ્રાર્થના કરી શકું.
ઉચ્ચ સાધક જેવું ઉગ્ર સત્યવ્રત ન સાધી શકું, પણ વિનાકારણ અસત્ય બોલવાનું છોડી શકું.
આત્માનંદ ન અનુભવી શકું, પણ શુદ્ધ વિચારનો આનંદ લઈ શકું.
ઉચ્ચતમ જીવન જીવી ન શકું, પણ પ્રતિક્ષણે ઉચ્ચ જીવનપંથે પગલાં તો ભરી શકું.

પ્ર૦ બહેન.

---

**શ્રાવણમાસનું સુંદર કર્તવ્યઃ**—શ્રાવણમાસનિમિત્ત સુંદર સત્કાર્ય ચાલી રહ્યું છે. નૈમિત્તિક ઉત્સવનું પણ ઉત્તમ પ્રકારે પાલન થયું.

ચિતિપ્રદીપપ્રકટીકરણોત્સવ અમદાવાદ તથા કપડવંજના મંડળે સુવિધિપૂર્વક ઉજવ્યો.

આ માસમાં કપડવંજનું મંડળ પ્રાતઃકાલે આઠ વાગ્યાથી મધ્યાહ્નસુધી નિત્ય જપ, કીર્તન, શ્રી ઉપેન્દ્રભગવત્સ્તોત્રના પાઠ, આરતી વગેરે સત્ક્રિયા કરે છે.

વડોદરાનું મંડળ પણ રાત્રિએ નિત્ય દોઢ કલાક કીર્તન, સદ્ગ્રંથનું વાચન શ્રી વિશ્વવંદ્યોદ્યાનમાં એકત્ર થઈ કરે છે. પૂ૦ ગુરુદેવે સ્થાપેલા સત્સંસ્કારોની અધિક વૃદ્ધિ સર્વ બંધુબહેનોના હૃદયમાં થતી રહે છે જાણી પરમ સંતોષ પ્રકટે છે. હજી આ પુણ્ય માસના પાંચ છ દિવસ શેષ રહ્યા છે તેમાં સહુ કોઈ અધિક વેગથી સત્ક્રિયા સાધી લો.

---

: : સાપ્તાહિક : :

Reg. No. B. 3171

# શ્રેયસ્સાધક

એટલે
માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ :
" જીવન ઘડો. "

વર્ષ : ૫ અંક : ૫
સં૦ ૧૯૯૪, ભાદ્રપદ કૃષ્ણ ૯
શનિવાર
તા૦ ૩ : ૯ : ૧૯૩૮

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૪-૦-૦
હિન્દ બહાર : દશ શિલિંગ.

શ્રી ચારિત્ર્યમન્દિર :
વિદ્યાર્થીને ભણવા મૂકવાયોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા.
સહાય કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્યમહિ ભરની સંસ્થા.

સ્થળ : વડોદરા.
આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, બારભાઇની ગલીમાં-વડોદરામાં છોટાલાલ લાલભાઈ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી
પ્રકાશક :
મોહનલાલ મ૦ ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી વિ[illegible]-ઉદ્યાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૩ : ૯ : ૧૯૩૮

॥ ॐ श्रीं ॥

## आगळ वधारनार अने पाछळ पाडनार एक ज मंत्र. कयो ? धीमेधीमे.

મનુષ્ય શી રીતે આગળ વધે છે ? ધીમે ધીમે.

તે અભ્યાસ શી રીતે આગળ વધારી શકે છે ? ધીમે ધીમે.

શરીરબળને, બુદ્ધિબળને અને મનના બળને શી રીતે વધારી શકે છે ? ધીમે ધીમે.

મનુષ્ય સંયમશીલ શી રીતે થઈ શકે છે ? સહનશીલ શી રીતે થઈ શકે છે ? ધીમે ધીમે.

મનુષ્ય વિવેકી બને છે, સભ્યતા શીખે છે, સદ્‌ગુણને ધારણ કરે છે, કેવી રીતે ? ધીમે ધીમે

આમદી શી રીતે ભગાય છે ? ધીમે ધીમે.

વ્યવસ્થા રાખવાની શક્તિ, સાચું બોલવાની હિંમત, સ્વાશ્રયી રહેવાનું બળ, એ સઘળું શી રીતે વધે છે ? ધીમે ધીમે.

મનુષ્યોનો સ્વભાવ સુધરે છે કેવી રીતે ? ધીમે ધીમે.

સાચો નિઃસ્વાર્થ પ્રેમ, પ્રભુભક્તિ, ઉંડું જ્ઞાન, ઉચ્ચ અનુભવ અને નીતિ વધે છે કેવા પ્રકારે ? ધીમે ધીમે.

ઈશ્વરાભિમુખતા, શ્રદ્ધા અને યોગ પ્રકારનું દૃઢ નિશ્ચય બળ સિદ્ધ થાય છે કેવી રીતે ? ધીમે ધીમે.

ઇન્દ્રિયજયવાળી ચારિત્ર્યસિદ્ધિ શી રીતે થાય છે ? ધીમે ધીમે.

અને તે જ પ્રમાણે મનુષ્યને વ્યસન બોલાય છે કેવી રીતે ? ધીમે ધીમે.

મનુષ્યમાં દુર્ગુણ પેસે છે કેવી રીતે ? ધીમે ધીમે.

જુઠું બોલવાની ટેવ, અતિશય બોલવાની ટેવ, ખોટા વાયદા કરવાની ટેવ પડે છે કેવી રીતે ? ધીમે ધીમે.

. ઉંઘવાની ટેવ, પરાવલંબી થવાની ટેવ, બ્હાનાં બતાવવાની ટેવ, કોઈને હસી કાઢવાની ટેવ, બીજાને હલકા ગણવાની ટેવ, આ સર્વ પણ પડે છે કેવી રીતે ? ધીમે ધીમે.

ક્રોધ, દ્વેષ, ભય, ચિંતાઆદિ વિકારો, અવિવેકભર્યા અથવા અશ્લીલ શબ્દો, બીજામાં દોષ જોવાની વૃત્તિ, આ સર્વ વધવાનું પગથિયું ? ધીમે ધીમે.

શરીરની, વસ્ત્રની, પદાર્થની મલિનતા વધે છે કેવી રીતે ? ધીમે ધીમે.

મલિનતા પ્રસરે છે કેવી રીતે ? નાસ્તિકતા ઉત્પન્ન થાય છે કેવી રીતે ? ધીમે ધીમે.

મનુષ્યનો અયોગ્ય પ્રકારનો આહાર વધે છે કેવી રીતે ? હલકા પ્રકારનો સ્વભાવ બંધાય છે કેવી રીતે ? જુઠું બોલવું, પોતાની ભૂલ ઢાંકવી અને પારકાની ઉઘાડી પાડવી, ક્ષણે ક્ષણે ઉશ્કેરાઈ જવું, બોલવામાંથી હાથ ઉપાડવામાં અને તેમાંથી ઉંડા વેરને મનમાં પોષી રાખી અમે તેટલે વખતે કોઈ મનુષ્યનું અહિત કરવાની ટેવ સ્થાય છે કેવી રીતે ? ધીમે ધીમે.

મનુષ્ય, મનુષ્યમાંથી ચારિત્ર્યહીન થઈ, વિવેકભ્રષ્ટ બની પશુ થાય છે કેવી રીતે ? ધીમે ધીમે.

ક્રોધ કરવાનો સ્વભાવ, ચિંતા સેવવાનો સ્વભાવ કેળવાય છે કેવી રીતે ? ધીમે ધીમે.

તો આ સિદ્ધમંત્રનું, સાધક ! અનુષ્ઠાન કેવી રીતે કરીશું ? ધીમે ધીમે.

श्री गुरुदेव.

---

॥ ॐ श्रीं ॥

# श्री पुरुषार्थसिद्धि.

( અનુસંધાન અંક ૩ ના પૃષ્ઠ ૨૫ થી )

આ સાંભળી વીરેન્દ્ર વિચારમાં પડી ગયો, આમતેમ જોવા લાગ્યો. આ જોઈને પ્રવાસી બોલ્યો, શું શોધો છો ?

વીરેન્દ્રે કહ્યું કે થડ શાનાથી ચીરવું ? તરવાર કંઇ ઉપયોગની નથી. પ્રવાસીએ કહ્યું કે મારી પાસે એક કુહાડો છે. માર્ગમાં કાષ્ઠ કાપી લેવા માટે મેં એ સાધન રાખ્યું છે.

પરમેશ્વરને આપવું હોય છે ત્યારે બધું જ આપે છે. નહીં તો બ્રાહ્મણપાસે કુહાડો શાનો હોય ! એમ કહી કુહાડો વીરેન્દ્રને આપે છે, તે લઇને ઉભય વૃક્ષપાસે ગયા. પછી બ્રાહ્મણે જે જગા બતાવી ત્યાં વૃક્ષનો થોડો ભાગ ચીર્યો. અંદર એક દાબડી મૂકેલી જણાય. વીરેન્દ્રે તેને હળવેથી લીધી. એ દાબડી ઉઘાડીને જોયું તો તેમાં રૂપે વીંટાળેલાં બે રત્નો હતાં. તેનું તેજ એટલું બધું હતું કે સાયંકાલ થઈ ગયો હતો તેથી સહજ અંધારું હતું તોપણ એટલી જગામાં પ્રકાશ થઈ રહ્યો. તેનું મૂલ્ય અંકાય એવું નહોતું. આવી અમૂલ્ય વસ્તુને જોઇને પણ વીરેન્દ્રને 'જર દેખીને મુનિવર ચળે' એ કહેવતપ્રમાણે ન થયું. એનું હૃદય નિર્મોહી રહ્યું.

આ રત્ન જોઇને તે વિચાર કરે છે કે આ મારે લેવાં કે આ બ્રાહ્મણને આપવાં. મારા પ્રારબ્ધનાં છે એમ એણે કહ્યું, પણ ન કહ્યું હોત તો હું શી રીતે જાણી શકત ? માટે મારે તો એને જ આપવાં જોઈએ.

પ્રવાસીએ કહ્યું: ભાઈ ! શું વિચાર કરો છો ?

વીરેન્દ્રે કહ્યું, કંઈ નહિ. આ રત્ન લઈને તું તારે માર્ગે જા અને હું પણ જ્યાં ભાગ્ય લઈ જાય ત્યાં ગતિ કરું.

પ્રવાસીએ કહ્યું, અરે ! તમે આ શું બોલો છો ? રત્ન મારા નસીબનાં છે કે તમારા ? મને તો ઘણો આનંદ થાય છે કે મેં સાંભળેલી હૃદયની વાત સાચી પડી અને તમે કરેલા ઉપકારનો બદલો આ ગરીબ બ્રાહ્મણપાસે ઈશ્વરે અપાવ્યો. જો કે રત્ન તમારાં જ છે અને તમે લો છો; પણ એટલું તમને જણાવવામાં નિમિત્તરૂપ ઈશ્વરે મને કર્યો એ જ મારું અહોભાગ્ય છે. હું ઝાઝી વિદ્યા ભણ્યો નથી, પણ જેમને ત્યાં હું રહેતો હતો એ મહાત્મા અનેક મનુષ્યને ઉપદેશ આપતા હતા, તેથી મેં જાણ્યું છે કે નિમિત્તરૂપ થવામાં પણ પુણ્યની વૃદ્ધિ થાય છે.

એ મહાપુરુષ વારંવાર સર્વને જણાવતા કે તમારાથી સ્વતંત્ર કાર્ય ન થાય તો કોઇના શુભ કાર્યમાં નિમિત્તરૂપ બનો. ઈશ્વર મનુષ્યનું હિત વિવિધ રીતે સાધે છે; તમારા આગળ એવા પ્રસંગો લાવે છે, તેનો જે લાભ લઇ લે છે તેનું કલ્યાણ થાય છે. એવે સમયે જે પ્રમાદને સેવે છે, તે પ્રાપ્ત થએલો શુભ અવસર ગુમાવે છે. આંગળી દેખાડવામાં પણ પુણ્ય રહેલું છે એ જન-કથન સત્ય છે. વ્યાવહારિક કાર્યો જેવાં કે કોઇને વિદ્યા ભણાવવી, કોઈને નોકરી અપાવવી, એવાં સામાન્ય ગણાતાં કાર્યોમાં પણ જે અનુકૂલતા કરી આપવામાં નિમિત્તરૂપ બને છે, તે પોતાનું હિત સાધે છે, ને અનેક આત્માનો શુભાશીર્વાદ મેળવે છે. તો પછી ઉંચી વસ્તુમાં નિમિત્તરૂપ થાય તેનું તો કલ્યાણ સધાય એ સિદ્ધ જ છે. આવો ઉપદેશ આપતા તે મેં શ્રવણ કર્યો હતો અને તેવો પ્રસંગ મને પ્રાપ્ત થયો તે હું ગુમાવું તો મારા જેવો મૂર્ખ કોણ ! ગરીબપાસે આપવાનું તો કંઈ જ નહોતું તે આજે ઈશ્વરે અણધાર્યું અપાવ્યું. મારી આંતરડી ઠરી છે. પરમેશ્વર તમારું ભલું કરો એમ કહી કુહાડો હાથમાં લઇ નીકળવાની તૈયારી કરી.

વીરેન્દ્રે અતિશય આગ્રહ કર્યો અને કહ્યું કે ભાઈ ! મારી પાસે રત્ન જોઇને મને કોઇ ચોર ઠેરવશે અને ઉલટો હું દુ:ખી થઇશ.

બ્રાહ્મણે કહ્યું, આવી મિથ્યા વાત શું કરો છો ? તમે પ્રતાપવાન રાજવંશીજેવા જણાઓ છો. એ ભય તો મારે ધરવાનો છે, માટે નિર્ભયતાથી રત્ન લઈને પ્રયાણ કરો. ચાલો ત્યારે રામ રામ. એમ શબ્દો ઉચ્ચારતો બ્રાહ્મણ એને માર્ગે ચાલવા લાગ્યો, અને વીરેન્દ્રે પણ પોતાની દિશામાં ચાલવા માંડ્યું.

અહો ! આ બ્રાહ્મણની નિઃસ્પૃહતા, તથા ઉદાર વૃત્તિ જોતાં મને મારા પોતાને માટે લજ્જા પ્રકટે છે. આશાના પ્રવાહમાં ખેંચાતો હું વહી રહ્યો છું, અને આ પ્રવાસી પ્રાપ્ત થયેલી વસ્તુથી

ક્રિયામાં, સર્વ આચારમાં, સર્વ સંબંધમાં હૃદય અત્યંત મહત્ત્વની વસ્તુ છે. તે હોય તો જ તે સર્વની સાર્થકતા છે, નહિ તો બાકીનું સર્વ ધૂળ, કચરાસમાન છે.

આ પ્રમાણે હૃદયમાટે સર્વ વિચાર અને એકતા હોવા છતાં આજ આપણે હૃદયને કઈ ભાવનાથી જોઈએ છીએ ! હૃદયમાં શું ભરીએ છીએ ? હૃદયના વિકાસમાટે કંઈ કરીએ છીએ કે હૃદયને ચીમળાવી, શુષ્ક બનાવી, પાષાણજેવું કરવા જાણતાં કે અજાણતાં પ્રયત્ન કરીએ છીએ ! હૃદયની કિંમત શું આંકીએ છીએ ? હૃદય એક માંસનો લોચો–એક જીવંત સ્થૂલ અવયવ છે કે તેથી વધારે કંઈ ભીતરના અવકાશમાં પ્રભુને રહેવાનું અને પ્રભુતા પ્રસારવાનું દિવ્ય ભુવન છે ! તેની પૂજા માત્ર શરીરસુખમાટે છે કે તેથી પર માનસ અને અધ્યાત્મ સુખ, સંપત્તિમાટે છે ! હૃદય માત્ર એક સ્થૂલ અવયવ છે કે સૂક્ષ્મ અનંત દૈવી શક્તિઓને રહેવાનું ઘર છે ?

હૃદયકમળની ભાવના એક ઉચ્ચમાં ઉચ્ચ વિકાસ, સૌંદર્ય શક્તિની ભાવના છે. તે પ્રેરક અને ઉત્પાદક છે. તે પવિત્રતા, શુદ્ધિ, સ્વતંત્રતા, સંપત્તિ અને જીવનની દ્યોતક છે. યોગીજનોની તે પ્રેમગુહા છે. હૃદયની ક્રિયા જોતાં જડવાદીઓ પણ આશ્ચર્ય પામી જાય છે. ત્યાંની રક્તવાહિનીઓ, ત્યાંનું રુધિરાભિસરણ, ત્યાંની અખંડ ગતિ, ત્યાંની નિયમિત સંચાલક શક્તિ વગેરે જોતાં માનવબુદ્ધિ સ્થિર થઈ જાય છે, અને કુદરતની ચમત્કારિક રચના જોઈ જોઈ મુગ્ધ બને છે. અને આ તો સ્થૂલ દૃષ્ટિ ! સૂક્ષ્મ દૃષ્ટિથી વિચારતાં, ઇતિહાસ, પુરાણ, કથા, બ્રહ્મા, વિષ્ણુ, શંકર, સરસ્વતિ, લક્ષ્મી, બુદ્ધ, ક્રાઈસ્ટ વગેરેએ હૃદયકમલની ઉચ્ચ ભાવના પ્રકાશિત કરી છે.

માનવ શરીરમાં હૃદય એક શ્રેષ્ઠ, સંભાળવા જેવું, વિચારવા જેવું સ્થાન અનેક દૃષ્ટિથી મનાયું છે તો આપણે તેની વર્તમાન દશા, કેળવણી, વિકાસ વગેરે તરફ જોઈશું.

સમગ્ર જનસમાજના હૃદયમાં આજે જ્યાં ત્યાં શું વ્યાપી રહ્યું છે ? વર્તમાનપત્રો આપણને તે સ્પષ્ટ મોટા અક્ષરે જણાવે છે. પ્રાતઃકાલ થયું કે, 'વચનભંગ' 'અમુક સ્થલે ભયંકર ઉત્પાત', 'કટોકટીનો મામલો, ગંભીર પરિસ્થિતિ, વૈમનસ્ય, લૂંટ–મારામારી–ખૂન વગેરે', અર્ધી ખરી અને અર્ધી ખોટી બાતમી આપનાર મોટાં ચોંકાવનારાં મથાળાંનીચે અનેક વાતો છાપે છે અને જગતનો સુધારો, નીતિ, ધર્મ સર્વ તળીએ જઈ બેઠાં છે એમ જણાવે છે. જનતાનું આ સામાન્ય હૃદય, એક એક વ્યક્તિના હૃદયનો સરવાળો છે. એક એક વ્યક્તિના હૃદયનો પડઘો છે. એક એક વ્યક્તિ ઉચ્ચ કોટીનો હોય તો તેના હૃદયના ભાવો અને બહાર પ્રકાશનો ઉચ્ચ જ હોવા જોઈએ. પણ આજે નવી વાતો, જડવાદનો નવા વિચાર, સમાજવાદના અને કાર્લ માર્ક્સના મતના, એક વ્યક્તિના ચારિત્ર્યની દરકાર રાખ્યા વિના સમાજહિતની મોહક અને મીઠી વાત પ્રથમ આગળ ધરે છે, અને તેની ખાતર સર્વ ધર્મ, કર્મ, નીતિ અંગત વ્યક્તિનાં દૂર ફેંકી દેવા ભલામણ કરે છે. સમાજહિત આગળ ધરી, મનુષ્ય અને ઈશ્વરનો સંબંધ, ગુરુ વડિલ જનોનો –

સંબંધ, ધન અને સત્તાનો યોગ્ય સંબંધ સર્વ ત્યજી દેવા અને એક વિચિત્ર મનોરાજ્ય સ્થાપવાનો ઉદ્દેશ જણાવે છે, આ પ્રજાની અંધેર અને અશાંત સ્થિતિનું કારણ છે.

નાસ્તિક સમાજવાદ પ્રજામાં ઉચ્છૃંખલતા લાવે છે, શિસ્તની વાતો ભૂલાવી દે છે. એક વ્યક્તિ પોતાનું જીવન શુદ્ધ અને ઉંચું રાખવા સાવધાન ન રહે એને સમાજહિતની ખોટી વાતો કરે તે બનવા જેવું નથી. ક્ષણિક, થોડા સમયમાટે ચોરીને, લૂંટીને, દગો દઇને મેળવેલું પોતાને માટે હોય કે દેશના નામે હોય તે કેટલો સમય ટકે છે અને તે જેટલો સમય રહે તેટલા સમયમાં કેટલી અશાંતિ અને સાચવી રાખવાની કાવાદાવાથી ભરેલી નીતિ અખત્યાર કરવી પડે છે? હૃદયને કેટલું ચીમળાવું પડે છે! ઘણાના મુખઉપર આજે ચીમળાયેલા હૃદયની છાપ નથી જણાતી? કમળસરખા સૌંદર્ય અને તેજથી ભરેલાં મુખ કેટલાં જુઓ છો?

સમાજવાદને ખાતર જુઠાણાનો પ્રચાર કેટલો વધ્યો છે! વર્તમાનપત્રોમાં આવતી ઘણી બાબતો, હૃદયની કોમળ લાગણીઓને દાબી દઈ, અનેક ખોટા આભાસ ઉભા કરવામાં મોટો ફાળો આપે છે. એક દવાઓની જાહેરખબરનો દૃષ્ટાંત લ્યો. કેટલી વગર વાપર્યે, વગર તપાસ કર્યે, અનેકનાં મોટાં નામનિશાનથી પ્રસિદ્ધિમાં મૂકવામાં આવે છે! જેમણે વસ્તુ પૂરી જોઈ નથી, જાણી નથી તે અનુભવનાં મોટાં પ્રમાણપત્રો આપે છે, અને તેનાં ગુણગાન કરી પ્રજાને ખોટા આભાસતળે છેતરાવાનો માર્ગ કરી આપે છે. કેટલા ગ્રંથો કોઈએ વાંચ્યા નથી, કેટલી સંસ્થાના કામકાજની અને વહિવટની સ્વરૂપ પણ સાચી માહિતી નથી, તેનાં વખાણ ખોબલે સાકર પીરસી કરવામાં કાંઈ મણા રહેતી નથી. તેમ તે તે વસ્તુવિરુદ્ધ પ્રચારકાર્ય કરવામાં અને જાણી જોઈને અનેક અસત્યો ફેલાવવાને કાંઈ ઓછું કાર્ય થતું નથી! ઘણી સારી બાબતોને ઢાંકી દેવામાં આવે છે, તેને આગળ આવતાં અટકાવવામાં આવે છે અને તે નિરુપયોગી હોય એમ ખૂણામાં ખસેડી દેવામાં આવે છે. આ સર્વ રીતભાત હૃદયની કોમળતાનો હ્રાસ કરવા સરખું છે.

વ્યક્તિનો વિકાસ, વ્યક્તિના હૃદયની ભાવના, સ્વતંત્રપણે, કોઈની છાયામાં તણાઈ ગયા વિના કે સ્વાર્થ વૃત્તિથી દબાયા વિના, પ્રકટ થવા દેવામાં આવે તો જ માનવતાની ઉન્નતિ છે. સ્વતંત્ર દેશ અને સ્વતંત્ર વિદ્યાકલા, ઉદ્યોગ વગેરે વ્યક્તિહૃદયને કમળની માફક ખીલવા દેવામાં આવે તો જ થાય છે. સંસ્થાના નામે કે દેશના નામે વ્યક્તિના હૃદય અને વિકાસઉપર અંકુશ, પ્રજામાં અશાંતિ અને અસુખ ઉપજાવે છે. જ્યાં ત્યાં પ્રજા આજે ભૂખે મરે છે. રોગ, લડાઈ, કજીઆ કંકાસથી કંટાળ્યાં છતાં તેની ઘાણીમાં પીલાયા કરે છે, અને સ્વતંત્ર સુખની આશા દૂર અને દૂર દેખાય છે તે સર્વ વ્યક્તિવિકાસવિના છે. બાળપણથી હૃદયને લાગણીશૂન્ય બનાવવાની કેળવણી ઘણી વેળા અપાય છે. ક્રોધ કરવો, ચીડાવું, કોઈનું લઈ લેવું, કોઈનો તિરસ્કાર કરવો એ અજાણતાં બતાવવામાં આવે છે પણ મોટપણે તે વૃત્તિ ઘરમાં, સમાજમાં અને દેશમાં બળ કરી બહાર પડે છે અને પરિણામે આજે જે જોઈએ છે તે વર્તમાનપત્રોમાં દેખાય છે.

રાજકારણના નામે અસંખ્ય માણસોના હૃદયની ભાવનાને ફીકરે રસ્તે રઝળાવવામાં આવે છે.

અંતરના સાચા નિશ્ચયોને દાબી દઈ ખોટા પ્રચારમાં અને કાર્યમાં અસંખ્ય જનતાને ક્રૂર કરવાં આદેશ કરવામાં આવે છે. ઘણાં દૃશ્ય યુદ્ધો અને માનસિક યુદ્ધો હૃદયની કેળવણીવિના કિર્યાં થયાં છે. બૌદ્ધિક કેળવણી અને વાદવિવાદથી કોઈને સંતોષ થયો નથી. તે વિશેષ પ્રપંચ અને છળ રચવામાં કુશળતા બતાવે છે. સમતોલપણું, જગતસુખ અને વ્યક્તિનું હિત, સ્વતંત્રતા, બુદ્ધિની કેળવણીસાથે હૃદયની ઉચ્ચ કેળવણીનો યોગ કરવાથી મળે છે.

હૃદય નવનીતથી પણ વિશેષ મૃદુ છે. તેના ઉપર પ્રત્યેક લાગણી અને ચિત્રની છાપ તરત જ પડે છે. પ્રેમ, ભક્તિ, દયા, શૌર્ય, આનંદ, નિષ્કામ સેવા વગેરે હૃદયને ઉંચું બનાવે છે અને જગત આખા સાથે બંધુભાવ, આત્મભાવ સાધી આપે છે; તેથી ઉલટું, દ્વેષ, લોભ, ઉચ્છૃંખલતા, સ્વાર્થની મલિન વૃત્તિઓ હૃદયને નિષ્ઠુર, જડ પાષાણવત્ બનાવે છે અને જગત આખા સાથે વેર અને અમાનુષી રીતભાત ચલાવે છે.

પરમાત્માએ, પ્રભુએ હૃદય સૌને આપ્યું છે, મનુષ્યને વિવેકબુદ્ધિ આપી છે, સુખી થવા અને સુખી કરવાનાં સાધનો આપ્યાં છે. તેનો ઉપયોગ પ્રથમ વ્યક્તિના વિકાસમાટે બાળપણથી, અરે ! જન્મ થતાં પૂર્વે સત્સંસ્કારથી કરવાની સાવધાનતા રાખવામાં આવે તો અનેક દુઃખથી પીડાતી પ્રજા રોજ સુખના સંદેશા વાંચે અને સુખના દરિયો જુએ. કંળકળી રહેલું જગત વ્યક્તિના સ્વાર્થથી કે વ્યક્તિનો સ્વાર્થ છુપો રાખી સમાજનો સ્વાર્થ બતાવી, નિષ્ઠુર માર્ગે વહે તો સર્વની અધોગતિ છે. સાચું સુખ, સાચી ઉન્નતિ અને સાચી સ્વતંત્રતા અથવા મુક્તિ વ્યક્તિના પરમ વિકાસમાં છે; નહિ તેને દાબી દેવામાં કે ચીમળાવવામાં. જગતની ભૂખમરો હૃદયની કેળવણી વધારનાર સાચા ધર્મ, મંદિર, રાજ્ય કે સંપત્તિના નાશથી ટળવાનો નથી પણ તે સામાન્ય જનતાને એકંદર વિકાસના માર્ગે વાળવાથી જાય તેમ છે. ઘરમાં અને બહાર, સમાજમાં કે દેશમાં, એક મનુષ્યનું હૃદય એક ઉંચામાં ઉંચી વસ્તુ છે. તેની અવગણના કોઈ પણ બીજા લાભની ખાતર થઈ શકે તેમ નથી. તે અનેક રત્નોની ખાણ છે. ઉંડા ઉતરી તેના અવકાશમાં રહેતાં નિર્મળ અમૃતજળ સત્ય, પ્રેમ, દયા અને નિષ્કામ ભાવથી પીવામાં અને પાવામાં આવે તો જગત શાંતિનો અનુભવ કરે. તે વિનાના બીજા જડવાદના કોઈ પણ વિચાર જગતની શાંતિ સ્થાપવા કામ લાગે તેમ નથી. પરમાત્મા સૌના હૃદયમાં સ્નેહની નદીઓ અમનજારથી વહેવડાવો, અને જડ દેહપૂજા ઓછી કરી ચૈતન્ય હૃદયની અંતરપૂજા વધારો !

પ્રો૦ જ૦ ઓઝા.

---

અમદાવાદમંડળે ચોવીસ કલાક શ્રી મગનસ્તોત્રના પારાયણથી શ્રાવણ માસના સત્કાર્યની પૂર્ણાહુતી કરી. સાધકબંધુ શ્રી મટોરભાઈએ પાદુકાપર ચાંદીસુવર્ણના સહસ્ર પુષ્પ ચઢાવ્યાં.

કપડવણજમંડળે ત્રણ લાખ ક્લીં વિરાગે નમઃ મંત્રની આહુતિ યજ્ઞનારાયણને અર્પી શ્રાવણ માસના વિધિની સમાપ્તિ કરી.

રેણાસણના કારભારી બંધુશ્રી હરિલાલભાઈએ પણ આખો શ્રાવણ માસ સત્ક્રિયામાં ગાળ્યો.

---

:: સાપ્તાહિક ::

Reg. No. B. 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ :
"જીવન ઘડો."

વર્ષ: ૫ અંક : ૧
સં૦ ૧૯૯૪, ભાદ્રપદ કૃષ્ણ ૧
શનિવાર
તા૦ ૧૦ : ૯ : ૧૯૩૮

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૪-૦-૦
હિન્દબહાર : દશ શિલિંગ.

શ્રી ચારિત્ર્યમન્દિર :
વિદ્યાર્થીને ભણવા મૂકવા-યોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા.
સહાય કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્યમાટે મથની સંસ્થા.

સ્થલ : વડોદરા.
આ પત્ર 'લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિ. પ્રેસ, રાવપુરા, બાગ કાછીની ગલીમાં–વડોદરામાં છોટાલાલ લાલભાઈ પરીખે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી
પ્રકાશક :
ગોવિન્દલાલ મ૦ ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી વિશ્વબંધુ-ડભાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૧૦ : ૯ : ૧૯૩૮

॥ ૐ શ્રી ॥

## સદ્વચનો.

જે માણસ પોતાને આવી પડેલી વિપત્તિ કે વિઘ્નોથી ડરીને ગભરાઈને દૂર ભાગવાનો પ્રયત્ન કરે છે તે મનુષ્ય પોતાના આગળના પગલે વધારે વિપત્તિ અને વિઘ્નને જુએ છે.

× × × × ×

'અમુક ન બને' એવી તમારી જેને માટે ઇચ્છા હોય તેને માટે કદાપિ વિચાર પણ કરશો નહિ કે કોઈ આગળ બોલશો પણ નહિ.

\+ + + + +

તમારા પોતાને માટે જેવા પ્રકારનું તમારૂં માનવું હોય છે તેવાં પ્રકારના વિચારો તમારામાં મુખ્યપદે રહે છે.

\+ + + + +

ખરેખરૂં બળવાનપણું એક જ છે કે અન્તઃકરણની નિર્વિક્ષેપ અવસ્થા.

\+ + + + +

શુભની ઇચ્છા એ જ સુખને આપનાર છે.

× × × × ×

તમારા પોતાનામાં જ્યારે પહેલું દુઃખ ઉપજે છે ત્યાર પછી જ જગત્ દુઃખરૂપ થઈ પડે છે.

શ્રી ગુરુદેવ.

તેમના દુઃખનિવારણાર્થે વિનવે છે, કે જેથી આપના ઉપકારનો અધિક ભાર તેમને પ્રાપ્ત થાય છે. આપનો અત્યંત સમર્થ એવો જે અનુગ્રહપ્રભાવ આ જીવોના સાક્ષાત્ દુઃખરૂપ એવા જીવત્વનો લય કરવા સમર્થ છે, તે અનુગ્રહપ્રભાવને જીવો જીવત્વના નિવારણાર્થ ન યાચતાં ક્ષુલ્લક દુઃખની નિવૃત્તિઅર્થે યાચે છે, એ અહો ! તેમનું કેટલું અજ્ઞાન છે ! જેમ કોઇ દરાજવાળો મનુષ્ય, પોતાના ઇષ્ટને પ્રસન્ન કરી દરાજનો લય કરવાનું ન માગે, અને દરાજઉપર રેડવાથી ક્ષણિક સુખ પ્રકટે એવું ઉષ્ણ જલ માગે, એ જેવું વિવેકીને હાસ્ય પ્રકટાવનાર છે, તેમ આપ મુક્તિપ્રદાતાસમીપે જીવો જીવત્વના લયને ન યાચતાં તે જીવત્વ અધિક સ્થિર રહે તેવા અન્ય વિષયો યાચે છે, એ જોઇ બુદ્ધિમાનને કેમ આશ્ચર્ય ન પ્રકટે ? હે વિશ્વાત્મન્ ! માયાના મોહમાં પરવશ બનેલા આ જીવો પોતાનું વાસ્તવ હિત કેવે પ્રકારે સધાય, તેનો તેઓ વિચાર આણતા નથી, અને જે વિષયમાં તાત્કાલિક સુખનું ભાન થાય તેવા માટે કાં તો તેઓ પ્રયત્ન સેવે છે, વા આપને પ્રાર્થના કરે છે.

અને અન્યને આપવું એ જ જેમનો સ્વભાવ છે. એવા આપ તેમની ઇચ્છાનુસાર તે તે વિષયો તેમને પ્રાપ્ત કરાવો છો. પુનઃ તે મંદધી તે વિષયથી દુઃખાનુભવ કરે છે, ત્યારે પુનઃ આપને અન્ય વિષયની પ્રાપ્તિઅર્થે તે પૂર્વના વિષયની પ્રાપ્તિથી વર્તમાન કાલમાં પ્રકટેલા દુઃખના લયઅર્થે તેઓ સ્તવે છે. વારંવાર અલ્પ એવી સ્વમતિના નિશ્ચયને વશ વર્તી તેઓ દુઃખાનુભવ કરે છે, છતાં પોતાના સ્વાભિમાનનો ત્યાગ તેઓ કરી આપને યોગ્ય જણાય તે પ્રકારે તેમનું હિત કરવા આપને પ્રાર્થના કરતા નથી. હે સર્વજ્ઞ ! હું અલ્પમતિ મારું હિત આપ કરનાર જાણી મારા સ્વાભિમાનને તદર્થ પ્રકટાવતો નથી.

હે કૃપાનિધિ ! સારાસાર તથા હિતાહિતના વિચારથી શૂન્ય એવો હું આપને જ શરણ છું. મારું સર્વ આપને જ્ઞાત છે. મારું સર્વ પ્રકારનું રૂડું કરવા આપ જ સમર્થ છો. હે દયાસાગર ! મારા દોષોપ્રતિ ન જોશો, અને આપના અનવધિ માહાત્મ્યનું સ્મરણ કરી મને સત્વર સુખશાંતિ અર્પશો.

પ્રાર્થનાના અંતે અડધો કલાક ઇષ્ટમંત્રથી જપ કરવા. આ સર્વ વિધિ અત્યંત ભાવપૂર્વક અને શાંત વૃત્તિથી કરવો. આ વિધિ પૂર્ણ થતાં ઇષ્ટશ્રીની પાદુકા કે મંડળ એક સુંદર પાત્રમાં સ્થાપવાં. મંડળ કે પાદુકા ન હોય તો સોપારી સ્થાપી તેમાં ગુરુનું આહ્વાન કરી પૂજાનો આરંભ કરવો. શ્રી ઉપેન્દ્રભગવત્ સ્તોત્ર ના અગિયાર આવર્તનથી સુગંધયુક્ત જલવડે અભિષેક કરી પછી પંચામૃતથી યથાવિધિ પૂજન કરી પ્રાતઃકાલના કાર્યને પૂર્ણ કરવું.

બ્રહ્મભોજન તો સહુ કોઈ કરાવશે પણ આ નિમિત્ત યથાશક્તિ કંઈ પણ દાન કરવું. ક્રિયા પૂર્ણ થતાં સુધી અખંડ દીપક રાખવો.

પુનઃ સાયંકાલ પછી સર્વએ એ જ સ્થાનમાં એકત્ર થઇ આરંભમાં એક બે પ્રાર્થનાના કીર્તન બાદ 'શ્રાદ્ધની આવશ્યકતા' નામનો શ્રેયસાધક ના ચોથા વર્ષમાં છપાયેલો ઇષ્ટશ્રી-રચિત લેખ શાંત ચિત્તથી વાંચવો, શ્રવણ કરવો. સમાપ્ત થયે પાંચ મિનિટ હરિ ૐ ની ધૂન કરી દિવસભરનું સત્કાર્ય શ્રી ગુરુચરણે સમર્પી વિધિની પૂર્ણતા સાધવી.

અમદાવાદ, કપડવંજ, કરાંચી, કાલોલ વગેરે સ્થલમાં મંડળનો સમૂહ એકત્ર થઇ શકે કે ત્યાં સમૂહસાથે કરવાનું અનુકૂલ પડે તો આ પ્રકારે વ્યવસ્થા ગોઠવવી.

વિ૦ પ્ર૦

# इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ।

(ગીતા અ. ૨. ૬૮.)

કોઈ નગરમાં એક રાજા રાજ્ય કરતો હતો. તે ધર્મિષ્ઠ, ઈશ્વરભક્ત, સદાચારી અને સદ્ગુણસંપન્ન હતો. તે યથાશક્તિ ઈશ્વરસ્મરણમાં કાળ ગાળતો, સત્પાત્રને દાન આપતો અને સ્વાધ્યાય આદિ પણ કરતો. રાજ્યમંત્રીદ્વારા પ્રસંગે પ્રસંગે મહાપુરુષોની શોધ કરાવતો અને તેવા મહાપુરુષો મળી આવે તો તેમના સત્સંગનો લાભ પ્રાપ્ત થાય તેવી યોજના પણ કરતો. એક પ્રસંગે વિવેકવૈરાગ્યવિભૂષિત કોઈ બ્રહ્મનિષ્ઠ મહાપુરુષ તીર્થાટનનિમિત્ત વિચરતા આ નગરમાં આવી ચઢ્યા. સત્સંગના લાભની પ્રાપ્તિમાટે રાજાતરફથી આગ્રહપૂર્વક ભાવપૂર્ણ પ્રાર્થના થવાથી તે મહાપુરુષે રાજાની પ્રાર્થના સ્વીકારી, થોડા દિવસ તે નગરમાં સ્થિતિ કરી. રાજમહેલની સમીપ કથાનિમિત્ત રચેલા સુંદર ભવ્ય મંડપમાં પ્રવચનનો આરંભ કર્યો. આ પ્રવચન ચાલતું હતું તેવામાં એક દિવસ ઇંદ્રિયનિગ્રહવિષે તે મહાપુરુષે સુંદર વિવેચન કર્યું અને ઈશ્વરપ્રાપ્તિની ઇચ્છાવાળાને એ સાધનની કેટલી અનિવાર્ય અગત્ય છે તે દર્શાવ્યું. રાજાએ હસ્ત જોડી વિનયથી તે મહાપુરુષને કહ્યું, ભગવન્! આપનું કહેવું યથાર્થ છે. ઇંદ્રિયનિગ્રહવિના મનની સ્થિરતા ન થાય અને મનની સ્થિરતાવિના ધ્યાન કે સંયમની શી આશા? મનમાં નિશ્ચય કરીએ પરંતુ નિશ્ચયનું પાલન થઈ શકતું નથી. ઉપવાસ કર્યો હોય છતાં જિહ્વા સ્વાદિષ્ટ વસ્તુ ખવડાવી તે તોડાવે. આજે મિષ્ટાન્નથી તૃપ્ત થાય પણ બીજે જ દિવસે પાછી તેની તે તેવી. બીજે દિવસે તે જ સ્વાદિષ્ટ પદાર્થો જોતાં શ્વાનજેમ રાજી થતાં પૂંછડી પટપટાવે તેમ એ પણ મલકાય. દૃષ્ટિ સ્થિર રાખવા નિશ્ચય કર્યો હોય પણ સ્ત્રી આદિ મોહકરૂપનાં દર્શન થતાં થતાં તે પતિત થઈ જાય છે. અન્ય ઇંદ્રિયોનું પણ તે જ પ્રમાણે છે. મનુષ્ય તેમનો માલિક—શેઠ છતાં ઇંદ્રિયોએ તેને ગુલામ બનાવ્યો છે. માટે આપ કૃપા કરી કંઈ સાધન દર્શાવો કે જેથી દુર્બળ મનુષ્ય તે સાધનદ્વારા ઇંદ્રિયનિગ્રહ કરવા સમર્થ થાય.

રાજાની પ્રાર્થના શ્રવણ કરી રાજાના મનનું સમાધાન કરવા તેમ જ ઇંદ્રિયનિગ્રહનું સાધન દર્શાવવા તે પ્રસંગે એક સુંદર બોધપ્રદ વાર્તા તે મહાપુરુષે સર્વને શ્રવણ કરાવી. "હે નૃપતિ! તમારા નગરની પૂર્વ દિશામાં કુંદનપુર નામે નગર હતું, તે નગરમાં ધર્મસેન નામે રાજા રાજ્ય કરતો હતો. આ રાજાને ઈશ્વરાનુગ્રહથી તેમજ પૂર્વના પુણ્યથી ધન, ધાન્ય, તેમજ સુપ્રજા વગેરે સર્વ પ્રકારનું સુખ પ્રાપ્ત હતું. પરંતુ તેની પ્રકૃતિ સહજ નરમ રહેતી હોવાથી કોઈ આયુર્વેદનિષ્ણાત વૈદ્યરાજે તેને બકરીના દૂધનું સેવન કરવા કહ્યું તેથી તેણે દૂર દૂર દેશમાં તપાસ કરાવી એક મૂલ્યવાન બકરી પોતાને માટે મંગાવી હતી. બકરી દેખાવમાં પણ સુંદર અને તેનું દૂધ સ્વાદમાં તેમજ પ્રમાણમાં અન્ય બકરીનાં દૂધ કરતાં અત્યંત શ્રેષ્ઠ હતું.

આ દૂધથી રાજાની પ્રકૃતિ સુધરવાથી રાજાનો પ્રેમ પણ બકરીપ્રતિ વધવા લાગ્યો. આખા દિવસમાં એકવાર કે વિશેષ વખત તે બકરી પાસે જાય, તેના પર હસ્ત ફેરવે અને સુંદર લીલું ઘાસ પોતે તેને ધરે. બકરી આનંદથી ઘાસ ખાય. કોઈ કોઈ વાર તેને શિરાવે [illegible] વગેરે ખાધું હોય છતાં પણ રાજા ઘાસ ધરે કે મોં લાંબું કરે. આથી રાજાને લાગ્યું કે શું આ બકરી

કદી ધરાતી નહિ હોય-તૃપ્ત થતી નહિ હોય ! જ્યારે જ્યારે ઘાસ ધરું છું ત્યારે એ ભૂખી હોય એમ મોં લાંબું કરે છે અને ઘાસ ખાઈ જાય છે. બકરીની દેખરેખ રાખનાર નોકર તેની બરાબર દેખરેખ રાખે છે અને તેને પેટપૂર ખાવાનું આપે છે કે કેમ તેવિષે પણ રાજાએ બરાબર તપાસ કરી. તપાસમાં જણાયું કે નોકર તેને ખાવાને ઘાસ વગેરે સારી રીતે આપે છે અને સારી સંભાળ રાખે છે.

પરંતુ રાજાને વિચાર આવ્યો કે એ પૂર્ણ તૃપ્ત કેમ ન થાય ? આથી તેણે નગરમાં દાંડી પીટાવી કે બકરીને જે પૂર્ણરીતે તૃપ્ત કરશે તેને દસ હજાર રૂપિયા ઈનામ આપવામાં આવશે, પરંતુ જો તે તૃપ્ત કરવામાં નિષ્ફળ નિવડશે તો તેને કારાગૃહમાં કેદ કરવામાં આવશે. બકરીને તૃપ્ત કરવાની વાત સહેલી જણાવાથી, તેમજ ઈનામની લાલચથી કોઈ કોઈ પુરુષોએ બકરીને તૃપ્ત કરવાનું બીડું ઝડપ્યું. આ લોકો બકરીને ખેતરમાં રાખી થોડા દિવસ લીલુંછમ ઉત્તમ પ્રકારનું ઘાસ ખવરાવે, ખેતરમાંનું તાજું તૃણ તેમજ સિંગ ચરાવે અને નિર્ણીત દિવસે અને નિર્ણીત સમયે ભર દરબારમાં બકરીને લઈ આવે. આ કુતૂહલ જોવા દરબાર પણ પૂરેપૂરો જામે. થોડા જ કલાક પૂર્વે તૃપ્ત કરેલી પેલી બકરીને દરબારની મધ્યે લાવે એટલે રાજા પોતે સ્વહસ્તે લીલું તાજું ઘાસ દૂરથી બતલાવે. બકરી રાજી થતી કૂદતી કૂદતી ઘાસ લેવા દોડતી રાજાજીસમીપ આવે અને ઘાસ ઉડાવે આ પ્રમાણે ઈનામ મેળવવા જતાં ઘણા કારાગૃહમાં સપડાયા. છેવટે એક બુદ્ધિવાન્ પુરુષે બકરીને તૃપ્ત કરવાનો મનમાં વિચાર કર્યો અને રાજાસમીપ પોતાનો વિચાર નિવેદન કર્યો. રાજાએ અન્ય પુરુષોની નિષ્ફળતાવિષે તથા ઈનામને બદલે સજા થએલી તેવિષે તેને વાકેફ કર્યો. પરંતુ પોતે બુદ્ધિમાન્ અને યુક્તિવાળો હોવાથી તેણે બકરીને તૃપ્ત કરવાનું બીડું ઝડપ્યું. આ ભાઈ શું કરે છે તે જોવાને પણ સર્વ ઉત્સુક હતા. તે જ દિવસે એ પુરુષને બકરી સોંપવામાં આવી અને તેને પુનઃ ક્યારે અને કેટલે વાગે પાછી દરબારમાં લાવવી તેનો પણ સર્વની સમક્ષ નિર્ણય થયો.

પેલો પુરુષ રાજાના નગરથી ચારેક માઈલ દૂર આવેલા પોતાના ઉપવનમાં તેને લઈ ગયો. ત્યાં બકરીને તેને માટે તૈયાર કરેલા સ્થાનમાં રાખી. બકરીને પ્રાતઃકાલે તેમજ ત્યાર પછી ચોગ્ય સમયે લીલી દુર્વા તેમજ પોતાના ઢોરમાટે રાખેલા ખેતરના શેઢાનું તાજું કુમળું ઘાસ ખવરાવે, પાણી પાય અને આરામ કરે. પરંતુ આ પ્રમાણે ઘાસ ખવડાવ્યા પછી બે કલાકે તેને ઉપવનના મધ્ય ભાગમાં લાવે અને પોતે દૂર ઉભે. રહી હસ્તમાં લીલું ઘાસ રાખી તેને તે લેવા ઘાસ બતાવી લલચાવે. કહેવત છે કે " ઊંટ મેલે આકડો ને બકરી મૂકે કાંકરો. " તદનુસાર બકરીબાઈ એં એં કરતી તેના હસ્તમાંનું ઘાસ લેવા આવે કે તરત જ પેલા ભાઈ તેના મુખપર સોટીના બે ચાર ઝપાટા સડસડ લગાવે. થોડા દિવસ તો ઝપાટા પડવા છતાં પણ સહજ અચકાતાં અચકાતાં પણ બકરી આવે અને પેલો ઉપરાઉપરી લગાવે. ચારેક દિવસ થતા અરધે બકરીમાં થોડો ફેરફાર થયો. પૂર્વની માફક ઘાસ જોયું કે ઝટ દઈને ન આવે પણ વિલંબ લાગે. દિનપ્રતિદિન વિલંબ વિશેષ થતો ગયો. પરંતુ જેમ જેમ ઝપાટા પડતા ગયા તેમ તેમ બકરીબાઈ બદલાયાં. સાતમે દિવસે તો પેલાએ ઘણો તેવો પ્રયત્ન કર્યો પણ કિંચિત્ અસર થઈ નહિ. હવે દરબારને ત્રણ દિવસની વાર હતી. ત્રણ દિવસમાં તો બકરીના સ્વભાવમાં પલટો થયો. કોઈ પાછળથી ધકેલે તો પણ ઘાસ લેવા જાય નહિ. જાણે કે રસનાનો નિગ્રહ ન કર્યો હોય એવું લાગે. વચ્ચે વચ્ચે એ

ભાઈ પોતે કરતમાં ઘાસ લઈ ઉભા ન રહેતા, પરંતુ અન્ય મનુષ્યને ઉભો રાખતા અને પોતે તે મનુષ્યની સમીપ પોતાના દંડસહ ઉભા રહેતા. પરંતુ આ ચૌદમા રતનની એવી મારી અસર થઈ કે બકરી દૂરથી પણ મોં લાંબું કરે નહિ તો પછી ઘાસ લેવા આવવ ની તો વાત જ શી કરવી !

નિર્ણીત દિવસે નિર્ણીત સમયે દરબાર ભરાયો. આ પ્રસંગે દરબારીઓ ઉપરાંત નગરના અનેક પ્રેક્ષકો પણ ત્યાં આવ્યા હતા. હુકમ થતાં પેલા ભાઈએ બકરીને દરબારની મધ્યે હાજર કરી. રાજાના સિંહાસનની સામે દૂર બકરીને પકડી નોકર ઉભો રહ્યો. આરંભમાં પ્રધાન તથા અન્ય દરબારીઓએ સુંદર લીલુંછમ ઘાસ બતાવી બકરીને લલચાવવા ઘણો પ્રયત્ન કર્યો પણ તે પોતાના સ્થાનથી ખસે જ શાની ? બકરીને તૃપ્ત કરનાર ભાઈ ઘાસથી બકરીને લલચાવનાર મનુષ્ય તેમજ બકરીના થોડે અંતરે પોતાના જાદુઈદંડસહિત ઉભા હતા. જાદુઈદંડના દર્શનનો જાદુ અજબ હતો. છેવટે રાજા પોતે સિંહાસનથી નીચે ઉતર્યા અને તેમણે પણ ઘાસ તેમજ વાણીનો ઉપયોગ કર્યો પણ બકરીબાઈ શેના ડગે ? આમતમ ભુખે ખરાં પણ 'તૃપ્ત થયેલા' એટલે ઘાસપ્રતિ તો નજર પણ શાની કરે ? આથી રાજા ઘણો પ્રસન્ન થયો અને પેલા ભાઈને દરબારમાં જ ઈનામ આપ્યું અને તેની યુક્તિનો ભેદ શ્રવણ કરી તેને ધન્યવાદ આપ્યો, અને આ નિમિત્ત સજા પામેલા કેદીઓને કારાગૃહથી મુક્ત કર્યા.

**સાર:**

પછી આ વાર્તાઉપરથી મહાપુરુષે રાજાને સમજાવ્યું કે ઇંદ્રિયોને જેમ જેમ ભોગ આપવામાં આવે છે તેમ તેમ તે વધારેને વધારે ઉત્તેજીત થાય છે. જેમ અગ્નિમાં ઘૃત હોમવાથી તે વિશેષ પ્રજ્વલિત થાય છે તે જ પ્રમાણે ઇંદ્રિયો ભોગ ભોગવવાથી શાંત થતી નથી પણ વિશેષ ઉગ્ર બને છે, આખી ઉમરમાં આ જિહ્વા કેટલીએ વાર ભાત ભાતનાં મિષ્ટાન્ન ખાય પરંતુ પુન: જ્યારે મિષ્ટાન્ન હોય ત્યારે જાણે કોઈ દિવસ એ મિષ્ટાન્ન ચાખ્યું કે જોયું ન હોય એવી આખી ઉમરમાં નાની તલાવડી ભરાય એટલું દૂધ પી જાય છતાં પણ જ્યારે મસાલાવાળું મિષ્ટ દૂધ મળે ત્યારે જાણે પૂર્વે કદી દૂધ પીધું ન હોય એવી રીતે પીવા તત્પર થઈ જાય. વળી મંદવાડ આવે ત્યારે એની એ જ ખામી વિષે કે કદરતે ચાડી કરે. ( ડોક્ટર દરદીની જીભ વડે ચિકિત્સા કરે છે ) એવી હરામખોર ! સર્વ ઇંદ્રિયોની બાબતમાં પણ આ જ પ્રમાણે છે, માટે એમને તો સદ્વિચારરૂપી દંડના ઉપરાઉપરી સપાટા લગાવવાની જરૂર છે. સદ્વિચારરૂપી દંડના પ્રહારરૂપ સાધન વિના તેનો નિગ્રહ કઠિન છે. વિષયો ક્ષણિક છે, ઉપરથી રતનજેવા ભાસે છે છતાં એ અંગારા જેવા છે. એ પ્રમાણે દેહાર્થનમાં સદ્વિચારના દંડનો ઉપયોગ વારંવાર થવો જોઈએ. શ્રુતિ કહે છે કે વિદ્વાન્ વિચારે ત્વચ તે યથાર્થ છે. ઇંદ્રિયો વિષયોને જ્યારે અમૃત નહિ પણ ઝેર સમજશે ત્યારે જ તેપ્રતિ ધાવન કરતી અટકશે. માટે ગીતાર્ દીર્ઘ સેવિત્વ દ્રષ્ટિવરો મહીવાન્ એ સૂત્રાનુસાર સુવિચારરૂપી દંડનો વારંવાર—જ્યારે જ્યારે ઇંદ્રિયરૂપ બકરી લલચાય તે પ્રસંગે ઉપયોગ કરવાથી ઇંદ્રિયનિગ્રહ સિદ્ધ થશે અને એ સિદ્ધ થતાં પરમાત્માના અનુગ્રહરૂપ ઈનામની પ્રાપ્તિથી કૃતકૃત્ય થવાશે.

કબીર કર્મોઁ ગુમ કયા કરેં, બૈઠો આપ શરીર,
પાંચે ઇંદ્રિય બશ કરો, આપે રમ કબીર.

મ૦ વ૦ શેઠ.

## શ્રી ઉપેન્દ્રજયન્તીમહોત્સવનું સાહિત્ય—સં૦ ૧૯૮૯.

### ( ઉત્તીર્ણ લેખો. )

( લેખક: સૌ૦ શાંતાબહેન. )

**સ્ત્રી વિભાગઃ—દૂધ કે પાણીવિના બનતી વસ્તુઓ.**

ગોળપાપડી
મગજ
કાચાં કેળાંનો શીરો
રાઘવ લાડુ
કુલેર ચોખાના લોટની
કુલેર બાજરીના લોટની
ચીકી શેકેલા ઘઉંની
ચીકી મમરાની
ચીકી મગફળીની
ચીકી દાળિયાની
દળ શીંગોડાના લોટનું
લાડુ બટાકાનો
" સુરણનો
" રતાળુનો
" કેળાનો
લાડુ બટાકાના ખારા
" રતાળુના
શીરો બટાકાનો
" શક્કરિયાંનો
દળ રાજગરાના લોટનું
ગોળપાપડી રાજગરાની ધાણીની
મુરબ્બા, ( આદુ, દુધી, કાંદા, કેળું વગેરેના )
વેંગણની ભાખરી
મૂળાની "
કેળાંની " ખારી-ગળી
કાચાં કેળાંની પૂરી
ખાખરા તળેલાં ખારા-ગળ્યા
" ટામેટાંની

બીરંજ બટાકાનો
પાક-દુધીનો
પાક-સુરા કોળાનો
અનારસાં
ચેવડો
અથાણું બોરનું
મેથંબો કેરીનો
લીંબુનું અથાણું
મેથિયાકેરી
પાપડ પહુંઆ
ચેવડો બટાકાનો
મગફળીનો લાડુ
મગદળ
ચટણી મગફળીની
" કોળુની
" બદામની
" પિસ્તાંની
પાક બદામનો
" પિસ્તાનો
પેંડા
હલવો દુધીનો
કચોરી બટાકાની
નાનખટાઇ
બિસ્કીટ
જેલી જામફળની
" ટામેટાંની
કાતરી બટાકાની
ચણાના લોટની નાનખટાઇ

---

: : સાપ્તાહિક : :

Reg. No. B. 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ:

" જીવન ઘડો. "

વર્ષ: ૫ અંક: ૭

સં૦ ૧૯૯૪, ભાદ્રપદ કૃષ્ણ ૮

શનિવાર

તા૦ ૧૭: ૯: ૧૯૩૮.

પત્રવ્યવહાર:
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં રૂ. ૪-૦-૦
હિન્દ બહાર: દશ શિલિંગ.

શ્રી ચારિત્ર્યમન્દિર;
વિદ્યાર્થીને અનુભવ મૂકવા-યોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા.
મદદ કરવાયોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્યમાટે મથતી સંસ્થા.

સ્થળ: વડોદરા.
આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, બાક કાલેની ગલીમાં-વડોદરામાં ભાઈલાલ લાલભાઈ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી
પ્રકાશક:
ગોવિન્દલાલ મ્હ૦ ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશક
શ્રી વિશ્વબંધુ-ભવાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૧૭: ૯: ૧૯૩૮

॥ ॐ श्री ॥

## मूल्यवान् विचारो.

કલ્પનાશક્તિ એ મનની સર્જનશક્તિ છે, કે જે શક્તિ વિચારોને ઉત્પન્ન કરનારી છે. તેથી જો આપણે ઉચ્ચ વિચારોને સર્જવા હોય અને કાંઇ વધારે વિશાલ વસ્તુઓની રચના કરવી હોય તો કલ્પનાશક્તિ નિર્મલ, હિતકારક તથા સંપ્રસારણાત્મક હોવી જોઈએ.

\+ + + + +

શરીરમાં સર્જનશક્તિનો ટકાવ કરી રાખવાથી શરીરમાં બળ પ્રકટે છે, નેત્રમાં તેજ પ્રકટે છે અને મગજમાં પ્રતિભાશક્તિનો વિકાસ થાય છે.

\+ + + + +

ઘણી ખરી નિષ્ફલતા અયોગ્ય વિચારોથી પ્રકટે છે; અને અયોગ્ય વિચારો રોગવાળી અથવા અપૂર્ણ કલ્પનામાંથી પ્રકટે છે. કલ્પનાશક્તિને પૂર્ણ નિરામય સ્થિતિવાળી રાખવાને માટે આપણે ક્રોધ, ભય, નિરસ્કાર, ચિંતા, ઇર્ષ્યા, નિરુત્સાહ, દુર્બલતા, શંકા અને મનની એવી જ જાતની સ્થિતિઓને ત્યજવી જોઇએ.

\+ + + + +

નિરંતર અભિવૃદ્ધિ તથા અખંડ પ્રગતિના નિયમનું પાલન કરવાથી અખંડ વૃદ્ધિ કરનાર જે વસ્તુ છે તેમાં મનુષ્યનો પ્રવેશ થાય છે.

\+ + + + +

મનની નીચી અને નીચી ભૂમિકાના વિચારો જે કાંઇ નીચામાં નીચું છે તેપ્રતિ ગુરુત્વવાળા હોય છે.

શ્રી ગુરુદેવ.

॥ ॐ શ્રી ॥

# श्री पुरुषार्थसिद्धि

( અનુસંધાન ગતાંક ૫ ના પૃષ્ઠ ૭૯ થી )

પ્રવાસમાં અનેક સ્થાને એ વિચર્યો હતો પણ આવો અનુભવ થયો નહોતો. આશ્રમની આસપાસ એવી સુંદર રચના હતી કે ક્ષણભર એને એમ થયું કે આ તે સ્વર્ગનું નંદનવન છે કે શું. ઇશ્વરના મહિમાને વિચારતાં પ્રાર્થના કરતો કે પ્રભો! આજની રાત્રિએ આપ પૂર્ણાવતાર રૂપે માનવ ચક્ષુને પ્રતીત થયા છો. એક અદ્ભુત સ્મૃતિકરની રાત્રિએ આપે મને અહીં આણ્યો છે કે જ્યાં મારી કલ્પનામાં પણ જે નહોતું ત્યાં તે પ્રત્યક્ષ અનુભવું છું, અને તેથી ધારું છું કે આ સ્થલ કોઈ દૈવી સત્તાનું વિહારસ્થાન હશે, હું તો આપના જ સત્તાબલે અહીં આવ્યો છું, તેથી સદા નિર્ભય છું આપને જે અનુભવ કરાવવો હોય તે કરાવો. આમ પ્રાર્થના કરે છે એટલામાં આશ્રમના અંદરના ભાગમાં એકસરખો આસમાની પ્રકાશ થયેલો જણાયો. વીરેન્દ્ર કંઇક આશ્ચર્યભાવથી એપ્રતિ જોઈ રહ્યો. ધીમે ધીમે મનુષ્યનો સમૂહ ત્યાં એકત્ર થતો હોય એમ ભાસ્યું. મધ્યરાત્રિનો સમય થયો હતો.

વીરેન્દ્ર વિચાર કરે છે કે આ મનુષ્યો ક્યાંથી આવ્યાં તે તો મને જણાયું નહિ. અદ્દશ્ય રીતે આ સમૂહ એકત્ર થયો છે, અને તેથી જરૂર એ દેવ, દૈવી કે સિદ્ધો હોવા જોઇએ. આ સ્થલના વાતાવરણથી તો નિશ્ચય થાય છે કે મલિન સત્તા તો અહીં પ્રવેશી શકે જ નહિ. ગમે તે હોય સર્વથી સર્વોપરી સત્તારૂપ પરમેશ્વરનું સ્મરણ કરતો બેઠો છું, એમને જેમ કરવું હોય તેમ કરે આ પ્રકારના વિચારમાં તે લીન થઈ ગયો છે એવામાં મધુર ધ્વનિ સંભળાયો. ઉઠીને આસપાસ જોયું પણ કંઇ જણાયું નહિ. પછી વધારે એકાગ્ર થઈ શ્રવણ કરતાં લાગ્યું કે આશ્રમમાં જ કોઈ ગાન કરે છે. એપ્રતિ લક્ષ આપતાં સમજાયું કે આ સમૂહ કોઈ દૈવી સત્તાનું આવાહન કરે છે ને કવિલોક વર્ણવે છે કે જેમ કૃષ્ણની વાંસળીથી વૃન્દાવનનાં વૃક્ષો પણ હલનચલનરૂપ પોતાની ક્રિયાને છોડીને સ્થિર થયાં હતાં તેમ વીરેન્દ્રને પણ આ સ્થલે દૃષ્ટિગોચર થયું. સર્વે કોઇ એ મધુર ધ્વનિપ્રતિ અભિમુખ થઈ રહ્યાં હોય એમ લાગ્યું.

આ પ્રમાણે આ દિવ્યગાન શ્રવણ કરતો વીરેન્દ્ર બેઠો છે; હવે આ આશ્રમની અંદર શું થઇ રહ્યું છે તેપ્રતિ દૃષ્ટિને વાળીએ.

આ રમણિય સ્થાન સિદ્ધોની વિહારભૂમિ હતી. વર્ષમાં એક વાર આ સ્થલે સિદ્ધો એકત્ર થતાં હતા તે પુણ્યરાત્રિ આજની હતી.

વિશ્વવ્યવસ્થાપક સત્તાએ સિદ્ધોને કંઈ કંઇ કાર્ય સોંપેલાં હોય છે. તેનો વિચાર કરવા સર્વ મળતા. આ વિશ્વવ્યવહાર ચાલી રહ્યો છે, તે મનુષ્યથી જ ચાલે છે એમ નથી. અદૃશ્ય સત્તા પણ ગુપ્ત રીતે કાર્ય કરે છે, કોઇના દ્વારા કરાવવું હોય તો તેને પ્રેરણા કરે છે, પોતાને કરવાનું હોય તો પોતે કરે છે.

ભારતવર્ષમાં પ્રાચીન કાલમાં દેવાદિક આવતા અને અનેક કાર્ય કરતા એ આપણાં શાસ્ત્રો

દર્શાવે છે. મૃત્યુલોકને સ્વર્ગાદિક દેવો સાથે પ્રકટ સંબંધ હતો એમ જણાય છે. કોઇ વિલક્ષણ કાલબલથી એ વ્યવહાર દૃષ્ટિએ આવતો મટી ગયો પણ તેથી સૂક્ષ્મ સંબંધ ન હોય એમ નિર્ણય થતો નથી. પ્રકટપણે કાર્ય કરવું યોગ્ય ન લાગે તો સૂક્ષ્મરૂપે કરે છે. એ નિયમાનુસાર કંઇક કાર્યનો વિચાર કરવા આ સિદ્ધમંડળ મળતું હતું. કાર્યનો આરંભ કરતાં પૂર્વે સર્વ શ્રી સિદ્ધેશ્વરનું આહ્વાન કરતા તે પ્રમાણે આજે પણ થઇ રહ્યા પછી અરસપરસ પરસ્પર વાર્તાલાપ થયો. ત્યારપછી અજરામરત્વ અર્પતી રસવિદ્યાસંબંધી વાર્તાનો આરંભ થયો. એવામાં એકાએક એક સિદ્ધે કહ્યું કે આ આશ્રમની બહાર આપણી વાત શ્રવણ કરતું કોઇ હોય એમ મને લાગે છે માટે એની તપાસ કરી તેને આ સ્થલથી વિદાય કરી પછી આ વાર્તાને ચર્ચવી યોગ્ય છે.

બીજા સિદ્ધે સહજ એકાગ્ર થઇ પછી કહ્યું કે તમે કહો છો તે યથાર્થ છે, પણ એનો અધિકાર કંઇક ઠીક છે તો ભલે વિશ્રાંતિ લેવા બેઠો છે તો બેસી રહે. ત્રીજા સિદ્ધે કહ્યું કે એનો કૃત નિશ્ચય ભિન્ન પ્રકારનો છે, તેથી આ વાતપ્રતિ તેનું લક્ષ નહિ ખેંચાય માટે એને રહેવાદે તોપણ કંઇ પ્રતિબંધ નહિ આવે.

ચોથા સિદ્ધે કહ્યું કે આ વિદ્યા અત્યંત ગુપ્ત રાખવા જેવી છે, તેથી એના નિયમો પ્રમાણે જ વર્તવું જોઇએ.

આ રીતે પરસ્પર વિચાર કરતાં મુખ્ય પુરુષને પૂછી, એ જેમ કહે તેમ કરીશું. આ પ્રકારે નિર્ણય કરી સિદ્ધાધિપતિને પૂછતાં તેમણે કહ્યું કે એને અહીંથી વિદાય કરો. યોગ્ય અધિકારી જ આ વિદ્યાને જાણે તો તેમાં તેનું હિત છે. આ ગુપ્ત વાત સાંભળવાનો હાલ એને અધિકાર નથી. આપણે તો વિશ્વમાં જેની યોગ્યતા હોય તેના જ હૃદયમાં સ્ફુરાવવાનું કામ છે. જો કે શ્રવણ કરતાં છતાં એ એનું રહસ્ય નહિ સમજે; કારણ કે જ્યારે ધ્યાન કે સત્પુરુષના અનુગ્રહદ્વારા અંતઃકરણ નિર્મલ થાય છે ત્યારે જ આ વિદ્યાની સિદ્ધિ થાય છે. સહજમાં પ્રાપ્ત થતી હોય તો સહુ કોઇ કરે. આપણે એક સ્થલે ગયા હતા ત્યાં તમે સર્વેએ જોયું છે કે ઉપરઉપરથી અભ્યાસ કરનારને વસ્તુનું ભાન સ્ફુર્યું નહોતું અને જેમના ઉપર ગુરુનો અનુગ્રહ હતો તેના કાર્યે કાર્યને યથાર્થ પદાર્થોનું ભાન થયું હતું.

આ આવનાર પ્રવાસી સામાન્ય મનુષ્યો કરતાં ઉંચા અધિકારને પ્રાપ્ત છે અને તેથી જ એ આ સ્થાને આવી શક્યો. આપણું ગાન એણે શ્રવણ કર્યું છે, જ્યાં આ વિદ્યાને પ્રાપ્ત કરવાનો હાલ એને અધિકાર નથી. સમય આવ્યે એ અવશ્ય આ વસ્તુનું જ્ઞાન મેળવશે. પણ હાલ તો ઓ બાલસિંહ! એને વિદાય કરી દો.

અધિકારીના શુદ્ધ કામનાને સિદ્ધ કરવામાં સહાય અર્પવી એ પણ આપણા કાર્યનો એક વિભાગ છે તેથી આ મનુષ્યને બનતી સહાય આપતા રહેજો. પ્રવાસી દૃઢ નિશ્ચયવાળો અને નિર્ભય છે તેથી ન જાય તો એને અંદર બોલાવી લાવો. હું એને મનોજ્ઞ અને કરવાયોગ્ય કરી સમજાવીશ.

આ પ્રમાણે સિદ્ધાધિપતિની આજ્ઞા થતાં બાલસિંહ બહાર આવીને વીરેન્દ્રને કહ્યું કે હે પ્રવાસિન્! તું જાણે છે! શા માટે આ સ્થલે આવ્યો છું? કોઇ નિર્જન સ્થાનમાં જઇને નિવાસ કર.

(અપૂર્ણ.)

# શ્રી योगसार.

( અનુસંધાન ગત વર્ષના અંક ૪૯, પૃષ્ઠ ૪૧૯ની ૨૩ લીટીમાં " ધર્મમાંથી ", શબ્દ પછી. )

* જ્ઞાન બાદ કરીએ તો ઇતર સાતેમાં રજસ્‌ની પણ અપેક્ષા રહે છે. આમ હોવાથી રાજસ બુદ્ધિના આ સાતે ધર્મો હોવાથી તેને પૃથક્‌પણે યોગશાસ્ત્ર જણાવતું નથી.

લિંગ શરીરનો બીજો અવયવ તે અહંકાર છે. જે વસ્તુ જ્ઞાત થઇ છે અથવા સંકલ્પના વિષયરૂપ થઇ છે તેમાં " હું અધિકૃત છે. મારો આમાં અધિકાર છે, હું અમુક કરવા શક્તિમાન છું, આ આ વિષયો મારે અર્થે છે, હું છું," ઇત્યાદિ પ્રકારનો જેનો અભિમાનરૂપ વ્યાપાર છે તે અહંકાર છે. આ અહંકારનો આશ્રય કરીને જ બુદ્ધિ નિશ્ચયરૂપ પોતાના કાર્યને પ્રકટાવે છે. એ અહંકારના બે કાર્યો છેઃ ( ૧ ) એકાદશ ઇન્દ્રિય અને ( ૨ ) તન્માત્રાદિ ભૂતસૂક્ષ્મ. ત્યાં સાત્વિક અહંકારમાંથી એકાદશ ઇન્દ્રિયો થાય છે અને તામસ અહંકારમાંથી તન્માત્રા થાય છે. યદ્યપિ અહંકારનું અણુ એક છે તોપણ એમાં સત્વનો ઉદ્‌ભવ થયે એ ઇન્દ્રિયોને ઉત્પન્ન કરે છે. અને તમસ્‌નો ઉદ્‌ભવ થયે તન્માત્રારૂપ ભૂતસૂક્ષ્મને ઉત્પન્ન કરે છે. રજસ્‌ની સહાય તો બન્ને પ્રકારનાં કાર્યો કરવામાં અપેક્ષિત જ છે. કારણ કે રજસ્‌વિના ગતિ નથી, વિશ્વમાં જે જે ગતિ થાય છે તે સર્વ રજસ્‌નું જ કાર્ય છે. આથી સત્વપ્રધાન અહંકારમાં રજસ્‌થી પ્રેરાય છે ત્યારે જ એકાદશ ઇન્દ્રિયને ઉત્પન્ન કરે છે અને તમસ્‌પ્રધાન થયેલો અહંકાર પણ રજસ્‌થી પ્રેરાય છે ત્યારે જ તન્માત્રાને ઉત્પન્ન કરી શકે છે. તેથી રજસ્‌નું પૃથક્ કાર્ય નથી. કોઇ કોઇ સ્થળે એકાદશ ઇન્દ્રિયની ઉત્પત્તિમાં સત્વપ્રધાન અહંકારમાંથી જ્ઞાનેન્દ્રિય પંચકની ઉત્પત્તિ થાય છે અને રજસ્‌પ્રધાન અહંકારમાંથી કર્મેન્દ્રિય પંચકની ઉત્પત્તિ થાય છે તથા ઉભય પ્રધાન અહંકારમાંથી મનની ઉત્પત્તિ થાય છે એમ પણ કહેવામાં આવે છે અને કોઇ સ્થળે અત્ર જણાવ્યું તેમ ઉત્પત્તિક્રમ જણાવાય છે. આ દ્વિતીય કરતાં પ્રથમનો પક્ષ બહુ સંમત છે.

લિંગ શરીરના ત્રીજા અવયવરૂપ પાંચ જ્ઞાનેંદ્રિય—ચક્ષુ, શ્રોત્ર, ઘ્રાણ, રસન અને ત્વગ્ અને વાક્, પાણિ, પાદ, પાયુ અને ઉપસ્થરૂપ પાંચ કર્મેન્દ્રિય તથા મનરૂપ અંતર ઇન્દ્રિય છે. સાંખ્યશાસ્ત્ર-પ્રમાણે સાત્વિક અહંકાર જેનું ઉપાદાન કારણ છે તે ઇન્દ્રિય છે. જે ઇન્દ્ર એટલે આત્માનું ચિહ્ન એટલે કરણ થાય છે તે ઇન્દ્રિય છે. રૂપજ્ઞાનમાં ચક્ષુ કરણ થાય છે, શબ્દજ્ઞાનમાં શ્રોત્ર, ગંધજ્ઞાનમાં ઘ્રાણ, રસજ્ઞાનમાં રસન અને સ્પર્શજ્ઞાનમાં ત્વગ્ કરણ થાય છે. આ જ પ્રમાણે વચન ( બોલવું ), આદાન, ( લેવું ), વિહરણ ( હરવું ફરવું ), ઉત્સર્ગ ( મલત્યાગ ) અને વિષયાનંદ એ પાંચમાં અનુક્રમે વાક્, પાણિ, પાદ, વાયુ અને ઉપસ્થ કરણ થઇ રહે છે. તેથી આ દશને ઇન્દ્રિયસંજ્ઞા આપવામાં આવે છે. અગિયારમી ઇન્દ્રિય તે મન છે. મન એ જ્ઞાનેન્દ્રિયરૂપ અને કર્મેન્દ્રિયરૂપ—બન્ને રૂપ છે. તેથી એ જ્ઞાનકર્મોભય ઇન્દ્રિય કહેવાય છે. જ્યારે ચક્ષુરાદિ જ્ઞાનેન્દ્રિય મનથી અધિષ્ઠિત

---

* ગત વર્ષના ૪૯મા અંકના પૃષ્ઠ ૪૧૯ ની ૨૩ મી લીટીમાં ' ધર્મમાંથી ' શબ્દ પછી * આ લેખનું અનુસંધાન થાય છે. ત્યાંથી શરૂ થઇ ચાલુ વર્ષના ૧-૨ અને ૪ અંકમાં આવેલું લખાણ નકલ કરનારની ભૂલથી બે વાર છપાયું છે.

થાય છે, મનની સત્તાનીચે આવે છે ત્યારે જ પોતપોતાના વિષયમાં પ્રવૃત્તિ કરી શકે છે અને કર્મેન્દ્રિય પણ મનથી અધિષ્ઠિત થાય છે ત્યારે જ વચનાદિ વ્યવહારને કરી શકે છે. આથી મન એ ઉભયેન્દ્રિયરૂપ છે. મનનો અસાધારણ–ખાસ–વ્યાપાર તે સંકલ્પ કરવાનો છે. સંકલ્પ એટલે સારી રીતે કરાતી કલ્પના એટલે વિસ્પષ્ટ કલ્પના. પુસ્તકાદિ પદાર્થો આપણા ચક્ષુરાદિસમીપ થાય છે ત્યારે પ્રથમ "આ કંઈ છે" એવું અસ્પષ્ટ ભાન થાય છે, એટલે પ્રથમ સંમુગ્ધ વસ્તુમાત્રનું ભાન થાય છે અને એ ભાન થયા પછી તે વસ્તુથી આવતાં આંદોલનોને લીધે આપણા જ્ઞાનયંત્રમાં જે ફેરફાર થાય છે તેવો ફેરફાર કઈ વસ્તુના આંદોલનોથી પૂર્વે થયો છે તે આદિનો વિચાર થાય છે અને એ થવાથી એ સમીપગત પુસ્તકાદિ વસ્તુમાં રહેલા સામાન્ય અને વિશેષોનું જ્ઞાન થાય છે. સારાંશ કે જેમ બાલકો આદિને પ્રથમ જ્ઞાન નિર્વિકલ્પક થાય છે તે જ પ્રમાણે આપણને પણ વસ્તુમાત્રનું પ્રથમ જે સ્ફુરણ થાય છે તે "આ કંઈક છે" એ પ્રકારે જ થાય છે અને ત્યાર પછી તેનાં સામાન્ય વિશેષોનું જ્ઞાન થાય છે કે આ તો પુસ્તક છે, આ તો બ્રાહ્મણ છે, આ રક્ત છે આ ચાલે છે. ઇત્યાદિ. આ દ્વિતીય જ્ઞાન તે સવિકલ્પ છે. આ સવિકલ્પક જ્ઞાનરૂપ બુદ્ધિવૃત્તિ પ્રત્યક્ષ છે અને એનો ઉદય મનદ્વારા થાય છે. એ બુદ્ધિવૃત્તિને ઉદય કરાવનાર જે વ્યાપાર તે સંકલ્પ છે અને એ મનનો અસાધારણ વ્યાપાર છે. આ મન પણ ઇન્દ્રિય છે કારણ કે ઇન્દ્રિયનો વ્યુત્પત્તિસિદ્ધ અર્થ ઉપર સૂચવ્યો છે તે પ્રમાણે આત્માનું કરણ થાય છે અને મન એ આત્માનું કરણ છે, અને તે સાથે મન સાત્વિક અહંકારનું કાર્ય છે. અહિં જે આત્માનું કરણ થાય તે ઇન્દ્રિય એ ઇન્દ્રિયનું લક્ષણ નથી કેમકે તેમ લેવામાં આવે તો મહત્ત અને અહંકાર પણ આત્માના કરણરૂપ જ છે છતાં એ ઇન્દ્રિય નથી. સર્વ ઇન્દ્રિયો આત્માનાં કરણરૂપ છે પણ આત્માનાં સર્વ કરણ તે ઇન્દ્રિય નથી. પણ આત્માનું કરણ હોઇને જે સાત્વિક અહંકારનું અથવા સાત્વિક અને રાજસ અહંકારનું કાર્ય છે તે ઇન્દ્રિય છે તેથી આ મન ઇન્દ્રિય છે. આ રીતે આ એકાદશ ઇન્દ્રિય તે લિંગ શરીરના તૃતીય અવયવરૂપ છે.

(અપૂર્ણ)

---

॥ શ્રી ॥

## ભક્તિ.

સર્વ સાધનોમાં ભક્તિ શ્રેષ્ઠ છે. ઇષ્ટને આધીન કરનાર; તેમને પ્રસન્ન કરી તેમનો અનુગ્રહ પ્રાપ્ત કરાવનાર, અલ્પ પ્રયાસે અધિક ફલ આપનાર, અદૃશ્યને દૃષ્ટિગોચર કરનાર, અગમ્યને ગમ્ય કરનાર, ઇષ્ટમાં તન્મયતા પ્રકટાવનાર અને પરિણામે ઇષ્ટથી અભેદ કરી ઇષ્ટાકાર કરનાર જો કોઇ સરલ અને સર્વને સુલભ્ય સાધન હોય તો તે ભક્તિ છે.

પ્રથમ ભક્તિ એટલે શું ? કેવા ઉપાસ્યની ઉપાસના કરવી અને કેવા પ્રકારે કરવી તેનો સહજ વિચાર કરીએ.

"ભક્તિ" શબ્દનો અર્થ અતિ વિશાળ છે. તે અર્થની અંદર આસ્તિક નાસ્તિક સમગ્ર જગત ભક્તિવાળું ગણાય. પ્રત્યેક મનુષ્ય પોતપોતાની ઇષ્ટ વસ્તુની ઉપાસના કરે છે અને

તેની પ્રાપ્તિ તથા સિદ્ધિઅર્થે પ્રવૃત્તિને સેવે છે. જે મનુષ્યોએ દ્રવ્યપ્રાપ્તિ કરવી એ જ પોતાનો ઇષ્ટ વિષય માન્યો છે, તેઓ તેની પ્રાપ્તિઅર્થે અખંડ યત્ન કરે છે, શ્રમને સેવે છે અને ક્ષણે ક્ષણે ધનનું જ ચિંતન કર્યા કરે છે. અલ્પમાં તેઓનાં મન, વાણી અને શરીરાદિ સમગ્ર તત્ત્વો ધનમાં જ તદ્રૂપ રહે છે. આવા લોકો ધનના ખરા ઉપાસક-ભક્ત ગણાય. આ જ રીતે યશની લાલસાવાળા કીર્તિઅર્થે અનેક પ્રયત્નો કરે છે. તે માટે પોતાના સમયનો ભોગ આપે છે અને તન, મન તથા ધનદ્વારા પણ યશ મેળવવામાં નિમગ્ન રહે છે. વિવિધ કામનાઓની સિદ્ધિઅર્થે કેટલાક મનુષ્યો ભૂતપ્રેતાદિની ઉપાસના કરે છે; તદર્થે અનેક કષ્ટો સહન કરીને પણ પોતાના ઉપાસ્યને વશ કરવા પ્રયત્ન કરે છે. આ પ્રકારે પ્રત્યેક મનુષ્ય પોતપોતાની ઇષ્ટ વસ્તુના ઉપાસક હોય છે.

ઉપર દર્શાવેલા તેમ જ તેવા પ્રકારના મનુષ્યોની પ્રવૃત્તિ યથાર્થ ભક્તિ કહેવાય નહિ, કારણ કે તેમના ઉપાસ્ય ઐહિક તથા અનિત્ય છે. તેમ જ નીચ યોનિના છે. એટલું જ નહિ પણ તેમને તેમની ઉપાસનાથી સુખ કરતાં દુઃખની વિશેષ પ્રતીતિ થાય છે. જે નિત્ય, અવિકારી, શુદ્ધ, ચેતન અને આનંદસ્વરૂપ છે તેમની જ ઉપાસનાને વાસ્તવ ભક્તિની સંજ્ઞા આપી શકાય. અને આવા ગુણવાળા તો પરમાત્મા અને તેમના લીલાવિગ્રહો તથા જીવનમુક્ત પુરુષો જ છે તેથી તેમની ઉપાસના એ જ યથાર્થ ભક્તિ છે. આમાં પણ પરમાત્માનાં લીલાવિગ્રહો તથા જીવનમુક્ત પુરુષો અર્થાત્ સદ્ગુરુની ભક્તિ શ્રેષ્ઠ છે; કારણ કે પરમાત્મા અગોચર છે, અગમ્ય છે, મનુષ્યબુદ્ધિથી અતીત છે અને નિર્ગુણ નિરાકાર હોવાથી ઉપાસકને તત્કાલ પ્રત્યક્ષ લાભ તથા સાક્ષાત્ સુખનો અનુભવ થતો નથી, અને તેમના લીલાવિગ્રહો તથા તદ્રૂપ થયેલા જીવનમુક્ત મહાપુરુષો ચક્ષુપ્રત્યક્ષ હોઈ ઉપાસકને તેના અધિકારપ્રમાણે વિવિધ સાધનોદ્વારા પરમાત્મક વિષયનું જ્ઞાન કરાવે છે. એટલું જ નહિ પણ તેમના કૃપાકટાક્ષથી થતી અનેક કલેશોની નિવૃત્તિ, તેમના સામીપ્યથી થતો વૃત્તિમાં અપૂર્વ આનંદ, તેમની સુધાસ્રવતી વાણીશ્રવણથી સહજમાં થતો જ્ઞાનનો ઉદય, તેમના સુમનોહર તનદર્શનથી તેમનામાં થતી વૃત્તિની તન્મયતા, આ આદિ અનેક કારણોથી શ્રી સદ્ગુરુ ભગવાન કે જેઓ પરમાત્માથી કેવળ અભિન્ન છે અને જેઓએ માત્ર સંકેતવશાત્ તથા જગતના કલ્યાણઅર્થે શરીરની ઉપાધિ ધારણ કરેલી હોય છે તેમની ભક્તિ મુમુક્ષુ સાધકે કરવી એ સર્વથી શ્રેષ્ઠ છે. આ ભક્તિ જે યથાર્થ સાધે છે તે જ અંતે પરાભક્તિનો અધિકારી થઈ શકે છે.

સર્વમાં સદ્ગુરુ પરમાત્માની ભક્તિ કરવી સર્વોત્તમ છે એમ ઉપર આપણે પ્રતિપાદન કર્યું, તો તેમની ભક્તિ કેવી અને શી રીતે કરવી તે વિચારીએ.

ભક્તિના બે પ્રકાર છે; સકામ અને નિષ્કામ. સકામ ભક્તિમાં ઉપાસક વ્યવહારસુખની ઇચ્છાથી કે અન્ય કામનાને વશવર્તી ભક્તિ કરે છે. નિષ્કામ ભક્તિમાં ઉપાસક કોઈ પણ કામનાની કે સુખની ઇચ્છાવાળો હોતો નથી. માત્ર મોક્ષની ઇચ્છાથી સદ્ગુરુ ભગવાનની ઉપાસના કરે છે. આ ઉભય ભક્તિમાં નિષ્કામ ભક્તિ શ્રેષ્ઠ છે.

શ્રી સદ્ગુરુ ભગવાનની નિષ્કામ ભક્તિ સરળ નથી. પ્રથમ તો સદ્ગુરુની પ્રાપ્તિ થવી એ દુસ્તર છે. અને કદાચ પૂર્વના સંચિત પુણ્યના યોગે પ્રાપ્તિ થાય તો તેમનામાં અચલ શ્રદ્ધા રાખી તેમની ઉપાસના

ઘણાંમાંના થોડા જ કરી શકે છે. કેટલાક સદ્‌ગુરુ પ્રાપ્ત હોવાં છતાં પણ તેમનાથી વિમુખ તાને સેવે છે. અને ઉપેન્દ્રભગવત્સ્તોત્રમાં "લીધું નહિ ધરિત, ને અનંતા દશમાં" જણાવ્યાં પ્રમાણે સંપૂર્ણ લાભ લઈ શકતો નથી. જેમના ઉપર શ્રી સદ્‌ગુરુ ભગવાનની સંપૂર્ણ કૃપા થઈ હોય છે તેવા મહાભાગી મનુષ્યો જ—ઉપાસકો જ તેમની યથાર્થ ભક્તિ કરે છે. સદ્‌ગુરુ ભગવાન્ તો સદા સર્વદા કૃપાળુ છે અને સર્વ ઉપર કૃપાદૃષ્ટિ કરતા જ હોય છે, પણ જેઓ તેમની કૃપાદૃષ્ટિને ઝીલવા પ્રયત્ન પણ કરતા નથી તેમની ભક્તિ ફલવતી થતી નથી.

ઉપરના કારણથી યથાર્થ ભક્તનું ધ્યેય શ્રી સદ્‌ગુરુ ભગવાનને પ્રસન્ન કરી તેમના કૃપાભાજન થવાનું હોય છે અને તદર્થે તેમની અનેક વિધિથી ભક્તિ કરે છે. શાસ્ત્રમાં નવધા ભક્તિ કહી છે. શ્રવણ કીર્તન સ્મરણ ઇત્યાદિ—આ સર્વનો પ્રકારાન્તરે નીચે ઉલ્લેખ થયેલો હોવાથી દરેકનું પૃથક્ વિવેચન કર્યું નથી.

આપણા શ્રી સદ્‌ગુરુ પરમાત્મા પુનઃ પુનઃ કહેતા હતા કે અનુકૂળ સેવા સર્વની પ્રસન્નતા પ્રાપ્ત કરે છે. નાના તેમ જ મોટા સેવાથી પ્રસન્ન થાય છે. સેવ્યને વશ વર્તાવવા હોય, સેવ્યનું સર્વસ્વ આપણું કરવું હોય, સેવ્યથી અભેદભાવને પામવું હોય, સેવક મટી સેવ્ય થવું હોય તો નિષ્કામ અનુકૂળ સેવાજેવું અન્ય ઉત્તમ સાધન નથી. શબરીની સાધારણ સેવાએ ઋષિઓને પ્રસન્ન કરી શબરીને તેમની કૃપાપાત્ર બનાવી કૃતકૃત્ય કરી હતી. શ્રીમાન્ વિશ્વવંદ્ય પણ પરમાત્મા-સ્વરૂપ શ્રીમન્ નૃસિંહભગવાનને સેવાથી જ પ્રસન્ન કર્યા હતા. તેઓશ્રી નિત્ય નિયમિત મંદિરે આવતા, વાસીદું વાળતા, પાણીની ગોળી સ્વચ્છ કરી તેમાં પાણી ભરતા, શ્રી નૃસિંહભગવાનના લખેલા લેખોની નકલો કરતા વગેરે. આથી સુસ્પષ્ટ થાય છે કે ભક્તિનું મુખ્ય અંગ સેવા છે, અને તેથી પ્રત્યેક ભક્તે સેવાધર્મ સ્વીકારવો આવશ્યક અને અનિવાર્ય છે. સેવાઉપરાંત ભક્તિનું બીજું મુખ્ય અંગ શ્રદ્ધા છે. જ્યાં શ્રદ્ધાનો અભાવ છે ત્યાં ભક્તિનું અસ્તિત્વ હોતું નથી. આથી પ્રત્યેક પોતાના સદ્‌ગુરુ પરમાત્મામાં અચલ શ્રદ્ધાને દૃઢાવવી જોઈએ. શ્રી ઇષ્ટ ગમે તે કરે અગર આપણા દ્વારા કરાવે તેમાં અનુકૂળ ભાવ રાખવો જોઈએ. ઇષ્ટ જે કંઈ કરે છે તે આપણા કલ્યાણાર્થે જ કરે છે, એવું દૃઢપણે માનવું જોઈએ અને શ્રદ્ધાથી વિમુખતાને ન સેવવી જોઈએ. શ્રી ઇષ્ટ પ્રાણ માગે તો પ્રાણ આપવા પણ તત્પરતા રાખવી જોઈએ. શ્રી ઇષ્ટ કેટલીક વખતે સાધકની કસોટીઅર્થે વિવિધ લીલાઓ કરે છે. આવા પ્રસંગે અચળ શ્રદ્ધા નથી હોતી તો તેમની ભક્તિથી વિમુખતાને પામીએ છીએ. તેથી તેવે પ્રસંગે સાવધાનતા રાખી તેમના પ્રતિની આપણી ભક્તિમાં સ્ખલન ન પામવું. શ્રીમાન્ વિશ્વવંદ્ય જણાવે છે કે "શ્રદ્ધા સકલ સુખ મૂળ છે શ્રદ્ધાવિના બધું ધૂળ છે, વગેરે." માટે ભક્તિમાર્ગમાં શ્રદ્ધા અગ્રસ્થાન ભોગવે છે.

સેવા તથા શ્રદ્ધા ઉપરાંત ભક્તિનું ત્રીજું મહત્ત્વનું અંગ સર્વાર્પણ છે. આપણું જે કાંઇ હોય તે શ્રી ઇષ્ટને ચરણે ધરવું. તન, મન, ધન, સ્ત્રી, પુત્રાદિક જે કાંઇ આપણને પ્રાપ્ત છે તે સર્વ ઇષ્ટનું જ છે. આપણું કાંઇ જ નથી. આપણે પણ ઇષ્ટના જ છીએ. આપણા અહંને પણ શ્રી ઇષ્ટ-

ચરણોમાં સમર્પી દેવું. જનક રાજાએ અષ્ટાવક્ર ઋષિને પોતાનું રાજ્ય, તન, મન, ધન આદિ સર્વસ્વ અર્પણ કરી દીધું હતું અને તેના પરિણામે તેઓ વિદેહાવસ્થાને પ્રાપ્ત થયા હતા. શ્રીમાન્ વિશ્વંચે પણ પોતાનું સર્વસ્વ શ્રી ઇષ્ટચરણે અર્પ્યું હતું અને તેથી તેઓશ્રી સર્વ સાધકોમાટે આદર્શ દૃષ્ટાંત છે.

ઉપર દર્શાવ્યાં તે અંગોઉપરાંત ભક્તિનું અતિ મહત્ત્વનું અને આવશ્યક અંગ પ્રેમ છે. શ્રી ઇષ્ટમાં આપણે અનવધિ પ્રેમ પ્રકટવો જોઇએ. જો ઇષ્ટપ્રતિ આપણો પ્રેમ નથી હોતો તો ઉપર જણાવેલાં સેવા, શ્રદ્ધા વગેરે સિદ્ધ થતાં નથી. જેટલા પ્રમાણમાં આપણો શ્રી ઇષ્ટપ્રતિ પ્રેમ હોય છે તેટલા પ્રમાણમાં આપણી ભક્તિની સિદ્ધિ થાય છે. હાલમાં આપણો પ્રેમ વિભક્ત છે. સ્ત્રી પુત્રાદિક તથા અન્ય વિષયોમાં આપણા પ્રેમની પ્રધાનતા છે, અને શ્રી ઇષ્ટપ્રતિ ગૌણતા છે તેથી પુનઃ પુનઃ શ્રી ઇષ્ટના ગુણોનું, તેમના અનંત સામર્થ્યોનું, તેઓશ્રીદ્વારા થતાં આપણાં દૃષ્ટ અદૃષ્ટ કલ્યાણનું ચિંતન કરીને તેમના પ્રતિ આપણા પ્રેમની અત્યંત અભિવૃદ્ધિ કરવી ઇષ્ટ છે. આ પ્રમાણે કરવાથી સ્ત્રીપુત્રાદિકમાંનો આપણો પ્રેમ ગૌણપણાને પામશે અને ક્રમશઃ તે લુપ્ત થતાં જગતના ઇતર પદાર્થો તથા વિષયોપ્રતિ વિરાગને અનુભવીશું. પરિણામે ઇષ્ટપ્રતિનો આપણો પ્રેમ પરાકાષ્ટાને થતાં શ્રીઇષ્ટથીએ અભિન્ન થઇ રહીશું.

ભાઇલાલ.

---

## શ્રી ઉપેન્દ્રજયંતીમહોત્સવનું સાહિત્ય—સં૦ ૧૯૮૪.

### ( ઉત્તીર્ણ લેખો. )

### સામાન્ય વિભાગ—પાદપૂર્તિ.

#### હરિગીતછંદ.

હતી નીચ મર્કટ જાત શ્રી હનુમંત રામાશ્રય ધરે,
મહાવીરની પદવી રચ્યા આખું જગત આજે સ્મરે.
આશ્રયપ્રભાવ અતિ ઘણો સાક્ષાત્ શ્રી પ્રભુ ઉચ્ચરે,
સત્પુરુષના આશ્રયવડે આ જીવ ભવસિંધુ તરે,

વળી જાત વાલ્મિકિ ભિલ્લ લુંટારો મહા પાપી અરે,
પળ એકમાં પલટાઇ ગયો કારણ મહદ્ આશ્રય ખરે.
છે શ્રેષ્ઠ સાધન મહદ્ આશ્રય પતિતને પાવન કરે,
સત્પુરુષના આશ્રયવડે આ જીવ ભવસિંધુ તરે.

:: સાપ્તાહિક ::

Reg. No. B. 3171

# શ્રેયસ્સાધક

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશઃ
"જીવન ઘડો."

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

વર્ષ: ૫ અંક: ૯
સં૦ ૧૯૯૪, આશ્વિન શુક્લ ૧
શનિવાર
તા૦ ૨૪: ૯: ૧૯૩૮

પત્રવ્યવહાર:
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમઃ—
હિન્દમાં : રૂ. ૪-૦-૦
હિન્દબહાર : દશ સિલિંગ.



આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, બાગ કાજેની ગલીમાં-વડોદરામાં પોટાલાલ લાલભાઇ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી
પ્રકાશક :
ગોવિન્દલાલ ર્હ૦ ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી વિશ્વબંધુ-ઉદ્યાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૨૪: ૯: ૧૯૩૮

॥ ૐ શ્રી ॥

## સદ્વિચારો.

અંતઃકરણની કેળવણીઉપર જ આનંદનો મુખ્ય આધાર રહેલો છે. ગમે તો એક પાઈ પણ તમારી પાસે ન હોય તેમ છતાં અંતઃકરણને કેળવણી મળી હોય છે તો તે નિત્ય આનંદમાં જ રહે છે. જેને તેવી કેળવણી નથી મળી તે પૈસા છતાં આનંદ વગરના રહે છે. એ જ આનંદ ઉપજાવવાને માટે કેવળ પૈસો જ ઉપયોગનો નથી, એ જણાવી આપે છે.

\+ + + + +

અંતઃકરણની કેળવણી એટલે અંતઃકરણની ઉચ્ચ સ્થિતિ થવી તે. મનુષ્યમાં અંતઃકરણની જેમ જેમ ઉચ્ચ સ્થિતિ થાય છે તેમ તેમ તેનામાં અખંડ આનંદ રહે છે, તેમ તેમ તે મનુષ્ય અધિક જીવનવાળો અને અધિક શાંતિવાળો બને છે. ઉત્સાહ, ધૈર્ય, અપ્રમાદ વગેરે તેનામાં નિત્ય રહ્યા કરે છે. જે કામ તેણે કરવું ધાર્યું હોય છે, તે બહુ સરળપણે અને ઉત્તમ પ્રકારે કરી શકે છે.

\+ + + + +

અંતઃકરણને આવું ઉંચા પ્રકારનું શી રીતે કેળવી શકાય છે? તેને માટે એક જ માર્ગ છે કે મનને હમેશાં ઉંચામાં અને ઉંચામાં રમાડયા કરવું. હલકા વિચારમાં, હલકા સંકલ્પમાં, હલકા નિશ્ચયમાં કે હલકી ક્રિયામાં તે જતું હોય ત્યાંથી અટકાવીને ઉંચા વિચારમાં, ઉંચા સંકલ્પમાં, ઉંચા નિશ્ચયમાં અને ઉંચી ક્રિયામાં જોડવું.

શ્રી ગુરુદેવ.

# નવરાત્રિકર્તવ્ય.

નવરાત્રિનો પુણ્યકાલ આવી પહોંચ્યો. નવરાત્રિના દિવસોમાં સર્વ કોઈ સવિશેષ શુભ ક્રિયાને સાધે છે. કોઇ દેવદર્શને જાય છે, કોઈ ફલાહાર કરે છે, કોઈ ઉપાસનામાં પ્રવૃત્ત થાય છે. પ્રત્યેક ગૃહમાં કંઇ કંઇ સદ્વ્યાપાર ચાલે છે. ઇષ્ટ સાધનમાટે જે સમય વિશેષ અનુકૂલ ગણાય છે તે સમયમાં વિશેષ સત્કર્મ સાધી લેવું એ અધિક હિતકર છે.

શ્રી ગુરુદેવ આ પુણ્યકાલમાં સવિશેષ સાધનો સધાવતા એનું સ્મરણ કરી નિત્યકર્મ ઉપરાંત કંઇ સવિશેષ સાધી લેવું એ કર્તવ્યરૂપ છે.

આશ્વિન શુકલ પ્રતિપદાએ આ અંક પ્રસિદ્ધ થાય છે તેથી આરંભથી સવિશેષ ક્રિયા સાધી શકાય તેમ નથી. તેથી પંચમીથી આરંભ કરી દશમી મંગલવારે તેની સમાપ્તિ કરવી.

ઉપાસનાસ્થાનને સ્વચ્છ સુંદર વ્યવસ્થિત કરી પ્રભાતમાં ૭ વાગે ક્રિયાનો આરંભ કરવો. આસનઉપર સ્થિરતાથી બેસી ઇષ્ટ પરમાત્માનું માનસોપચારથી પૂજન કરી નિરંતર અનુગ્રહવર્ષણ કરવા ઇષ્ટને પ્રાર્થના કરવી. પશ્ચાત્ પૂજન કરી " ॐ ह्रीं ह्रीं श्री इष्टगुरवे नमः " એ મંત્રથી એક કલાક જપ કરવો. તે થઇ રહ્યા પછી ઇષ્ટશક્તિઓનું માનસિક આહ્વાન કરી નીચેનું પદ અત્યંત ભાવપૂર્વક ગાવું.

પદ. ( જય જય હરિહર, જય નિધિજ્ઞર, એ લય. )
જય જય વિધિજ્ઞ ! જય જય નિધિજ્ઞ ! કંઠવાસિ ! વૈકુંઠવાસિ !
જય ह्रीं બીજરૂપા ! श्रीं બીજસ્વરૂપા ! સ્તવીએ થઇ ઉર ઉલ્લાસી,
જય હંસારૂઢા વારુ, ગરૂડરૂઢા છો ચારુ,
મુક્તાકેરી માલ ધારી, ચંપકમાલધારિ,
સાહિત્યપ્રસારિણિ ! દારિદ્ર્યવિદારિણિ ! વીણાવિલાસી ! મૃદુહાસીઃ—
સ્તવે નિત્ય વિદ્યાભ્યાસી, સ્તવે વિભવાભિલાષી,
જય વાણિઅધિષ્ઠાત્રિ, વિભવની દાત્રિ,
જય જય શુભ્રાંગિ ! જય સ્વર્ણાંગિ ! ઉભયને રહીએ ઉપાસી;-
કરી કૃપા ઉભય વરદાયિનિ ! વરને દેજો,
અમઉપર સદાય પ્રસન્ન, આપ ઉભય રે'જો;
અમે શ્રેયસ્ પ્રેયસ્ પામીએ, એવું બલ દો,—
કરવા સાર્થક અવતાર, કંઇ કંઇ સત્ફલ દો,
સંપત્તિ તમારી બેઉની, અમે પામીને,
થઇ રહીએ આપ સ્વરૂપ, વદીએ (એ) નામીને.

[ श्री जयन्तीपद्यपीयूष. ]

એ થઈ રહ્યા પછી પુનઃ શ્રી ઇષ્ટપરમાત્માપ્રતિ અભિમુખ થઈ શાંતિથી ह्रीं विष्णवे नमः મંત્રની એકાદશ માળા કરી વિધિની સમાપ્તિ કરવી. કાર્યક્રમ ચાલે ત્યાંસુધી અખંડ ધૂપદીપ રાખવાં. નૈવેદ્યમાં નિત્ય કેસરવાળું દૂધ ધરાવવું. આ પાંચે દિવસ પ્રત્યેક વ્યવહારમાં બનતો સંયમ જાળવવો.

બાલકોએ પ્રાતઃકાલમાં નિત્ય ભારતીસ્તોત્રના એકાદશ પાઠ કરવા. શ્રી સરસ્વતી મને વિદ્યા અર્પે છે એવા ભાવપૂર્વક સ્તોત્રનાં આવર્તન કરવાં.

---

# પુણ્યવાન્ કેમ થવાય !

' જ્યાં ઘણી સ્વાર્થહાનિ છતાં, પરહિતવૃત્તિ છે.

[ પૂ૦ શ્રી ગુરુદેવ. ]

ઉપરના રહસ્યમય વચનને ચરિતાર્થ કરનાર મનુષ્ય જ.

ઉપરના વચનાનુસાર વર્તન કરી પુણ્ય રળનાર તે મનુષ્ય જ.

પુણ્ય પ્રાપ્ત કરવાના અનેક માર્ગો સત્પુરુષોથી, સત્શાસ્ત્રોથી જાણવામાં આવ્યા છે, અને અદ્યાપિ આવે પણ છે. તે માટે અનેક પ્રકારના યત્નો કરાયા છે–કરાય છે. જપથી, તપથી, દર્શનથી, ભક્તિથી, અનુષ્ઠાનથી, સેવાથી, ધ્યાનથી, દાનથી, સ્વાધ્યાયથી, સત્સંગતિથી, તીર્થસેવનથી એમ અનેક રીતે સર્વ કોઇ પુણ્યવાન્ થવા આગ્રહ ધરે છે.

પુણ્યવાન્ થવું એટલે જ્યાં સ્થિતિ છે ત્યાંથી કોઇ પણ રીતે વિકાસને અનુભવી સુખને પ્રાપ્ત કરવું. મનુષ્ય વિચારબળવાળો છે. જે બળવડે તે સારાસાર વિચારી પુણ્ય પ્રાપ્ત કરવા વા ઉંચે જવા મંથન કરી શકે છે. યથાર્થ મંથન થતાં અવશ્ય તે ચઢે જ છે. માત્ર એક જ તેનું કર્તવ્ય રહે છે કે તે યોગ્ય વિચારે છે કે નહીં.

તે ઉપર દર્શાવેલી વિવિધ ક્રિયા આચરે છે, છતાં સામાન્ય દોષોથી તે પાછો ત્યાંનો ત્યાં જ રહે છે, કદાચ અવનત દશાને પણ પામે છે. નાની કે મોટી ક્રિયા જો સમજણપૂર્વક કરી શકાય તો સરળ રીતે અંતરાયવિના ઈપ્સિતાર્થ સિદ્ધ થઇ શકે.

અંતરના સાચા ભાવથી જો ક્રિયા થાય છે તો મનુષ્ય મહા મુલ્યવાન્ પુણ્યવાન્ બની જાય છે. આ સર્વ થવામાં પોતાનો સર્વ રીતે શુદ્ધ ભાવપૂર્વક ત્યાગ કરવાનો હોય છે. શરીરનો, મનનો, ધનનો સાચો ત્યાગ સર્વ કાંઇ મેળવી આપે છે. એ ત્યાગમાં લેશ પણ ખોટા વિચારો સિદ્ધ કરવાનો, કોઇનું અહિત કરવાનો, કોઇને છેતરવાનો, ફસાવવાનો ઉદ્દેશ ન હોવો જોઇએ. એવા વિચારવાળો ત્યાગ, પોતાનું તથા પરનું અહિત જ કરે છે. પરનું અહિત કરતાં પણ પોતાનું અહિત તો જરૂર થાય છે. તેથી સમજણપૂર્વક સર્વ કાંઇ કરવું.

આ આશયથી, ઉંચી ભાવનાથી, પ્રેમથી, નિઃસ્વાર્થ ભાવથી થોડું પણ સાચું કરવું. આ

કરવાનું સંપૂર્ણ સામર્થ્ય–શક્તિ મનુષ્યમાં સ્વભાવથી સ્થપાએલી છે. પૂર્વે અનેક મનુષ્યોએ આવા જ પ્રકારથી ઉંચામાં ઉંચી સ્થિતિ મેળવી હતી.

પૂ. શ્રી ગુરુદેવનું વચન છે તેમ 'જ્યાં ઘણી સ્વાર્થહાની છતાં પરહિતવૃત્તિ છે, તે ભવ્ય જીવન છે. સ્વાર્થવૃત્તિ આપણને સંકુચિત બનાવે છે. સ્વાર્થવૃત્તિ જ વિવિધ સતક્રિયા કરવા છતાં આપણામાં ઇશ્વરાંશ વા દૈવી ગુણો પ્રકટાવવા દેતી નથી. આજે જગતસમક્ષ જે કોઇ સાચા સાધુરૂપે મહાત્મારૂપે ઓળખાયા છે તે તેમની સ્વાર્થવૃત્તિના અભાવથી જ.

જ્યાં પારકાના હિતની બુદ્ધિ છે, ત્યાં સર્વ પ્રકારના સદ્દગુણો, દૈવી ગુણો, દૈવી સામર્થ્યો સહજ આવિર્ભાવને પામે છે. પરહિતવૃત્તિ છે ત્યાં પરમાત્માનો વાસ છે કેમકે તે વૃત્તિવાળાને 'હું સારું' ભાવ હોતો નથી; 'હું જ સુખી થાઉં,' 'હું જ સર્વ ભોગવું,' 'કોઇ પણ રીતે કોઇને માટે કશોય ભોગ ન આપું' આવી તુચ્છ બુદ્ધિ સ્વાર્થવૃત્તિનો પરિણામ છે. અને આવી ભાવના જ્યાં છે ત્યાંથી પરમાત્મા દૂરને દૂર રહે છે.

સ્વાર્થવૃત્તિવાળાને 'રખેને મારું સર્વ જતું રહેશે' એવો ભય રહે છે. એ ભયથી તે જે પ્રકારે પ્રસન્ન રહેવું જોઇએ તેમ રહી શકતો નથી. દુઃખ, ભય, ચિંતા, તેને સદાય આગળને આગળ જણાયા જ કરે છે. આવી સ્થિતિમાં પરમાત્મા મળતા નથી. અને પરમાત્માને મેળવવા એ પુણ્યનો પરાવધિ છે.

પરમાત્મામાં વિશાળતા છે. પરહિતમાં વિશાળતા છે, નિશ્ચિંતતા છે, નિર્ભયતા છે. ઇશ–શક્તિ ત્યાં જ નિવસે છે.

સ્વાર્થવૃત્તિ પોતાનો અર્થ સિધ્ધ કરવા અનેક ખોટા ગુણોને પોષતી હોય છે. તે સિદ્ધ ન થતા દુર્બળ બને છે; જીવનવિનાશને અનુભવે છે. જ્યારે પરહિતવૃત્તિ ક્ષણે ક્ષણે નવજીવનને પામતી રહે છે.

પુણ્ય રળવાના અનેક સાધનોમાંનું આ પરહિતવૃત્તિ પણ એક સબળ સાધન છે. એથી વિવેક, વિરાગ આદિ સર્વ સંપત્તિ એક પછી એક મળતી જાય છે. મનુષ્યનું ઊર્ધ્વે વહન થતું રહે છે.

પરમાત્માનું મુખ્ય લક્ષણ આનંદ, એ પરહિતવૃત્તિમાં જામેલો રહે છે, કેમકે તેમાં પોતાપણું ભુલાયું હોય છે.

પરહિતવૃત્તિ સમજે છે કે જગતમાં ગણાતું આ સઘળું 'મારું જ–મારાં પરિવારનું,' એમ નથી. અને આ વિશાળ વિચારથી તે સદાય પ્રસન્ન–મસ્ત રહે છે. એ વૃત્તિ પોતાને પ્રાપ્ત વિદ્યાથી, ધનથી, શરીરથી, સામર્થ્યથી, કુટુંબને, સંબંધીને, ગામને, જ્ઞાતિને, દેશને કંઇને કંઇ આપ્યા જ કરે છે. તેને પોતાનો વિચાર હોતો નથી. આ તેનું આપવાપણું તેણે તે ધારેલી ઉચ્ચ સ્થિતિને મેળવી આપે છે. આ માટે એક નાનું દ્દષ્ટાંત જોઇશું.

કોઇ એક સતપુરુષ હતા, જેમણે જીવનવ્રત જ સ્વીકાર્યું હતું: કોઇ રીતથી અન્યને સુખી

કરવા અને તે પછીથી પોતાનો વિચાર કરવો. આ નિશ્ચયપ્રમાણે તે ગૃહસ્થધર્મનું પાલન કરતા. પોતાના પોષણનો વિચાર બાજુપર મૂકી ભુખ્યાને અન્ન, તૃષાતુરને જલ, નિર્ધનને ધન વગેરે આપતા. અતિથિને ભાવથી સત્કારતાં પ્રસન્નતા અનુભવતા. સમય જતાં મૃત્યુ થતાં તેમની આવી પરહિતવૃત્તિના પુણ્યબળે દેવદૂતો તેમને લઇ ચાલ્યા. એકાદ દોષના પરિણામે એ દૂતોએ સીધો સ્વર્ગનો માર્ગ ન લેતાં અધમ જીવોનું જ્યાં સ્થાન હતું તે માર્ગથી માત્ર જવાનું રાખ્યું. એ રસ્તે જતાં પેલા દુઃખી જીવોનો કોલાહલ આ સત્પુરુષને કાને પડયો; જેથી પેલા દૂતને પૂછયું કે આ બધું અહીં શુ છે ? એ વાતનો ઉત્તર આપતા દૂતો કંઇક અટકયા અને કહ્યું કે અનેક પ્રકારના પાપ-કર્મ કરનારનું આ સ્થાન છે. તે જીવો આ આક્રંદ કરી રહ્યા છે. આટલી વાત કરવા માટે આ દૂતોનું તથા પેલા પુરુષનું રોકાવું થયું અને પછીથી ચાલવા માંડતા પેલા દુઃખી જીવો વિશેષ પોકાર કરવા લાગ્યા. અને આ લોકને કહેવા લાગ્યા કે પેલા પુણ્યાત્માનું અહીં પધારવું થતાં તેમના નિરંતર વહી રહેલા પુણ્યપ્રવાહનો સ્પર્શ સૂક્ષ્મ રીતે અમને થયો છે. તેથી અમને સુખનું ભાન થાય છે. અહીંના વાતાવરણમાં ફેર પડયો છે. જેથી અમારા સુખને અર્થે આપ વધારે વખત અહીં રોકાઇ જાઓ.

પેલા સત્પુરુષે દૂતોને કહ્યું મારે સ્વર્ગમાં નથી આવવું. જો મારાથી આ પ્રાણીઓને સુખ થાય છે તો તેથી અધિક સુખ મને સ્વર્ગમાં નહી મળે. હું તેમને સુખ થવાથી અહીં જ વિશેષ સુખને અનુભવીશ. એમના સુખે હું સુખી જ છું.

આ પ્રકારની તેમની પરોપકારવૃત્તિથી તેના પુણ્યમાં વધારો થયો. જે બળે સાક્ષાત્ સ્વર્ગના દેવ પોતે જ આ પુરુષને તેડવા પધાર્યા. આ બાજુ પેલા જીવોને અધિક અધિક સુખ થવા લાગ્યું.

દેવાધિપતિએ કહ્યું, હું તમને તેડવા આવ્યો છું. તમારા આ ક્ષણના વિચારથી તમારૂં પુણ્ય વૃદ્ધિને પામ્યુ છે. પેલા પુરુષે વિનયથી ના કહી. દેવે અતિઆગ્રહ કરતાં તેમણે જણાવ્યુ કે આ જીવો ઉંચી ગતિને નહીં પામે ત્યાંસુધી મને અહીં રહેવામાં સુખ અને આનંદ છે. દેવે જણાવ્યું, આ નિશ્ચયે તો હવે તમારું પુણ્ય અત્યંત વધી ગયુ. આ જીવોના સુખમાટે તમે સ્વર્ગને પણ ઇચ્છતા નથી એવો તમારો બળવાન્ આગ્રહ જોઇ હું પ્રસન્ન થયો છું. અને તેથી આ જીવો અહીંથી મુક્ત થઇ સ્વર્ગે આવશે. દેવનો આ પ્રકારે નિશ્ચય થતાં પેલા જીવો સુખને અનુભવતા જ્યારે સ્વર્ગમાર્ગે જવા લાગ્યા ત્યારે પેલા સત્પુરુષ એ દેવાધિપતિ સાથે જવા તૈયાર થયા.

આ એક ઉચ્ચ દ્રષ્ટાંત છે, જેનો મુખ્ય ઉદ્દેશ એ જ છે કે પરહિતવૃત્તિ જેમ જેમ ખીલે છે તેમ તેમ દેવોને પણ આકર્ષાઇ આવવું પડે છે. જ્યાં સ્વાર્થવૃત્તિનો કેવલ નાશ છે, ત્યાં જ બ્રહ્મપદ છે.

પરહિતઅર્થે આપણા સર્વ પદાર્થોના અન્યને ભોક્તા કરીએકના તેમને ભોગવાવીને આનંદ માનીએ તો ત્યાં પરમ શાંતિ, તૃપ્તિ, સુખ છે.

સામાન્યમાં સામાન્ય ક્રિયામાં પણ કેવલ સ્વાર્થ સ્વાર્થ ને સ્વાર્થ જ વિચારીએ તો ભલેને બીજાં અનેક સાધનો સાધતા હોઇએ, પણ તેના પરિણામે પુણ્યવાન્ થઇ શકાતું નથી.

પરહિત વૃત્તિવાળાનું જ જીવન ધન્ય છે, ભવ્ય છે. તેમનું જન્મવું પણ ધન્ય છે. તેમનું મરવું પણ શ્રેષ્ઠ છે. તેથી સ્વાર્થભાવ ત્યાગી, પરહિતપરાયણ રહેતાં પુણ્યવાન્ બનવું, એ જ કર્તવ્ય છે.

પ્ર૦ બહેન.

# પુણ્યકર્તવ્યસમાચાર.

સર્વોત્તમ નિયામકથી કોઇ અંતઃકરણમાં શુભ સંસ્કારો સ્થપાય છે, ને કોઈ અંતરમાં સુપ્ત સંસ્કારો જાગ્રત્ થાય છે. તેથી જ સત્પુરુષ વા સદ્ગુરુની આવશ્યકતા શાસ્ત્રમાં વર્ણાઈ છે. ઇષ્ટાનુગ્રહથી શ્રેયસ્સાધકને તો આ વાત અનુભવગમ્ય છે. ઇષ્ટના અનવધિ કૃપાબલથી સાધકોના અંતરની ઉંડાણમાં કેવા શુભ સંસ્કારો સ્થપાયા છે, અને જાગ્રત્ થયા છે તે પ્રત્યક્ષરૂપે પુણ્ય કર્તવ્યના સમાચારથી સ્પષ્ટ થાય તેમ છે.

શ્રી સદ્ગુરુનો અનુગ્રહ તથા શ્રમ કદી પણ નિષ્ફળ જતો નથી એ આપણે અનુભવીએ છીએ. અપૂર્વ શાંતિપૂર્વક સર્વ કોઈ સત્ક્રિયા સાધી રહ્યા છે. સર્વ ક્રિયાસમયે શ્રી ગુરુદેવ પ્રત્યક્ષ જ છે, એવું ભાન સર્વને થયા કરે છે. કોઇ વિલક્ષણ વેગથી શુભ પ્રવૃત્તિ થતી રહે છે એ જ ઇષ્ટશ્રીની કૃપાનો મહિમા છે. કરાંચી, ધારવાડ જેવા દૂર દેશના બંધુઓમાં પણ શુભ વેગ જાગ્રત્ થઇ રહ્યો છે, તથા સર્વના અણુ અણુમાં ઇષ્ટશ્રી રમી રહ્યા છે, એ નિહાળતાં આનંદ થાય છે. ઉત્તરોત્તર સત્ક્રિયા સાધવાનો વેગ વધારવો અને ઇષ્ટશ્રીમાં નિરંતર સંલગ્ન રહેવું એ જ આપણું કર્તવ્ય છે. પરમાત્મા આ કર્તવ્યને સત્વર સુસિદ્ધ કરે એ પ્રાર્થનાપૂર્વક વિધિપ્રવર્તકની સૂચનાનુસારમાં ષષ્ઠીના શ્રાદ્ધનિમિત્ત શ્રેયસ્સાધકમંડલે સુંદર ધર્મકૃત્ય કર્યું તેના સમાચાર આલેખવામાં આવે છેઃ

આ વર્ષની ભાદ્રપદ કૃષ્ણ ષષ્ઠીએ **શ્રીમદ્ ઉપેન્દ્રભગવાન્**નો પ્રથમ શ્રાદ્ધદિન હતો. કૌટુંબિક જનોનું–માતાપિતાદિ વગેરેનું શ્રાદ્ધ કરનાર તે તે વ્યક્તિને લાભ કરે છે અને તેના પ્રતિફળરૂપે પોતે પણ લાભ મેળવે છે. પરંતુ મહા પુરુષો, અવતારી પુરુષો કે જેઓ નિત્યમુક્ત છે, તેમનું શ્રાદ્ધ કરનાર અનેકગુણ વિશિષ્ટ પ્રતિફલને મેળવે છે. શ્રેયસ્સાધકઅધિકારીવર્ગના આચાર્ય શ્રીમદ્ ઉપેન્દ્રભગવાન્ના શ્રાદ્ધદિનને આથી ઉત્તમ પ્રકારે પાલન કરવાની યોજના અમદાવાદના શ્રેયસ્સાધકોએ રાખેલી હતી અને ષષ્ઠીને દિવસે પ્રાતઃકાલના નવ વાગતાથી તેનો આરંભ કરવામાં આવ્યો હતોઃ

પ્રાતઃકાળે ૬ થી ૧૦॥ સુધી ભગવત્સ્તોત્રના પાઠસાથે તેઓશ્રીની પાદુકાઉપર અભિષેક.

૧૧ થી ૨ સુધી લઘુરુદ્રાભિષેક.

૨ થી ૩ આરતી, ભજન કીર્તન.

૪ થી બ્રાહ્મણભોજન.

શ્રીમદ્ ઉપેન્દ્રભગવાનના હૃદયમાં બૃહદ્‌ભાવો જ વિશેષ રૂપે પ્રતીત થતા હતા. પ્રત્યેક વસ્તુ ઉત્તમમાં ઉત્તમ અને બને તેટલા વિશાળ રૂપમાં કરવાનો તેમના હૃદયમાં અખંડ ભાવ જાગૃત રહેલો અને અમદાવાદના સાધકમંડળે તે પ્રેરણા ઝીલી હોય તેમ તેમના નિમિત્તના ઉત્તર પ્રસંગોમાં તેમણે પણ બૃહદ્‌ભાવ દર્શાવ્યો છે.

આ પ્રથમ શ્રાદ્ધદિનનિમિત્ત આશરે એક સહસ્ર બ્રાહ્મણો વગેરેને ભોજન આપવામાં આવ્યું હતું અને તન્નિમિત્ત શ્રી મગનભાઇએ અન્ય બંધુઓના સહકારપૂર્વક પરિશ્રમ લઈ એ કાર્ય બહુ વ્યવસ્થિત અને ઉત્કૃષ્ટરૂપે પૂર્ણ કર્યું એ જોઈ સર્વ શ્રેયસ્સાધકો પણ સુપ્રસન્ન થયા હતા.

ભોજન દક્ષિણા તથા લઘુરુદ્રનિમિત્ત એકાદશ બ્રાહ્મણોને એક એક રૂપિયો દક્ષિણા આપવામાં આવી હતી. આ રીતે એ કાર્ય સર્વાંગ સાધવામાં આવ્યું હતું.

સદ્‌ગુરુસેવાનો પરમ લાભ મહદ્‌કૃપારૂપે અમૃતવર્ષણ કરશે જ અને સાધકચિત્તમાં ઉત્તમ પ્રસાદ પ્રકટાવે એ નિર્વિવાદ છે. અસ્તુ. ચુ૦ જ૦ ઓઝા.

અમદાવાદમાં સૌ. બહેન મધુકાન્તાએ પોતાના ગૃહમાં પ્રાતઃકાલથી બેપોરના બે વાગ્યા સુધીમાં શ્રી उपेन्द्रभगवत् स्तोत्रના બાવન આવર્તન કર્યાં. બંધુ ડાહ્યાભાઈ દવે સુડતાલીસ આવર્તન કર્યાં.

કપડવંજના સાધક બંધુઓએ ત્યાં સ્થાપેલા મંદિરમાં પ્રાતઃકાલથી રાત્રિપર્યંત દર્શાવવામાં આવેલો વિધિ સારી રીતે સાધ્યો. વિશેષમાં કમલપુષ્પથી પૂજન કર્યું હતું. બ્રાહ્મણભોજન પણ કરાવ્યું હતું.

કાલોલમંડલે યથાવિધિ દિવસભરનું કર્તવ્ય સાધ્યું. સર્વએ પૃથક્ બ્રહ્મભોજન કરાવ્યું. દાન પણ કર્યું.

આણંદમંડલે પ્રાતઃકાલનો વિધિ પોતપોતાના ગૃહમાં કર્યો, અને સાયંકાલે ત્યાં સ્થાપેલા આશ્રમમાં સર્વએ એકત્ર થઇ કીર્તન વગેરે સત્ક્રિયા કરી.

વડોદરામંડલે શ્રી વિશ્વવંદ્યોદ્યાનમાં પ્રાતઃકાલના વિધિનું પાલન કર્યું. ઉમરેઠનિવાસી એક સાધક બંધુએ સ્મારકનિમિત્ત દ્રવ્ય અર્પવાનો સંકલ્પ કર્યો હશે તે ઋણ પતાવવા સ્મારકનું દ્રવ્ય અર્પણ કર્યું, ને કોઇ કોઇ બંધુભગિનીએ શ્રી ગુરુદેવના લેખના ગ્રંથ પ્રસિદ્ધ થાય એનિમિત્ત દાન કર્યું. ત્રણસો મનુષ્યનો ભોજનવિધિ થયો.

છોટાઉદેપુરના મંડલે પણ આ સત્કાર્ય સાધ્યું. પરમ પૂજ્ય શ્રી ગુરુદેવ ત્યાં જે મકાનમાં પધાર્યા હતા તે સ્થલમાં એકત્ર થઇ સર્વએ લગભગ રાત્રિના દોઢ વાગના સુધી કાર્યક્રમ કર્યો. તન્નિમિત્ત બ્રાહ્મણભોજન તથા સ્નેહીમંડલ મળી ત્રીસેક મનુષ્યને ભોજન કરાવ્યું.

જ્યપિયામાં બે બહેનોએ પોતાના ગૃહમાં ધર્મકૃત્ય સાધ્યું.

ખંભાતમાં ભાઇ છોટાલાલે પોતાના કુંટુંબસહ યથાવિધિ સર્વ ક્રમનું પાલન કર્યું.

અમરાવતીમાં ભાઇ પ્રભુશંકરે એકાકિ હોવા છતાં અતિ ઉત્સાહપૂર્વક ધર્મવિધિ સાધ્યો.

ધારવાડમાં ભાઇ ચંદુલાલે દર્શાવેલા વિધિ કરતાં પણ કંઇ કંઇ અધિક વિધિનું પાલન કર્યું. લગભગ આખો દિવસ ગુરુચિંતનમાં ગાળ્યો.

આતરસુંબાના શ્રેયસાધકોએ ઉત્સાહપૂર્વક સર્વ વિધિ કર્યો. શ્રી વલ્લભભાઇને ત્યાં એક સુંદર મંડપ તૈયાર કરાવી સર્વએ એકત્ર થઇ કાર્યક્રમ પૂર્ણ કર્યો. બ્રાહ્મણભોજનની વ્યવસ્થા કરી હતી. લગભગ સો બ્રાહ્મણોને ભોજન કરાવ્યું. ઇષ્ટશ્રી પ્રત્યક્ષ જાણે આ અવલોકી રહ્યા હોય એમ સર્વને પ્રતિતી થતી હતી.

પરમાત્મા સર્વને સત્ક્રિયાનું પ્રતિફલ સત્વર અર્પો એ જ તેઓશ્રીપ્રતિ પુનઃ પુનઃ પ્રાર્થના.

---

## પ્રસાદ.

[ વહેંચનાર:—શાન્તાબ્હેન દેસાઈ : ]

આપત્તિથી વિકલ થઈ શરીર કે સંસારપ્રતિ દ્વેષ ધરશો નહિ.

× × × × ×

કાલનો અને જગતના કાર્યનો અવધિ નથી, અને શરીરનો અવધિ છે, માટે શરીરવડે સાધવા યોગ્ય સત્વર સાધી લેવું જોઈએ.

× × × × ×

વર્ણ અને જાત એ તો વસ્ત્ર ઓઢેલાં છે, મોટેરો છે માનવીમહિમા.

× × × × ×

સ્વરૂપનો સાક્ષાત્કાર થતાં સુધી મુમુક્ષુએ સત્સંગ અને સત્શાસ્ત્ર એ બેનો અભ્યાસ કદી પણ છોડવો યોગ્ય નથી.

× × × × ×

ઇચ્છાનો ઢગલો એનું નામ સંસાર.

× × × × ×

જ્ઞાનસાથે મહિમા સમજાય ત્યારે જ સાચી ભક્તિ જન્મે છે.

× × × × ×

પદાર્થ મળે તો પણ ઠીક ને નહિ મળે તો પણ ઠીક એવી અસ્પૃહા ઉપજાવીને દૃઢ કરી લેવી, કારણ કે વિવેકના ફલરૂપ બીજું સાધન અસ્પૃહારૂપ વૈરાગ્ય જ શાસ્ત્રમાં પણ કહ્યું છે.

× × × × ×

વિરાગ અને અભ્યાસવિના મનનો ત્યાગ કઠિન છે, કારણ કે मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ॥

---

:: સાપ્તાહિક ::

Reg. No. B. 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ:
"જીવન ધરો."

વર્ષ: ૫ અંક : ૬૦
સં૦ ૧૯૯૪, આશ્વિન શુકલા ૧૪
શનિવાર
તા૦ ૮: ૧૦: ૧૯૩૮

પત્રવ્યવહાર:
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૪-૦-૦
હિન્દબહાર : ૬૪ શિલિંગ.

શ્રી ચારિત્ર્યમન્દિર :
વિદ્યાર્થીને ભણવા મૂકવા-યોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા.
સહાય કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્યમાર્ગ ઘડતી સંસ્થા.

સ્થલ : વડોદરા.
આ પત્ર શ્રી લક્ષ્મી મર્કેન્ટાઇલ પ્રિં. પ્રેસ, રાવપુરા, ભાઉ કાળેની ગલીમાં-વડોદરામાં ઉદાલાલ લલ્લુભાઇ પરીખે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી
પ્રકાશક :
ગોવિન્દલાલ ર્ય૦ ત્રિવેદી
માટે છાપ્યું અને પ્રકાશકે
શ્રી વિશ્વવંદ્ય-ઉદ્યાન,
વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ
કર્યું. તા૦ ૮: ૧૦: ૧૯૩૮

॥ ૐ શ્રી ॥

## सद्वचनो.

શુદ્ધ વિચારોનું સેવન મનને અંદરથી શુદ્ધ કરે છે અને શુદ્ધ ક્રિયાઓનું સેવન મનને બહારથી શુદ્ધ રાખે છે.

\+ + + + +

તમે પવિત્ર ક્રિયાઓ કરશો તો શુદ્ધ વિચારો જ સ્ફુરશે અને શુદ્ધ વિચારો કરશો તો તમારાથી પવિત્ર ક્રિયાઓ થશે. વિચાર અને ક્રિયાની શુદ્ધિની આ કસોટી છે.

\+ + + + +

કોઇ પણ યોગ્ય કામમાં વિલંબ કરવાથી કશું ફળ મળતું નથી એમ નથી, પણ મળનારું સારું ફળ ઉલટું ગુમાવવું પડે છે.

\+ + + + +

ક્રોધને નિર્મૂળ કરવામાં મનનું પોષણ અને હૃદયની કેળવણી છે, ક્રોધની જડ ઉખાડવામાં શાન્તિ અને આનન્દના સામ્રાજ્યની પ્રાપ્તિ છે, ક્રોધનો જય કરવામાં આત્માનો ઉદ્ધાર છે.

\+ + + + +

કોઈ પણ વસ્તુનો અશુદ્ધ ઉપયોગ એ અન્યાય છે, અને અન્યાય સદા ત્યાજ્ય છે.

શ્રી ગુરુદેવ.

# શ્રી योगसारः

( અનુસંધાન ગતાંક ૭ ના પૃષ્ટ ૫૫ થી. )

આ એકાદશ ઇન્દ્રિયમાં જે પાંચ જ્ઞાનેન્દ્રિય છે તેનો અસાધારણ વ્યાપાર તે શબ્દાદિ વિષયનું આલોચન કરવું–સંમુગ્ધ ભાન કરાવવું–એ છે અને કર્મેન્દ્રિયનો અસાધારણ વ્યાપાર તે વચનાદિ ક્રિયા છે. મન, બુદ્ધિ અને અહંકાર એ ત્રણ અંતઃકરણ કહેવાય છે અને આ દશ બાહ્ય કરણ કહેવાય છે. બુદ્ધિની અસાધારણ વૃત્તિ ( વ્યાપાર ) તે અધ્યવસાય છે, અહંકારનો અભિમાનરૂપ વ્યાપાર છે અને મનનો સંકલ્પરૂપ વ્યાપાર છે. એ ત્રણેની સાધારણ વૃત્તિ ( વ્યાપાર ) તે જીવન છે એટલે પ્રાણાદિ પંચ વાયુ છે, પ્રાણાદિ એ આ અંતઃકરણની વૃત્તિરૂપ છે કેમકે એ અંતઃકરણ સ્થૂલ શરીરમાં હોય છે ત્યાંસુધી જ એ જીવનરૂપ પ્રાણાદિ વાયુની સ્થિતિ હોય છે અને એ અંતઃકરણ સ્થૂલ શરીરને ત્યજે છે એટલે એ જીવનરૂપ વ્યાપારનો અભાવ થાય છે. તેથી અંતઃકરણની સ્થિતિના સદ્ભાવે જીવનનો સદ્ભાવ હોવાથી અને તેના અભાવે એનો અભાવ થવાથી પાંચવાયુરૂપ જીવન ને આ અંતઃકરણનો જ સામાન્યવ્યાપાર છે. પાંચ વાયુમાં પ્રાણ, અપાન, ઉદાન, સમાન અને વ્યાનનું ગ્રહણ થાય છે. પ્રાણવાયુની સ્થિતિ નાસા, હૃદય, નાભિ, પાદ અને અંગુષ્ઠમાં છે. અપાનની સ્થિતિ કૃકાટિકા ( ગરદનની પાછળનો ભાગ ), પૃષ્ઠ ( પીઠ ), પાદ, પાયુ, ઉપસ્થ અને પાર્શ્વ ( પાંસળાં ) માં છે. સમાન હૃદય, નાભિ, અને સર્વ સાંધામાં રહેલો છે. ઉદાન હૃદય, કંઠ, તાલુ, મૂર્ધા અને ભ્રૂમધ્યમાં રહેનાર છે અને વ્યાન ત્વગ્માં રહેનાર છે. આ પાંચ પ્રાણરૂપ જીવન તે આ અંતઃકરણની સાધારણ વૃત્તિ છે, અને અધ્યવસાય આદિ અસાધારણ વૃત્તિ છે. બાહ્ય કરણ તથા અંતઃકરણના જે અસાધારણ વ્યાપારરૂપ આલોચન, અધ્યવસાય, અભિમાન, અને સંકલ્પ તેની પ્રવૃત્તિ આ પ્રમાણે થાય છે. જો વિષય દૃષ્ટ હોય છે તો ત્યાં એ સર્વ કરણની પ્રવૃત્તિ થાય છે અને તે બે રીતે થાય છે–કોઇક વાર યુગપત્ થતી હોય તેવું ભાન થાય છે અર્થાત્ અત્યંત ત્વરાથી થાય છે, તે એટલે સુધી કે એમાંના ક્રમનું ભાન થતું નથી અને કોઇક વાર ક્રમપ્રમાણે થાય છે અંધકારમાં એક વ્યાઘ્ર ઉભો છે અને પુરુષ તેની સમીપમાં ઉભો છે. એટલામાં વિદ્યુતનો પ્રકાશ થવાથી એને વ્યાઘ્રનું દર્શન થાય છે તો અહિં વ્યાઘ્રનું આલોચન, સંકલ્પ, અભિમાન અને અધ્યવસાય એ અતિત્વરાથી–યુગપત્ હોય તેમ થાય છે કેમકે એ દર્શન થતાં જ તે પુરુષ ઉભી પુછડીએ નાશી જવા માંડે છે. આ વ્યાઘ્ર છે, એનાથી મને હાનિ થશે, મારે બચવા માટે નાશી જવું જોઇએ ઇત્યાદિ સર્વ વ્યાપારો અતિત્વરાથી એ પુરુષમાં થઇ જાય છે અને તેથી તેના પરિણામમાં એ જાણે વિચાર કર્યા સિવાય જ વ્યાઘ્રદર્શન સમકાલે જ નાશી જતો હોય તેમ દેખાય છે. જ્યારે સામાન્ય પ્રકાશમાં કોઇ ઉભેલું દેખાય છે ત્યારે પ્રથમ તે જોનારને આલોચન–આ કોઇ છે એવું ભાન–સ્ફુરે છે. પછી તેના હાથમાં ધનુષ્બાણાદિ

જોવામાં આવે છે તે વગેરે ઉપરથી એ લુંટારો છે એમ સ્પષ્ટ જ્ઞાન થાય છે. પછી મારી તરફ એ તાકે છે એવું અભિમાન સ્ફુરે છે અને ત્યાર પછી " મારે નાશી જવું જોઈએ " એવો નિશ્ચય થાય છે. અહિં આ ચારે વ્યાપારનો ક્રમ સ્પષ્ટપણે દેખાય છે. તેથી એ રીતે આ વ્યાપારો થતા દેખાય છે. જ્યારે વસ્તુ પરોક્ષ હોય છે ત્યારે ત્યાં ઇન્દ્રિયોની ગતિ થતી નથી તેથી તેમાં અનુમાન, આગમ અને સ્મૃતિરૂપ વૃત્તિઓની જ પ્રવૃત્તિ થાય છે અર્થાત્ આંતર કરણની જ આ ત્રણ સાધનથી પ્રવૃત્તિ થાય છે. આ સર્વ કરણોની પ્રવૃત્તિ થવાનું કારણ પુરુષના ભોગ અને અપવર્ગની સિદ્ધિ છે એ સ્મરણમાં રાખવું ઘટે છે. આ સર્વ કરણો પ્રકૃતિના પ્રદેશનાં જ દ્રવ્યો છે અને તેથી પરાર્થ છે, એમની પ્રવૃત્તિ પ્રકૃતિની માફક પુરુષના ભોગ અને અપવર્ગને માટે પોતાના સ્વભાવથી જ થાય છે અને એને કોઇ બલાત્કારથી એ પ્રવૃત્તિમાં જોડતું નથી. કેટલાક મનુષ્યો તરવાર વાપરી શકે તેવા છે, કેટલાક શક્તિનામનું આયુધ વાપરી શકે છે, કેટલાક ધનુષ્યબાણનો ઉપયોગ કરી શકે છે અને કેટલાક માત્ર દૃષ્ટિથી જ યુદ્ધ કરે તેવા છે. એવા પુરુષો પરસ્પર સંકેત કરી ભેગા થાય અને પછી સ્વામીના જયને અર્થે, સંજ્ઞા મળતાં યુદ્ધ કરવા તૈયાર થઈ જાય ત્યારે સૌ પોતપોતાનાં આયુધ લઈ પ્રવૃત્ત થઈ જાય છે તે જ પ્રમાણે સ્વામીરૂપ પુરુષના ભોગ અને અપવર્ગ સાધવાના છે એ આશય આ સર્વ કરણોનો છે. એ આશયને અવલંબી આ સર્વ કરણો પોતપોતાના વ્યાપારમાં પોતાના સ્વભાવથી જ પ્રવૃત્તિ કરે છે. દશ બાહ્ય કરણ અને ત્રણ અંતઃકરણ એ પ્રકારનાં આ તેર-કરણની સર્વ પ્રવૃત્તિ આહરણ, ધારણ અને પ્રકાશ એ ત્રણ પ્રકારની હોય છે. કર્મેન્દ્રિયની પ્રવૃત્તિ વિષયનું આહરણ કરવાની પ્રસિદ્ધ છે. અંતઃકરણની સામાન્ય પ્રવૃત્તિ ધારણ–જીવન–ની છે અને જ્ઞાનેન્દ્રિયની પ્રવૃત્તિ પ્રકાશ કરવાની છે. આ ત્રિવિધ પ્રવૃત્તિના કાર્યરૂપ જે કર્મ તે પણ આ નિયમથી ત્રણ પ્રકારનું થાય છેઃ આહાર્ય, ધાર્ય અને પ્રકાશ્ય. ત્યાં વચનાદિ પાંચ કર્મ તે આહાર્ય છે અને એ પ્રત્યેક દિવ્ય અને અદિવ્ય એ બે ભેદવાળાં છે તેથી એ આહાર્ય કર્મ તે દશ પ્રકારનું છે. આ જ પ્રમાણે પ્રાણાદિ વૃત્તિવડે જે ધાર્યરૂપ કાર્ય છે તે સ્થૂલ શરીર છે અને એ સ્થૂલ શરીર પાંચ ભૌતિક છે અને તેમાં જે પાર્થિવાંશ છે તેમાં શબ્દાદિ પાંચે રહેલા છે. એ શબ્દાદિ પાંચ વિષય દિવ્ય અને અદિવ્ય એ બે ભેદવાળા હોવાથી એ શરીર પણ દશ પ્રકારનાં થાય છે અને તેથી ધાર્યરૂપ કાર્ય પણ દશ પ્રકારનું ગણાય છે. પ્રકાશ્ય વિષયમાં એ શબ્દાદિ પાંચ છે અને તે દિવ્ય અને અદિવ્ય ભેદવાળા હોવાથી પ્રકાશ્યરૂપ કર્મ પણ દશ પ્રકારનું છે. તેથી આ ત્રણે પ્રકારનાં કાર્ય દશ પ્રકારનાં માનવામાં આવે છે.

(અપૂર્ણ.)

# પ્રગતિ.

( લેખક : મ૦ ચ૦ શેલત. )

કુદરતપ્રતિ દૃષ્ટિ કરતાં જણાય છે કે આગળ વધવું-પ્રગતિ કરવી એ કુદરતનો નિયમ છે. નાનકડું બીજ વૃક્ષ થાય છે અને ફૂલફલ આપે છે, નાની વેલ પથરાઈને તેનો મોટો મંડપ બને છે. ખેડુતે વાવેલા બાજરી કે જુવારના દાણાનો મોટો છોડ થાય છે અને અનેક મોતીના દાણા જેવા કણનું ડુંડુ તેની પર આવે છે. ખાણમાંનો કોલસો હીરો થાય છે, મોટા મૂલ્યે વેચાય છે. નદી પોતાના મૂળ આગળ ઘણી નાની હોય છે અને તેનો વેગ પણ ધીમો હોય છે, પરંતુ જેમ જેમ તે આગળ વધે છે તેમ તેમ તેનો પ્રવાહ, પટ અને વેગ વધે છે અને છેવટે સાગરને મળતાં સાગરરૂપ થાય છે.

તે જ પ્રમાણે મનુષ્યે પણ પ્રગતિ કરવાની છે. દર માસે અને દર વર્ષે પણ આપણામાં વિશેષ ફેરફાર થવો જોઈએ. નવું થવું એ પ્રગતિ છે-વિકાસ છે. આથી આપણું જીવન નવતાને ધારણ કરે તો જ જીવન સાર્થક ગણાય. આપણા જીવનને જલના પ્રવાહની ઉપમા આપી શકાય. જલ પ્રવાહિત ન રહે તો ગંધાઈ ઉઠે-બગડી જાય અને સુકાઈ જાય. જો વહેતું રહે તો શુદ્ધ થાય, વિસ્તાર પામે અને અંતે સમુદ્રને મળે અને અનંતરૂપે થાય. તે જ પ્રમાણે સંકુચિત જીવનરૂપી નાનું ઝરણું પણ વહેતું ન રહેવાથી સુકાઈ જાય-વિકાસ પામે નહિ. જે ઝરણાં વધતાં નથી તે સુકાઈ જાય છે. તેમ જે જીવન વહેતું નથી-પ્રગતિશીલ હોતું નથી તે પણ શુષ્ક થઈ જાય છે; એટલે કે વિસ્તાર પામતું નથી અને તત્ત્વસાગરમાં ભળતું નથી.

વ્યાપારીઓ વર્ષઆખરે સરવૈયું કાઢે છે, તે જ પ્રમાણે મનુષ્યે પોતાના જીવનનું સરવૈયું કાઢવાની અગત્ય છે. પૂર્વના કરતાં આપણામાં ક્રોધ, ભય, ચિંતાદિ કેટલા પ્રમાણમાં ન્યૂન થયાં ? તેમનો વેગ પૂર્વના કરતાં કેટલો ઓછો થયો ? પૂર્વના કરતાં શાંતિ, આનંદ, સમભાવ, નિર્ભયતા, પ્રેમ વગેરે દૈવી ગુણોનો કેટલો વિકાસ થયો ? દાનાદિ સત્ક્રિયા કરવામાં મનનો પૂર્વ કરતાં કેવો વિકાસ થયો ? મમત્વનો થોડે ઘણે અંશે ક્ષય થાય છે કે કેમ ? મને શ્રેયસ્સાધક થયે કેટલો સમય થયો ? તે સમયમાં શું શું સાધ્યું-કેવો વિકાસ કર્યો-જીવન કેવું ઉચ્ચ થયું, તે વિષે પરમ કૃપાળુ **શ્રી ભગવાનશ્રીના** સૂચવ્યા પ્રમાણે સ્વયં પોતાને પ્રશ્ન કરવો.

'કહો તમે કર્તવ્યમાં શું શું ધાર્યું,
જ્ઞાતવ્યને પ્રાપ્તવ્યમાં શું વિચાર્યું,
તમારું જીવન તે જીતે છે કે હાર્યું ?

આ પ્રમાણે આત્મનિરીક્ષણ સિવાય પ્રગતિ સાધી શકાતી નથી. જેમણે જીવનવિકાસ સાધવો

છે તેમણે ડૉક્ટર જેમ થરમોમિટરથી જ્વર માપે છે, તે જ પ્રમાણે જીવનને પણ માપવાનું છે અને તેના વિકાસમાટે સાધન સાધવાની જરૂર છે.

આરંભમાં જણાવ્યું તેમ પરમાણુમાત્ર ગતિ કરી રહ્યાં છે, પરંતુ આપણી દૃષ્ટિમાં તે ગતિ જણાતી નથી. વળી જે જે સ્વતંત્ર રીતે ગતિ કરે છે તે અન્ય કરતાં શ્રેષ્ઠ ગણાય છે. આપણે મનુષ્ય સ્વતંત્ર રીતે ગતિ કરનાર છીએ અને તેથી મનુષ્યની ગણના સર્વથી શ્રેષ્ઠ છે અને આથી જ મનુષ્યજન્મ સર્વ કરતાં શ્રેષ્ઠ ગણાય છે. દેવતાઓ પણ મનુષ્યજન્મ ઇચ્છે છે એટલું જ નહિ પણ તેની અદેખાઇ કરે છે. આવું સાધન પ્રાપ્ત હોવાથી આપણે ગતિ કેવા પ્રકારની કરવી ?

હવે ગતિ બે પ્રકારની છે. ( ૧ ) ગતિ. ( ૨ ) પ્રગતિ ( Progress ). ઘાણીમાં બળદ ફરે છે તે કંઇ માર્ગ કાપતો નથી, પરંતુ ઘોડો દોડે છે તે માર્ગ કાપે છે અને આગળ વધે છે, એટલે તે પ્રગતિ કરે છે.

મનુષ્યને બે પ્રકારનાં સાધન પ્રાપ્ત છે. સ્થૂલ અને સૂક્ષ્મ. આ બે સાધનદ્વારા આપણે કેવા પ્રકારની ગતિ કરીએ છીએ. જો આપણે આપણાં સાધનોનો દુરુપયોગ કરીએ તો આપણે જેવા હોઇએ તે જ સ્થિતિમાં રહીએ એટલુ જ નહિ પણ અવનતિને પામી નીચે નીચે. અધોગતિને પામીએ. માટે આપણે પ્રાપ્ત સાધનથી પ્રગતિ કરવી જોઇએ.

આપણાં સાધન તે ઇન્દ્રિયો અને મન છે. પૂર્વે જે જે પુરુષોએ પોતાનો જીવનવિકાસ–પ્રગતિ સાધી છે તેમણે પણ આ જ સાધનદ્વારા પ્રગતિ સાધી હતી. આપણે પણ તે જ કરવાનું છે.

આપણે આગળ વધવું છે. આને માટે આ સાધનોદ્વારા સત્ક્રિયા કરવાની છે, પરંતુ બળ–સામર્થ્યવિના કોઇ પણ ગતિ કે ક્રિયા કેવી રીતે થઇ શકે ?

ગતિશાસ્ત્રનો અચલ નિયમ છે કે જ્યાં બલ ત્યાં ગતિ. પછી તે ગતિ ઉદ્‌ભૂત–સ્પષ્ટ કે અનુદ્‌ભૂત–અસ્પષ્ટ હોય.

મુખના વ્યાપારથી–બળથી અન્નનું ચર્વણ અને જઠરપ્રતિ ગતિ. હસ્તના બળથી ઘંટીને ગતિ મળે અને પગના વ્યાપારથી ચાલવાની ગતિ મળે. આમ હોવાથી બળની પ્રાપ્તિમાટે બળ–સામર્થ્યના કેન્દ્ર મધ્યબિંદુ આત્મા છે તેની સમીપ જવું જોઇએ.

મધ્યબિંદુપ્રતિ લઇ જનાર ક્રિયા લાભકારક છે અને મધ્યબિંદુથી દૂર લઇ જનાર ક્રિયા નુકશાનકારક છે. મધ્યબિંદુ એ સુખનો સાગર હોવાથી તેપ્રતિ ગતિ કરવામાં જ લાભ છે.

ઇન્દ્રિયોનો મધ્યબિંદુથી દૂર જવાનો–બહિર્મુખ થવાનો સ્વભાવ છે તેને આપણે અંતર્મુખ કરવાની જરૂર છે. જ્યારે જ્યારે ઇન્દ્રિયોદ્વારા પ્રવૃત્તિ કરીએ ત્યારે ત્યારે તે વિચારપૂર્વક કરવી જોઇએ. જો તે મધ્યબિંદુપ્રતિ લઇ જનાર હોય તો તે પ્રવૃત્તિ સેવવી, નહિ તો તે નહિ સેવવા સાવધાન રહેવું.

બુદ્ધિપૂર્વક ક્રિયા-પ્રવૃત્તિ કરવાથી ઇન્દ્રિયોને મધ્યબિંદુપ્રતિ વાળવામાં ઘણી સહાય મળે છે. લાંબા કાળસુધી જપ કે સંયમની ક્રિયા થાય છતાં સાધન સિવાયના બાકીના સમયમાં ઇન્દ્રિયોની પ્રવૃત્તિપ્રતિ લક્ષ ન અપાય, બુદ્ધિપૂર્વક તે મધ્યબિંદુમાં લઇ જનાર ક્રિયા છે કે કેમ તેનો વિચાર કરી તે પ્રવૃત્તિ ન થાય, તો જપ કે સંયમની ક્રિયા ઉત્તમ ફળ પ્રકટાવી શકે નહિ.

પૂ૦ શ્રી વિશ્વવંદ્યના જીવનનું જેણે અવલોકન કર્યું હશે તેને આ વાત સહજમાં લક્ષમાં આવશે. એમણે દીર્ઘકાલ સુધી તપ, સંયમ કે જપનાં સાધન સાધ્યાં નથી પરંતુ તેઓ ઇન્દ્રિયો તેમ જ મનની દરેક ક્રિયા પછી ભલે તે નાનામાં નાની હોય પરંતુ બુદ્ધિપૂર્વક તે મધ્યબિંદુપ્રતિ લઇ જનાર છે કે કેમ તેનો વિચાર કરી કરતા. તેમની આપણને સામાન્ય જણાતી બેસવાની, ચાલવાની, પૂજનસમયે ચંદન કરવાની, વાર્તા કરવાની, વસ્ત્ર ધારણ કરવાની, પેનસીલ છોલવાની કે પુસ્તકનું બંડલ બાંધવાની, નાની નાની ક્રિયા પણ કેવી સુંદર ગૌરવવાળી અને ચૈતન્યાત્મક હતી તે તો આપણામાંના અનેકને સુવિદિત છે. તેનું કારણ તેમની સર્વ ક્રિયામાં વિચાર ભળતો-બુદ્ધિપૂર્વક તે થતી અને તે ક્રિયા તેમને મધ્યબિંદુનિકટ લાવવામાં વિશેષ સહાયરૂપે હતી.

આપણે પણ એ મહાપુરુષનું દૃષ્ટાંત દૃષ્ટિસમીપ રાખી પ્રગતિ સાધવાની છે. જેમ જેમ બુદ્ધિપૂર્વક ઇન્દ્રિયોદ્વારા શુભ પ્રવૃત્તિ સધાય છે તેમ તેમ મધ્યબિંદુનિકટ જવાનો આપણો વિશેષ અધિકાર થાય છે.

ઇન્દ્રિયોની શુભ પ્રવૃત્તિ થતાં સાત્ત્વિક બલનો સંચય થાય છે અને અશુભ પ્રવૃત્તિ થતાં તે બલનો ક્ષય થાય છે. આ પ્રમાણે સત્ક્રિયાદ્વારા પ્રાપ્ત કરેલા થોડા ઘણા બલનો અશુભ પ્રવૃત્તિદ્વારા ક્ષય થવાથી સંયમજેવું મધ્યબિંદુપ્રતિ લઇ જનાર ઉત્તમ સાધન કેવી રીતે સાધી શકાય ? ઘણાં મનુષ્યોને જપાદિ સાધન લાંબો કાળ સાધવા છતાં વિશેષ લાભ ન થવામાં, તે સત્ક્રિયા પછી વ્યવહારમાં પ્રવેશ કર્યા પશ્ચાત્ પોતાની ઇન્દ્રિયો કે મનની શુભ પ્રવૃત્તિપ્રતિની અસાવધાનતા જ કારણ હોય છે. આથી સત્ક્રિયા પછીના સમયમાં આ સાવધાનતાપ્રતિ વિશેષ લક્ષ આપવું ઘટે છે.

આવા પ્રકારની સાવધાનતા સેવવાથી સાત્ત્વિક બલની અભિવૃદ્ધિ થાય છે અને તેથી તામસરાજસ બલનો ક્ષય થાય છે. અને તેમ થવાથી ઇન્દ્રિયનિરોધ કે સંયમમાટે વિશેષ યોગ્યતાવાળી થતાં મધ્યબિંદુપ્રતિ જવા વિશેષ યોગ્ય થાય છે.

મધ્યબિંદુપ્રતિ ગતિ કરવામાં ઇન્દ્રિયોની શુભ પ્રવૃત્તિ ઉપરાંત અન્ય ઉપયોગી અને બલવાન્ સાધન તે ઇન્દ્રિયનિરોધ-ઇન્દ્રિયસંયમ છે. કોઇ કટુ વચન કહે છતાં વાણી વિકારવશ થઇ ગમે તેવાં ક્રોધનાં વચન ન કાઢે, આવેશવશ ન થાય, કંઠસુધી વાણીનો વેગ આવે છતાં તેને ત્યાંને ત્યાં સદ્વિચારદ્વારા દબાવાય તો જાણવું કે તે પ્રસંગે વાણીનો સંયમ થયો. ભોજન ગ્રહણ કરતાં સુંદર ભોગથી રસના ન લલચાય અને મિતાહાર થાય, ક્ષુધાનિવૃત્તિમાટે જરૂર હોય તે કરતાં એક પણ ગ્રાસ વિશેષ ન લેવાય, તો જાણવું કે જીભનો સંયમ સધાયો. નાના નાના પ્રસંગે આ પ્રમાણે

સંયમ સાધવામાં સફલ થતાં ક્રમે ક્રમે ઇન્દ્રિયો સંયમમાં વિશેષ ટેવાય છે, અને પછી તે અભ્યાસથી વિશેષ અને વિશેષ સંયમી થાય છે. યોદ્ધાને રણક્ષેત્રમાં યુદ્ધના વિશેષ પ્રસંગો પ્રાપ્ત થતાં તે જેમ શૂરવીર અને નિર્ભય થાય છે, તે જ પ્રમાણે ઇન્દ્રિયો પણ સંયમના અભ્યાસથી ગમે તેવા વિકારપર સંયમ મેળવવા યોગ્યતા પ્રાપ્ત કરે છે.

ઘણા કેળવાયલા અને વિદ્વાન્ પુરુષોમાં પણ સામાન્ય સંયમની ખોટ જણાય છે. ઘણા મનુષ્યો બેઠા હોય ત્યારે હાથથી તણખલાં તોડે, પગ હલાવે, જરૂર વિના આમતેમ દષ્ટિને ફેરવે, શરીરને અગત્ય વિના મરડયા કરે એ શું સુચવે છે! એ જ કે એમને ઇન્દ્રિયોના સંયમસંબંધી વિચાર જ કર્યો નથી. આવી નજીવી ક્રિયા પણ સાત્વિક બલનો કેવી રીતે ક્ષય કરે છે તે તો કોઈ સંયમી કે યોગી જ યથાર્થ સમજી શકે છે. આમ હોવાથી મધ્યબિંદુગ્રતિ ગતિ કરવાની ઇચ્છાવાળા મુમુક્ષુ કે સાધક ઇન્દ્રિયસંયમમાટે ખાસ સાવધાનતા સેવવી ઘટે છે. આપણે સ્વામી છતાં ઇન્દ્રિયોના ગુલામ બન્યા છીએ.

ભોજનમાં કોઈ દિવસ ભૂલથી સહજ મીઠું, મરચું વિશેષ પડી જાય તો મિજાજ ખસી જાય અને તેથી તે સમયે ગમે તે બોલવા સાવધાનતા ન રખાય એ શાથી? રસનાને વશ થઈ પાણીની પેઠે પૈસાનો ખર્ચ કરાય અને ક્ષુધાથી પીડિત દરિદ્રનારાયણમાટે પૈ પણ ન ખર્ચાય તે શાથી? માત્ર ઇન્દ્રિયોના ગુલામ થવાથી.

ઘણા મનુષ્યો પરરાજ્યના દાસત્વની ઝુંસરી દૂર કરવા અનેક પ્રકારના પ્રયત્ન કરે છે પરંતુ પોતાના મન તથા ઇન્દ્રિયોના દાસત્વથી મુક્ત થવા પ્રયત્ન કરનાર કોઈ વિરલ જ હોય છે. પરંતુ સાધક થઈ ઇન્દ્રિયોનું દાસત્વ કરે તો તેને માટે તે અત્યંત લજ્જાસ્પદ ગણાય.

શાળામાં પ્રવેશ ન પામેલા છોકરા ગમે ત્યાં રખડે, રમે, ફરતા ફરે તે ચાલે, પરંતુ વિદ્યાર્થી તે પ્રમાણે કરે તે ચાલે?

વિદ્યાર્થીએ તો શાળામાં નિયમિત જવું જોઈએ અને શાળાના નિયમોનું પાલન કરવું જોઈએ. આ પ્રમાણે કરે તો જ તે વિદ્યા પ્રાપ્ત કરી શકે અને તેનું વિદ્યાર્થીપદ સાર્થક થાય.

શ્રેયસાધક એ રખડતો છોકરો નથી પણ અધ્યાત્મશાળામાં પ્રવેશેલો વિદ્યાર્થી-સાધક છે. એને સાધનરૂપી અભ્યાસ કરવાનો છે અને સદ્‌ગુરુરૂપી અધ્યાપકને અધીન રહી તેઓશ્રીનો અનુગ્રહ પ્રાપ્ત કરવાનો છે. એ પોતાની ઇન્દ્રિયો અને મનને ન દબાવે, તેને વશ વર્તાવવા પ્રયત્ન ન કરે તો પછી અન્ય કોણ કરે? એનાં જપ સંયમાદિ સાધન વિકારો દબાવવામાં કામ ન આવે તો પછી તે સાધન સાધવાનું પ્રયોજન શું? રણક્ષેત્રમાં તરવાર કામ ન આવે તો કમરે તરવાર શા માટે લટકાવવી? પરંતુ શ્રેયસ્સાધક એટલે સિદ્ધ નહિ પણ સાધક વિદ્યાર્થી; એટલે એ પડે પણ ખરો, પણ તેથી શું? અખાડામાં કેળવાતાં ક્રમેક્રમે પહેલવાન થવાય, તેથી સાધક પણ કોઈ સમયે હારે, કોઈ સમયે વિજય પામે પણ પ્રયત્ન તો કદી ત્યજે નહિ. અને ક્રમે ક્રમે ઇન્દ્રિયજય સાધી શકે. કહે છે કે ' Heaven helps those who help themselves. '

જેઓ સ્વાશ્રયી હોય છે તેમને ઇશ્વર સહાય કરે છે. સાધકને શીર્ષે સમર્થ સદ્ગુરુ સહાય અર્પવા તૈયાર છે તો પછી તેના વિજયમાં શું કહેવું ! એણે તો અભ્યાસની લાકડી ઉંચી કરવાની; તેમ કરતાં ગિરિતોલનાર ગિરિધર—સદ્ગુરુ સર્વ કરી લે છે માટે મધ્યબિંદુપ્રતિ ગતિ કરવા અને બલ પ્રાપ્ત કરવા ઈન્દ્રિયોની શુભ પ્રવૃત્તિ અને ઈન્દ્રિયસંયમ ઉભય સાધન સાધવાની અનિવાર્ય અગત્ય છે. (અપૂર્ણ.)

---

ઉત્સવસંબંધી :

સ્ત્રીવિભાગમાં—' વડી ' પ્રાસમાં 'રખડી, ' જડી ' વગેરે શબ્દો લખી શકાય; કઠી, સખી, કદી નહિ ચાલે.

---

## શ્રી ઉપેન્દ્રજયન્તીમહોત્સવનું સાહિત્ય—સં૦ ૧૯૮૬.

### ( ઉત્તીર્ણ લેખો. )

યુવકવિભાગ— ' પાદપૂર્તિ '

[ લેખક : પિનાકિન્ ત્રિવેદી. ]

મંદાક્રાન્તા.

ચૌદે પાંખે જીવભ્રમરને, ધ્યાનપદ્મે ફસાવી,
નિત્યે તેને નિજ ગુરુ દીધા, મંત્ર દંશે ડસાવી,
જેણે જેણે શિવ અભયને, પામી જીવત્વ બાધ્યું,
તેણે તેણે જીવનભરમાં, સત્ય પૌરુષ સાધ્યું.

જેણે જેણે સુખની ક્ષણમાં, દુઃખને ના વિસાર્યું,
વ્હાલાં, દુઃખો, સુખદ પ્રભુને, (એ) ભાન હૈયે ઉતાર્યું,
જીતી જેણે ષડ્રિપુ મહા, સંયમે જોર લાધ્યું,
તેણે તેણે જીવનભરમાં, સત્ય પૌરુષ સાધ્યું.

: : સાપ્તાહિક : :

Reg. No. B. 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ:
"જીવન ઘડો."

વર્ષ: ૫ અંક : ૧૧
સં૦ ૧૯૯૪, આશ્વિન કૃષ્ણ ૭
શનિવાર
તા૦ ૧૫ : ૧૦ : ૧૯૩૮

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૪-૦-૦
હિન્દબહાર : દશ શિલિંગ.

શ્રી ચારિત્ર્યમન્દિર :
વિદ્યાર્થીને ભણવા મૂકવા-યોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા.
સહાય કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્યમાટે મથતી સંસ્થા.

સ્થલ : વડોદરા.
આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેકટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, બારકાળેની ગલીમાં-વડોદરામાં છોટાલાલ લાલભાઇ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી પ્રકાશક :
ગોવિન્દલાલ હ૦ ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી વિશ્વવંદ્ય-ક્ષ્યાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૧૫ : ૧૦ : ૧૯૩૮

॥ ૐ શ્રી ॥

## नित्य सन्देश.

તા. ૨૩-૭-'૩૧.

કાલનો સન્દેશ તમને મળ્યો હશે જ. સારી વસ્તુ સહુને ગમે છે, તેથી આપણે પણ જો સારા હોઈએ તો બીજાને અને આપણને પોતાને પણ ગમીએ. આપણે સારા થવા માટે આપણે પોતે જ સારા થવાનો નિશ્ચય કરવો જોઈએ: આટલી વાત આપણે કાલે જાણી હતી.

સારા થવા માટે આપણે આજે પણ ઇચ્છા તો રાખીએ છીએ; જ્યાં કહેશો કે તમારામાંથી કોઈએ સારા થવાનો નિશ્ચય કરી શક્યા છો ? ઘણી વખત આપણે એવો નિશ્ચય કરી શકતા નથી, અને કદાચ કરીએ છીએ તો તે ટકાવી શકતા નથી. આમ શાથી બને છે ? એનું કારણ એ છે કે કોઈ પણ પ્રકારનો નિશ્ચય કરવામાં આપણા મનમાં બળ જોઈએ છે. નિર્બળ મન નિશ્ચય ટકાવી શકતું નથી. આપણા મનમાં બળ આવે તો આપણે નિશ્ચય કરી શકીએ. એનું બળ શી રીતે આવે ? જે બળવાન હોય તેનો સમાગમ કરવાથી. અને તેવા બળવાન તો સત્પુરુષો હોય છે. સારા મનુષ્યોનો સંગ કરવાથી આપણા મનને બળ મળે છે; અને તેવો સંગ જો આપણે રોજ રાખીએ છીએ તો રોજ આપણું મન બળવાળું રહે છે, અને બળવાળું મન સારા નિશ્ચયને ટકાવી શકતું હોવાથી આપણે સારા મનુષ્યનો સંગ કરવાથી બળવાન નિશ્ચય ટકાવી શકીએ છીએ. સારા પુરુષો કોને કહીશું ?

જેમની ક્રિયા અને વિચાર સારા છે, જેમનો ક્રોધઉપર અંકુશ છે, જે અખંડ આનંદમાં રહે છે, જેમને સહુપર સમાન પ્રેમ છે, જે બીજાના દોષોની ક્ષમા આપે છે, પોતાના મનથી કોઇ તરફ વેર, દ્વેષ, ઈર્ષ્યા, અભાવ રાખતા નથી. પેલે ઘણા સારા હોય

છતાં જેમને પોતાના સારાપણાનું અભિમાન નથી, જે કોઇને પણ મદદ કરવા તૈયાર છે, જેમને બીજાને સુધારવાનો ખૂબ ઉત્સાહ છે, બીજાને ઉત્તમ કરવા જે આતુર છે તેમને સારા પુરુષ જાણવા. એવા પુરુષોને ખોળીને તેમનો સમાગમ કરવાથી આપણે અવશ્ય સારા થઇએ છીએ. સારા પુરુષનો સમાગમ કરવો એટલે એમનું કહ્યું માનવું, એમનું કહેલું કરવું, એમના વચનમાં વિશ્વાસ રાખવો, એમની સેવા કરવી, એમને પ્રસન્ન રાખવા.

આમ સત્પુરુષના અખંડ સમાગમથી આપણે ઉત્સાહમાં આવીએ છીએ, તેમનાથી આપણા મનને બળ મળે છે, અને તેથી આપણે સારા થવા નિશ્ચય કરી તે ટકાવી શકીએ છીએ, અને તે પ્રમાણે ધીરે ધીરે વર્તી શકીએ છીએ.*

શ્રી ગુરુદેવ.

---

# શ્રી પુરુષાર્થસિદ્ધિ.

( અનુસંધાન ગતાંક ૯ ના પૃષ્ઠ ૭૪ થી. )

**વીરેન્દ્ર** પણ ભોજન આદિથી પરવારી વિશ્રાંતિ લેતાં વિચારે છે કે અહો ! મારે જીવનમાં કેવા વિલક્ષણ અનુભવો લેવાના આવે છે. કાલ રાત્રિએ સિદ્ધાશ્રમમાં, આજે ભૂપતિના ભુવનમાં. પ્રારબ્ધ જ્યાં લઇ જાય ત્યાં અવિકલ થઇને વહેવું એ જ મારે હાલ તો કરવાનું છે. ઈશ્વરની માયા અહીં જે વેષ ભજવશે તે જોઇને આનંદ પામીશ. પ્રકૃતિના ખેલો જે તટસ્થ રહીને નિહાળે છે તેને કોઇ પણ પ્રતિબંધ નડતો નથી. પ્રકૃતિ તથા પ્રકૃતિની રમતમાત્ર મિથ્યા છે. એ નિશ્ચય કરી જનકજેવા ઉપાધિમધ્યે રહેવા છતાં બંધનરહિત રહ્યા છે, એ મેં અધ્યયનથી તથા કથાના શ્રવણથી જાણ્યું છે. જો કે હાલ તો હું પ્રકૃતિપ્રદેશમાં જ રમું છું, છતાં મારા મનમાં એ નિશ્ચય દૃઢ થતો જાય છે કે ઈપ્સિત વસ્તુવિના મારે માટે સર્વ કંઇ હાલ મિથ્યા છે. એ વિચાર દૃઢ રહે તો ગમે તે સ્થિતિમાં હું આવી પડું તોપણ તેથી ઉપજતા વિકારોનો મને સ્પર્શ થશે નહિ. જગત્ અસત્ય છે એ નિશ્ચયને સેવી શકું, એવો મારો હાલ અધિકાર નથી, અને તેથી જ હું આ પ્રવાસ કરી રહ્યો છું; પણ એક વસ્તુવિના મારે માટે અન્ય સર્વ કંઇ મિથ્યા છે. એ વિચારમાં દૃઢ રહેવાનું બળ પ્રતીત થાય છે, તેને ક્રમે ક્રમે અધિક દૃઢ કરવું એ જ કર્તવ્યરૂપ છે. મનુષ્યને સહજમાં સકામની સિદ્ધિ થતી નથી તેનું કારણ દૃઢતાની દુર્બળતા છે. તેની પ્રાપ્તિમાં પણ વિકારનો જય કરવો પડે છે, એ મને અનુભવસિદ્ધ થતું જાય છે.

પ્રકૃતિ પોતાની સત્તામાં મનુષ્યને પકડવાનો પ્રયત્ન કરે છે, પણ જે મનુષ્યો એ સમજી જાય

---

*પરમ પૂજ્ય **શ્રી ભગવાનશ્રી** ચારિત્ર્યમંદિરના વિદ્યાર્થીમાટે નિત્ય એક સન્દેશ લખીને વિદ્યાર્થીને આપવા કૃપા કરતા હતા. જ્યારે તેઓશ્રીની સ્થિતિ બહાર ગામ હોય ત્યારે ત્યાંથી પણ નિત્ય એક સન્દેશ લખીને ભાઇ શંકરલાલપર મોકલતા. આ નિત્ય સન્દેશ વિદ્યાર્થીઓને ઉદ્દેશીને લખાયો છે છતાં તેનાંના વચનો વિકાસ સાધવાની ઇચ્છાવાળા પ્રત્યેક મનુષ્યને પણ અત્યંત ઉપયોગી હોવાથી નિત્ય સન્દેશ પ્રકટ કરવામાં આવે છે.

છે તે પ્રકૃતિને અધીન કદી થતા નથી, અધીન વર્તાવે છે. માનવપ્રયત્નઆગળ માયા હારે છે. આ પ્રકારના વિવિધ વિચારને સેવતો વીરેન્દ્ર વિશ્રાંતિ લે છે.

એકાદ પ્રહર વહી ગયા પછી મહારાજાએ એક ખાનગી ઓરડામાં વીરેન્દ્રને બોલાવી કહ્યું કે હે વીર પુરુષ! મારા પ્રબલ પુણ્યના યોગે તમે મને પ્રાપ્ત થયા છો. તમારા સામુદ્રિક લક્ષણો સૂચવે છે કે તમે કોઈ રાજ્યવંશી છો. દૈવની કૃપાથી જે વસ્તુ મળે છે તે સર્વોત્તમ હોય જ. શ્રી ઈશ્વરના અનુગ્રહથી મારા હૃદયમાં આમ સ્ફુરે છે તે પણ સત્ય જ નીકળશે.

થોડા સમયપર એક મહાપુરુષ આ સ્થાને પધાર્યા હતા, તેમને મેં મારી ઈચ્છા નિવેદન કરી હતી. તેમણે કહ્યું હતું કે હાલ તમારે આ વિષે ચિંતા કરવાની આવશ્યકતા નથી, પણ તમે જેની ઉપાસના કરતા હો તેમાં અધિક કાલ નિર્ગમન કરો. ઉપાસનાદ્વારા અંતઃકરણની શુદ્ધિ સાધો. ઈચ્છાની સત્વર સિદ્ધિ કરવાનું સાધન ઈશ્વરોપાસના જ છે.

ઉપાસનાના બે ભેદ છે. એક સકામ તથા બીજી નિષ્કામ. સકામ ઉપાસના કામનાને સિદ્ધ કરે છે, નિષ્કામ ઉપાસના મોક્ષને અર્પે છે. હાલ તો તમે સકામના અધિકારી છો પણ તેને ઈશ્વરાભિમુખ રહીને સિદ્ધ કરો અને બહારથી તેને અનુકૂલ નીતિનિયમોનું પાલન કરો છો તેમ કર્યા કરો. યથા સમયે સર્વ કંઈ અનુકૂલ થઈ રહેશે. સકામ ઉપાસના પણ જો યોગ્ય વિધિથી થાય છે તો તેની સાથે અંતરની પણ શુદ્ધિ સધાય છે અને એવું અંતઃકરણ પછી નિષ્કામ ઉપાસનાનું અધિકારી બને છે, માટે પ્રસન્નતાથી ઉપાસ્યને આરાધો. આ પ્રકારનો બોધ તે મહાપુરુષે આપ્યો હતો તે સમયથી મેં મારા ઉપાસ્યદેવ **શ્રી સદાશિવની** આરાધના કરવા માંડી હતી.

આ પ્રમાણે કહીને આ ભૂપતિએ સ્વલ્પમાં પોતાની ઈચ્છા જણાવીને વીરેન્દ્રને પૂછ્યું કે તમે શા માટે આ પ્રવાસનુ દુઃખ સહન કરો છો? નિઃસંકોચપણે સર્વ વાત કહો. મારાથી બનતી સહાય કરીશ.

આ સર્વ શ્રવણ કરી વીરેન્દ્ર બોલ્યો. હે ધર્મશીલ ભૂપતિ! આપે કહ્યું તે સત્ય છે. હું અમરાવતીના મહારાજા યોગેન્દ્રનો પુત્ર છું. મારું નામ વીરેન્દ્ર છે. પિતાને સંતતિમાં હું એક જ છું. દૈવના અનુષ્ઠાન પછી પિતાની મોટી વયે મારો જન્મ થયો હતો તેથી ઘણા લાલન-પાલનથી મારા માતાપિતાએ મને ઉછેર્યો છે. જ્યોતિષીઓએ મારી જન્મપત્રિકા જોઈને કહ્યું હતું કે આ પુત્ર મહાપરાક્રમી થશે, પણ થોડો સમય એમને પ્રવાસનો યોગ આવશે. આ શ્રવણ કરી આનંદ તથા કંઈક ચિંતા ધરતાં માતાપિતા દિવસ નિર્ગમન કરવા લાગ્યાં. જોતાં જોતાંમાં ઘણો વખત કાલ વહી ગયો. મારું વય અઢાર વર્ષનું થયું અને તેથી પિતા મારા લગ્નનો વિચાર કરી તેની શોધમાં પ્રવૃત્ત થયા.

એવામાં એક રાત્રિએ હું સૂતો હતો ત્યારે મને સ્વપ્ન આવ્યું કે કે શું થયું તેની મને ખબર નથી, પણ કોઈએ કહ્યું કે 'હે વીરેન્દ્ર! તુ આમ રાજ્યભવથી આનંદ માનતો ચાલ્યો શું રહ્યો છે! તું સાચો મનુષ્ય અને વીર ક્ષત્રિય હોય તો વિજયદંડ મેળવી લાવ.'

આ પ્રકારના શબ્દો શ્રવણ કરતાં મારાં નેત્ર ઉઘડી ગયાં. હું જાગ્રત્ થઈ ગયો. આમતેમ

જોયું, પણ કોઈ જણાયું નહિ. પરંતુ ત્યાર પછી મને કોઈ પણ રીતે ચેન ન પડવા માંડયું. મનમાં એમ જ થયું કે શ્રવણ કરેલાં વચનો ખરેખર સત્ય છે. ખાઈપીને જીવન ગાળવું એ સાચા માનવીનું કામ નથી; એ તો પશુ પણ કરે છે. આજથી નિશ્ચય કરું છું કે મારે વિજયદંડ પ્રાપ્ત કરવો જ.

એ ત્રણ દિવસ પછી આ વાત માતાપિતાને કહી. આ સાંભળી એમણે હાસ્ય કર્યું અને કહ્યું કે વીરેન્દ્ર! સ્વપ્ન તો અનેક પ્રકારના આવે છે અને તે મિથ્યા છે. સ્વપ્નની વાતઉપર તું આટલો વિશ્વાસ રાખે છે એ તારા જેવા વિચારવાનને ઘટતું નથી. એમ વદી અનેક રીતે મારી વૃત્તિ પલટવાનો પ્રયત્ન આરંભ્યો. મને આનંદ પ્રકટે એવા પ્રકારના વિવિધ સાધનો રચી આપતા. સ્વલ્પમાં એમણે ઘણો ઘણો પરિશ્રમ કર્યો પણ તેથી મારો વિચાર પલટાયો. નહિ અને મેં પ્રવાસે જવાની યાચના કરી અને કહ્યું કે પિતા! આપ શૂરવીર ક્ષત્રિય છો. આપે પણ યુવાવસ્થામાં ઘણા પ્રવાસો કરી વિજય પ્રાપ્ત કર્યો છે. આપ જેવાનો પુત્ર થઇ હું કેવલ વિષયની મોજ ભોગવતો બેસી રહું, એ મને કેમ શોભે? અને તેથી આપને પણ લાંછન ન લાગે માટે આપ પ્રસન્નતાપૂર્વક આજ્ઞા આપો. આપની પ્રસન્નતા એ પ્રવાસની સફલતા આણનાર છે.

આ શ્રવણ કરી પિતાએ કહ્યું કે હે પુત્ર! વિજયદંડ કયાં હશે તેની શી ખબર? પુરુષાર્થી જનોએ એ પ્રાપ્ત કર્યો છે એવું મે શ્રવણ કર્યું છે પણ કેવી રીતે અને કયાંથી તે મેં જાણ્યું નથી. વળી તુ અત્યંત સુખમાં ઉછરેલો વિકટ પ્રવાસ શી રીતે કરી શકીશ? મને પ્રવાસના દુઃખનો અનુભવ છે; વળી તને બહાર નીકળવું પડે એવું કાંઇ પણ કારણ ઉપસ્થિત થયું નથી; થાય ત્યારે પાછી પાની કરવાની નથી. વળી મારી ઉત્તરાવસ્થા થઇ છે. મેં જગતમાં આવીને કંઇ કંઇ સુખદુઃખ અનુભવ્યાં છે અને તેના પરિણામે કહુ છું કે આ પ્રકારના સાહસને ખેડવાની હાલ જરૂર નથી. વૃદ્ધનાં વચનો અનુભવનાં છે. અને તમારા જેવી વયના વિચારો પરિપકવ નથી. ઈશ્વરકૃપાથી આપણો રાજ્યભંડાર વિપુલ છે. અનેક રાજા મહારાજાઓપર આપણી સત્તા પ્રવર્તે છે. આપણા ઇષ્ટદેવ આપણા ઉપર પ્રસન્ન છે તેથી કોઇ વિપત્તિ આવે છે તે તો સહજમાં અળપાઈ જાય છે. પ્રવાસથી મનુષ્યનું જીવન ઘડાય છે એ વાત સાચી છે પણ હું તો સૂક્ષ્મ દૃષ્ટિથી તારું અંતઃકરણ જોઉ છુ તો મને સ્પષ્ટ થાય છે કે તારામાં સર્વ સદ્‌ગુણો તથા બળનો આવિર્ભાવ થયો છે. રાજ્યવહીવટ કરવાનું તારામાં સામર્થ્ય છે તો વિજયદંડ પ્રાપ્ત કરી તારે કંઇ પણ મેળવવાનું શેષ રહ્યું નથી, માટે આવા સ્વપ્નના વિચારતરંગને શમાવી દે.

મેં કહ્યું, પિતા! આપની વાત સત્ય છે; પણ આપ મને ના કહો છો તેનું કારણ માત્ર મારા પ્રતિનું આપનું મમત્વ છે. પણ વિચાર કરતાં મને લાગે છે કે ભક્તિ અને ભોગ સદાકાલ સાથે ટકતાં નથી. આ આપણા રાજ્યને ભોગવનાર અનેક પુરુષો પૂર્વે થઈ ગયા અને હું કે આપ પણ એ જ નિયમે કોઈ કાલે ભોગથી જુદા પડીશુ તો એવા પદાર્થોપ્રતિ કેવલ મોહવૃત્તિથી હું બેસી રહું એ.આપ જેવા શૂરવીરના પુત્ર થઈ ને મને શોભતું નથી.

આપની વાત્સલ્યદૃષ્ટિ મારામાં ગુણને જુએ એ સ્વાભાવિક છે, છતાં મને એમ ભાસે છે કે હજી મારે કંઈ કંઈ પ્રાપ્ત કરવાનું શેષ રહ્યું છે. ઉત્તમ પ્રકારે રાજ્ય ચલાવવું એ જ મનુષ્યનું કર્તવ્ય છે, એ પ્રકારનો નિશ્ચય મારી મતિમાં દૃઢ થતો નથી. એ જ કર્તવ્યરૂપ હોત તો આ સૂચના મને મળત જ નહિ. અમાનુષી સામર્થ્ય પ્રાપ્ત કરવાની મને ઇચ્છા છે તેથી પ્રવાસ કરવાનો વૃત્તિ આગ્રહ સેવે છે. તેથી અલ્પકાલ આપ રાજ્ય કારભાર ચલાવજો. ઈશ્વરેચ્છા તો હું કાર્યસિદ્ધિ કરી સત્વર આવી પહોંચીશ. આપ તો ધારશો તો એક ક્ષણમાં સર્વ વિષયને અંતરથી દૂર કરી શકશો માટે મારી ચિંતા મૂકીને મને આજ્ઞા આપો. મને અગમ્ય સત્તાએ આ સૂચવ્યું છે ત્યારથી મારા અંતરમાં નિશ્ચય થયો છે કે આ કાર્ય મારું પરમ કલ્યાણ સાધનાર છે.

( અપૂર્ણ. )

---

# प्रगति.

( અનુસંધાન ગતાંક ૧૦ના પૃષ્ઠ ૮૨ થી. )

હવે દ્વિતીય સાધન–મન વિષે વિચાર કરીએ. શ્રી. ભ. ગીતામાં કહ્યું છે કે: ‘आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः’ મન જ પોતાનો બંધુ–કલ્યાણ કરનાર અને મન જ પોતાનો શત્રુ–અકલ્યાણ કરનાર છે. કીટમાંથી દેવ બનાવનાર પણ મન અને દેવ કે મોટા તપસ્વીને શિખર–પરથી રસાતલે લઇ જનાર પણ મન. જગતને સ્વર્ગ બનાવનાર પણ મન અને ન બનાવનાર પણ મન. સર્વમાં દોષદર્શન કરાવનાર પણ મન અને બ્રહ્મદર્શન કરાવનાર મન. પણ વૈભવયુક્ત રાજાને રંકજેવો દુઃખી કરનાર પણ મન અને નિષ્કંચન જ્યાં ઇંદ્રને ભિક્ષુકવત્ લેખવે એવા અવધૂતપદે સ્થાપનાર પણ મન. આપણી વર્તમાન સ્થિતિનું કારણ પણ આપણું મન. શાસ્ત્ર કહે છે કે : जितं जगत् केन मनो हि येन તે યથાર્થ છે. સિકંદર ડાયોજીનીસ સાધુસમીપ રંકજેવા શાથી બને છે ? કારણ તેણે અનેક દેશોપર વિજય મેળવ્યો હતો, મહાન્ નરેશો અને યોદ્ધાઓને તેણે નમાવ્યા, પરંતુ મનપર વિજય મેળવ્યો નહોતો.

વસ્ત્રને જેવા રંગમાં ઝબકોળીએ તેવો તેનો રંગ થાય છે, તે જ પ્રમાણે મન જેવા વિચાર સેવે છે, જેવું ચિંતન કરે છે, તેવું તે થાય છે. કારણ કે ચિંતન એ જ સર્જન છે; મન ચિંતનદ્વારા અનેકાકાર થાય છે. ક્રોધના કે રાગદ્વેષના વિચારચિંતનમાં મન જોડાય છે ત્યારે આપણામાં ક્રોધ અને રાગદ્વેષાદિ વિકારોની વૃદ્ધિ થાય છે અને મનપર રાજસતામસ સંસ્કારોના થર જામે છે. આ પ્રમાણે થવાથી આત્મપ્રકાશ–આત્મસામર્થ્યના અનુભવમાટે મન વિશેષ મલિન થાય છે. મનની શુદ્ધિ વિના તે મધ્યબિંદુ કે આત્મપ્રતિ કેવી રીતે ગતિ કરી શકે ? માટે પ્રાતઃકાલે સન્નિદ્રાદ્વારા પ્રાપ્ત કરેલા બલનો સંચય થવા અને વિશેષ બલ પ્રાપ્ત કરવા આપણે આત્મા જે બલનો મહાસાગર છે તેના પ્રતિ દૃષ્ટિ રાખીને વ્યાવહારિક કાર્યમાં જોડાવું જોઇએ.

એક પ્રસંગે કોઇ સાધક બંધુ મુંબઇ તરફ જતાં પરમ પૂજ્ય બાપજીશ્રીના દર્શનાર્થે વડોદરે ઉતરેલા. વડોદરેથી પ્રયાણ કરતી વખતે તેમણે પરમ કૃપાળુ બાપજીશ્રીને એવા આશયનું

પૂછયું કે શ્રી કણિયાજીને કંઇ કહેવું છે ? ત્યારે કૃપાળુ બાપજીશ્રીએ કહ્યું, કે એમને કહેજો કે જેમ દ્રૌપદી મુદત પૂર્ણ થતાં અન્ય પતિનું પતિત્વ સ્વીકારતા પૂર્વે અગ્નિમાં પ્રવેશ કરી શુદ્ધ થતાં, તે પ્રમાણે આપણે પણ પ્રત્યેક વ્યવહારને-પ્રવૃત્તિને અંતે બ્રહ્માગ્નિમાં પ્રવેશ કરી લેવો અને પછી અન્ય પ્રવૃત્તિમાં પ્રવેશ કરવો. આ બ્રહ્માગ્નિમાં પ્રવેશ કરવો એનું જ નામ આત્મચિંતન-સર્વોત્તમ સદ્વિચાર.

ક્રોધ ઉડવાને પ્રસંગે વિચાર કરવો કે ' હું આત્મા છું- સચ્ચિદાનંદ છું; મારામાં વિકાર કેવી રીતે હોઇ શકે ? ' પરંતુ વિકારને ઉઠતાં જ આ આત્મચિંતનથી દબાવવો જોઇએ. આરામખુરશીપર બેસી રામતીર્થ કે વિવેકાનંદના ' હું બ્રહ્મ છું-આત્મા છું ' એવા સુંદર વિચારોનું પુસ્તક વાંચીને બહાર નીકળ્યા. રસ્તે અજાણતાં કોઇ આપણા પર કચરો નાંખે કે પાણી રડે તે વખતે ક્રોધની જ્વાળા ભભૂકે અગર જીહ્‌વામાંથી ઉપરાઉપરી બાણ છૂટે તો શું સમજવું ? તો એમ જ સમજવું કે આપણે વિકારોની જ ભાવના કરી છે અને બ્રહ્મભાવના કરી નથી. પરંતુ કોઇ પૂછે છે કે આમ થવાનું કારણ શું ? કારણ એ કે આપણું ચિંતન ઉપલકિયું. ઉંડું કે એકાગ્રતા-પૂર્વકનું નહી જ. વૈરાગ્યનો અભાવ. વૈરાગ્યના સંસ્કાર હોય તો આ પ્રમાણે વિકાર પ્રકટે નહિ. સ્વામી વિવેકાનંદજી કહે છે કે :-

" There are tremendous temptations. To deny them, and not to allow the mind to come to a wave-form with regard to them, is renunciation "

" અનેક પ્રકારનાં મહાન્ પ્રલોભનો હોય છે. તેમનો ત્યાગ કરવો અને તેમના સંબંધથી ચિત્તમાં વિકારનું મોજું-આંદોલન ન ઉડવા દેવું તે જ વૈરાગ્ય છે.

" Each time we suppress hatred or a feeling anger, it is so much good energy stored up in our favour; that piece of energy will be converted into higher powers."

ભાવાર્થ : " તિરસ્કાર કે ક્રોધની લાગણીનો આપણે નિરોધ કરીએ છીએ તે પ્રત્યેક સમયે આપણા લાભમાં ઉચ્ચ સત્ત્વનો ( શક્તિ ) સંચય થાય છે અને તે સત્ત્વનું દૈવી શક્તિમાં રૂપાંતર થશે. "

ક્રોધ, મોહ, ચિંતાદિના પ્રસંગો પ્રાપ્ત થતાં તે સમયે વિકારોનું મોજું ચિત્તમાં ઉઠતા પૂર્વે જ તે દબાવી શકાય એવું સાધન તે જ વૈરાગ્ય. આ પ્રમાણે વિકારના ઉઠતા અંકુરને દાબતાં સત્ત્વબલનો ( યોગબલ ) સંચય થાય છે અને ક્રમે ક્રમે અભ્યાસથી સત્ત્વબલનો વિશેષ સંચય થતાં ચિત્તની ચંચલતાનું શમન થાય છે. સંકલ્પવિકલ્પનું બલ ન્યૂન થાય છે અને ચિત્તસ્થૈર્યની વૃદ્ધિ થાય છે. વળી આત્મચિંતન રસપૂર્વક થવું જોઇએ. જે વિચારો રસપૂર્વક થાય છે—એકાગ્રતા-પૂર્વક થાય છે તેનું બળ વિશેષ અને તેની અસર પણ વિશેષ. આથી આત્મચિંતન ઉંડાણથી રસપૂર્વક થવું જોઈએ.

આત્મચિંતનને ઉપકારક સ્વાધ્યાય, સત્સંગ, અને યોગ્ય પરિવેષ્ટનની પણ અગત્ય છે. જેવી રીતે કિલ્લાથી નગરનું રક્ષણ થાય છે તે પ્રમાણે આપણી આસપાસ શુભ વિચારો અને શુભ ભાવનાના વાતાવરણનો એવો કિલ્લો રચવો જોઈએ કે ભય, શોક, ચિંતાદિ અનાત્મવિચારો આપણામાં કદિ પણ પ્રવેશ કરી શકે નહિ.

( અપૂર્ણ. )

# સદ્બોધસુધાસ્રવણ.

## ( ભાઈલાલભાઈની નોંધપોથીમાંથી. )

તા. ૪ : ૬ : '૧૬. વડોદરા.

[ પરમ પૂજ્ય શ્રી ગુરુદેવ પચીસેક વર્ષપૂર્વે નિત્ય રાત્રીએ પ્રવચન કરતા હતા. તેમાંથી ટુંકસારની નોંધ આ બંધુએ લીધી છે, તે આલેખવામાં આવે છે. ] તા. ૪ : ૭ : '૧૬. વડોદરા.

યોગ્ય માર્ગે જવાથી જે વસ્તુની આપણે પ્રાપ્તિ કરવી છે તે વસ્તુ આપણી અત્યંત નિકટ છે. અયોગ્ય માર્ગે જવાથી તે જ વસ્તુ આપણને અત્યંત દૂર છે. મત્સ્ય અને ઉદધિ.

જેમ ઉદધિના મોજાં તટપ્રતિ આવે છે તેમ આપણે જે વસ્તુ પ્રાપ્ત કરવાની છે—અધ્યાત્મબલ પ્રાપ્ત કરવાનું છે—તે આપણી નિકટને નિકટ આવે છે.

આપણે એવો પ્રયત્ન સેવવાનો છે કે આપણી વૃત્તિઓ બહિર્મુખ છે તે અંતર્મુખ થાય.

અશુદ્ધ વિચાર સેવી અશુદ્ધાચરણ કરનાર મનુષ્ય અજ્ઞાની.

અશુદ્ધ વિચારનું સેવન અજ્ઞાન છે.

હૃદયપ્રદેશમાં રહેલા અજ્ઞાનનો લય કરવાનો છે. બહારનું આડંબરવાળું જ્ઞાન આપણને આત્માની પ્રાપ્તિ કરાવતું નથી.

હૃદય આપણું નિવૃત્તિવાળું સ્થાન છે.

સુખનો ઉપાય આપણા હૃદયમાં છે અર્થાત્ આપણા હસ્તમાં છે; જે શુદ્ધ વિચાર કરવાથી પ્રાપ્ત થાય છે.

જે વસ્તુનું મુક્તત્વ આપણા હસ્તમાં હોય તો તે ગમે તેવું દુઃખરૂપ હોય તોપણ તેનાથી આપણે લેશ પણ દુઃખાનુભવ કરતા નથી. જે વસ્તુનું મુક્તત્વ આપણા હસ્તમાં નથી તો તે ગમે તેવું સુખરૂપ હોય તોપણ આપણને તે સુખરૂપ ભાસતી નથી.

બંધન વિનાશને કરનાર છે. મુક્તત્વ જીવનને આપનાર છે. જીવન છે ત્યાં આત્મા છે; ત્યાં જ જીવન છે.

× × × × × × × ×

શુદ્ધ વિચારની જણાતી કઠિનતા.

જેમ સિંહસમીપ સસલું પોતાનું સામર્થ્ય બતાવી શકતું નથી, તેમ આત્માસમીપ અવિદ્યાનું સામર્થ્ય ચાલી શકતું નથી. અનુભવી પુરુષોનું કહેવું છે કે આત્મા આપણી સમીપ છે તો આપણે શા માટે અવિદ્યાથી ભય ધરવા જોઈએ અર્થાત્ શુદ્ધ વિચારની કઠિનતા શા માટે માનવી જોઈએ ? શુદ્ધ વિચારની કઠિનતા ધારીએ તો તે આપણી

ભ્રાંતિ જ છે. આપણું કર્તવ્ય આપણા આત્માનું બંધન તોડવાનું છે. જેમ પાંજરામાં પૂરેલા સિંહનું બહિર પ્રદેશમાં કાંઇ સામર્થ્ય ચાલતું નથી તેમ અવિદ્યાના બંધનથી બંધાયેલા આત્માનું બહિર પ્રદેશમાં સામર્થ્ય ચાલતું નથી. આત્માનું બંધન તોડવાથી આપણે આત્માનું બળ અનુભવીએ, આત્માને આગળ રાખીને આપણે પાછળ રહીએ છીએ ત્યારે જ સુખનું ભાન થાય છે. આત્માને કશી કઠિનતા છે જ નહિ. આપણે આત્માને જ્યારે મુખ્ય પદ આપીએ છીએ ત્યારે ગમે તેવું કઠિન કાર્ય સિદ્ધ કરવાનું આપણામાં સામર્થ્ય પ્રાપ્ત થાય છે. કારણ આત્મા આપણી આગળ હોવાથી તે કાર્ય તેને કરવાનું હોય છે, અને આત્માને કશું જ કઠિન ન હોવાથી તે આપણને કઠિન ભાસતું નથી.

આત્મા સમગ્ર સુખનું નિકેતન હોવાથી આત્માસમીપ જવાનું આવશ્યક છે. આત્માસમીપ આત્માનું ચિંતન કરવાથી જવાય છે.

સ્થિરતા અંદરની વસ્તુ બહાર દર્શાવી શકે છે, તેમ જ બહારથી આકર્ષણ કરી શકે છે. સ્થિરતાથી આપણામાં રહેલો આત્મા બહાર પોતાનો પ્રકાશ પ્રદર્શિત કરે છે. સ્થિરતા ધારણ કરવા ઇચ્છનાર મનુષ્યે શ્રદ્ધાને પ્રથમ ધારણ કરવી આવશ્યક છે.

જે સ્થિતિની આપણે આવશ્યકતા છે તે સ્થિતિના સ્વરૂપલક્ષણનું ચિંતન કરી તેમાં સ્થિર થઇ જવું, ને સ્થિતિનાં વિરૂદ્ધ લક્ષણોનો પરિત્યાગ કરવો, ને કદાચ સેવાયા હોય તો તેપ્રતિ અલક્ષ સેવવો.

સ્વભાવ મનુષ્યને રચનાર છે માટે જેવા થવું હોય તેવો આપણે આપણો સ્વભાવ રચવો જોઇએ. જે ક્રિયાની વારંવાર પુનરાવૃત્તિ થાય છે, તે ક્રિયા આપણને સ્વભાવરૂપ થઇ જાય છે. વિચાર અને ક્રિયા સ્વભાવને રચે છે. જ્યારે આપણે શુદ્ધ વિચારનું પુનઃ પુનઃ ચિંતન કરીએ છીએ ત્યારે આપણને તે સ્વભાવરૂપ થઇ જાય છે. આત્માને અનુકૂલ આપણું વર્તન થાય છે ત્યારે જ આપણને આત્માનું દર્શન થાય છે. જે જે સાધનો આપણને પ્રાપ્ત થયાં છે તે તે સાધનોનો અશુદ્ધ ઉપયોગ નહિ કરતાં શુદ્ધ ઉપયોગ કરી આત્માના વર્તનને અનુકૂલ થવું.

---

## સમાચાર.

નવરાત્રિનું પુણ્ય કર્તવ્ય અનેક સ્થલે સર્વએ ઉત્તમ પ્રકારે સાધ્યું.

ગયા શનિવારે મુંબાઇમાં શરદુત્સવ સુંદર અને આકર્ષક રીતે ઉજવાયો. શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈ, શ્રી ભાનુશંકર (બાદરાયણ), તથા પ્રમુખ શ્રી હરસિદ્ધભાઈ દિવેટિયાનાં વ્યાખ્યાનો થયાં. આ સર્વ સજ્જનોએ શુભ દૃષ્ટિથી વ્યાખ્યાન કરી પોતાની ઉદાર તથા ન્યાયી વૃત્તિનું શ્રોતૃ વર્ગને ભાન કરાવ્યું.

પરમ પૂજ્ય શ્રી ગુરુદેવના રચેલા ગરબા, રસનર્તન વગેરે કાર્યક્રમ બહેન પદ્માવતીની અદ્‌ભુત કળાથી સુંદર રીતે પૂર્ણ થયો.

મુંબાઇના સાધક બંધુઓએ પરસ્પર સારો સહકાર આપ્યો.

કૃપાલુ ગુરુદેવે અદૃશ્ય રહીને પ્રતિક્ષણ સહાય અર્પી તથા પરમ પૂજ્ય દેવીશ્રીએ શ્રી ભગવાન્‌શ્રીનાં કાવ્યો પ્રસિદ્ધ કરવાની આજ્ઞા આપી તેથી જ આ ઉત્સવની સફળતા અમે અનુભવી.

---

**ભાલચંદ્ર ગાંધી.**

: : સાપ્તાહિક : :

Reg. No. B. 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ
"જીવન ઘડો."

વર્ષ : ૫ અંક : ૧૨
સં૦ ૧૯૯૪, આશ્વિન કૃષ્ણ ૧૪
શનિવાર
તા૦ ૨૨ : ૧૦ : ૧૯૩૮

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૪-૦-૦
હિન્દબહાર : દશ શિલિંગ.



સ્થલ : વડોદરા.
આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, ભાઉ કાળેની ગલીમાં–વડોદરામાં છોટાલાલ લાલભાઇ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી
પ્રકાશક :
ગોવિન્દલાલ જ્ય૦ ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી વિશ્વબંધ-ઉદ્યાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૨૨ : ૧૦ : ૧૯૩૮

॥ ॐ श्रीँ ॥

## नूतनवर्षनो सन्देश.

નવીન વર્ષ શાને માટે હોય છે ? જે જૂનું–જીર્ણ થઇ ગયું હોય તેને કાઢી નાંખવા માટે, અને નવીન વસ્તુને પ્રકટાવવા માટે. કુદરત દર વર્ષે પોતાની સૃષ્ટિમાં આ કાર્ય કરે છે; તે જ પ્રમાણે મનુષ્ય પોતાની જીવનસૃષ્ટિમાં અશુભની નિવૃત્તિ અને શુભની પ્રાપ્તિને સાધે છે તો જ તે નવા વર્ષને સાર્થક કરે છે. તેને માટે જ નવું વર્ષ સફલ છે જે તે કાલમાં પોતાનામાં શુભનું સર્જન કરે છે. અહંતાની નિવૃત્તિ અને સત્પ્રયત્નની પ્રવૃત્તિ એ નવીન વર્ષના સિદ્ધિમન્ત્ર છે; તેને સાધતા જીવનની પ્રગતિ અનુભવશો. પરમાત્મસ્મરણ એ જીર્ણતામાંથી નવીનતા સૃજવા સમર્થ છે. તે સેવતા સુખાનુભવ કરશો,

સ્મરણ કરનાર સર્વને જય જય.

श्री गुरुदेव.

## તૈયારી કરો.

આગામી ઉત્સવમાં આવવાની.
ઈનામી સાહિત્ય લખવાની.
જીવનપોષક શુભ આવેશ વધારવાની.
નિર્વિષયાનંદને અનુભવવાની.
પરસ્પરના સહભાગી થવાની.
કુટુંબમાં ઉત્સાહ પ્રકટાવવાની.
પુણ્યપ્રાપ્તિ કરવાની.
સન્મિત્રમંડલને લાવવાની.
ગુરૂઉપકૃતિનો નિષ્ક્રય અર્પવાની.
સત્કાર્ય શ્રદ્ધાભક્તિદ્વારા સાધવાની.
શ્રી ભગવાનમાં ભાવથી ભિંજાવાની.
સત્સંસ્કારી આપ્તવર્ગને ભિંજાવવાની.
ગુરૂપ્રેમની જાગ્રતિ દર્શાવવાની
પરમ હિતના ભાવપૂર્વક ભજ : ની.
ગુરૂઅનુગ્રહ ઝીલવા ને ઝિલાવવાની.
અંતરબહિર સુગુણથી શોભાવવાની.
કંઈક કંઈક જગતને વિસારવાની.
શ્રી ઇષ્ટદ્વારપ્રતિ પગલાં ભરવાની.

## નવીન વર્ષની સફલતા.

જીવનબલ પ્રાપ્ત કરવામાં.
સત્કર્તવ્યમાંપ્રતિક્ષણ ગાળવામાં.
સદ્દવસ્તુપ્રતિ ઉત્સુકતા વધારવામાં.
ઇષ્ટસત્તાને અનુકૂલ વર્તવામાં.
જીર્ણ વસ્તુને કાઢી નાખવામાં.
સર્વોત્તમ વિકાસ અનુભવવામાં.
બલવાન્ બનવામાં.
નિરર્થક વ્યવહાર પરિત્યજવામાં.
અધિક પ્રયત્નશીલ રહેવામાં.
અયોગ્ય ચિંતન વિસરવામાં.
સુંદર કર્તવ્ય વિચારવામાં.
ઇષ્ટાભિમુખ રહેવામાં.
સાવધાનતા રાખવામાં.
અંતઃકરણના દ્રષ્ટા થવામાં.
શુભ કૃતિ આચરવામાં.
માનાપમાન ભૂલવામાં.
નૂતન જાગ્રતિ લાવવામાં.
શ્રી ઇષ્ટાનુગ્રહની પ્રાપ્તિમાં.

---

શ્રી વિશ્વવંદ્ય-ઉદ્યાનમાં કાર્તિક શુકલ પ્રતિપદા સોમવારે પ્રાતઃકાલે દશ વાગે આરતી, કીર્તન, વગેરે થશે.

---

કાર્તિક શુકલ ષષ્ઠીએ શનિવારે પૂજ્ય શ્રી જયંતી દેવીનો જન્મ દિવસ હોવાથી તે દિવસે રાત્રિએ સાડાસાત વાગે શ્રી ભાઇલાલ તરફથી આરતી, પૂજન કીર્તન થશે.

શ્રેયસ્સાધકના ચાર અંક પ્રસિદ્ધ થઈ ચૂકયા છે તેથી લવાજમ મોકલી આપવા કૃપા કરશો.

વ્યવસ્થાપક, ચારિત્ર્ય-મંદિર.

---

# श्री पुरुपार्थसिद्धि.

( અનુસંધાન ગતાંક ૧૧ ના પૃષ્ઠ ૮૭ થી. )

વળી વ્યવહારદષ્ટિથી પણ પ્રવાસમાં આવતી વિપત્તિઓથી મારું હૃદય ઘડાશે, બલવાન્ થશે. આવી શુભ ક્રિયાને વેગ આપવો એ બાલકના હિતને સાધનાર આપનો ધર્મ છે.

આ પ્રકારનાં વિનયવચનો શ્રવણ કરીને તથા મારો આગ્રહ જોઈને પિતાએ આજ્ઞા આપી. પ્રવાસમાં થોડા મનુષ્યોને સાથે રાખવાનું સૂચવ્યું પણ મેં એકાકી વિચરવાનું કહ્યું. પછી એક દિવસ શુભ મુહૂર્ત જોઈને માતાપિતાને પ્રણામ કરીને હું નીકળ્યો અને મનમાં આ પ્રકારનો નિશ્ચય બાંધ્યો કે,

છપ્પા.

લાવી વિજયનો દંડ, હવે નિજ ભુવને પેસું,
લાવી વિજયનો દંડ, હું રાજ્યાસન પર બેસું,
લાવી વિજયનો દંડ, ગૃહસ્થાશ્રમને સેવું,
લાવી વિજયનો દંડ, નિરતિ સુખ સહુ લેવું.
વિજયદંડ લાવું હવે, સન્નિશ્ચયમાં ડગી ના કદી,
પ્રવાસમાં આજે વહું, સ્મરતાં સ્મરતાં શ્રીપતિ.

આ પ્રમાણે મનમાં પ્રતિજ્ઞા લઈને એક દિશા સાધીને મેં ચાલવા માંડયું.

પ્રવાસ કરતાં લગભગ ત્રણ વર્ષ થવા આવ્યાં છે. પ્રવાસમાં પ્રારબ્ધાનુસાર સુખદુઃખને ભોગવતો આપના સમીપ આજે આવી ચઢયો છું. પ્રવાસનો સર્વ વૃત્તાંત વર્ણવતાં સમય ઘણો વહી જાય અને આપને તે ઉપયોગી નથી માટે જે આપે પૂછયું તેનું કારણ મે આપને નિવેદન કર્યું, અને આપના વિચારો પણ મેં જાણ્યા, પરંતુ એ વાત હાલ મારાથી સ્વીકારી શકાય તેમ નથી. પ્રાણ જતાં લીધેલી પ્રતિજ્ઞા ક્ષત્રિયો કદી છોડતા નથી એ આપ જાણો છો, તેથી અહીંથી નીકળવાની આજ્ઞા આપો એટલે હું મારે માર્ગે પ્રયાણ કરુ.

**પ્રદ્યોતનદેવે** કહ્યું રાજપુત્ર ! તમારી વાતથી મને અતિ આનંદ થયો. પુણ્યશાલી મહારાજા યોગેન્દ્રના તમે પુત્ર છો જાણી અત્યંત હર્ષ થાય છે, પણ તમારી પ્રતિજ્ઞા શ્રવણ કરી ખેદ થાય છે. હું રાજ્યભાર છોડવાની ઇચ્છા કરુ છું અને તમે આમ કહો છો એ શ્રવણ કરી ચિત્તમાં ગ્લાનિ પ્રકટે છે. તમે ઉભયરાજ્ય પ્રાપ્ત કરી અખૂટ ભંડારના અધિપતિ થશો માટે મારી કન્યાનું પાણિગ્રહણ કરી તમે ગૃહપ્રતિ પાછા વળો. તમારે વિજયદંડ મેળવવાની શી આવશ્યકતા છે ? મેં પણ એ સંબંધી ઘણી વાતો સાંભળી છે, પણ તે મેળવવાનું કાર્ય અત્યંત કઠિન છે.

વિશ્વના અનેક પદાર્થપ્રતિ જે મોહરહિત રહે છે તેને એ પ્રાપ્ત થાય છે. જો કે એ મેળવનાં મનુષ્યમાં અલૌકિક શક્તિઓ આવે છે, પણ એવા દુષ્કર કાર્યમાં પડવાની તમારે શી જરૂર છે ? તમારે કોઇ પ્રકારની ન્યૂનતા નથી, તેથી તમે આ આગ્રહને વશ થાઓ મા.

વીરેન્દ્રે કહ્યું, હે નરેશ ! કઠિનતાના ભયથી પાછા હઠવું એ શું આપણો ધર્મ છે ? વિપુલ સંપત્તિનો હું ભોક્તા થઈશ; તેથી મને અલૌકિક શક્તિની પ્રાપ્તિ થશે ? નહીં જ. હું સમજું છું કે મનુષ્યે ઘણું મેળવવાનું છે. સ્વપરાક્રમથી જે મેળવે છે તે પુરુષ છે. પિતાની સંપત્તિ ભોગવીને બેસી રહેનાર મનુષ્ય નિકૃષ્ટ છે. મારી યુવાવસ્થા છે, પિતાના શુભ સંસ્કારથી થોડા ઘણા સદ્‌વિચારો મને પ્રાપ્ત છે, તો મારે શા માટે પાછા હઠવું ? મનુષ્ય ઈશ્વરસદશ બની શકે છે, તો હું શું વિજયદંડ નહિ મેળવી શકું ? ભલે, એ કામ કઠિન હોય, તોપણ મારે તેને માટે પ્રયત્ન કરવો એ નિશ્ચય જ છે. માટે આપ કૃપા કરીને મને આજ્ઞા આપો. આપે મારો સત્કાર કર્યો છે તો આપની પ્રસન્નતા મારે ઇચ્છવી એ મારો ધર્મ છે. આપ વૃદ્ધ વડીલજન છો, તેથી આપનો આશીર્વાદ ઇચ્છું છું. ઈશ્વરેચ્છા તો હું ઈપ્સિતાર્થ પામીને સત્વર પાછો વળીશ. પરમાત્મા આપને દીર્ઘાયુષી કરે એ પ્રાર્થના છે.

આ પ્રકારની રાજપુત્રની સબલ ઇચ્છા જોઈ, ત્યારે મહારાજાએ કહ્યું કે, ઠીક, તમારી પ્રતિજ્ઞા પૂર્ણ કરો. કાલે પ્રાતઃકાલે બ્રાહ્મમુહૂર્તે પ્રયાણ કરજો. પછી આનંદ વાર્તા કરતાં દિવસ પૂરો થયો.

નગરનાં જોવા યોગ્ય સ્થાનો રાજપુત્રને બતાવ્યાં. રાત્રિ પણ સર્વસાથે આનંદમાં વ્યતીત થઈ જવા આવી. પ્રયાણ કરવાનો સમય થવા આવ્યો તે સમયે પ્રદ્યોતનદેવે એકાંતમાં વીરેન્દ્રને બોલાવી કહ્યું કે, હે રાજપુત્ર ! આ મારી પાસે એક દિવ્ય અંજનની દાબડી છે; એક સાધુ પુરુષે મને આપી છે. આ અંજન નેત્રમાં આંજવાથી અંધકારમાં જોઈ શકાય છે, અને તેથી ભૂતપ્રેતાદિક મલિન સત્તા નિકટ આવી શકતી નથી. તમારી પાસે તેને રાખો. પ્રવાસમાં અનેક વિઘ્નો આવશે, ત્યારે આ અંજન ઉપયોગી થઈ પડશે. આવી દિવ્ય વસ્તુ ઉચ્ચ અધિકારીને પ્રાપ્ત થાય છે. તમારી દિવસભરની ચેષ્ટા તથા તમારા વિચાર જોતા અને મારા અંતરમાં આ આપવાની ઇચ્છા સ્ફુરતાં લાગે છે કે તમે આ અંજનના અધિકારી છો, અને અધિક થશો, એવો મારો નિશ્ચય થઈ ગયો છે. તમે ગમે તે વસ્તુ પ્રાપ્ત થાય છતાં તેનાથી નિઃસ્પૃહ રહો છો, એ મને જણાયું છે. જે મનુષ્ય કાર્યમાં અહોભાવ ન પામતાં નિર્ણીત વસ્તુપ્રતિ વહે છે તેને પરમાત્મા અનુકૂલતા કરી આપે છે. તે નિયમે આ અંજન તમને તમારા અધિકારથી જ પ્રાપ્ત થાય છે. માત્ર નિમિત્તરૂપ હું બનું છું. આ તમારી પાસે રાખો, એમ કહેતાં વીરેન્દ્રના હસ્તમાં દાબડી આપે છે.

વીરેન્દ્ર કહે છે કે, હે મહારાજા ! આ અંજનની આપને જરૂર પડશે, ત્યારે શું કરશો ? વળી ઈશ્વર નિર્વિઘ્ને લાવશે તો તો આ દાબડી પાછી આવશે, નહીં તો કદાચ એ ચાલી જાય માટે આપની પાસે જ રાખો. આવી અમૂલ્ય વસ્તુપ્રતિ પણ રાજપુત્રનો નિર્મોહ જોઈ ને મનમાં આનંદ પામતા પ્રદ્યોતનદેવે કહ્યું, ભાઈ વીરેન્દ્ર ! એ અંજન મારે હાલ ઉપયોગનું નથી. પરમાત્માની કૃપાથી મલિન સત્તાના પ્રદેશનું મેં ઉલ્લંઘન કર્યું છે. હવે તો માત્ર સવિશેષ જીવનમુક્તિના આનંદનો લેવાની જ ઇચ્છા છે. પરમેશ્વરની ઇચ્છા હશે તો તમે એ ઇચ્છા પૂર્ણ કરશો જ. વળી અધિકારથી પ્રાપ્ત થયેલી વસ્તુ કદી ખોવાતી નથી, માટે તમે એ વિષે નિશ્ચિંત રહેજો.

આ પ્રકારનાં વચનો સુણી આગ્રહ થતાં વીરેન્દ્રે હાજરી લીધી અને મહારાજાને પ્રણામ કરી બહાર નીકળ્યો. ભૂપતિને ઘણી ના કહી છતાં મહારાજાએ નગરના દ્વારસુધી વળાવવા પ્રધાન વગેરેને મોકલ્યા. વીરેન્દ્ર સ્નેહથી સર્વને વંદન કરતો પૂર્વ દિશાપ્રતિ ચાલ્યો.

ચાલતાં વિચાર કરે છે કે અહો ! વિચાર એ જ મનુષ્યને સુખ, દુઃખ, શાંતિ તથા ભય ઉપજાવનાર છે, એનો પ્રત્યક્ષ અનુભવ મને આ પ્રવાસમાં થયો છે. વિચારમાં રહેલું અદ્ભુત સામર્થ્ય સમજાય છે. વિચારથી જ એક કીટ, એક દાનવ અને એક દેવ બને છે. વિચારથી જ દેશની, પ્રજાની, માનવની પ્રગતિ વા અવનતિ થાય છે. એક દ્રષ્ટિએ જોતાં સરળમાં સરળ સાધન અને એક દ્રષ્ટિએ કઠિનમાં કઠિન સાધન વિચાર છે. દેહદમન કર્યા વિના પણ વિચાર પલટાઈ જાય છે તેથી એ સરળ છે; અને વાસનાકોશમાં પડેલા સંસ્કારાનુસાર પ્રકટતા વિચારને કાપવા એ તેટલું જ કઠિન છે. પરંતુ પ્રયત્ન કરનાર સર્વ કંઈ કરી શકે છે. જગતના જડ પદાર્થમાં વા બનતા વ્યતિકરમાં એવું બળ નથી કે તે માનવ હૃદયને અસર કરી શકે; પણ મનુષ્ય વિચારથી જઈ જઈ ને તેને સ્પર્શ કરે છે ત્યારે જ તેની અસર હૃદયપર થાય છે. એમાં જે સાવધ રહે છે તે તો સર્વમાં રહેવા છતાં કમલપત્રવત્ અલિપ્ત રહી શકે છે.

એક જીવ 'હું બ્રહ્મ છું,' એવો દૃઢ નિશ્ચય કરે છે, બ્રહ્મરૂપ થાય છે. અહો ! વિચાર શું શું કરે છે ! વિચાર જગત્પ્રવાહમાં ખેંચે છે ને બ્રહ્મત્વના કિનારે પણ ઉતારે છે. મારા વિચારના જ પરિણામે આ સર્વ બનવાનો યોગ આવ્યો છે. સિદ્ધાશ્રમમાંથી જો ભયના વિચારથી ચાલ્યો ગયો હોત તો ત્યાં થયેલા પુષ્પદર્શનનો યોગ ગુમાવત. દિવ્યપુરુષદ્વારા હું અલકાપુરીમાં આવ્યો, ત્યાંથી દિવ્ય અંજનની પ્રાપ્તિ થવી એ સર્વ લાભ ન મળત. માત્ર વિચારના બળથી જ હું આ સર્વ કાંઈ પામી શક્યો છું. સર્વના સૂક્ષ્મ કારણરૂપ તો પરમાત્માનો અનુગ્રહ જ છે. છતાં દૃષ્ટકારણ તો વિચાર જ છે. આ વિલક્ષણ પ્રસંગો જોતાં નિશ્ચય થાય છે કે સર્વના ગર્ભભાગમાં શુભ જ રહ્યું છે. પરમેશ્વર અનુકૂલ પ્રતિકૂલ લાવીને શુભ વસ્તુ મનુષ્યની દૃષ્ટિએ આણે છે.

— — ( અપૂર્ણ )

# प्रगति.

( અનુસંધાન ગતાંક ૧૧ના પૃષ્ઠ ૮૯ થી. )

આ પ્રમાણે ઉપકારક સાધનસહ આત્મચિંતન વિશેષ રસપૂર્વક ઊંડાણથી થાય છે તેમ તેમ આપણે મધ્યબિંદુની વિશેષ નિકટતર જઈએ છીએ; આપણા અંતઃકરણમાં પરમાત્માના સ્વરૂપપર્યો જાગ્રત થવાનો આરંભ થાય છે. પરંતુ માત્ર વૈખરીથી પોપટની માફક હું બ્રહ્મ છું, હું સચ્ચિદાનંદ છું, બોલવું એ મુખ્ય સાધનનો ઉપકારક કે પરંપરા સાધનરૂપ ગણાય, પરંતુ તે આરંભક પ્રથમ પગથિયું કહેવાય. શબ્દના ઉચ્ચાર સાથે વૃત્તિ અર્થાકાર થાય તો જ યથાર્થ લાભ થાય; વૃત્તિ આત્મા શબ્દના અર્થના આકાર રૂપ થાય—આત્માકાર થાય તો જ યથાર્થ આત્મચિંતન ગણાય.

લક્ષણાવૃત્તિ અને શબ્દવૃત્તિનો સંયોગ થવો જોઈએ. લક્ષણાવૃત્તિ જ યથાર્થ છે અને ત્યારે જ યથાર્થ ફલ ઉત્પન્ન થાય છે. આપણી કોઈ પ્રેમાસ્પદ વ્યક્તિનું ચિંતન કરતાં તેનું ચિત્ર-મૂર્તિ આપણા હૃદયમાં ખડી થાય છે. રાત્રિએ ચોરનું ચિંતન કરતાં આખા શરીરમાં અણુઅણુમાં ભયનું ભાન થાય છે, કારણ કે એ ચિંતન લક્ષણાવૃત્તિથી થાય છે. આ પ્રમાણે લક્ષણાવૃત્તિ દ્વારા આત્મચિંતન થતાં આપણામાં આત્માના ગુણધર્મો પ્રકટે છે, અને તેથી સ્થૂલ સૂક્ષ્મ અને કારણ-શરીરમાં પણ તેથી મહાન ફેરફાર થતાં આપણું રૂપાંતર થાય છે. આપણા જીવત્વના સંસ્કારોનો ક્ષય થાય છે અને બ્રહ્મત્વના સંસ્કારનો ઉદય થાય છે. જેવી રીતે જપના, વાચક, ઉપાંશુ, વગેરે પ્રકાર છે, અને તે ઉચ્ચ પ્રકારના થતાં વૈખરી, મધ્યમા, અને પશ્યંતી વાણીદ્વારા થાય છે તે જ પ્રમાણે આત્મચિંતનમાં પણ થાય છે. જ્યાં સુધી લક્ષણાવૃત્તિ શબ્દવૃત્તિ સાથે ન ભળે ત્યાં સુધી લક્ષણાવૃત્તિ વિજાતીય ચિંતન કરી શકે છે, પરંતુ આત્મચિંતનમાં સજાતીય વૃત્તિનો ' હું બ્રહ્મ છું' એવી વૃત્તિનો પ્રવાહ તૈલધારાવત્ ચાલવો જોઈએ. અને ત્યારે જ યથાર્થ આત્મચિંતન થયું જોઈએ.

તુલસીદાસજીને પોતાની પ્રિય પત્નીના વિચારમાં સર્પ કે મુડદાનો કિંચિત્ ભય કે વિચાર અંતરાયરૂપ થયો નહિ કારણ કે તેમના અણુઅણુમાં તેમની પ્રિયતમાનું જ ચિંતન હતું. તે જ પ્રમાણે આત્મચિંતન થતા સાધકના અણુઅણુમાં આત્માના વિચારો વ્યાપે છે અને ત્યારે જ તેને આખું વિશ્વ બ્રહ્મરૂપ ભાસે છે. સર્વાત્મભાવના જાગે છે. શબ્દ તથા સુરતાનો સંયોગ કહે છે તે જ શબ્દવૃત્તિને લક્ષણાવૃત્તિનો સંયોગ છે.

શાસ્ત્ર આ સંબંધમાં કહે છે કે :

**स तु दीर्घकाल नैरन्तर्य सत्कार सेवितो दृढ भूमिः** માટે આત્મચિંતનરૂપી સાધનનું દીર્ઘકાલ પ્રસન્નતાથી સેવન કરવું જોઈએ. તેમ કરવાથી ક્રમે ક્રમે આવરણ અને વિક્ષેપ શક્તિનું બલ હણાય છે. વૃત્તિ તદાકાર થાય છે.

નાટકમાં સ્ત્રી પાત્રનું કાર્ય કરનાર પુરુષનામાં સ્ત્રીના હાવભાવ આવી જાય છે અને તેની વાણી તથા બોલવા ચાલવાની ગેલીમાં સ્ત્રીના ભાવો સ્વભાવસિદ્ધ હોય તેમ થઈ જાય છે. તો આવા દૃઢચિંતનથી-ભાવનાથી જીવત્વને સ્થાને બ્રહ્મત્વનો આવિર્ભાવ થાય એમાં શું આશ્ચર્ય ! કહ્યું છે કે : **दृष्टिं ज्ञानमयीं कृत्वा पश्येद्ब्रह्ममयं जगत्।** શમ, દમ, પ્રત્યાહારાદિ શસ્ત્રો યુક્ત અને પરમ કૃપાળુ શ્રી ઉપેન્દ્ર ભગવાનના અનુગ્રહ અને વરદકરના પ્રભાવથી વિભૂષિત સાધકવીર 'બ્રહ્માસ્મિ' નું ગર્જન કરતો અધ્યાત્મજ્ઞાનગિરિશૃંગે સ્થિત થઈને ' અબ મેં ભી ભયા જાગરાયા ' ની બંસરી ન બજાવે તો પછી અન્ય કોણ બજાવે ? અત્યારે ગુરુદેવનું અદર્શન છતાં પોતે અવ્યક્ત રૂપે કૃપાવર્ષણ કરી રહ્યા છે. પોતે દર્શાવેલા પંથમાં આપણને પગલાં ભરતા જોઈ પોતે પ્રસન્ન થાય છે અને તે પ્રસન્નતાથી આપણો પિપીલિકા જેવો વેગ પોતાશ્રીના શક્તિપ્રપાતથી વિદ્યુતવેગમાં પલટાય છે અને પ્રતિદિન વિશેષ પ્રગતિ થાય છે।

બંધુઓ ! જ્યારે જ્યારે વિજાતીય વૃત્તિના આંદોલન-સંકલ્પ ઉઠે ક્રોધ, અસૂયા, ભય, ચિંતા, દુર્બલતા, બહિર્મુખતા, કે કોઈ પણ વિકાર પ્રકટે ત્યારે શું કરવું ? કૃપાળુ ગુરુદેવના ચમત્કૃતિપૂર્ણ વચનામૃતનું સ્મરણ અને વચન શું કહે છે ? શ્રવણ કરો, પુનઃ પુનઃ શ્રવણ કરો

'આત્મનિમજ્જન, આત્મનિમજ્જન, આત્મનિમજ્જન.' શ્રેયસ્સાધક માટે एषः आदेश.। एष उपदेशः। एषा वेदोपनिषत्। एतदनुशासनम्। એ નિમજ્જન શું કરશે? અણુઅણુમાં ચૈતન્ય પ્રકટાવશે, હૃદય ચૈતન્યથી ખીલાવશે, વિચાર અને ક્રિયામાં ચૈતન્ય લાવશે, સર્વત્ર ચૈતન્ય દર્શન કરાવશે, અને અંતે ગુરુકૃપાથી ગુરુપદે-સિદ્ધપદે ચઢાવશે. અને એજ सा काष्ठा सा परागतिः। एव कर्तव्यावधि। एव प्राप्तव्यावधिः इति.

(મ. ય. શેલત.)

---

## શ્રી ઉપેન્દ્રજયન્તીમહોત્સવનું સાહિત્ય—(સં. ૧૯૭૭)

### (ઉત્તીર્ણ લેખો.)

પુરુષવિભાગ—'જીવન સૌન્દર્ય.'

(લેખક : દલપતરામ.)

હરિગીત.

વધતી જતી દીન પ્રતિદીન, શુભ પ્રભાથી જેની કલા.
અંશુ સુધામયથી ખીલી, કમનિય ચઢા નિર્મલા.
રજની અહા ! શરદેન્દુની, રસમૌક્તિકો પ્રકટાવતી.
ને એ જીવન સૌન્દર્યની, નૌતમ છટા જ બતાવતી.

---

વિરમી ગઈ તે ગાઢ તમસા ને ઉદય પામી ઉષા.
વેરી બધે કુમકુમ અણુ. અજવાળી પ્રાચી દિશા.
આ નિલ વર્ણું ગગનતલ, ધારણ કરે કર્ષ શુભ્રતા.
ના ના ઉષા એ ચમકતી, સુંદર જીવનની સુપ્રભા.

---

દ્વાદશ કલાથી સૂર્ય વ્યોમે પ્રખર આ શો પ્રકટતો,
વેગે વહે નભ માર્ગમાં, પલવાર પણ ના અટકતો,
નિજ દિવ્ય રશ્મિ પ્રેરી એ, ચેતન બધે પ્રસરાવતો.
દીપતું જીવનસૌન્દર્ય મુજસમ ભાનુ એમ બતાવતો.

---

પ્રાતર સમે હું એક દિવસે, વિહરતો ઉદ્યાનમાં,
લઈને પરિમલ તૃપ્ત બનતો, ડોલતો ગાનુ તાનમાં,
કુસુમો અને ફલથી લચેલાં, અનવધિ ત્યાં તરુતા,
પખી કરે કિલકાર, સુંદર જીવનની એ દિવ્યતા.

---

રમણીય ઝરણાં ઘનવને, ખલખલ વહી શાં જાય છે,
અતિ સ્વચ્છ સુંદર નિર્મલાં જલ, ગીત રુડાં ગાય છે,
નાચી રહ્યા વનગન તટે, મયૂરો કલા કરતા અહા !
છલકાતી એ સરી જાય જાણે જીવનની સૌન્દર્યતા.

**સ્રી વિભાગ.— 'સ્રીઓનું સ્રીત્વ.'**

**( લેખક : પ્રમિલા બ્હેન. )**

સંસારમાં પુરુષ જીવનની જેટલી ઉપયોગિતા છે તેટલી જ સ્રી જીવનની છે. કોઇપણ અંશથી સ્રી જીવન નિરુપયોગી નથી. પુરુષ અને સ્રીમાં જુદી જુદી શક્તિઓ રહી છે, એ એનું એકીકરણ થતાં સંસારિક જીવન, ઉત્તમ, રસિક, સુખપ્રદ અને આનંદમય થઇ શકે છે. આજે ઘણે ભાગે આવાં સુખોત્પાદક સંસારિક જીવન સર્વત્ર જણાતાં નથી. તે ન જણાવામાં સ્રી તથા પુરૂષ કારણરૂપ છે. પરંતુ આજે આપણે સ્રીઓનાં કર્તવ્યનો વિચાર કરવાનો છે તેથી તે સંબંધી જ યથામતિ વિચારીશું.

સંસારમાં સ્રીત્વયુક્ત એક સ્રી શું નથી કરી શકતી ? ગૃહિણી ગૃહનો સ્તંભ છે. गृहिणी गृहमुच्यते । આદિ વચનો એક સ્રીને અર્થે ચર્ચાયાં છે, સત્ય જ છે. સંપૂર્ણ સ્રીત્વને જેણે વિકસિત કર્યું છે એવી એક સ્રી શું નથી કરી શકતી ?
જેનામાં સ્રીત્વનો આવિષ્કાર થયો છે, તે ગૃહ સ્વર્ગસદન છે, ત્યાં જ ઇંદ્રનું નંદનવન છે, ત્યાં જ સર્વ દેવો નિવસી રહે છે.

જે સ્રી શરીરમાં સંપૂર્ણ સ્રીત્વયુક્ત છે તે સંસારમાં શું શું કરે છે ? તે જડમાં ચૈતન્ય પ્રકટાવે છે. તે સ્રી સાક્ષાત ચૈતનાશક્તિરૂપ છે, શુષ્ક અરણ્યસમ સંસારનું તે એક સુંદર શીતલ ઝરણું છે, ઉન્હાળાના પ્રખર તાપમાં તપીત મનુષ્યને આનંદ, સુખ, અને અમૃત સિંચનારી શરદ પૂર્ણિમા છે. ગૃહને ઉજાળનારી સૌમ્ય દીપ્તિ છે. ગૃહવાટિકામાંની નવપલ્લવિત રસમયવેલી છે.

હવે પ્રશ્ન એ રહે છે કે સ્રીત્વની પ્રાપ્તિ એવા કયા મુખ્ય સદ્દગુણો વડે વા મુખ્ય વિચાર વડે થઇ શકે ?

સ્રીત્વની પ્રાપ્તિ કોઇ પણ પ્રકારના બાહ્યસાધનો વડે થઈ શકતી નથી. સ્રીત્વ એ બહારથી મેળવવાનું નથી પરંતુ અંદરથી બહાર આણવાનું છે. આપણે પોતે જ વિઘાતક વિચારો તથા ક્રિયાઓ વડે આવતું અટકાવ્યું છે. કદી કદી સ્વભાવથી તેવું સ્કુરણ થાય છે છતાં પ્રતિકૂળ વર્તનથી તેવું સત્ય સ્કુરણ લાંબો કાળ ટકી શકતું નથી. અને તેથી જ આપણે આપણને ઘણી જ નીચી ભૂમિમાં અટવાતાં આજે જોઈએ છીએ.

સ્રીત્વ એ માનસ પ્રદેશમાંથી પ્રકટે છે. આપણું ચારિત્ર તે તેનું પ્રતિબિંબ છે. જેવું આંતર બિંબ હોય છે તેવું બહાર પ્રતિબિંબ પડે છે. આથી મૂળ બિંબ સર્વોત્તમ કરી શકાય તો પ્રતિબિંબ તેવું સર્વોત્તમ થાય.

———

( અપૂર્ણ, )

આરંભમાં અંકિત થયેલાં તે સ્મરણો સમય આવતાં જાગ્રત તો થવાનાં જ. પણ તત્કાળ બળવાન વિચારોનો પ્રવાહ વહેવડાવવાથી તે વિલાઈ જશે—ને ઝાંખાં પડી જશે. દેખાશે તો દુર્બળ રૂપમાં જણાશે. આ રીતનો વારંવાર થતો પ્રયત્ન ધાર્યું સિદ્ધ કરાવી આપે છે.

આટલો કાલ તો એ સ્મૃતિવૃત્તિને તેને અનુરૂપ ચિંતન કરી પુષ્ટ બનાવી છે, અને તે જ ક્રિયા હજી કરવાની રહે છે પણ વિચારના પરિવર્તન સાથે.

કરવાનું-વિચારવાનું એક જ રહે છે કે આપણે કેવા બનવું છે. તેનો સંપૂર્ણ નિશ્ચય કરવાથી માર્ગ સરળ બની જાય છે.

કોઈને પણ અપૂર્ણતા પ્રિય નથી. સર્વ કોઈ સંપૂર્ણતાને જ ઇચ્છી રહ્યાં છે. આથી સંપૂર્ણતા શાથી મળે ! સંપૂર્ણને સ્મરવાથી, સંપૂર્ણને સ્પર્શવાથી, સંપૂર્ણને હૃદયમાં રમાડવાથી. એવું સંપૂર્ણ સ્વરૂપ તો શ્રી હરિનું જ છે, જેમાં સર્વ કાંઈ રહેલું છે. ત્યાં ક્લેશ, ચિંતા, ઉદ્વેગ, નિરાશા, ભય, દુઃખ, મૃત્યુ કંઈ જ નથી. ત્યાં સર્વ પ્રકારે શાંતિ, આનંદ, સંતોષ, સુખ, વિશાળતા, ઔદાર્ય અને અમરત્વ જ નિવસેલાં છે. આ સર્વમાંથી જેની પ્રાપ્તિ કરવી ઠીક લાગે તે માર્ગે જતાં સઘળું અનુકૂલ થતાં બળ જામવા માંડે છે અને તે માટેનો સીધો ઉપાય શ્રી હરિ-સ્મરણ જ છે, જેમાં જે જોઇએ તે મળી રહે છે. બીજા ત્રીજા ઉપાયો ન કરતાં આ માર્ગ વિદ્વાન કે અજ્ઞાન, રોગી કે નીરોગી, નિર્ધન કે ધનવાન, વિચારવાન કે મૂઢ સર્વને માટે સરલ છે.

આરંભમાં તો બીજા ત્રીજા તર્ક વિતર્કમાં ન પડતાં હૃદયના સાચા ભાવથી, પૂર્ણ શ્રદ્ધાથી પૂર્ણ ઉત્સાહથી હરિનું નામ સ્મરણ કર્યા કરવું, જે અનેક પાપોને નષ્ટ કરે છે. વારંવાર આ પ્રમાણે થતાં સ્મૃતિવૃત્તિમાં તેની છાપ પડતી જાય છે. અને તેના બળે બીજાં હલકા ચિંતનો ભૂંસાવા માંડે છે. શ્રીગુરૂઉપદિષ્ટ મંત્રનું અમુક કાલે ઉચ્ચારણ કરવું એ હરિસ્મરણ જ છે, પણ આટલેથી જ આપણે જે મેળવવું છે તે મળી શકે તેમ નથી. દિવસભરમાં કલાક બે કલાક આવું ભાગ્યુંતૂટ્યું હરિસ્મરણ પાપથી ઉગારનાર થતું નથી. કામ, ક્રોધ, ઇર્ષ્યા અસૂયા, રાગદ્વેષાદિ વિકારો વડે અનેક પ્રકારનાં પાપ નિત્ય સૃજાતાં જ હોય છે, તે સર્વ નષ્ટ થવા અર્થે વારંવાર હરિસ્મરણ કરવાનું છે.

ઘડી ઘડી હરિસ્મરણ કરવાથી શ્રીહરિમાં જે જે સર્વોત્તમ રહ્યું છે. તે સર્વ આપણને પ્રાપ્ત થઈ રહે છે. એ આપણી પોતાની જ સંપત્તિ છે. તેની પ્રાપ્તિમાટે સર્વાંગથી હરિસ્મરણમાં નાહીને સર્વાંશથી શુદ્ધિ સાધી લેવી.

સાચા હરિસ્મરણાનુરાગીઓનાં જીવન આપણે જોયા છે, વાંચ્યાં છે. તે પુરૂષોનું જીવન સમગ્ર અંશથી પલટાઈ ગયું છે. એવા જીવનપલટો ન થાય ત્યાંસુધી સમજવાનું કે યથાર્થ હરિ-સ્મરણ થતું નથી.

હરિસ્મરણનો નીશો ચઢાવવાનો છે. નીશો કરનાર મનુષ્ય એક જ વિચારમાં તલ્લીન તલ્લીન રહે છે. તેમ આ હરિસ્મરણની ખુમારી અખંડ જામેલી રહે તદર્થે હરતાં, ફરતાં ખાતાં, પીતાં, સૂતાં, એક બસ હરિ, હરિ, હરિ સિવાય બીજું ચિંતન ન ઊઠે તો જ તેનાં ઊંડા સંસ્કાર ચેલી-સ્મૃતિવૃત્તિમાં પડશે. જ્યારે જ્યારે અવકાશ મળે ત્યારે પણ હરિસ્મરણની અનુસ્મૃતિ રહે છે, ત્યારે શ્રીહરિ હૃદયમાં જાગૃત થાય છે. અને તે માટે તેને અનુરૂપ ચિંતન, વર્તન થતું રહે તો જ શ્રી હરિસ્મરણ કર્યાનો મહિમા છે.

પર જોશથી ચાલતું હરિસ્મરણચક્ર બીજા વિજાતીય વિચારોને છિન્ન ભિન્ન કરી નાંખે છે તેમ તેમ શ્રી હરિ આપણામાં રમી રહે છે. વાણી, મન, ઇન્દ્રિય, વૃત્તિ હરિમય થતાં જન્મમરણું આપનાર જીવત્વનું અભિમાન વિલાય છે. હું હું ને સ્થાને હરિ હરિનો ધ્વનિ જાગી રહે છે.

આ પ્રકારે વિચાર, વર્તન પલટાતાં આપણે ન ધારેલે સમયે પણ આપણી સ્મૃતિવૃત્તિ હરિનાં જ દર્શન કરાવે છે. આપણે આપણામાં રમાડેલા,-ચિંતન કરેલા શ્રી હરિના ગુણો-લક્ષણો તેમના મનોરમ્ય ભાવો આપણા સમક્ષ ઉપસ્થિત કરી દે છે; જેથી આપણે દ્વિગુણ પ્રેમથી હરિમાં સંલગ્ન થઈ રહીએ છીએ.

પ્રતિક્ષણ સાવધ રહેનાર વિરલ સાધક આવું હરિસ્મરણ સાધી શકે છે ઢીલા પોચા મનથી આ સધાતું નથી. આજ સુધી જેમાં અપૂર્વ રસ સમજાયો હતો તેવી અનેક વાતોને ભૂલતાં આ મળી શકે તેમ છે. આ ઘડી બે ઘડીનું બે ચાર દિવસનું કામ નથી, અષ્ટ પ્રહરની સાવધાનતા વડે જ આ પ્રાપ્ત થઈ શકે છે.

"હરતાં ફરતાં રે ઘરમાં મન હેળવીએ વર હરિવરમાં, સર્પ જેમ સીધો રે દરમાં."

આ શ્રીઇષ્ટવચનાનુસાર આગળ પાછળનું કંઈ પણ ન વિચારતાં આ કાર્ય સિદ્ધ કરી શકાય છે.

શ્રીહરિ પ્રેમવાળા છે, પ્રશાંત છે, નિર્ભય છે તો તેમનું સ્મરણ કરનાર આપણે પણ તદ્રૂપ ન થઈ શકીએ ત્યાંસુધી હરિસ્મરણમાં અપૂર્ણતા છે એ સ્પષ્ટ જ છે. જ્યાં સુધી આપણામાં વિવિધ પ્રકારોના દોષો જણાય ત્યાંસુધી જાણવું કે આપણાથી થતું હરિસ્મરણ માત્ર વાણીનો ફફડાટ જ છે, જેનું યથાવિધિ ચિંતન થાય છે તે તદ્રૂપ બને જ છે, એ એક અબાધિત નિયમ છે. આપણે આપણી જ પરીક્ષા કરી લેવાની છે.

હૃદયથી ઊંડા ભાવભર્યું હરિસ્મરણ શ્રીહરિને પોતાને આપણાપ્રતિ આકર્ષી લાવે છે. પોતાનું સ્થાન ત્યજી તે આપણને ભેટવા દોડી આવે છે, આપણામાં તે લોભાઈ જાય છે. આવું થવું તે હરિસ્મરણની પરાકાષ્ઠા છે. પરિણામે તે આપણને તન્મય બનાવે છે. આ પ્રકારે હરિથી સંધાવામાં એક સ્મરણતંતુ જ સાધન છે. સામાન્ય સરખું જણાતાં છતાં સર્વોત્કૃષ્ટ, સુંદર અને રસમય છે.

સર્વ ક્રિયા કરતાં આપણા હૃદયમાં હરિ સ્મરણનો સ્ફુરણો સંભળાયા જો કરે તો બીજી આવિદિન ક્રિયા કરવા મન દોડતું નથી; તેથી જ આગ્રહ અને પ્રયત્નપૂર્વક સ્મૃતિશક્તિમાં આવા સંસ્કારો પાડતાં અને એ જ સ્મૃતિના બળવડે એક જ કર્તવ્ય સાધવા તત્પર થઈ શ્રી ગુરુદેવની આજ્ઞા પ્રમાણે

નાચો કરો, નાચો કરો, હરિસ્મરણમાં નાચો કરો.

પ્ર૦ બાકેર.

---

## શ્રીઉપેન્દ્રજયન્તીમહોત્સવનું સાહિત્ય—( સં૦ ૧૯૭૭. )

### ( ઉત્તીર્ણ લેખો. )

### સ્ત્રીવિભાગ—સ્ત્રીજાતિનું જીવન.

લેખક : સુલોચના બહેન.

એક રમણીય રાત્રે હું મારા બગીચામાં બેઠી હતી. કેળાંના થાંભલાની હારો આસપાસ રોપેલી હતી. તેના ઉપર સુંદર ફૂલોની લૂમો લટકી રહી હતી. બે બાજુ થોડી થોડી હારો મૂકીને વચ્ચે એક લાકડાથી બનાવેલો માંડવો હતો. તેની વચ્ચે નાના ગોખલા ઉપર હું બેઠી હતી.

દીવાનખાનાના અગાશી ઉપર માથું રાખી જ્યારે હું સામી નજર નાંખીને જોતી હતી, તો મારી તદ્દન સામે ચંદ્રનું બિંબ આવી રહ્યું હતું. તે તેના શીતલ કિરણોથી વનસ્પતિને રસમાં તરબોળ કરી રહ્યો હતો.

મ્હારા હૃદયપટને પણ ભેદીને તેનાં કિરણોએ શાંતિનો પ્રસાદ આપવામાં પોતાની સાત્વિક ઉદારતા વાપરી હતી.

આનાથી પ્રશાંત બનેલા મ્હારા હૃદયમાં એક વિચાર આવ્યો કે શું આવું હૃદય એ પણ સ્ત્રીઓનું જીવન હશે! જીવન તરીકે આવા હૃદયની ઉપયોગિતા હશે!

જીવન કોને કહેવું એ સંબંધી વિચારોની આજે મ્હારે જરૂર હતી. આજ શરદપૂર્ણિમા હોવાથી કેટલાંક બહેનો આનંદ લેવાને માટે આ બગીચામાં આવનાર હતાં, અને તે વખતે આ વિષયઉપર કાંઈક વિચારોની આપ લે કરવી, એ મ્હારો ઉદ્દેશ હોવાથી હું તેનું ચિંતન કરતી બેઠી હતી.

સમય થતાં સર્વ બહેનો આવી પહોંચ્યાં. તેમને માટે નક્કી કરી રાખેલી સુંદર બેઠકો સર્વ બેઠાં.

એક બીજાની સાથે હળતાં મળતાં સહજ વિનોદ કરી લીધો. એટલામાં મ્હેં કહ્યું કે આજની શરત્પૂર્ણિમાએ આપણે અહીં ભેગાં મળવાનો જે વિચાર કર્યો હતો તે ખરેખર પ્રભુએ કોઈ શુભ-સંકેતને માટે જ કરાવ્યો હોય તેમ મને તો જણાય છે.

આજે મ્હારી નજરે એક નાનો " મોટો " (મુદ્રાલેખ) પડયો છે. તે સંબંધી હું વિચારમાં છું. અને તમને બધાંને પણ તેમાં ભેળવવા માગું છું. એના અક્ષરો આ પ્રમાણે છે. :—

" સ્ત્રીજાતિનું સ્ત્રીત્વ. "

બ્હેન ! સ્ત્રીત્વ જેનામાં હોઈ શકે છે, તેને જ સ્ત્રી નામ આપવામાં આવે છે. ઉષ્ણતા જેમાં રહેલી છે, તેને જ અગ્નિ કહેવામાં આવે છે. શીતલતા જેમાં રહેલી છે, તેને જ ચંદ્ર કહેવામાં આવે છે. મિષ્ટતા જેમાં રહેલી છે, તેને જ સાકર કહેવામાં આવે છે. પોષકદ્રવ્ય જેમાં રહ્યું છે, તેને જ અન્ન કહેવામાં આવે છે. શૂરવીરપણું જેમાં રહ્યું છે, તેને જ યોદ્ધો કહેવામાં આવે છે. જ્ઞાન જેમાં રહ્યું છે, તેને જ જ્ઞાની કહેવાય છે. તેવી જ રીતે ખરું જોતાં સ્ત્રીત્વ જેનામાં રહેલું હોય છે, જેની રગેરગમાં-જેના અણુએ અણુમાં સ્ત્રીત્વ હોય છે, નખથી શિખપર્યંત જેનામાં તે જ દ્રવ્ય વ્યાપી રહેલું છે, તેને જ ' સ્ત્રી ' કહેવામાં આવે છે.

છતાં પણ જેમ શકિત અને તેનો ધરનાર જુદાં ન હોવા છતાં અગ્નિની ઉષ્ણતા, ચંદ્રની શીતલતા, સાકરની મીઠાશ, અન્નનો રસ, યોદ્ધાનું શૂરવીરપણું, જ્ઞાનીનું જ્ઞાન, એમ જુદાં પાડીને કહેવામાં આવે છે; તેવી જ રીતે " સ્ત્રીજાતિનું સ્ત્રીત્વ " એ શબ્દો પણ તેની શક્તિના સ્વરૂપને જુદું દેખાડવા માટે આપણે વાપરી શકીએ છીએ.

બાકી ખરું તો જેમ ' મંદિર ' શબ્દ વાપરતાં તેના દરવાજાથી દેવમૂર્તિ સુધીની જગા, તેની અંદરનાં સાધનો, તેમાં પ્રાર્થના કરનાર ભકતો, અને તેનાં પણ હૃદયો એ બધું જ આપણી નજર આગળ ખડું થાય છે; તેમ ' સ્ત્રી ' એ શબ્દની સાથે જ આપણી આગળ તેવું એક પ્રતિબિમ્બ-તેવી આકૃતિ ખડી થવાની જરૂર છે. અને કોઈપણ સ્ત્રીને જોતાં જો આપણા હૃદયમાં આવી આકૃતિ ખડી થતી હોય તો જાણવું કે આ યથાર્થ સ્ત્રીત્વવાળી-સ્ત્રી-એ નામ ધારણું કરનારાળી વ્યક્તિ છે.

ત્યારે આપણે તેનાં એ સ્ત્રીત્વનાં દ્રવ્યને જુદાં પાડવાની જરૂર છે. સાયન્સવાળા જેમ દરેક વસ્તુમાં રહેલા દ્રવ્યને છુટું પાડે છે, અને પછી તેને જુદા જુદા નામોથી ઓળખી લે છે, અને છેવટે તે બધાં દ્રવ્યોનું બનેલું આ અમુક છે એમ નિર્ણય કરે છે; તેવી જ રીતે આપણે પણ દરેક દ્રવ્યને અથવા તો તેના ગુણ ધર્મને જુદા જુદા રૂપે-જુદા જુદા નામથી જાણવાની જરૂર છે.

લીલા—આ વનસ્પતિ જુઓને કેવી ચંદ્રની ચાંદનીમાં લહેકતી જણાય છે !

સુમતિ—હા, એ પણ આજે આપણા કાર્યમાં સહાનુભૂતિ દર્શાવવા આવી છે.

કલા—એ તે આપણા કામમાં શું સહાનુભૂતિ આપી શકે ?

સુમતિ—કેમ એ શું આપો. શકે ! એ એની કૃતિથી અત્યારે આપણે જે વિચાર કરવા તૈયાર થયાં છીએ, તેના આદર્શનું એક અંગ મૂકી રહી છે. એ રંગમાં પોતાની, તેના રસમાં ડૂબતી, જાણે તેનામાં પોતાનું આધીનપણું ન દર્શાવતી હોય તેમ તેના તરફ ડાળીઓને ઝુકાવી રહી છે.

કલા—શું આધીનપણું ન હોય તો સ્ત્રીઓનું સ્ત્રીત્વ ન કહેવાય ? જો એમ હોય તો એ પોતાનાં વિચારમાં ખીલે કેવી રીતે ! એમ બધામાં જ આધીનપણું જોઈતું હોય, તો અમારે માથે મોટાં હોય અને તે "સોયના નાકામાંથી હાથી નીસરી ગયો" જેવી વાત કહે, તો શું તે પણ અમે હા ને હા જ કહીએ ? અમારે ગળે તો એ વાત ન ઊતરે. અમે તો આજના વીસમી સદીના જમાનામાં ઉછરનારાં રહ્યાં, તે પ્રત્યક્ષપ્રમાણ જ્યારે જોઈએ, ત્યારે જ બધું સાચું માનીએ. અમને તો નિશાળમાં શિક્ષક દરેક વસ્તુ એવી જ રીતે શીખવે છે. હિસાબનો એક દાખલો જો શિક્ષક મોઢેથી સમજાવે, તો અમે તો તરત કહીએ કે નહીં, અમને તો પાટિયા ઉપર ગણીને બરાબર બતાવો, તો જ અમે એ રીતે કરીએ, બાકી નહીં.

સરયૂ—હા, અમારા સાયન્સના માસ્તર છે, તે પણ અમને એવી જ રીતે બધી વસ્તુનું પૃથક્કરણ કરીને સમજાવે છે. અને દરેકે દરેક ચીજ અમારી આગળ ધરીને અથવા તો મેજઉપર અમે વારાફરતી ઊઠીને જોઈએ, અને પછી કહીએ કે હા, સમજ્યા.

સુમતિ—બ્હેનો ! હું તમારું કહેવું સમજી. જરા શાંતિથી સાંભળો. તમે કહો છો તેમ જ છે. હું પણ કાંઇ અવૈજ્ઞાનિક નથી. પણ એ આપણા મગજમાં જે જે પ્રકારની શક્તિઓ ખીલી રહી છે, તેના બનાવનારમાં પણ એ શક્તિ હશે; એમ તો તમે માનો છો ને ! જો હા, તો આ બધું આવી જ રીતે પ્રત્યક્ષ થાય તેમ છે.

આધીનપણું એ સ્ત્રીત્વનું એક તત્ત્વ છે. તમે આજે માનો છો કે એ તત્ત્વને આપણે હટાવી શકીએ તેમ છે. એ તો આપણે રૂઢિના બંધન તરીકે ઘણા વખતથી એ રીતે ચાલતાં આવેલાં, તેથી આપણામાં હોવું જોઈએ એમ માનીએ છીએ-ધારીએ તો તેને દૂર કરી શકીએ. પણ તેના તરફ જરા ઊંડાણથી જોઈએ છીએ, જ્યારે અહોભાગ્ય અનુભવમાં આવીએ છીએ, ત્યારે સમજાય છે કે આ ગુણ તે આપણો પોતાનો કુદરતી ગુણ છે.

એક બાલિકા જ્યારે કૌમાર અવસ્થામાં માતાપિતાને આધીન નથી વર્તતી, ત્યારે તે સાસરાના કુટુંબમાં જતાં, તેના તે જ ગુણને બહાર પાડતી જોઈ શકીએ છીએ.

એક સ્ત્રી તેને પણ બાજુ ઉપર મૂકી, બીજી બાજુ જાય છે. આપણે જોઈએ છીએ, કે તે જે માર્ગે વળે છે, તેના નેતાને તે આધીન થાય છે.

અને આ રીતે તે પોતાના કુદરતી ગુણ તરફ વળે છે. ભૂલ ત્યાં થાય છે, કે એ આપણો કુદરતી ગુણ છે એવું નથી સમજતાં. તેથી તેનો વિકાસ, તેને ખીલવવાને પ્રયત્ન કરતાં નથી.

સરયૂ—આજે તો શરત્પૂર્ણિમાએ આપણામાં–આપણાં હૃદયમાં–આપણા આખા જીવનમાં નવો પ્રકાશ પાડ્યો છે. નવું ચેતન સ્ફુરાવ્યું છે.

શરત્પૂર્ણિમા અમારી 'ગુરુ' બનશે; અને તમે બનાવેલો ' મોટો ' (મુદ્રાલેખ) એ અમારો મંત્ર બનશે. આજથી અમે અમારા ઓરડામાં એ મંત્રો લખી રાખીશું.

તમે કહેલા અમારા કુદરતી ગુણોને, એ મંત્રને રટતાં, જીવનમાં ઉતારીશું. ફરતાં ફરતાં અમારી નજરે એને જ જોઈશું. અને જ્યાં સુધી અમારામાં સ્ત્રીત્વ નથી આવ્યું, અમને સત્કાર્યથી મળેલી બક્ષિસોને ભોગવતાં નથી આવડી, ત્યાંસુધી અમે અમને સ્ત્રીતરીકે નહિ કહેવડાવી શકીએ એ યાદ રાખીશું.

સ્ત્રી થવાને પ્રયત્ન કરીશું, અને જેમ આ વનસ્પતિ કહે છે કે અમે અમારા કુદરતના સૌંદર્યમાં ખીલીએ છીએ, ઝૂલીએ છીએ, અને તમ સરખાને ઝુલાવીએ છીએ, તેમ જ અમે પણ અમારી સંસારવાટિકામાં કુદરતી ગુણોને સાથે લઈને દીપીશું–દીપાવીશું.

બીજી શરત્પૂર્ણિમાએ કેટલીક બ્હેનોના ગૃહમંદિરમાં ' સ્ત્રી જાતિનું સ્ત્રીત્વ ' એ મુદ્રાલેખ ટંગાઈ રહ્યો હતો, અને જીવનમંદિરમાં રમી રહ્યો હતો.

---

# સમાચાર

માર્ગશીર્ષ કૃષ્ણ૦ પંચમી ( તા. ૧૧–૧૨–૩૮, રવિવાર ) શ્રીમાન્ વિશ્વવંદ્યનાં સ્વરૂપાવસ્થાનનો પુણ્યદિન હોવાથી વડોદરામાં **શ્રી વિશ્વવંદ્ય ઉદ્યાનમાં** કીર્તન, પૂજનાદિ સત્ક્રિયા કરવામાં આવી હતી. મહામાયાસ્વરૂપ પ૦ પૂજ્ય દેવીશ્રી અમદાવાદમાં બિરાજતાં હતાં, છતાં સર્વ બંધુઓએ ઉત્સાહપૂર્વક આ સત્ક્રિયામાં ભાગ લીધો હતો. સ્થાનને પુષ્પ,પત્ર, છોડનાં કૂંડાં તેમજ રંગોળીથી બંધુ ડાહ્યાભાઈએ સુંદર રીતે સુશોભિત બનાવ્યું હતું અને **શ્રીમાન્ વિશ્વવંદ્યની** પ્રતિમાને સુંદર આસન રચી તે પર પધરાવી હતી.

પ્રાતઃકાળે નવ વાગતાં સત્ક્રિયાનો આરંભ થયો. આ સંમેલનનિમિત્ત રચાયલાં પૂર્વનાં પદોમાંથી વિવિધ પદો ગવાયાં હતાં. પદોની એવી સુંદર પસંદગી થઈ હતી કે તે શ્રવણ કરતાં શ્રીમાન્ વિશ્વવંદ્યની ગુરુભક્તિ, વર્ગસેવા, ત્યાગ, સંયમાદિ, દૈવી ગુણોનું ચિત્ર શ્રોતાની દૃષ્ટિસમીપ ખડું થયું હતું.

કીર્તનો પૂર્ણ થતાં શ્રી મહાકાલમાંથી. તેઓશ્રીની અદ્‌ભુત લેખિનીથી લખાયલા " અભ્યુદય પ્રાપ્ત કરવાનો રાજમાર્ગ " તથા " આસુરી વાણી " એ બે લેખો વાંચવામાં આવ્યા હતા. લેખ વંચાયા પછી પૂજન અને પ્રસાદ વહેંચવાનો વિધિ થયો; અંતે આ સત્ક્રિયાની સમાપ્તિનિમિત્ત બે કીર્તનો ગવાયાં અને શ્રી વિશ્વવંદ્યની સ્તુતિ કરતાં સર્વ બંધુઓ તથા બહેનો સ્વસ્થાને ગયાં.

---

: : સાપ્તાહિક : :

Reg. No. B. 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશઃ

" જીવન ઘડો. "

વર્ષ: ૫ અંક : ૨૩-૨૪
સં૦ ૧૯૯૫, કાર્તિક શુક્લ ૧૩
શનિવાર
તા૦ ૫ : ૧૧ : ૧૯૩૮.

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૪-૦-૦
હિન્દબહાર : દસ શિલિંગ.

શ્રી ચારિત્ર્યમન્દિર :
વિદ્યાર્થીને ભણવા મૂકવા-યોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા
સહાય કરવાયોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્યમાટે મથતી સંસ્થા.

સ્થલ : વડોદરા.
આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, ભાઉ કાળેની ગલીમાં-વડોદરામાં છોટાલાલ લાલભાઇ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી
પ્રકાશક :
ગોવિન્દલાલ મ૦ ત્રિવેદી
માટે છાપ્યું અને પ્રકાશકે
શ્રી વિશ્વનંદ-ઉદ્યાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૫ : ૧૧ : ૧૯૩૮

॥ ॐ શ્રી ॥

## नित्य सन्देश.

શુક્રવાર. તા. ૨૪-૭-'૩૧.

બે દિવસથી આપણે કાંઇક સાંભળીએ છીએ. સાંભળવું એટલે ? કાને કંઇ અવાજ અથડાયો તે ? ના. કાનમાં પેસી જે મન સુધી જાય—અને મન જ્યારે સાંભળે ત્યારે સાંભળ્યું એમ ખરી રીતે કહેવાય. બે દિવસની વાતો આપણે આવી રીતે સાંભળી છે ખરી ? આપણા શરીરના કાને નહિ પણ મનના કાને સાંભળી છે ? જે વાત મનનો કાન સાંભળે છે તે વાત આપણને ઘડીએ ઘડીએ સાંભરે છે; તે વાતનો આપણને વારંવાર વિચાર આવે છે. બે દિવસથી જે આપણે સાંભળીએ છીએ તેનો આવો પરિણામ આવ્યો છે ? જો ના, તો આપણે મનના કાનથી સાંભળ્યું નથી. હવેથી મનના કાનથી સાંભળવા પ્રયત્ન કરો. સાંભળોઃ

જે વસ્તુમાં બળ નથી હોતું, તે વસ્તુ બગડી જાય છે. કેરીમાં બળ નથી રહેતું ત્યારે તે બગડી જાય છે. રાંધેલા ધાનમાં બળ નથી રહેતું ત્યારે તે પણ કોહી-બગડી જાય છે. તેમ આપણામાં પણ જ્યારે બળ નથી રહેતું ત્યારે આપણે બગડી જઇએ છીએ. આપણે સારાં રહેવું હોય તો આપણી દરેક વસ્તુમાં—નાક, કાન, આંખ, હાથ, પગ, મન, બુદ્ધિ, વિચાર, ક્રિયા, એમ બધામાં બળ રહેવું જોઇએ. જેનું બળ જતું રહે છે તે બગડી જાય છે. આપણે સાવધ રહીએ છીએ તો દરેક વસ્તુમાંથી બળ મેળવીએ, અને અસાવધ રહીએ છીએ તો આપણી દરેક વસ્તુ મારફત બળ ગુમાવીએ છીએ. આપણે બહુ બોલીએ તેથી બહુ બળવાળા છીએ એમ ન સમજવું: આપણે બહુ બોલીને ઉલટું બળ ગુમાવીએ છીએ. જે કંઇ જરૂરનું છે એટલું જ ધીમેથી, શાન્તિથી અને વિવેકથી બોલીએ

છીએ તો આપણા બળને વધારીએ છીએ. આમ કરીએ છીએ તો આપણે બગડતા નથી. રમતી વખત, ખાતી વખત, નિશાળે જતી વખત, રમતમાં, રસ્તામાં, મિત્રોને મળતાં, એમ દરેક વખતે આપણે જરૂરપુરતું, સાચું, સ્નેહવાળું, વિનયવિવેકવાળું બોલીએ છીએ તો આપણા બળને વધારીએ છીએ. આવી જાતનું વાણીનું બળ આપણામાં નહિ હોય તો જરૂર જાણજો કે આપણે બગડી જવાના. જે બગડતું જ રહે છે તે છેવટે વિનાશ પામે છે. આપણે વાણીવડે બગડીએ નહિ પણ સુધરીએ તો કેવું સારું !

શ્રી ગુરુદેવ.

---

# श्री योगसार.

( અનુસંધાન ગતાંક ૧૦ ના પૃષ્ઠ ૭૭થી. )

અંતઃકરણ અને બાહ્યકરણોમાં અંતઃકરણ મુખ્ય છે, પ્રધાન છે અને બાહ્યકરણ એના વિષયરૂપ કહેવાય છે અર્થાત્ ગૌણ છે કેમકે અંતઃકરણ પોતાનો વ્યાપાર કરે તેમાં એ દ્વારભૂત થઇ રહે છે. જ્ઞાનેન્દ્રિય આલોચન કરી અંતઃકરણને પોતાના વ્યાપાર કરવાનો અવકાશ આપે છે અને કર્મેન્દ્રિયને તે પોતાનો વ્યાપાર કરો સંકલ્પ, અધ્યવસાયાદિ કાર્ય કરવાનો અવકાશ આપે છે. જ્ઞાનેન્દ્રિયના વિષયોમાં શબ્દાદિ પાંચ અને શબ્દતન્માત્રાદિ પાંચ છે. લૌકિક પુરુષોનું શ્રોત્ર સ્થૂલ જે શબ્દ તેનું જ માત્ર ગ્રહણ કરે છે અને યોગી પુરુષનું શ્રોત્ર શબ્દ તથા શબ્દતન્માત્રા એ બેનું ગ્રહણ કરે છે. તે જ પ્રમાણે લૌકિક પુરુષોની ચક્ષુ, ત્વગ્, રસન, અને ઘ્રાણરૂપ ઇન્દ્રિય તે સ્થૂલ જે રૂપ, સ્પર્શ, રસ, અને ગંધ તેનું જ ગ્રહણ કરે છે અને યોગી પુરુષની એ જ ઇન્દ્રિયો એ સર્વનું ગ્રહણ કરવા ઉપરાંત રૂપતન્માત્રાદિ સૂક્ષ્મ ભૂતને પણ ગ્રહણ કરે છે. વાગ્નો વિષય સ્થૂલ શબ્દ જ છે અને બીજી ચાર કર્મેન્દ્રિયના શબ્દાદિ પાંચે વિષય થાય છે. અને એ થવાથી જ અંતઃકરણ પોતાનો વ્યાપાર કરી શકે છે તેથી એ દશે ઇન્દ્રિય તે દ્વારરૂપ છે અને અંતઃકરણ એની અપેક્ષાથી દ્વારિ છે, અર્થાત્ પ્રધાન છે. ત્રણ અંતઃકરણમાં પણ બુદ્ધિ એ પ્રધાન છે અને ઇતર બે ગૌણ છે. ત્રિગુણાત્મક પ્રકૃતિના વિકારરૂપ આ સર્વ કરણો પરસ્પર મળતા સ્વભાવના નથી પણ જેમ વર્તિ (વાટ), તેલ આદિ વિરુદ્ધ સ્વભાવના છતાં પ્રદીપરૂપ કાર્ય સર્વ મળીને કરે છે તેમ આ સર્વ કરણો પુરુષના ભોગ અને અપવર્ગ સાધવા માટે પ્રવૃત્ત થયેલા છે તેથી એ કાર્ય સર્વ હળી મળીને કરે છે. તેમાં જેમ પૃથક્ પૃથક્ કુટુંબીઓ પાસેથી કર ઉઘરાવી ગ્રામાધ્યક્ષ દેશાધ્યક્ષને પહોંચાડે છે અને દેશાધ્યક્ષ તે નરપતિને પહોંચાડે છે તે પ્રમાણે બાહ્યકરણો આલોચન કરી મનને વિષયવેદનરૂપ ભોગ પહોંચાડે છે. મન તેને સંકલ્પે છે અને અહંકારને સ્વાધીન કરે છે અને અહંકાર અભિમાન કરી તેને બુદ્ધિને પહોંચાડે છે અને બુદ્ધિની વૃત્તિઓ જ આત્માને સાક્ષાત્ દૃશ્ય થવાથી બુદ્ધિ જ પુરુષના ભોગને સાધે છે. તેથી બુદ્ધિનો પુરુષસાથે સાક્ષાત્

સંબંધ છે અને તેથી એ સર્વમાં પ્રધાન છે અને ઇતર સર્વ કરણો બુદ્ધિદ્વારા જ પુરુષની સેવા કરવાના અધિકારવાળાં છે તેથી તે ગૌણ છે. બુદ્ધિ જ સાક્ષાત્ આપ્તતમ સેવક છે અને ઇતરની મુલાકાત રાજારૂપ પુરુષ બુદ્ધિદ્વારા જ લે છે. બુદ્ધિ એ પુરુષરૂપ રાજાની પત્ની છે અને એના દ્વારા જ બીજાં કરણોરૂપ સેવકોની શુશ્રૂષા રાજા સ્વીકારે છે. તેથી બુદ્ધિ આંતર કરણોમાં પણ પ્રધાન છે, અને ઇતર સર્વ કરણો એની અપેક્ષાથી ગૌણ છે.

લિંગશરીરના ત્રણ અવયવરૂપ આ રીતે બુદ્ધિ, અહંકાર અને એકાદશ ઇન્દ્રિય છે. ચતુર્થ અવયવ તે સૂક્ષ્મ શરીર છે. પ્રકૃતિના વિકારોના પ્રતિપાદનમાં વિસ્તારથી જણાવ્યા પ્રમાણે તામસ અહંકારમાંથી પાંચ તન્માત્રા ઉત્પન્ન થાય છે કે જે ભૂતસૂક્ષ્મ કહેવાય છે. એમાંથી આકાશાદિ પાંચ સ્થૂલ ભૂતોની ઉત્પત્તિ થાય છે. તન્માત્રામાં, શાન્ત, ઘોર અને મૂઢ અવસ્થા અભિવ્યક્ત થયેલી નહિ હોવાથી એ અવિશેષ કહેવાય છે અને આકાશાદિ પાંચ ભૂતોમાં કેટલાક અણુઓ સત્ત્વપ્રધાન હોય છે તે શાન્ત કહેવાય છે, કેટલાક રજસ્ પ્રધાન હોય છે તે ઘોર કહેવાય છે અને બીજા તમસ્-પ્રધાન હોય છે તે મૂઢ કહેવાય છે. શાન્ત, ઘોર અને મૂઢ અવસ્થા આ આકાશાદિ ભૂતોના અણુઓમાં અભિવ્યક્ત થએલી હોવાથી એ પાંચે ભૂત તે વિશેષ કહેવાય છે. એ ભૂતોની ત્રણ રૂપે સ્થિતિ હોય છે: ( ૧ ) સૂક્ષ્મ શરીરરૂપે, ( ૨ ) સ્થૂલ શરીરરૂપે અને ( ૩ ) પ્રભૂતરૂપે. ત્યાં માતાપિતાના સંબંધથી જે દેહની ઉત્પત્તિ થાય છે તે સ્થૂલ દેહ છે. માતાના રેતસ્ દ્વારા લોમ, લોહિત અને માંસ રચાય છે અને પિતાના શુક્રદ્વારા સ્નાયુ, અસ્થિ અને મજ્જા થાય છે. આ છ-લોમ, લોહિત, માંસ સ્નાયુ, અસ્થિ અને મજ્જા-ના સંયોગીકરણથી બનાર હોવાથી સ્થૂલ દેહ તે ષાટ્કૌશિક ( છ કોશવાળા ) કહેવાય છે. આ દેહમાં કેટલાંક રસાન્ત, કેટલાક ભસ્માન્ત અને કેટલાક વિડન્ત હોય છે એટલે આ રીતે દેહોનો વિલય થાય છે. જે શરીરો ભૂમિમાં દાટવાથી, અથવા જલમાં સડી જઈ વગેરે પ્રકારે નિવૃત્ત થઇ રહે છે તે રસાન્ત સ્થૂલ દેહ છે; જેનો દાહ કરવામાં આવે છે તે ભસ્માન્ત સ્થૂલ દેહ છે અને જે શ્વાન ગૃધ્રઆદિથી ભક્ષણ કરાઇ તેમની વિષ્ઠામાં અવસાનને પામે છે તે વિડન્ત સ્થૂલ દેહ છે. આ ત્રણ રીતે આ સ્થૂલ દેહનો નાશ થાય છે. એથી ઉલટું એ ભૂતનાં જ જે સૂક્ષ્મ શરીરો થાય છે અને જે લિંગદેહના અવયવરૂપ રહે છે તે નિયત રહે છે એટલે તેમનો આમાંથી કોઇ પણ રીતે નાશ થતો નથી. એ સૂક્ષ્મ શરીરો પણ પાંચ ભૂતના વિકારરૂપ જ છે પણ ષાટ્કૌશિક દેહથી ભિન્નરૂપ, સૂક્ષ્મરૂપ હોય છે જેમ એરણના ઉપર વિવિધ ઘાટો ઘડાય છે તેમ આ સૂક્ષ્મ શરીર વિદ્યમાન રહી તેનો અનેક સ્થૂલ શરીરો સાથે સંબંધ થાય છે અને છૂટે છે. ઘટ, પટ, પાષાણઆદિ સર્વ પણ આકાશાદિ ભૂતોના જ વિકાર છે પણ તે શરીરરૂપ નથી અને તેથી આકાશાદિ ભૂતોની એ સ્થિતિ તે પ્રભૂતરૂપ સ્થિતિ કહેવાય છે.

અત્ર જણાવેલું સૂક્ષ્મ શરીર તથા બીજા લિંગદેહના અવયવો એ સર્વ એટલે આખું લિંગશરીર પ્રત્યેક પુરુષને એક એક પ્રાપ્ત થયેલું હોય છે, પ્રત્યેક પુરુષને વળગેલું હોય છે. એને લીધે જ એને પુરુ એવું નામ આપવામાં આવે છે. સર્ગના આરંભથી આ શરીર પુરુષસાથે

રહેલ છે તે છેક પ્રલય સુધી એનું એ રહે છે. જ્યારે પ્રલય થાય છે ત્યારે એ પ્રકૃતિમાં વિલય પામી જાય છે અને તેથી એ લિંગ કહેવાય છે. પુરુષની સાથે એ લિંગશરીરનો સંયોગ થવાનું કારણ એ છે કે એ શરીરદ્વારા પુરુષના અર્થભોગ અને અપવર્ગ-સિદ્ધ થાય છે. ભોગ અને અપવર્ગની સિદ્ધિમાટે જ આ લિંગશરીરની સ્વભાવથી જ પ્રવૃત્તિ થાય છે. તેથી જે પુરુષના ભોગ અને અપવર્ગરૂપ અર્થ એ લિંગશરીર સિદ્ધ કરી આપે છે તે પુરુષના સંબંધમાં એ શરીરને કર્તવ્ય શેષ રહેતું નથી, તેથી તે લિંગશરીર ચરિતાર્થ થાય છે અને તેથી એની સ્થિતિમાં નિમિત્ત રહેતું નથી; તેથી આવાં લિંગશરીરો કે જેણે પોતાદ્વારા સિદ્ધ કરી આપવાના બંને પુરુષાર્થની સિદ્ધિ કરી આપી છે તે શરીરો સર્ગ અને પ્રલયના મધ્યકાલમાં પણ-જ્યારે એ ઉભય પુરુષાર્થની સિદ્ધિ થઈ રહે છે કે તરત-એ પ્રકૃતિમાં લયને પામે છે. પણ ઇતર સર્વ લિંગશરીરો પ્રલયસુધી એવાં ને એવાં અર્થાત્ નિયતરૂપે પુરુષસાથે સંબદ્ધ થયેલાં રહે છે અને એ જ સ્થૂલ શરીરને લે છે અને છોડે છે, વળી અન્યને લે છે અને તેને છોડે છે અર્થાત્ સંસરણને પામે છે અને જ્યાં જ્યાં એની ગતિ થાય છે ત્યાં ત્યાં પુરુષ તો વિભુ હોવાથી એની સાથે સંબંધવાળો રહે છે. જે પુરુષનું જે લિંગશરીર સ્વ થયેલું હોય છે તે પુરુષનો જ તે લિંગશરીરસાથે સદા સંબંધ રહે છે, એ લિંગશરીર વિલઈ જતું નથી, નિઃશેષ લયને પામી જતું નથી ત્યાંસુધી સંબંધ રહે છે. એ સંસરણ ક્રિયા કરાવનાર એ લિંગશરીરમાં રહેલી જે બુદ્ધિ તેમાં રહેલા ધર્મ, જ્ઞાન, ઐશ્વર્ય, વિરાગ, અધર્મ, અજ્ઞાન, અવિરાગ અને અનૈશ્વર્યના સંસ્કારો છે. એ સંસ્કારોથી બુદ્ધિ વાસિત થાય છે અને બુદ્ધિનો આખા લિંગદેહસાથે સંબંધ છે તેથી એ સંસ્કારોનો વાસ-પાસ આખા લિંગદેહને રહે છે અને તેને લીધે એનું સંસરણ થાય છે. એ સંસરણ થવા માટે સૂક્ષ્મશરીરની આવશ્યકતા છે. જેમ આશ્રયવિના ચિત્ર હોતું નથી, જેમ સ્થાણુઆદિ આશ્રયવિના છાયા પડી શકતી નથી, જેમ સ્થૂલ શરીરવિના ભોગની સંપત્તિ થઈ શકતી નથી, તે જ પ્રમાણે બુદ્ધિ, અહંકાર અને ઇન્દ્રિયો પણ આશ્રયવિના રહી શકતાં નથી. જન્મસમયે તો કદાચ સ્થૂલ દેહને પણ કોઈ આશ્રયરૂપ માની વ્યવસ્થા કરવા પ્રયત્ન કરે, પણ મરણ પછી સ્થૂલ દેહ નહિ હોવાથી એ બુદ્ધિઆદિની નિરાલંબ સ્થિતિ થઈ શકતી નથી. તેથી મરણ પછી અને જન્મપૂર્વેના સમયમાં સૂક્ષ્મ શરીરની ખાસ આવશ્યકતા સ્પષ્ટ થાય છે. ખરું જોતાં તો જન્મસમયે પણ સ્થૂલ શરીરને આધારે લિંગદેહની સ્થિતિ નથી. સ્થૂલ દેહ તો માત્ર આ સૂક્ષ્મ શરીરની સત્તાનો જ વિકાસ છે, અને જન્મકાલે પણ બુદ્ધિઆદિ સર્વ સૂક્ષ્મ શરીરને આશ્રયે જ રહે છે. તાત્પર્ય કે આ સૂક્ષ્મ શરીર વિના બુદ્ધિઆદિનું સંસરણ થઈ શકતું નથી તેથી બુદ્ધિઆદિના નિવાસસ્થાનરૂપે, વિશ્રામ-સ્થાનરૂપે આ સૂક્ષ્મ શરીરની લિંગદેહમાં ગણના કરવી આવશ્યક છે. એ સૂક્ષ્મ શરીરના સંબંધમાં ततः सत्यवतः कायात्पाशबद्धं वशंगतम्। अंगुष्ठमात्रं पुरुषं निश्चकर्ष बलाद्यमः॥ આ શાસ્ત્રવચન છે કે ‘‘ પછી સત્યવાનના સ્થૂલ શરીરમાંથી અંગુષ્ઠપરિમાણ પુરુષ જે પાશવડે બંધાયેલો હતો અને જે યમને વશ પડેલો હતો તેને યમે બલાત્ ખેંચી કાઢ્યો ! અહિં પુરુષનો અર્થ સૂક્ષ્મ શરીર

છે. એ સૂક્ષ્મ શરીર સ્થૂલ શરીરરૂપ પુરમાં શયન કરે છે માટે એને અહિં પુરૂષનામ આપ્યું છે. તેથી સૂક્ષ્મ શરીર શાસ્ત્રસંમત છે અને બુદ્ધિઆદિના આશ્રયરૂપે આવશ્યક છે. એ સૂક્ષ્મ શરીરપર આરૂઢ થઈ બુદ્ધિઆદિ કરણો સંસરણને પામે છે. સંસરણ થવામાં પુરૂષાર્થની સિદ્ધિ કરવી એ ફલહેતુ છે, નિમિત્ત છે અને વિવિધ સ્થૂલ શરીરનું ગ્રહણ કરવું એમાં નિમિત્તકારણ તે ધર્માધર્મ છે. જે ધર્માધર્મના સંસ્કાર લિંગદેહમાં પડેલા હોય છે તેનાથી પ્રેરાઇને એ લિંગદેહની તે તે સ્થૂલ શરીરમાં ગતિ થાય છે. જેમ નટ તે તે નિમિત્તવશાત્ પરશુરામ, વત્સરાજ, અજાતશત્રુઆદિ વિવિધ ભૂમિકા (વેશ) ને ધારણ કરે છે તે પ્રમાણે લિંગદેહ વિવિધ ધર્માધર્મથી પ્રેરાઇ તે તે સ્થૂલ શરીરરૂપ વેશને પ્રતીત કરાવે છે. લિંગશરીર પ્રકૃતિનું કાર્ય હોવાથી એમાં પ્રકૃતિનું સંપૂર્ણ સામર્થ્ય રહેલું છે અને એ સામર્થ્યને લીધે જ એ સર્વ-શક્તિમાન્ છે અને તેથી વિવિધ સ્થૂલ શરીરને ધારણ કરવા પણ એનું સામર્થ્ય હોય એમાં આશ્ચર્યજેવું કાંઈ નથી. આ સ્થૂલ શરીરોને વારાફરતી ગ્રહણ કરતાં અને છોડતાં ચાલવું એનું નામ જ સંસરણ છે, એ જ સંસાર છે. એ થવામાં હેતુરૂપ બુદ્ધિમાં રહેલા ધર્મ, અધર્મ, જ્ઞાન, અજ્ઞાન, વિરાગ, અવિરાગ, ઐશ્વર્ય અને અનૈશ્વર્યરૂપ મુખ્ય આઠ ભાવો છે. એ આઠ ભાવો સાંસિદ્ધિક અને નૈમિત્તિક એવા બે ભેદવાળા છે. શ્રી પરમાત્માના લીલાવિગ્રહો જે થાય છે તથા જે અદૃષ્ટજન્ય તનુઓ થાય છે તેમનામાં એ આઠમાંના જે ભાવો રહેલા હોય છે તે તેમણે કરેલા કોઈ કર્મના ફલરૂપ નથી, પણ સ્વભાવસિદ્ધ જ હોય છે અને તેથી તે સાંસિદ્ધિક કહેવાય છે. અંતરમાં યજ્ઞયાગાદિના અનુષ્ઠાનના ફલરૂપે એમાંના ધર્મો હોય છે તેથી એ નિમિત્તવશાત્ ઉત્પન્ન થએલા હોવાથી નૈમિત્તિક કહેવાય છે. એમાં જે ધર્મ છે તે ઊર્ધ્વ લોકમાં ગમનના હેતુ છે એટલે જે સુખપ્રધાન દ્યુલોકઆદિ લોકો છે તેમાં લિંગદેહને લઇ જનાર છે; જે અધર્મ છે તે સુતલાદિ અધોલોક એટલે ન્યૂન સુખવાળા અને અધિક દુઃખવાળા લોકો છે તેમાં લઇ જનાર છે.

(અપૂર્ણ)

— —

# સ્ત્રીઓનું સ્ત્રીત્વ.

(અનુસંધાન ગતાંક ૧૨ ના પૃષ્ઠ ૫૮ થી.)

આપણે સ્ત્રીજીવનના બે વિભાગ પાડીશું. એક આંતર જીવન અને બીજું બહિર જીવન. આ બે જીવનની સુંદરતા, મનોહરતા, આકર્ષકતા મુખ્ય બે ગુણોવડે મેળવી શકાય છે. આ બે ગુણોનો વિકાસ કરવામાં જ સઘળું સ્ત્રીત્વ પામી શકાય છે. એક સંપૂર્ણ કેળવાએલી સ્ત્રી પણ આ મેળવી શકે છે. તેમ એક અભણ સ્ત્રી પણ તે મેળવી શકે છે. કારણ કે તે અંતરથી જ પ્રકટતા ગુણો છે. તે અંતરની શક્તિઓ છે અને તે સર્વને પ્રાપ્ય જ છે. માત્ર તેનો પ્રકાશ કરવાનો છે. તેને યોગ્ય રૂપમાં કેળવવાની છે.

સ્ત્રીત્વની પ્રાપ્તિમાં સહાયક બે મુખ્ય ગુણો તે મનોનિગ્રહ અને પ્રેમનો પ્રસ્તાર છે. આંતર

જીવનના વિભાગનો ગુણ મનોનિગ્રહ છે. બહારના જીવનનો ગુણ પ્રેમનો પ્રસ્તાર કરવો તે છે. આ બે લક્ષણો જે સ્ત્રીશરીરમાં પ્રકટ હોય છે, પૂર્ણ વિકાસને પામ્યા હોય છે, તેવી સ્ત્રીમાં અદ્ભુત પ્રકારનું વશીકરણ હોય છે, તે સર્વને વશ વર્તાવી શકે છે. પ્રત્યેક પ્રકારની પ્રતિકૂલ સ્થિતિનું રૂપાંતર કરવાની તેનામાં શક્તિ હોય છે, તે સર્વની દષ્ટિના વિષયરૂપ હોય છે.

આ બે લક્ષણોથી યુક્ત સ્ત્રીઓને જ ' કાર્યેષુ મંત્રી ' આદિ વચનો સંબોધવામાં આવ્યાં છે. આ બે ગુણો જીવનમાં વાણાતાણારૂપે જ્યારે વણાઈ રહે છે ત્યારે જ સ્ત્રીત્વ પ્રકટી શકે છે.

કેવલ મનનો નિગ્રહ પણ ન જોઈએ તેમ કેવલ પ્રેમનું પ્રસ્તારણ પણ ન જોઈએ, પણ યોગ્યાયોગ્ય કાર્યનો નિર્ણય કરી જે અયોગ્ય કાર્ય છે ત્યાં મનનો નિગ્રહ કરવો ઘટે છે અને જે યોગ્ય કાર્ય છે ત્યાં પ્રેમનો પ્રસ્તાર કરવો ઘટે છે.

હવે યોગ્ય શું અને અયોગ્ય શું આ પ્રશ્ન થાય છે.

જે જે ક્રિયાથી વિચારથી પરિણામે દુઃખનો અનુભવ થવો તેને અયોગ્ય કાર્ય કહીશું. જે જે ક્રિયાથી વિચારથી પરિણામે સુખનો અનુભવ થવો તેને યોગ્ય કાર્ય કહીશું. ક્ષણમાં ક્ષણમાં ક્રોધ થવો, ક્ષણક્ષણમાં તપી જવું, ક્ષણક્ષણમાં દ્વેષભાવને ધરવો, ક્ષણક્ષણમાં ઇર્ષ્યાને ધારણ કરવી, ક્ષણક્ષણમાં મિથ્યાભિમાનને વશ વર્તવું, ક્ષણક્ષણમાં મર્મ વચનોના પ્રહારયુક્ત વાક્યો બોલવાં તથા શ્રવણ કરનારના હૃદયને દગ્ધ કરવું. આ આદિ લક્ષણને અયોગ્ય કાર્યરૂપે જાણીશું.

હવે દુઃખના ડુંગરો અને ડુંગરોમાં દટાઈ જવા જેવી સ્થિતિસમયે અપૂર્વ સહનશીલતા, પૂર્ણ આનંદપૂર્ણ શાંતિ, અવિકલતા, અપૂર્વ ધૈર્ય, મિષ્ટ વચનવાળી વાણી હૃદયનો ઉદાત્તભાવ, દોષો કરનારપ્રતિ ઉપેક્ષા બુદ્ધિ, આદિ ગુણોને યોગ્ય કાર્યરૂપે ગણીશું.

જ્યાં જ્યાં અયોગ્ય ક્રિયા, વિચારો થાય ત્યાં મનોનિગ્રહ કરવો તેમાં સ્ત્રીત્વ છે. એ મનના નિગ્રહની સાથે જ પ્રેમનો પ્રસ્તાર થતાં સ્ત્રીત્વ પૂર્ણ કલાથી પ્રકાશી રહે છે.

સંસારમાં પ્રતિકૂલ પ્રસંગો વારંવાર આવે છે. એવા પ્રતિકૂલ પ્રસંગોની મધ્યમાં રહીને તેથી અવિકલ રહેતાં જે સ્ત્રી સંસારયંત્રને સુંદર રીતે ચલાવી શકે છે તેમાં જ તેની કુશલતા, તેમાં જ તેની રમણીયતા, તેમા જ તેની સાર્થકતા છે. પરંતુ આ પ્રમાણે થવામાં ઉપરનાં બે લક્ષણો જેણે કેળવ્યાં નથી હોતાં તેનામાં કદી આવી અપૂર્વતા આવતી નથી.

સ્ત્રીઓનું સ્થાન એવી રીતે ગોઠવાયું છે કે તેમાં જ તે જપ, તપ, વ્રત, ઉપવાસાદિ કર્મોવિના અનાયાસે ઉચ્ચ પદાધિકારિણી બની રહે છે. પુરુષો જે નથી કરી શકતા તે એક યોગ્ય સ્ત્રી કરી શકે છે. પણ ક્યારે ? જ્યારે તે મનનો નિગ્રહ કરે છે અને પ્રેમનું પ્રસ્તારણ કરે છે ત્યારે જ.

આજે સ્થળે સ્થળે પતિપત્નીમાં વિરોધ, સાસુવહુમાં વિરોધ, પુત્રનો અને માતાનો વિરોધ, ભાઈને બ્હેનથી વિરોધ. ટુંકમાં સર્વ સંબંધમાં વિરોધવિના અન્ય જણાતું નથી. આવા વિરોધોનું શમન એક સ્ત્રીત્વયુક્ત સ્ત્રી સહજમાં કરી શકે છે.

મનનો નિગ્રહ કરવો એટલે એમ સમજવાનું નથી કે એકાંતમાં બેસી રહેવું કે કોઈની સાથે હળવું મળવું નહિ કે જરા જરામાં રખેને કોઈ સાથે વાતચીત કરીશું તો નીચી ભૂમિકામાં ઉતરી પડીશું, એવા એવા ઉંધા વિચારો વગર સમજ્યે કરી ખોટી ગંભીરતા રાખવી. સર્વથી અલગ રહેવું તેને મનનો નિગ્રહ કહી શકાતો નથી. આ સ્થળે મનનો નિગ્રહ જ થતો નથી.

સર્વ વ્યવહારો કરવા, પ્રતિકૂલ પ્રસંગો સમયે ભડકી ન જતાં તેનું શાંતિથી વહન કરવું અને સાથે જ પ્રેમનો પ્રવાહ વહેવડાવવો. કેવલ મનનો નિગ્રહ, આકર્ષકતા, સુંદરતા, રમણીયતા જે સ્ત્રીનાં મુખ્ય લક્ષણો છે તે ઉપજાવી શકતો નથી; તે તો પ્રેમવડે જ ઉપજાવી શકાય છે. અને આ બધાં લક્ષણો પ્રત્યેક સ્ત્રીજીવનમાં હોવાં જ ઘટે છે.

પ્રેમને પ્રસારનારી સ્ત્રી જ મનોહારિણી થઈ શકે છે. અને એવું મનોહારિત્વ સાધવા માટે મનનો નિગ્રહ કરવો જ પડે છે. પ્રત્યેક પ્રતિકૂલ જણાતાં કાર્યો, વિચારો, પ્રતિકૂલ પરિસ્થિતિ આવતાં ત્યારે હૃદયના ઉદાત્તભાવપૂર્વક હૃદયને સમસ્થિતિમાં રાખતાં, અનંતરસદ પ્રેમને પ્રસારી શકાય ત્યાં જ મનનો નિગ્રહ કરવાનો આવે છે. કેમકે અનુકૂલ સંયોગોમાં તો સઘળું અનુકૂલ જણાય છે પણ પ્રતિકૂલ સંયોગો આવતાં પ્રેમને અખૂટ રાખવો; એ મનનીનિગ્રહ વિનાની સ્થિતિ સિવાય બનવું અશક્ય જ છે. મનની નિરંકુશ સ્થિતિ તે જ વિરોધનું, કલેશનું, કંકાસનું, કજીયાનું મૂલ છે. આવી નિરંકુશતાને વશ વર્તીને જ આજે અનેક પ્રકારના દુઃખના ભોગ થઈ પડેલાં જીવનો જ્યાં ત્યાં જણાય છે. અને આવી નિરંકુશતા મનના નિગ્રહવડે જ દબાવી શકાય, પરંતુ મનનો નિગ્રહ એકલો નકામો છે. સ્ત્રીઓનું સૌંદર્ય તેમાં સમાયેલું નથી. આ મનનો નિગ્રહ આંતર જીવનનો ગુણ છે પણ બાહ્ય જીવન કે જેમાં પણ જીવ રહ્યું છે તેને માટે પ્રેમનો આશ્રય લેવો પડશે જ.

આ બે મુખ્ય લક્ષણો સિવાય સ્ત્રીત્વનાં અવાંતર લક્ષણો જેવાં કે, સ્મિત, ગંભીરતા, મૃદુતા, આદિમાં સ્ત્રીઓનું સૌંદર્ય વસેલું છે તે પ્રેમ સિવાય પ્રકાશી શકાય તેમ નથી.

કેવલ મનની નિગ્રહવાળી અવસ્થા તે તંગ અવસ્થા છે. આવી અવસ્થા કોઈમાં સ્નેહ લાવી શકતી નથી. અને સ્નેહવિનાનું સ્ત્રીજીવન કેવલ નિરૂપયોગી જ છે. જેથી આંતર અને બહારથી સ્ત્રીત્વ પ્રકાશવવા મનોનિગ્રહ અને પ્રેમનો સમાન રીતે ઉપયોગ કરવો ઘટે છે.

મનનો નિગ્રહ વિરોધને શમાવે છે, પ્રેમ વિરોધને પ્રકટવા દેતો જ નથી. મનોનિગ્રહ મર્મ વચન બોલતાં અટકાવે છે, પ્રેમ મર્મ વાક્ય બોલાવી શકતો જ નથી. મનનો નિગ્રહ યોગ્ય ગાંભીર્ય લાવે છે, પ્રેમ એ ગાંભીર્યમાં મૃદુતા પ્રકટાવે છે. મનનો નિગ્રહ ખોટા આવેગોને રોકે છે, પ્રેમ રસિકતા આપે છે. મનનો નિગ્રહ અનાર્ય બની શકે છે, પ્રેમ આકર્ષી શકે છે.

સંસારયાત્રાના પ્રવાસમાં સ્ત્રીએ કેવા પ્રકારે જીવન વ્યતીત કરવું એ હવે સ્પષ્ટ થઈ શકે છે. અજ્ઞાન અને મૂઢતાથી આજે પ્રત્યેક ગૃહમાંથી પ્રેમનું ઝરણું સુકાય ગયું છે. જ્યાં ત્યાં કલેશ, કંકાસ, વિરોધ પ્રસરી રહ્યા છે. [illegible] સંકુચિતદિલ થઈ અતિનીચ [illegible] કરી રહ્યું છે. કેટલી

પણ એવી નિગ્રહવાળી ઉપેક્ષાયુક્ત બુદ્ધિ જોવામાં નથી આવતી; જેથી સામાન્ય વાતવિચારોમાં એક્ય ન જળવાતાં પ્રેમ ટકી શકતો નથી. પ્રેમ હોય છે તો નાશ પામે છે અને સુખને સ્થાને દુઃખનો અનુભવ પરિણામે રહે છે.

આવા શુષ્ક સંસારને નવપલ્લવિત કરનાર એક મનોનિગ્રહ અને પ્રેમને પ્રસારનારી સ્ત્રી જ છે. આવી એક સુશીલ સદ્‌ગુણસંપન્ના સ્ત્રી જ તેને રસમય બનાવી શકે છે.

આ સંસારનો પ્રવાસ ઘણો દુષ્કર અને કષ્ટપ્રદ છે. વિવિધ પ્રતિકૂલતા હોવી એ તો તેનું સ્વરૂપ જ છે. એવી પ્રતિકૂલ પરિસ્થિતિમાં મનના નિગ્રહપૂર્વક રહેવાની સ્ત્રીઓની તે તપોભુમિ છે.

યથાર્થ સ્ત્રીત્વયુક્ત સ્ત્રીઓને ઉદ્દેશીને જ એક સ્થલે એક કવિએ લખ્યું છે:

'ગોરી ફુલ ગુલાબનું સુકે કે કરમાય.'

કે કોહે વિણુ કાળજી, તોએ જાતિ સુગંધી ન જાય'.

વિવિધ વિપત્તિ આવે પણ એક સહૃદયા સ્ત્રી પોતાનું સ્ત્રીત્વ શું ત્યજી શકે છે? સીતા, દમયંતી, સાવિત્રી આદિનાં દષ્ટાંતો શું જણાવે છે?

એમની પ્રેમની જ્યોત સદાકાળ એક સરખી ઝગઝગતી રહી છે અને મનની નિગ્રહવાળી અવસ્થાથી ક્ષણુ પણ ચ્યૂત થયાં નથી.

આવાં જ સ્ત્રીજીવનો આજે આદર્શરૂપ છે. આવાં જ જીવનો આજે અમર છે, આવાં જ જીવનો આજે ધ્યેયરૂપે સ્થાપવા યોગ્ય છે.

કેટલાક મહાપુરુષોએ આવાં અલૌકિક સ્ત્રીરત્નોના ગુણગાન કરતાં કહ્યું છે કે રામજેવા ઘણા થશે પણ સીતા તો એક જ. સીતાદેવીના જેવી આંતર ભૂમિ સર્વ સ્ત્રીઓ યત્નવડે પ્રાપ્ત કરે તો આ ભારતભૂમિ પુનઃ નવચેતન બની શકે.

પરમાત્મા સ્ત્રીજાતિમાં યથાર્થ સ્ત્રીત્વ પ્રાપ્ત કરવાનું બળ પ્રકટાવો એ જ અભ્યર્થના.

પ્ર૦ બહેન.

---

# સુખરૂપ વૃદ્ધાવસ્થામાં સત્ય આધાર.

આજ વૃદ્ધાવસ્થાની તૈયારી કરી મૂકવી, એટલે મોટે ભાગે દ્રવ્યનો સંગ્રહ કરી રાખવો એવો અર્થ ઘણા માણસોના સમજવામાં આવે છે. એ વાત બેંકના સેવિંગ્સખાતાને અને વિમાકંપનીઓને એક રીતે સોંપી દઇ, આ સ્થળે આપણે તેનો બીજી રીતે વિચાર કરીશું. જે રીત બહારના હિસાબ અને લેવડદેવડસાથે સંબંધ ઓછો ધરાવે છે, પરંતુ અંતરના જીવનસાથે નિકટનો સંબંધ ધરાવે છે. બહારના ફેરફાર અંતરની તે વસ્તુઉપર અસર કરી શકતા નથી. એક સ્થિર દઢ વસ્તુ છે. જીવનનો ખરો આધાર છે.

આ વાતનો વિચાર, એક દિવસ મંગળકાકા રસ્તામાં ટાવર આગળ મળ્યા તેમને જોઈને સ્ફુરવા લાગ્યા. તેમણે હાથ ઝાલી મને ઉભો રાખ્યો અને કહ્યું; " આ દિવસો મને બહુ લાંબા જણાય છે. તે કેમે કરી ખૂટતા નથી. દિવસ વહેલો ઉગે છે અને રાત મોડી પડે છે. આ જરા અવસ્થાના દિવસ બહુ દુઃખના છે."

અત્યારે મને તો દિવસ ટુંકા જણાય છે. રોજનાં કામ રોજ પુરાં થતાં નથી. કેટલાને મળવાનું રહી જાય છે. કેટલી સભાઓ, મેળાવડા અને જલસામાં ભાગ પુરો લઈ શકાતો નથી. ઘણી ઘણી નવી વાતો જાણવાને અને જોવાને અવકાશ મળતો નથી. દિવસ ચોવીસ કલાકનો મટી અડતાલીસ કલાકનો થાય તો પણ કામ ખૂટે તેમ નથી. આજે રસભરી અનેક બાબતો નજરે પડે છે, અને તે પુરી ભોગવી શકાતી નથી. પણ આગળઉપર સમય આવે મારા દિવસ આ મંગળકાકાની પેઠે કેમ કરી જાય નહિં અને દિવસ લાંબો થઇ પડે તો શું કરવું ? તે માટે કાંઈ વિચાર કરવો કે કેમ ? આ વિચાર આજે મને આવે છે.

કેટલાક કહેશે, " અરે તે સમયે તમારે અનેક જંજાળ છોકરાં અને તેનાં છોકરાંની હશે; તેમના પાછળ તમારો સમય ચાલ્યો જશે " પણ આવું બાળકોઉપર તાબેદારીનું જીવન નકામું છે. તેમની સાથે સ્નેહ અને મિત્રતાભર્યા જીવનની વાત જૂદી છે પણ તેમના આધારે મારા જીવનની સુખદુઃખની પળો ગણવી પડે એ જરા પણ વ્યાજબી નથી. મારે સ્વતંત્ર વિચાર, સ્વતંત્ર કર્તવ્ય, મન, બુદ્ધિ અને આત્માના ઉચ્ચ વિચાર અને ક્રિયામાં જોડાવું જોઇએ. પરાધિનતા શા માટે જોઇએ ? હું મારા જ્ઞાન, વિચાર અને ક્રિયામાં સર્વનો ભાગીદાર થાઉં પણ મારે સર્વના ઉપર આધાર રાખી ટગર ટગર જોયા કરવું અને વેઠ થઈ પડવું એ નથી જોઈતું. બાળકો મારી સાથે સ્નેહથી આવે, મને તેમનાં જેવો યુવાન, આનંદી, જ્ઞાન અને ગમતની વાતો કરનાર ગણી દોડતા અને હસતા આવે એ મારે જોઇએ છે.

વૃદ્ધાવસ્થાની તૈયારી એટલે ગમે ત્યારે ગમે તે સ્થિતિમાં સર્વના સાથે હળી મળી ચાલવાની શક્તિ. સર્વ પ્રસંગમાં આનંદથી સ્વકર્તવ્ય અને કરતાં રહેવાની ટેવ. આ ટેવ કાંઈ વૃદ્ધાવસ્થામાં સાડ વર્ષે કેળવાતી નથી. તે માટે અગાઉથી, આજથી યુવાવસ્થામાં વીસ વર્ષથી તૈયારી કરવી પડે.

સુરૂપ વૃદ્ધાવસ્થા, મનનો પ્રસન્ન સ્વભાવ, જ્ઞાન અને કર્તવ્યનિષ્ઠા, આ સર્વ મોટી વયે ન આવે. તે માટે સમજણની શરૂઆતથી, યુવાવસ્થામાં તૈયારી કરવી પડે. અત્યારે અનેક પ્રકારની વૃત્તિવાળા માણસો મળે, ગમે તે સુખદુઃખના પ્રસંગો આવી પડે, ગમે તે મિત્ર, સગાસંબંધી બોલાવે કે ના બોલાવે, ઉપકાર માને કે અપકાર કરે, તોપણ મનને ઉદ્વેગથી દબાઈ જવા ન દેતાં, મનમાં ક્રોધ, ઈર્ષા, દંભ વગેરેનો ઉદ્ભવ થવા ન દેતાં, પ્રસન્નતા કેળવવી અને સર્વમાં શુભ જોવાની ટેવ પાડવી, એ અત્યંત જરૂરનું છે, અને એ જ વૃદ્ધાવસ્થાની તૈયારી અને સદ્ધર આધાર છે.

સાધારણ જણાતા માણસો પણ કેટલીક વેળા અનેક અનુભવની રસમય વાતો કહેતા

હોય છે. એક ગાડીવાળો હોય, એક દરજી, મોચી કે કુંભારજાતિનો હોય અને લાંબી કેળવણી લીધી ન હોય તોપણ તેની વાત કેટલીક વાર મહત્વભરેલી અને આનંદ આપનારી હોય છે. તેમના જીવનના અનુભવ અનેક હિંમત, સમયસૂચકતા, સેવા અને આફતોમાંથી બચી જવાના ચાવીજેવા હોય છે. સામાન્ય માણસ જાણી ઉપેક્ષા કરીએ તો જીવનમાં જાણવા સરખી સરળ ઘણી બાબતોને આપણે ભૂલીએ. માટે જ્યારે જ્યારે તેવા કોઇના પરિચયમાં આવવું પડે, મુસાફરી, મેળા વગેરે પ્રસંગમાં એકઠા થવાનો સમય આવે ત્યારે આવા માણસોના સહવાસમાંથી જીવન કેમ સુખરૂપ બનાવવું તે શીખવાની એક કલા પ્રાપ્ત થાય છે અને તેમનો ઉપયોગ કિંમતી થઈ પડે છે. સમય આવે વૃદ્ધાવસ્થાનાં બહારનાં ચિન્હો આવ્યા વિના રહેતાં નથી. તેની અવગણના કરીએ તે ચાલે નહિ. પણ બાળકોના જેવું પ્રસન્ન વદને અને ખુલ્લું, નિષ્પક્ષપાત હૃદય, એ બે તો રાખી શકાય. તેથી આજે પણ યુવાનો સાથે ભળવું, તેમનો બાદશાહી સ્વતંત્ર સ્વભાવ, કોઈના ખાનગી કે જાહેર અભિપ્રાયની દરકારવિના સંભાળવો; અને વચમાં વચમાં સાહસ અને વિસ્મય પમાડનારા પ્રસંગોનો લાભ લેવો, એ લાંબા દિવસ માત્ર શ્વાસપ્રશ્વાસ ગણવાના આવે તે અગાઉ, બની શકે તેમ છે. કેટલીક વખત મોટી વયના માણસો સામાન્ય હાસ્ય, વિનોદ, વિચિત્રતા જોઈ ક્રોધે ભરાય છે અને મોં કટાણું કરે છે તે વાત મારા ભવિષ્યના સંદર ટેકામાટે ભૂલી જઉં છું.

જ્યારે નિવૃત્તિ લઈ વિશેષ એક સ્થળે બેસી રહેવાનો સમય આવે ત્યારે શું કરવું તેનો વિચાર આજથી ગોઠવતો જઉં છું. આજથી મારી પસંદગીના ગ્રંથો અને ચરિત્રો જોઉં છું. તે સમયે હું વિશેષ બારિકાઈથી જોઈશ અને ઉંડો ઉતરીશ, પણ મારો આનંદ તે સમયે પૂર્ણ રીતે તેમાં સ્થપાય તે માટે આજે મારી યુવાન વયે કાળજી કરૂં છું અને તે તે ગ્રંથો, લેખકો, સત્પુરુષો વગેરેને જાણવા પ્રયત્ન કરૂં છું. તે સમયે તો હું આજનું એકઠું કરેલું ધન ખુશીથી ભોગવતો હોઈશ. આજે મારૂં તન મન તાજું, ગ્રહણ કરવા યોગ્ય અને જેમ વાળવું તેમ વળે તેમ હોવાથી તે માટે તૈયારી કરૂં છું. ભવિષ્યમાટે તે મુલતવી રાખતો નથી. શરીરના સુખદુઃખના નિયમો, આજે આહારવિહાર નિયમમાં રાખી પાળું છું.

મારી આજુબાજુ થોડી જમીન મારા કબજાની છે. તેમાં હું આજથી કેટલાક મન પસંદગીના ફુલઝાડના નાના રોપા મૂકતો જાઉં છું. તેની થોડી ઘણી સંભાળ હાલ રાખું છું. પણ નિવૃત્ત થઈ તેની વિશેષ કાળજી કરી તેમની પાસે બેસીશ, તેમની સાથે વાતચિત કરીશ અને તેમનો આનંદ હું લઈશ, અને બીજાને આપીશ. મારાં પોતાનાં ઉછેરેલાં ફળ, ફૂલ, વનસ્પતિ હું પોતે બીજાને આપી મારા આનંદના સહભાગી બનાવીશ ત્યારે મારો આનંદ કેટલો વધશે ? મારા દિવસ કંટાળા ભરેલા લાંબા ન થતાં કેટલી ત્વરાથી જશે ?

હું બીજાને આપવા તૈયાર છું અને તેમાં તેમને આનંદ, ઉત્સાહ, ડહાપણ અને મારી આજુબાજુની સામગ્રીનો લાભ મળે તેમ છે ત્યારે બાળકો અને યુવાનો જરૂર મારી પાસે દોડી

આવશે. તેમની સાથે મૃદુ ભાવથી વાત કરવાની ટેવ મે પાડી છે તે સાંભળવાને તે બધા જ્યારે ત્યારે ઉત્સુક જણાય છે. કોઈ કહેશે અમુક રાજાની વાત કહો, કોઈ કહેશે અમુક મૂર્ખાના વાત કહો, કોઈ કહેશે અમુક મશ્કરાની વાત કહો, કોઈ અમુક અશીણીની, અમુક સાધુ, સંત દેવ, રાક્ષસ વગેરેની વાત કહો. હું તે સર્વ મારી કલ્પના અને મારી નૂતન કહેવાની ઢબ ઉમેરીને કહું તે કતણી મારે ત્યાં યુવાનોની ભરતી ચાલી આવવાની. હસવા અને હસાવવા, નિર્દોષ આનંદ મેળવવા કોઈ કોઈ સમયે મોટી મેદની એકત્ર થાય તો તેમાં કોઈ આશ્ચર્ય નથી. યુવાનોસાથે રહેવું, તેમનામાં એકમેક થઈ રહેવું એ એક મોટી સુંદર, સુખરૂપ વૃદ્ધાવસ્થાની જામીનગિરી છે. એકની જામીનગિરીઓ સેંકડે થોડું વ્યાજ આપશે પણ મારી બાળકો સાથેની મિત્રતા અને કેળવાએલા પ્રસન્ન સ્વભાવના જામીનગિરીઓ, જીવનનાં મોટાં રસમય ફળોનો ફાલ હરઘડી આપ્યા કરશે અને તેની લ્હાણી કરતાં તે ખુટશે નહિ. આ વ્યાજ શું ઓછું છે?

મારી વૃદ્ધાવસ્થા કદી સુસ્ત એકલાપણાની અને અણગમો ઉપજાવનારી નહિ નીવડે. મારૂં ધામ એક પરમ વિશ્રાંતિ સ્થાન થઈ રહેશે. અનેક દુઃખીને દિલાસારૂપ થઈ રહેશે અને સુખી, પ્રસન્ન, નિરભિમાનીને વિશેષ ઉલ્લાસ અને પ્રીતિનું દોનદેનારી પાત્રભૂમિ થઈ રહેશે.

આગળને માટે કેમ તૈયારી કરવી, વૃદ્ધાવસ્થામાં કિંમતી જામીનગિરીઓ શું છે, સધ્ધર ટેકાની લાકડી કઈ છે એનો વિચાર ઘણા યોગ્ય સમયે કરતા નથી; અને અકાળે દુઃખી થઈ મૃત્યુના મુખમાં પેસવાની રાહ જોયા કરે છે. ધન, ધામ, પુત્ર વગેરેની તૃષ્ણા ઓછી કરી જીવનને, પોતાના સ્વત્વને કેમ બળવાન કરવું અને તે કેમ હરેક ક્ષણે સાથે રાખવું એનો વિચાર નિત્ય કરૂં છું. હું મારા પોતાપણુ સાથે રમું છું, ફરૂં છું અને સધ્ધર સ્થિતિ માટે, મારાં કર્તવ્યો કરૂં છું. જગતમાં સર્વ સ્થિતિમાં રહેતાં મારાં મનબુધ્ધિને શીખવાડું છું અને તેમને આનંદ અને તેજથી ભરૂં છું. પરૂં જીવન આજે જીવું છું અને ભવિષ્યનો આધારસ્તંભ રચું છું. અને એમ કરતાં હું સ્થિતપ્રજ્ઞ બનું તો પછી મારે શી ઉણપ છે! શ્રીકૃષ્ણભગવાને તેવા પુરુષ માટે કયું સુખ કે કર્તવ્ય બાકી રાખ્યું છે? તે સર્વ કાળે, સર્વ સ્થિતિમાં અખંડ આનંદ અને જ્ઞાનથી પરિપૂર્ણ રહે છે અને જગતને વંદનીય બને છે એ શું ઓછી આશા, વિશ્વાસ અને શ્રદ્ધાનું કારણ છે? વૃધ્ધાવસ્થાની મારી તૈયારી, મારી જામીનગિરીઓ, મારી લાકડી સ્થિતપ્રજ્ઞ થવા, આત્મનિરીક્ષણ અને આત્મકેળવણીના સબળ પુરુષાર્થની વાતમાં છે. જીવન તેણે જીવી જાણ્યું જોઈએ. જીવનભરનાં સર્વ નાનાં મોટાં કર્તવ્યોનો સરવાળો આત્મનિષ્ઠાની એક સુંદર શક્તિમાં લાવી મૂકયો. વૃધ્ધાવસ્થાની સાચી તૈયારી ધનમાં નથી, ધામમાં નથી, ભોજનમાં નથી. વિભવ કોઈને તારતા નથી. તેની સાચી તૈયારી એક સ્વધર્મનિષ્ઠ થઈ સ્થિતપ્રજ્ઞ થવામાં છે, અને તે માટે આજથી તૈયારી કરવી. વૃધ્ધનો ખરો આધાર ઈશ્વર અને ઈશ્વરરૂપ થવામાં છે.

"તવ સાચો આધાર કો, જેને ઉર હરિ લાશે"

"મારે આપ તણો આધાર, પ્રભુ મારે આપ તણો આધાર!" શ્રી. ન.

ભો૦ જ૦ ઓઝા.

---

॥ શ્રી ॥

# ઉન્નતિ.

ઉન્નતિ એટલે આગળ વધવું; નાનામાંથી મોટા થવું. કુદરતનું અવલોકન કરીશું તો આપણને સહજ જણાશે કે જડ, મનુષ્ય, પશુઆદિ સર્વ કોઈ ઉન્નતિને માર્ગે વહી રહ્યું હોય છે. કુદરતનો સ્વભાવ સર્વને ઉન્નત કરવાનો છે અને તેથી પશુ, પક્ષી, જડ વસ્તુઓ તેમ જ મનુષ્યાદિની પ્રગતિ કુદરતના નિયમાનુસાર ક્રમશઃ થયા જ કરે છે. પણ મનુષ્યને મન, બુધ્ધિ, ઇંદ્રિયાદિ વિવિધ સાધનો પ્રાપ્ત હોવાથી, પોતાની પ્રગતિ યોગ્ય પુરુષાર્થથી તે સત્વરે સાધી શકે તેમ છે; પરંતુ ઘણા મનુષ્યો પ્રાપ્ત સાધનોનો સદુઉપયોગ નહિ કરતાં, પ્રમાદવશ રહી પોતાની ઉન્નતિપ્રતિ અલક્ષને સેવે છે.

અમેરિકા, ઇગ્લૅન્ડઆદિ પાશ્ચાત્ય દેશોની પ્રજા પોતાના દેશની ઉન્નતિમાટે પ્રમાદરહિતપણે સતત પ્રયાસ કર્યા કરે છે અને તેના પરિણામે આધુનિક સમયમાં લૌકિક ઉન્નતિના શિખરે સ્થિત છે.

પોતાની ઉન્નતિઅર્થે મનુષ્યને પ્રત્યેક ક્ષણ ઉપયોગની છે, મનુષ્યોમાંનો ઘણોખરો ભાગ પોતાના સમયનો દુરુપયોગ કરે છે, પ્રમાદવશ રહી નિરર્થક વ્યય કરે છે અને આ પ્રમાણે આખું જીવન કોઈ પણ પ્રકારની ઉન્નતિને સાધ્યા વગર વ્યતીત કરી નાંખે છે. કોઈ ધન્ય મનુષ્ય જ પોતાને પ્રાપ્ત સાધનોદ્વારા, પોતાની જીવનની પ્રત્યેક ક્ષણનો સદુઉપયોગ કરી, પોતાની શીઘ્ર ઉન્નતિ સાધી લેઈ કૃતકૃત્યતાને પામે છે.

ઉન્નતિના આદર્શ પ્રત્યેકના ભિન્નભિન્ન પ્રકારના હોય છે. કોઈ દેશની ઉન્નતિ એ જ યથાર્થ ઉન્નતિ છે એમ માને છે અને તદ્અર્થે પ્રયાસ કરે છે; દ્રવ્યપ્રાપ્તિ એ જ ખરી ઉન્નતિ છે એમ કેટલાકનું માનવું છે; કોઈની માન્યતા વિદ્યાસંપાદન કરવામાં જ હોય છે; વિજ્ઞાનની પ્રગતિ એ જ સર્વ શ્રેષ્ટ ઉન્નતિ છે એમ વૈજ્ઞાનિકો પ્રતિપાદન કરે છે. આ પ્રમાણે ઉન્નતિનાં લક્ષ્યસ્થાન વિવિધ પ્રકારનાં છે. પણ ઉપરોક્ત જણાવેલી સર્વ પ્રકારની તેમ જ ઇતર ઉન્નતિઓ નીચે દર્શાવેલી શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક ઉન્નતિને ઉપકારક હોવાથી શારીરિક માનસિક, તથા આધ્યાત્મિક વિકાસસંબંધી આપણે વિચાર કરીશું.

શારીરિક વિકાસઅર્થે, શરીરને યોગ્ય વ્યાયામ, પ્રાણાયામ, બ્રહ્મચર્યાદિની આવશ્યકતા છે. દંડ, બેઠક, વગેરે પ્રકારની કસરતો કરીને શરીરને બળવાન કરવું એટલામાં જ શરીરની ઉન્નતિ સમાયેલી નથી. ઘણા મલ્લોએ પોતાનાં શરીરને વ્યાયામથી બળવાન કરેલાં હોય છે પણ તેમનાં શરીર વ્યાધિયુક્ત હોય છે. શરીરને બળવાન કરવા ઉપરાંત શરીરને સંપૂર્ણ આરોગ્યવાન રાખવું એ જ યથાર્થ શારીરિક વિકાસ કહી શકાય. માનસિક તથા આધ્યાત્મિક ઉન્નતિનો શરીરની

આરોગ્યતાસાથે ગાઢ સંબંધ હોવાથી શરીરને બળવાન તથા સંપૂર્ણ આરોગ્યવાન રાખવા માટે અધિક લક્ષ આપવું આવશ્યક છે.

શારીરિક બળ. ઉંચા પ્રકારનું મનોબળ છે. યથાર્થ શારીરિક પ્રગતિ એ માનસિક ઉન્નતિ ઃ પાયો છે. માનસિક બળવાળો શારીરિક બળવાળાપર સ્વામિત્વ ભોગવે છે. મનુષ્ય અત્યંત બળવાન હાથીને અંકુશમાં રાખે છે. એક સેનાપતિ અનેક સૈનિકોને વશ વર્તાવી શકે છે. દેશ તાઓ મહારાજ્યને ગૂંચવે છે.

માનસિક પ્રગતિઅર્થે મનુષ્યે વિચારોપ્રતિ અધિક લક્ષ આપવાની આવશ્યકતા છે. મન કેવા પ્રકારના વિચારોનું સેવન કરે છે, તેપ્રતિ ક્ષણે ક્ષણે દષ્ટિ નાંખવી જોઇએ. કામ, ક્રોધ, લોભ, મોહ ઇત્યાદિના વિચારો મનમાં નિરંતર સ્ફુર્યા જ કરે છે. માનસિક ઉન્નતિ ઇચ્છનારે આવા મનમાં ઉઠતા વિચારોપ્રતિ અત્યંત સાવધાનતા રાખવાની જરૂર છે. જે ક્ષણે મન ઉપરોક્ત વિચાર કરતું ભાસે કે તરત જ તેની દિશા પલટી નાંખી, તેને ઉચ્ચ વિચારના પ્રદેશમાં નાખવું ઇષ્ટ છે. કેટલીક વખત મન અત્યંત દુર્બલતા દર્શાવે છે. આઠ કલાક નિદ્રા લીધા વગર ચાલે જ નહિ, ઠંડા જળનું સ્નાન કરવાથી તાવ આવવાનો જ, ભૂખ્યા રહેવાય જ નહિ વગેરે. આ તેમ જ કેટલીક અન્ય પ્રકારની દુર્બલતાઓ મનના અધ્યાસરૂપે થઈ ગઈ હોય છે. મનનો વિકાસ જેમણે કરવો છે તેમણે ઉપરોક્ત મનની દુર્બળતાઓનો અવશ્ય જ ત્યાગ કરવો જોઈએ; એને બદલે મનને હું સમર્થ છું, આનંદસ્વરૂપ છું, સર્વ સામર્થ્યોનો આગાર છું, હું સુખસ્વરૂપ છું, હું સતચિદ્આનંદસ્વરૂપ છું, હું શિવ છું, વગેરે પ્રકારના ઉચ્ચ વિચારો કરવાનો અભ્યાસ પાડવો જોઈએ.

આ ઉપરાંત મનમાં દાનવડે ત્યાગના ભાવો દઢાવવાથી, ધ્યાનવડે મનને સ્થિર કરવાથી અને જ્ઞાનદ્વારા પોતાના ઇષ્ટસ્વરૂપપ્રતિ મનને અભિમુખ રાખવાથી માનસિક ઉન્નતિ સવિશેષ સધાય છે.

શારીરિક તથા માનસિક પ્રગતિ માત્રથી જ સંતુષ્ટ રહેવાતું નથી. જીવનનું મુખ્ય ધ્યેય તથા ગંતવ્ય પરમપદની પ્રાપ્તિ-શ્રી ઇષ્ટથી અભેદભાવને પામવું તે છે. અને તદર્થે અધ્યાત્મવિકાસની અપેક્ષા રહે છે. અધ્યાત્મિક ઉન્નતિ કેવળ મનુષ્ય પ્રયત્નથી સિદ્ધ થતી નથી, પણ તેને માટે જીવનના નેતા શ્રી સદ્‌ગુરુ પરમાત્માની કૃપાની અપેક્ષા હોય છે. તેથી તેમની કૃપા પ્રાપ્તિઅર્થે, નિષ્કામ બુદ્ધિથી તેઓશ્રીની સેવા કરવી, તેઓશ્રીએ નિર્દિષ્ટ કરી આપેલા માર્ગે ઉત્સાહપૂર્વક અને શીઘ્ર ગતિથી વહેવું, પોતાની કોઈ પણ વાત તેમનાથી ગુપ્ત ન રાખવી, તેઓશ્રીની પ્રત્યેક આજ્ઞાનું પ્રમાદરહિતપણે પાલન કરવું; અને નિરંતર તેમના પ્રતિ અભિમુખ રહેવું એ આધ્યાત્મિક પ્રગતિ ઇચ્છનારનું મુખ્ય કર્તવ્ય છે. અને તેમની કૃપા સંપાદન કરી ક્રમે ક્રમે સ્વરૂપનો અનુભવ કરવો એ ઉન્નતિ માત્રનું શિખર સ્થાન છે.

આપણી ઉપરોક્ત ત્રણે પ્રકારની ઉન્નતિઅર્થે આપણા પ્રિયતમ ગુરુદેવે અગાંધ પ્રયત્નો કર્યા છે. વિવિધ પ્રકારનાં કીર્તનો, લેખો, સંવાદો લખ્યા છે. નાના પ્રકારનાં હૃદયસ્પર્શી

વ્યાખ્યાનોદ્વારા આપણામાં જ્ઞાનામૃતનું સિંચન કર્યું છે. આધ્યાત્મિક વિકાસ સત્વરે કરનારી અનેક પ્રકારની ક્રિયાઓ અધિકાનુસાર પ્રત્યેકને પ્રબોધી છે. ત્રણ પ્રકારની ઉન્નતિ અતિ સરળ રીતે સધાય એવા રસભર્યા નૂતનતાવાળા ઉત્સવોનું આપણા અર્થે પરિપાલન કર્યું છે. આપણી સાથે અનેકવાર ચર્ચાઓ કરી આપણી શંકાનાં સમાધાન કર્યાં છે. અને અનેક રીતે આપણને ઉચ્ચ અને ઉચ્ચ સ્થિતિમાં લેઈ જવા માટે સતત્ પ્રયાસને સેવ્યો છે. આથી સહજ સ્પષ્ટ થશે કે શ્રી સદ્‌ગુરુ ભગવાનની કૃપા આપણને આપણા પૂર્વસંચિત પુણ્યના બળે પ્રાપ્ત છે જ. માત્ર પુરુષાર્થની જ અપેક્ષા રહે છે. પ્રિયતમ ગુરુદેવ આપણને પુરુષાર્થ કરવાનું બળ તથા ઉત્સાહ અર્પો, એ જ પ્રાર્થના કરતાં વિરમીશું.

શાંતા૦ દેસાઇ.

---

## દુઃખ ટાળવા શ્રી ઇષ્ટને પ્રાર્થના.

પદ. ( મારા પ્રીતમ પ્રાણાધાર, એ લય. )

મારા જીવનના આધાર, વિનતિ સ્વીકારશો,
જાણી દાસ ઓ વિશ્વાધાર, વિપદ્ વિદારશો; મારા૦
દીનપર કરુણા કંઇ લાવશો,
જાણી અબલ નવ તાવશો,
વિકટ પરિસ્થિતિ પરખીને કંઇક વિચારશો; મારા૦
વરદાયી વચનો ભાખશો,
દૃષ્ટિ દયાનણી દાખશો,
ઉદાર ભાવે દેવા દક્ષ હાથ પ્રસારશો; મારા૦
નિર્બલ જાણી ન ટાળશો,
ગુણદોષપ્રતિ નવ ભાળશો,
દાખી અમીદ્રષ્ટિ આપ આ અર્થન સારશો; મારા૦
પાપના ઓઘ પ્રજાળશો,
પોતાનો જાણીને પાળશો,
નિત્ય ગુણગાનમાં રાખીને પાર ઉતારશો; મારા૦
પ્રભુદ્વારે વેગે પધારશો,
શરણાગતને તારશો;
સાચા ધણી શ્રી ઉપેન્દ્ર સદા સંભારશો; મારા૦

અં૦ન૦ ત્રિવેદી.

---

: : સાપ્તાહિક : :

Reg. No. . 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

' શ્રેયસ્સાધક 'નો નિત્યસન્દેશઃ

" જીવન ઘડો. "

श्री उपेन्द्रजयन्तीमहोत्सवअंकः

॥ ॐ श्री ॥

વર્ષ: ૫ અંક : ૨૫-૨૬
સં૦ ૧૯૯૫, કાર્તિક શુકલ ૧૩
શનિવાર
તા૦ ૧૯: ૧૧ : ૧૯૩૮

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમઃ—
હિન્દમાં : રૂ. ૪-૦-૦
હિન્દબહાર: દશ શિલિંગ.



આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, ભાઉ કાળેની ગલીમાં-વડોદરામાં છોટાલાલ લાલભાઇ પરીખે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી પ્રકાશક : ગોવિન્દલાલ ત્ર્યં૦ ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશકે ' શ્રી વિશ્વવંદ્ય-ઉદ્યાન, ' વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૧૯: ૧૧: ૧૯૩૮

## नित्य-सन्देश.

' શનિવાર. તા ૨૫ : ૭ : '૩૧.

(આજ) આ સંદેશ વંચાતી વખતે હું તમારી સમક્ષ નહિ હોઉં; છતાં મને તો તમારું સ્મરણ રહેશે જ. તમે મારા તરફ કંઈક મમતા બતાવવાની ઉદારતા રાખો છો તેથી મને તમને કંઈ ને કંઈ કહેવાનું મન થયા જ કરે છે. તમને સાંભળવાનું મન થાય છે ? તમને કદાચ ન સમજાય એવું લાગે તોપણ ફીકર ન કરશો. તમારી બુદ્ધિ ન સમજે તેની હરકત નથી. તમે જો પ્રેમથી મારી વાત સાંભળશો તો તમારું હૃદય એ વાત જરૂર સમજશે. તમને હમણાં તે નહિ સમજાય પણ બેંકમાં જેમ પૈસા જમા મૂકીએ, તે અમુક વખત પછી વ્યાજ સાથે આપણને પાછા મળે છે તેમ તમારા હૃદયમાં મારી વાત સ્થપાઈ હશે તો તેનો વખત આવ્યે તે જરૂર તમને લાભ મળે એવી રીતે તમારા હૃદયમાંથી તે પ્રકટી ઉઠશે.

તમને આજે એક પ્રયોગ કરવાનો કહું છું. મારો આ સન્દેશ સાંભળી રહ્યા પછી તે પ્રયોગ કરજો. આપણું શરીર જેમ અન્નથી પોષાય છે. તેમ સારા વિચારથી મન પોષાય છે, સારા વિચારથી મન શુદ્ધ થાય છે. સારા વિચાર કરવાથી મનમાં બળ આવે છે. આપણે સારી રીતે-વધારે ઉત્તમ રીતે જીવવું હોય તો મનમાં સારા વિચાર ઉપજે તેવું કરવું જ જોઇએ. સારા વિચાર શું તે હું તમને નહિ કહું. હું જાણું છું કે તમે સારા વિચાર શું ? તે જાણો છો, એક જાતના નહિ પણ ઘણી જાતના જાણો છો. આ સન્દેશ વંચાઇ રહ્યા પછી તમે બધા શાન્તિથી પાંચ મિનીટ બેસજો, અને દરેક પોતાના મનમાં સારા વિચાર પ્રકટાવવા પ્રયત્ન કરજો. એક જ જાતના પણ જાતજાતના સારા વિચારો તમારા મનમાં વિચારજો. પાંચ

મિનીટ પછી "જય" બોલાવાય પછી...બાઇ, તમારામાંથી જેને પૂછે તેમણે પોતાનાં મનમાં જે જે સારા વિચાર આવ્યા હોય તે કહી બતાવવા. પહેલેથી મનમાં વિચારી રાખજો. એક, બે, ત્રણ, પાંચ, દસ જેટલા વિચાર આવે તેટલા કરવા, અને પૂછે ત્યારે કહી બતાવવા. કહેવામાં લપલપાટ કરશો નહિ. અને જે જે સારા વિચાર કહે તે બધા સાંભળજો. બીજાઓ શું શું સારા વિચાર કહે છે, તે યાદ રાખજો. આમ તમે ખૂબ સારા વિચાર જાણી શકશો. આ પ્રયોગ વખતે હું તમારી પાસે હોત તો તમારા સારા વિચાર મને પણ સાંભળવા મળત. પણ હું આવીને સાંભળીશ, અને ત્યારે જાણીશ કે તમે કેવા ઉત્તમ વિચાર કર્યા છે.

શ્રી ગુરુદેવ.

---

# કળાની ઉપયોગિતા.

કળા અદ્ભુત વસ્તુ છે. તેના ગર્ભભાગમાં સામર્થ્ય, સૌન્દર્ય, જ્ઞાન, આનંદ સ્થિતિ કરી રહ્યાં છે. કળાવિના ઉપરની કોઈ વસ્તુ પ્રકટ થતી નથી. કળા ભૂમિતલમાં કે ગગનમાં છુપાએલી વસ્તુને આકર્ષી લાવે છે. જે દેશમાં વધારે કળાકાર છે તે દેશ સમૃદ્ધિવાન બને છે. કળાનું માહાત્મ્ય વાણીથી સમજી શકાય તેવું નથી. અનુભવથી જ તે સ્પષ્ટ થાય છે.

વિશ્વમાં કળાને જાગ્રત થવાનું સ્થાન માનવનું હૃદય તથા ઇન્દ્રિયો છે. એદ્વારા વિવિધ કળા સર્વત્ર પ્રસરે છે. વનસ્પતિ તથા ખનિજ સૃષ્ટિના વિકાસરૂપ ઈશ્વરની કળામાં પણ મનુષ્યની કળાથી સૌન્દર્યની અધિક વૃદ્ધિ થતી રહે છે.

મનુષ્યનો પોતાનો વિકાસ તો કેવળ પોતાની કળાથી થાય છે. માનવ હૃદય જેમ કળામય થતું રહે છે તેમ તેમ તેની વિશુદ્ધિ તથા પ્રગતિ થતી જાય છે. ઉત્તમ કળાધર અન્યના ઉપર અદ્ભુત છાપ પાડે છે.

કળા ક્યારે આકર્ષક બને છે? જ્યારે મનુષ્યનું જીવન ઉંચા વિચારથી વા ધર્મથી કેળવાયેલું હોય છે ત્યારે.

કળાના બે ભેદ પડે છે. એક સારી કળા, ને બીજી ખોટી કળા. સારી કળા પોતાને તથા અન્યને સુખ આપે છે તથા સ્થાયી શુભ અસર કરે છે, ને ખોટી કળા પરિણામે સર્વને હાનિ ઉપજાવનાર થઈ પડે છે.

કોઈને છેતરવું, ખોટું સમજાવવું વગેરે ક્રિયામાં થતી કળાનો ઉપયોગ વાસ્તવ લાભને આપતો નથી. બહારની ખોટી કળામય ક્રિયા ઉપરઉપરથી જોતાં અલ્પ સમય સામાનું ધ્યાન ખેંચે છે; પણ કળાનો આશય જણાતાં તેની અસર દીર્ઘકાલ ટકતી નથી. નદીકિનારે ઉભેલા ધ્યાનસ્થ બગલામાં જો વાસ્તવ સંયમની કળા હોય તો એ સર્વનો ચિંતનીય વિષય થઈ રહે, પણ તેમ થતું નથી. પણ ઉલટું બગભક્તરૂપે કોઈને માટે એની ઉપમા અપાય છે. શાથી? તેની ખોટી કળાથી. બગલાજેવી એકાગ્રતા રાખી સંયમની કળાને સિદ્ધ કરતો એક યોગી અન્યના મન-

ઉપર સારા સંસ્કાર પાડે છે. ઉભયની સમાન ક્રિયા હોવા છતાં એકની અપેક્ષા રહે છે ત્યારે બીજાની ઉપેક્ષા થાય છે. આમ થવામાં સારી ખોટી કળાનો ભેદ જ મુખ્ય કારણરૂપ છે.

ઇન્દ્રિયાતીત વસ્તુ, ઇન્દ્રિયનિરપેક્ષ આનંદ કળાથી પ્રતીત થાય છે. જો કે, કળા બહારનું સાધન છે છતાં તેનામાં એવું અદ્ભુત સામર્થ્ય છે કે જે અગમ્યને અનુભવગમ્ય કરે છે.

જે વસ્તુનો સહજમાં જય થતો નથી તેનો પણ કળાથી સહજમાં જય થાય છે. અમુક પ્રકારે પ્રાણાયામ કરવાની કળા સિદ્ધ થતાં પ્રાણનો જય થઈ પ્રાણમાં રહેલા વિલક્ષણ બળનો અનુભવ કરી શકાય છે. વિધિપુરઃસર ત્રાટકની કળા સિદ્ધ થતાં નેત્રેન્દ્રિયમાં અદ્ભુત બળ પ્રકટે છે. ધ્યાનની કળા ધ્યેયને પ્રત્યક્ષ કરે છે.

પ્રત્યેક કરણો કળાથી પલટાઈ જાય છે. પ્રત્યેક ક્રિયામાં કળા ઓતપ્રોત થઈ રહી છે, એ સત્ય જગતના વિવિધ સ્થાનોપ્રતિ દ્રષ્ટિ કરતાં સહજ સ્પષ્ટ થાય તેમ છે. મીલમાં જઈને જોશો તો જણાશે કે ત્યાં સુતરનાં તાંતણાનું કાપડ બનાવવાની કળા છે. રેંટિયો ફેરવનારમાં રૂને સુન્દર કરવાની કળા છે.

એક સુંદર ઉપવનમાં જશો તો ત્યાં પણ કળાનું દર્શન થાય છે. એક છોડઉપર વિવિધ રંગી ગુલાબ થાય છે, તે માળીની કળાથી જ. રમણીય ભુવનપ્રતિ દષ્ટિ વાળશો, તો ત્યાં પણ કળા આવી પહોંચેલી જણાશે. ચુનો, કાંકરી, રેતી જેવા સાધારણ પદાર્થમાંથી કડિયાની કળાથી ગગનચુંબી મહાલય ચણાય છે. લાકડામાંથી સુતારની શક્તિથી–કળાથી વિવિધ ઘાટ રચાઈ મકાન પૂર્ણ બંધાઈ રહે છે. સોનીની કળાથી સુવર્ણના અનેક અલંકારો બને છે. ખેડુતની કળાથી જગતના પ્રાણીમાત્રનું પોષણ થઈ રહ્યું છે. આ પ્રકારે જગતના ચાલતા પ્રત્યેક વ્યવહારમાંથી કળાને ઉઠાવી લઈએ તો સૃષ્ટિનું અસ્તિત્વ જ રહે નહિ. ઈશ્વરની કળાથી વિશ્વનું સર્જન થયું અને મનુષ્યની કળાથી જગતનો વ્યવહાર ચાલે છે. તેથી કળામય રહેવાની મનુષ્યને આવશ્યકતા છે એ સિદ્ધ થાય છે.

મન તથા ઇન્દ્રિયદ્વારા મનુષ્ય કળાનું જ્ઞાન મેળવે છે–અન્યને જ્ઞાન આપે છે, એ આપણે જગતનો વ્યવહાર જોતાં જાણ્યું. તેનાથી સુખ, આનંદ મળે છે એ પણ અનુભવ્યું છે; છતાં એટલાથી કળાની પૂર્ણતા થતી નથી. કારણ, આ આનંદ તથા સુખ ચીરસ્થાયી નથી. એક સારો ચિત્રકાર કે કવિ જતાં તેનાથી મળતો આનંદ તે જ પ્રકારનો પુનઃ મળતો નથી.

કળાની જેટલી સંસ્કૃતિ તેટલી જીવનની સંસ્કૃતિ હોય છે. ઉત્તમ સંસ્કૃતિ ઉત્તમ વસ્તુને આકર્ષે એ સ્વાભાવિક છે. ભારતવર્ષના પૂર્વકાળના પૂજકો, ઉપાસકો, જ્યારે કળાકાર બન્યા ત્યારે એમણે ઠેર ઠેર સુંદર મૂર્તિઓ સ્થાપી. ઈશ્વરની કળા કેટલી રમ્ય તથા ભવ્ય છે તેનું દિગ્દર્શન કરાવ્યું. ઈલોરા, અજન્ટાજેવી કંદરાઓ આજે પણ મનુષ્યની અભિરૂચીનો વિષય છે. જેનામાં ધર્મસંસ્કારો જાગ્રત્ છે તેને એ મૂર્તિઓ જોતાં તેના મૂળ સ્વરૂપ શિવ, રામ વગેરે ઈશતત્ત્વનું સ્મરણ થાય છે.

ઉત્તમ કળાકાર તો એજ છે કે જે પોતાની કળાદ્વારા પ્રેક્ષકને ઉંચા તત્ત્વપ્રતિ આકર્ષી શકે. જેની પ્રજ્ઞા પ્રતિષ્ઠિત થઈ છે એવા કવિઓ પોતાના શબ્દોના સુંદર રચના કરી અવ્યક્ત બ્રહ્મની ઓળખાણુ આપે છે, સર્વોત્તમ આદર્શો મનુષ્યની કલ્પનામાં પ્રત્યક્ષ કરે છે. યુગોનું પરિવર્તન થયા છતાં મહાભારત, રામાયણ, ઉપનિષદ્ આજે પણ સજીવન છે. જ્યારે અન્ય કવિનાં કાવ્યો જગત્ વિસરી જાય છે. આપણે ઉપર જણાવ્યું તેમ તેની અસર સ્થાયી રહેતી નથી. પૂર્વ ગ્રન્થો વાંચતાં કળાકારનું માનસ્ કેવું હતું તે પણ સ્પષ્ટ થાય છે.

એક કવિ બ્રહ્મનું વર્ણન કરે, એક કવિ ચંદ્ર, તારલાનું કાવ્ય રચે, કોઇ કવિ કોયલ, હંસ કે મયૂરપર શબ્દોની ગુંથણી કરે. પણ તત્ત્વવેત્તા કવિ આ સર્વ વસ્તુઓને એવી રીતે વર્ણવે કે જેના પરિણામે ચૈતન્યપ્રતિ સંલગ્ન થવાય. રસિક કવિઓ આ સંબંધમાં એવા શબ્દો ગોઠવે કે જેથી વિષયરસની અધિક અધિક વૃદ્ધિ થાય. આમ થવાનું કારણ જીવનસંસ્કૃતિ તથા માનસનો ભેદ છે. જે માનસ્ ધર્મસંસ્કારથી છવાયું છે તે તેની જ છાયા કાવ્યની કળાદ્વારા પ્રસારી શકે છે. વિષયાવૃત્ત માનસ્ વિષયરસને રેલાવે છે. મનુષ્ય એ જ પ્રમાણે સર્વ ઇન્દ્રિયોદ્વારા પોતાની અભિરૂચી અનુસાર કળાને તે પ્રત્યક્ષ કરે છે.

ઉત્તમ જીવનથી રચાયલી કળા રસગંભીર તથા જીવનપોષક હોય છે. એનાથી આનંદ, શાંતિ, મહદ્‌ભાવના ઉત્પન્ન થઇ શકે છે. એક કળા વિરાગી કરે છે; એક કળા વિલાસી કરે છે. ઉભયમાં કળા રહી છે, પણ કળાકારના અંતઃકરણનો ભેદ હોવાથી ફળમાં ભેદ પડે છે. તેથી જ શાસ્ત્રકારો આ લૌકિક કળાથી દૈવી કળાનું જ્ઞાન મેળવવા સૂચવે છે. એ કળા તે ઇન્દ્રિયોનો સંયમ છે. પ્રત્યક્ષ કોઈ પણ વસ્તુના આધારવિના જે સુખ તથા આનંદ પ્રકટે છે તે સંયમની કળાથી જ.

સર્વોત્તમ કળાપૂજકોને આ કળા જાણવાની અત્યંત અગત્ય છે. આ કળા ગ્રંથના વાચનથી કે બહારના દસ્યથી સિદ્ધ થતી નથી. તેના સંસ્કારો અંતરમાં પડે છે. પણ કળાની સિદ્ધિ તો કળાકારના સહવાસથી જ થાય છે.

જેણે જન્મીને કળાથી યથાર્થ જીવી જાણ્યું છે તે જ સંયમની અદ્ભુત કળા બીજાને સિદ્ધ કરાવી શકે છે. વાણીથી સંયમ કરો કે આમ કરો તેમ કરો ન કહેતાં પોતાની પ્રત્યેક સંયમી કળાથી જ અન્યના હૃદયપર સંયમની છાપ પાડે છે. સામાન્ય અધિકારી 'દેખે તેવું શીખે' એ કહેવતઅનુસાર સામાની ચેષ્ટા જોઈને જ તેવું શીખે છે. દરેક મનુષ્યે આં જોતું જ જોઈએ એમ નથી. જો એમ જ હોત તો પૂર્વકાળના પુરુષો શાસ્ત્રોને જનસમાજ સમક્ષ મુકત જ નહિ. પણ સમાજનો મોટો ભાગ સામાન્ય અધિકારનો હોય છે તેથી કળાકાર પોતાની જીવનકળાથી કળાનો વિસ્તાર કરે છે.

વસિષ્ઠ, યાજ્ઞવલ્ક્ય આજે પ્રત્યક્ષ નથી, છતાં મનુષ્યો યોગવાસિષ્ઠ, ઉપનિષદ્ આદિના અધ્યયનથી પોતાની પ્રગતિ યા સંયમની કળાને સિદ્ધ કરે છે, તેથી મનુષ્યના અધિકારને સમજનાર કળાકાર પ્રસંગે ઉપદેશથી ને પ્રસંગે ક્રિયાથી કળાનો ઉચ્ચ વિધિ દર્શાવે છે.

પ્રિય સાધકબંધુઓ ! આપણે તો પરમપૂજ્ય ભગવાનશ્રીજેવા ઉત્તમ સમર્થ કળાકારને પ્રાપ્ત કરી ઉપરના સર્વ વિષયોને અનુભવગમ્ય કર્યા છે. તેથી આ વિચારનું સત્ય આપણા મગજમાં તો સહજ ઠસી શકે એમ છે. એને માટે શાસ્ત્ર ખોળવાનાં નથી કે સંયમની કળા જ્ઞાત થવા કોઈ સ્થલે જવાનું નથી. શ્રી ઇષ્ટના દિવ્ય જીવનમાં સર્વ પ્રકારની સર્વોત્તમ કળાનું દર્શન આપણા સુભાગ્યે થયું છે. જે જે લૌકિક કળાઓ ગણાય છે તે પણ આપણે જોઈ છે. નવી નવી કળા ઇષ્ટશ્રીની કલ્પનામાં કેવી રમતી હતી તે આ શ્રી उपेन्द्रजयन्ती મહોત્સવોના સાહિત્યથી સર્વના લક્ષમાં આવે તેમ છે. અનેક સમાજોમાં હાલ રાંગોળી, પાકકળા વગેરેની ઇનામી યોજના થાય છે પણ તે સર્વ કહે છે કે ' શ્રી ઉપેન્દ્રભગવાનથી જ આ કળાનો આરંભ થયો છે. '

સામાન્ય-ઓછાં સાહિત્યથી રસદર્શનમાં કેવી સુંદર રચના થતી હતી તે સર્વના ચર્મચક્ષુઓએ જોયું છે. વિશેષમાં આ દિવ્ય કળાકારમાં એવી અજબ શક્તિ હતી કે તત્કાળ સર્વ રચના કરી દે. રંગભૂમિઉપર સર્વ જતા ત્યાંસુધી તેમને ક્યાં વસ્ત્રો તથા કેવી રીતે પહેરવાં તેની ખબર ન હોય. કઈ કઈ વસ્તુ જોઈશે તેનો નિર્ણય નહિ. તો પૂર્વપ્રયોગ ( રીહીઅર્સલ ) તો થાય જ શાનો ? આવી પરિસ્થિતિમાં સર્વ કાંઈ હોય. પડદો ઉંચકવાનો સમય થવા આવે તે સમયે કળાકાર પોતાની કળાનું દિગ્દર્શન કરાવે, ને રસદર્શનનો કાર્યક્રમ થાય. ઘણી જગાએ નાટ્ય પ્રયોગો થાય છે પણ તેનો અભ્યાસ બે ત્રણ મહિના આગળથી શરૂ થાય છે ત્યારે તે કાર્ય બને છે. અને રસદર્શનમાં તો જે કાંઈ થાય તે તાત્કાલિક જ થતુ. અભિનય બતાવવા, વસ્ત્ર પહેરાવવાં, સાહિત્યની ગોઠવણ કરવી, ક્યાંથી કેમ નીકળવુ-જવું તે પણ દર્શાવવું-આ સર્વ સિદ્ધ કળાકાર-વિના તત્કાલ કોણ કરી શકે ? આ તો ઉપરની વાત થઈ પણ તેની સાથે જીવનથી કળા બતાવનાર કળાકાર તે પણ સાથે બતાવતા હતા. ચારે તરફ બાળકો, યુવકો, સ્ત્રીઓનો સમુદાય તૈયાર થવાને તાલાવેલી કરે-ભગવાનશ્રીને પૂછે. સર્વને પરમ શાંતિથી તેઓશ્રી ઉત્તર આપે-શીખવે-ઉત્સાહ આપે. એ દશ્ય તો રસદર્શનના અંતર્ગત મનુષ્યો જ જાણી શકે એવુ હતુ. સર્વ ભગવાનશ્રીની શાંતિ જોઈ ને આશ્ચર્યમુગ્ધ થતા.

પરમપૂજ્ય ઇષ્ટશ્રી કીર્તનો ગાતા-ગવડાવતા તેમાં પણ કળા હતી. તે માટે એક બંધુ કહે છે કે " ભગવાન્ તો વાણીથી-આંખથી કીર્તન ગાતા હતા. કીર્તનો ન વાંચીએ પણ કીર્તનનો ભાવાર્થ તેઓશ્રીના નેત્રના ભાવથી સમજાઈ જતો." આ પ્રકારનુ ભાન કળાકારની દિવ્ય કળાથી જ થાય છે. સંગાનુગ કાને અમુક કીર્તન કયી રીતે ગાવું તે ઈંગિતથી જણાવતા. શ્રીકૃષ્ણજયંતી-નિમિત્ત તેઓશ્રી નવાં આખ્યાન રચતા ને તેને કથારૂપે શ્રવણ કરાવતા ત્યારે કથાના પાત્રોના અંતરમાં પલટાતા વિચારોજેવા જુદા જુદા ભાવો શ્રી ગુરુદેવ પોતાના નેત્રમાં લાવતા તેની અસર શ્રોતાપર અદ્ભુત થતી હતી તેનુ કારણ શ્રવણ કરાવવાની ઉત્તમ કળા હતી.

તેઓશ્રી પ્રવચન કરતા ત્યારે પણ જે વિષય ચર્ચે તે કરવાનો ઉત્સાહ સર્વમાં જાગ્રત્ થતો. દષ્ટાંત આપે તોપણ એવા પ્રેમભર્યા શબ્દોથી આપે કે તેની અસર તેઓશ્રીપ્રતિ પ્રેમની વૃદ્ધિ

કરતી હતી. જે સમયે જે કહેવું ઘટે તે કહેવામાં પણ કળાનું ભાન થતું.' બોલવું, ચાલવું, બેસવું, જમવું વગેરે સર્વ ક્રિયા ઇષ્ટની કળામય હતી. કોઈને સારી ક્રિયા શિખવવી હોય તો તે પણ હાસ્યમાં ઉંચા મર્મવાળી કળાથી.

ચારિત્ર્ય-મંદિરના એક વિદ્યાર્થીને સ્વચ્છ રીતે જમવાની ટેવ નહોતી. ઇષ્ટશ્રીની દૃષ્ટિ તે પર પડી. વિદ્યાર્થીને સાક્ષાત્ કંઇ ન કહેતાં સાથેના એક સાધક બંધુને કહ્યું, કે ' જુઓ આ થાળીમાં સુંદર નકશો ચિતરાયો છે. ' પોતાનો કહેવાનો મર્મ જમનારના લક્ષમાં આવી ગયો. બીજા દિવસથી સ્વચ્છ રીતે જમવાનો તણે પ્રયત્ન કરવા માંડયો. શિક્ષણ આપવાની કળા પણ વિલક્ષણ હતી.

પરમપૂજ્ય માજીશ્રીની તુલા વિશ્વવિદ્યાલયમાં થઇ તે સમયે તેમની સમીપ ઇષ્ટશ્રીએ હાથમાં કરતાલ લઇ અત્યંત ભાવપૂર્વક પૂજ્ય માજીશ્રીની પ્રદક્ષિણા કરતાં હરિ ૐની ધૂન કરી હતી. તે કાલે સર્વને ગૌરાંગ પ્રભુના નૃત્યનું સ્મરણ થયું હતું. સર્વ કોઈની વિચારપરંપરા અટકી ગઈ, ને એ જ દૃશ્ય જોવામાં વૃત્તિ લીન થઈ ગઈ હતી. પરમ સુભાગ્યે નૃત્યકળાનું પણ દર્શન તે સમયે થઈ ગયું. રસદર્શનમાં બહેન પદ્માનું ભાવભર્યું કળામય નર્તન થતું તે પણ ભગવાનશ્રીની કળાથી જ.

સત્રમાં-સમારંભમાં સંયમકાલે કેમ બેસવું, કેમ ચાલવું એ વિધિ દર્શાવતા. આપણે ઉપર કહ્યું કે ચાલવું પણ કળામય હતું. તે આ સમયે સ્પષ્ટ થતું. સંયમશાલામાં એવી રીતે ચાલે કે પાદુકાનો સહજ પણ ખખડાટ સંભળાય નહિ. સંધ્યા આદિ કરે તેમાં આચમનીનો અવાજ થાય નહિ. સાધક જ્યારે પોતાનાં નેત્ર ઉઘાડે ત્યારે જ જાણે કે શ્રી ગુરુદેવ સંયમમાં બેઠા છે. એકાગ્રતાપૂર્વક શરીરની સ્થિર સ્થિતિ રાખવાની કળા સંયમમાં આરૂઢ થઈને બતાવતા. પોતાને સંયમની કળા નવી સિદ્ધ કરવાની નહોતી એ તો જેમણે ઇષ્ટશ્રીને ચોત્રીસ વર્ષપૂર્વે તેર તેર કલાક આસન રાખીને સ્થાણુવત્ બેઠેલા નિહાળ્યા છે તેમની મતિ તો આ વાત સહજ સ્વીકારી શકે એમ હતું, છતાં પોતે સંયમના પ્રયોગદ્વારા સાધકના પ્રત્યેક કરણની સંયમમાં બેઠા પછી કેવી ચેષ્ટા હોય તે દર્શાવવા સાધકસમી ચેષ્ટાને બતાવતા ઉપાસકમાં સંયમની કળા જાગ્રત્ કરતા.

વાત કરવાની કળા તો અપૂર્વ હતી. આપણે વિદ્યાર્થીના દૃષ્ટાંતથી જોયું તે પ્રમાણે કળાથી પરોક્ષ રીતે બોધનું સૂચન કરતા. સર્વ પ્રસંગોનું વર્ણન કરવાની આવશ્યકતા નથી. સ્વલ્પમાં એટલું જ કહી શકાય કે આવી વાત કરવાની સર્વોત્તમ કળા અન્ય કોઈનામાં જોઈ નથી. વાત તો મનુષ્યમાત્ર કરે છે પણ એ વાતમાં, આત્મશ્લાઘા, કોઈની ટીકા-નિંદા, મિથ્યા પંડિતાઈ, નિરુત્સાહ, વિષયાનંદ વગેરે મુખ્યત્વે આવી જાય છે. પરંતુ ઇષ્ટશ્રીની વાતની કળામાં ઉપરના કોઈ વિષયને સ્થાન નહોતું. નિરંતર એવી કળામય વાત કરતા કે જેથી શ્રવણ કરનારમાં ઉપરોક્ત વિષય જાગ્રત હોય તો તે પણ ન્યૂન થઈ જતા.

ઉત્સવોમાં રંગોળીના મંડળ પૂરતાં તેમાં પણ આ કળાકારની કળા પ્રકાશતી.

ઉત્તમ કળાકાર પોતાની દરેક ક્રિયાથી ઉંચી વસ્તુનું જ્ઞાન કરાવે છે તે આપણને રાંગોળીનાં મંડળ જોતાં સ્પષ્ટ થયું છે. કયા દેવનાં કયાં બીજક છે તે રાંગોળીના ચિત્રથી ગુરુદેવ દર્શાવતા. આ સંબંધમાં એક વાત સ્મરણમાં આવે છે તે જણાવું છું: આજથી ચોત્રીસેક વર્ષપૂર્વે એક સમયે ઇષ્ટશ્રી મુંબાઈમાં આવેલા કાશીબાગમાં પધાર્યા હતા. સાથે શ્રીમન્ માસ્તર સાહેબ વગેરે સાધક-મંડળ હતું. ત્યાં નવીન વર્ષે એક સુંદર રાંગોળીનું મંડળ ઇષ્ટશ્રીએ પૂરાવ્યું હતું. શ્રી માસ્તર સાહેબે વ્યાખ્યાન આપતાં તે સંબંધી સુંદર વિવેચન કરતાં જણાવ્યું હતું કે ' આ રાંગોળીનું મંડળ તમે જોયું ? એમાં શું બતાવ્યું છે ? ભગવાનશ્રીએ શોભાને માટે આ રચના કરી નથી. એઓશ્રીની પ્રત્યેક કળા રહસ્યસૂચક છે. આજે આ મંડળ પૂરીને આપણને ષડ્ચક્રોનું જ્ઞાન આપે છે. સૂક્ષ્મ દૃષ્ટિથી સર્વનું અવલોકન થવું જોઈએ વગેરે. ' આ પ્રકારની વિવિધ કળાની પાછળ રહેલું રહસ્ય શ્રીમન્ માસ્તર સાહેબજેવા દૃષ્ટાના લક્ષમાં તત્કાળ આવી જતું. આપણે પણ યથાશક્તિ એ કળાને અવલોકી છે તેથી કળાકારમાં આ કળા પણ સિદ્ધ હતી તે સહજે માની શકાય તેમ છે.

વિતરાગી બ્રહ્મનિષ્ઠ સાધુપુરુષોજેવા અતિથિ આવતા તે પણ ગુરુદેવની કળામય પ્રવૃત્તિથી આનંદ પામતા અને વિનોદમાં કહેતા કે उपेन्द्रभगवान् તો અમને અહિં એવી ટેવ પાડે છે કે અન્ય સ્થળે રહેતાં અમને ભારી પડશે. આ પ્રકારના ઉદ્ગારો નીકળતા તે ગુરુદેવની વ્યવસ્થાની કળાને લીધે જ.

પ્રત્યેક ઉત્સવમાં કંઈ કંઈ નૂતન કળાનું દર્શન તો હોય જ. આજે જે પ્રકારની રચના હોય તે કાલે નહિ. એ જોતાં સર્વને એમ થતું કે ભગવાનશ્રીમાં હજી પણ કેટલી કળા છૂપાઈ હશે તેનું માપ નીકળી શકતું નથી.

બહારની પ્રવૃત્તિમાં તો પગલે પગલે એવી ઉચ્ચ કળા પ્રતીત કરાવી છે કે જેને માટે સજ્જનો પણ કહી રહ્યા છે કે उपेन्द्राचार्यजी ઉત્તમ કળાકાર હતા. એક સમયે બે ત્રણ સજ્જનોએ શ્રી વિશ્વવંદ્યોદ્યાનની વ્યવસ્થા જોતાં કહ્યું હતું કે ' આ બાગની રચનામાં તો અમને દરેક જગા કળામય લાગે છે. ' જે વસ્તુ સર્વત્ર સુપ્રસિદ્ધ છે તેનો અધિક વિસ્તાર ન કરતાં અંતર્ગત કળાનો વિચાર કરીશું.

સામાન્ય અધિકારીને આરંભમાં હલકા વિષયનો રસ હોય છે. એવો અધિકારી જ્યારે ઇષ્ટશ્રીના હાથમાં ચઢતો ત્યારે તેનાથી ન અકળાતાં ધીમે ધીમે તેની દૃષ્ટિઆગળ ઉંચી ઉંચી વસ્તુ ધરતા. તેનો ઉત્સાહ મંદ પડે તો પ્રિય વચનોથી તેના ઉત્સાહને જાગ્રત્ રાખતા.

પ્રવાસના રસવાળો કોઈ સાધક હોય તો તેને એવાં સ્થાનોમાં ફેરવતા કે એના ચિત્તમાં ક્રમે ક્રમે ધર્મના સંસ્કારો જાગ્રત્ થાય.

બહિર્મુખ વૃત્તિવાળો સહવાસમાં આવે તો પ્રથમ તેને બહિરંગ સાધનોદ્વારા કેળવતા. જેમ બાળકની પાસે વસ્તુ છોડાવવી હોય - તો તેના આગળ તેનાથી કંઈક સારી વસ્તુ ધરવામાં આવે ત્યારે તે હાથમાંની વસ્તુ છોડી દે છે. તે પ્રમાણે થોડા થોડા ઉંચા વિચાર વા સાધનો આપીને તેનામાં સંયમની કળાને જાગ્રત્ કરતા. પ્રસંગે એની સાથે એના સમાન થઈને વ્યવહાર

કરતા. તે સમયે ક્રોધ કરવો પડે એવું કારણ ઉપસ્થિત થાય, છતાં અક્ષોભ વૃત્તિ સેવતા, ભૂલ કરે તો તેના પ્રતિ નિરંતર ક્ષમાનો ભાવ દર્શાવતા, દર્શાવીને પતાવે; નહિ પણ સહૃદયતાથી તેની સાથે વર્તે. સર્વ પ્રસંગમાં ચિત્તની અખંડ પ્રશાંત સ્થિતિ પ્રતીત કરાવે. જેવો અધિકારી હોય તેવી રીતે તેને આચારથી કે ઉપદેશથી નિરોધની કળા બતાવીને તેનું જીવન કળામય કરતા હતા.

પ્રાચીન આર્યકાળમાં આવા દિવ્ય કળાકારોનું અસ્તિત્વ હતું. શ્રી કૃષ્ણભગવાનમાં ચોસઠ કળા હતી એમ શાસ્ત્રો કહે છે. **શ્રીકૃષ્ણે** પણ જે જે કાર્યો કર્યાં છે તે કળાથી જ. ભીષ્મજેવા ઉચ્ચ અધિકારી તો તરત સમજી જતા કે આ કાર્યમાં કૃષ્ણની છૂપી કળા છે. જે કાર્ય બળથી સિદ્ધ ન થાય એવું જણાય ત્યાં કૃષ્ણે પોતાની કળાનો ઉપયોગ કર્યો છે. માનુષી અમાનુષી કળાથી ભારતનું ગૌરવ તે કાળે વિલક્ષણ હતું. ઉચ્ચ વસ્તુને ટકાવી રાખનાર ધર્મ તથા સંયમ તે કાળના પુરુષોમાં બલવાન્ હતા. જેના પ્રભાવે પ્રજામાં સર્વોત્તમ કળાની જાગતી હતી.

આજે પણ આપણા વર્ગમાં સંયમ તથા ધર્મની કળા પ્રકાશે છે તે આપણા કળાકારના પ્રભાવથી જ.

કળા કેટલી ઉપયોગી છે તેનો વિવિધ રીતે વિચાર આપણે કર્યો. રાજ્યોનાં પરિવર્તન કળાથી થયાં છે. વિવિધ શોધો કળાથી શોધાઈ છે. શરીર મન કળાથી કેળવાયાં છે. અલૌકિક લૌકિક સમૃદ્ધિ કળાથી મેળવાય છે. ભક્તો, જ્ઞાનીઓ કળાથી પરિણામે ઈશ્વરમય થયા છે–થાય છે.

આવી જીવનઉપયોગી કળા પ્રાપ્ત કરવા શ્રેયસ્સાધકે સદા સાવધાન રહેવું ઘટે છે. વ્યવહાર તથા પરમાર્થમાં કળાન્વિત બનવાની આવશ્યક્તા છે. એ તો શ્રી ગુરુદેવે, વારંવાર અનેક પ્રકારની કળાથી બતાવ્યું છે. જેમ કૃષ્ણની કળાથી પાંડવોને વિજય, મળ્યો–ધર્મની સંસ્થાપના થઈ તેમ ગુરુદેવની કળા જાગ્રત્ કરતાં આપણાં સાધનો ફલપ્રદ થઈ દશે દિશામાં જય જય વિસ્તારશે એ નિઃસંશય છે. કળાવિના કાર્ય સાધતાં દીર્ઘકાલ વહી જાય છે, છતાં ઈપ્સિતાર્થની સિદ્ધિ અનુભવાતી નથી. કાર્યમાં કળા ભળતાં તે સુગમ થઈ રહે છે.

હજી પણ આપણું કર્તવ્ય તો એ જ છે કે શ્રી ગુરુદેવે દર્શાવેલી નાની મોટી કળાનું ફરી ફરી સ્મરણ કરવું. આજના મંગલ દિવસે તો સ્વભાવથી જ આપણામાં એ કળાનું સ્મરણ જાગ્રત્ થાય છે. પગલે પગલે કળાનું દર્શન કરાવતો આજનો દિવસ કળાનું વિસ્મરણ ન કરાવે એ સ્વાભાવિક છે. એ આજનો મહિમા છે. આ સ્મરણ અખંડ જાગ્રત્ રહેતાં કળાની વૃદ્ધિ થતી રહેશે. આપણું માનસ્ પલટાઈ જતાં સર્વોત્તમ સંયમી કળાકાર થઈ રહીશું ને પરિણામે જીવનની ધન્ય ક્ષણ આવતાં આપણામાં શ્રી ગુરુદેવને પ્રત્યક્ષ અનુભવતાં તેમાં વિરામ પામી ધન્ય જીવન અનુભવીશું.

શ્રી ઇષ્ટ પરમાત્મા સર્વને આ સુયોગ સત્વર અર્પો એ શુભેચ્છાસહ આ મંગલ ક્ષણે તેઓશ્રીને વંદન કરતાં લેખિની વિરામ પામે છે.

---

શ્રી જ૦ દેવી.

॥ ॐ શ્રી ॥

# પ્રાર્થના.

પરમાત્મન્!

આપના દિવ્ય દેહના દર્શનનો લ્હાવ લીધે બે વર્ષ જેટલો કાળ વહી જવા આવ્યો. આપ-વિહોણા સર્વને આજના મહોત્સવના આનંદનું સ્મરણ થતાં વૃત્તિ ભૂતકાલમાં પ્રવેશતાં ખેદને પામે છે. સ્થૂલ દૃષ્ટિવાળાં ભૌતિક તનુને ઇચ્છે એ સ્વાભાવિક છે. સુદામાને અનેક વૈભવો પ્રાપ્ત થયા છતાં શ્રી કૃષ્ણવિના એ ભક્તહૃદયને સર્વ કંઇ લુખું લુખું જણાયું. પ્રભો! આપના અનુગ્રહથી સર્વ પ્રાપ્ત થાય છે છતાં મન-વૃત્તિ સંતોષ તથા આનંદ અનુભવતાં નથી. કંઇક પણ સમાધાનને પામીએ છીએ તો તે આપના પુણ્ય સ્મરણથી.

વૃત્તિ અસંતોષને સેવે છે, તે પણ આપના સ્મરણથી અને સમાધાન પામે છે, તે પણ આપના સ્મરણથી. ઉભય પ્રકારની મનોદશામાં આપ અખંડ જાગ્રત્ રહો છો. સંસારનું ચિંતન દૂર દૂર સરતું જાય છે. વિયોગ પ્રભુનો સંયોગ કરાવે છે, એ અનુભવ કરાવવા અર્થે-સૂક્ષ્મ સંબંધ બંધાવવા અર્થે જ આપે આપનું તિરોધાન દર્શાવ્યું છે, તો પ્રભો! હવે આપની સાથે અમારો સૂક્ષ્મ સંબંધ અધિક દૃઢ થાય, આપના સૂક્ષ્મ આલંબનથી જ આવી પડેલા વ્યવહાર સધાય, એ જ ઇચ્છીએ છીએ.

પરમાત્મન્! આપના પ્રત્યક્ષ સંબંધના સમયે, અમે અનેક પ્રસંગે આપને ભૂલ્યા, વિપરીત ભાવનાઓ સેવી, આપના શુદ્ધ સ્વરૂપમાં ભ્રાંતિથી દોષો જોયા, તથાપિ આપ અમને નથી ભૂલ્યા એ અનેક રીતે અમને સ્પષ્ટ થાય છે. અને તેથી જ આપના નિમિત્ત કાર્ય કરવા વૃત્તિ ઉત્સાહી બને છે.

ગુરુદેવ! આજ આપનો મંગલજન્મમહોત્સવ. આજ આપને આપવાનું છે, અમારે યાચવાનું છે. પણ શું યાચીએ? વગર માગ્યે આપ સર્વ કંઇ આપી રહ્યા છો, છતાં યાચકવૃત્તિ સદા યાચવાની ઇચ્છા ધરે છે એ ન્યાયે અમે યાચીએ છીએ કે આપની સાથે અમારો સૂક્ષ્મ સંબંધ અધિક જાગ્રત્ રહેવામાં જે કંઈ પ્રતિબંધક કર્મ હોય તો તે વિલાવો, એમાં વિઘ્ન કરનાર શબ્દો શ્રવણ કરવા આ કર્ણેન્દ્રિય સદા બધિર હો. એવા સમાગમમાં અમારી વૃત્તિ તટસ્થ રહો, જ્યાં આપનું નામસ્મરણ ન હોય; ત્યાં અમારી વૃત્તિ નિરંતર ઉપેક્ષાને સેવો.

પરમાત્મન્! અનેક ભૂલો થઇ છે અને કદાચ થાય તો તેપ્રતિ આપે અલક્ષ કર્યો છે તેમ કરીને અત્યાર સુધી જેમ નિભાવ્યાં છે, તેમ નિભાવશો. આપને યોગ્ય લાગે તે પ્રકારે કાર્ય કરવા બળ પ્રેરજો. અમારૂં નેતૃત્વ હવે આપને શિરે નથી એમ ન સમજશો. કારણ આપના શરણાગતને પાર પાડવા એ આપનો ધર્મ છે અને તે આપે સ્વીકાર્યો છે. જ્યાંસુધી અમને જીવતના બંધનમાં રાખશો ત્યાંસુધી પ્રભો! આપને પણ બંધનમાં રહેવું પડશે. સર્વને સત્વરે તારવા કે પરતંત્ર

રાખવા, એ આપની ઇચ્છાનો વિષય છે. જેમ યોગ્ય લાગે તેમ કરજો. આપના અનુગ્રહિત સાધક બાલકો અખંડ આપનું સ્મરણ કરી રહ્યા છે. આ બે વર્ષથી સર્વની સર્વોત્તમ ભાવપૂર્વક થતી પ્રવૃત્તિ આપને અજાણી નથી. માટે હે પ્રિયતમ પ્રભો ! કંઇંક વિશેષ હક્કદાવાના સંબંધથી પ્રાર્થું છું કે આપ ઉદાર ભાવે સર્વને સત્ક્રિયાનું સત્ફલ સત્વર અર્પો. અધિક સૂક્ષ્મ સંયમ દ્વારા પરિણામે આપ આપના દિવ્ય સ્વરૂપમાં શમાવો એ જ આજની મંગલ પ્રાર્થના. *

શ્રી જ૦ દેવી.

---

# શ્રી ઉપેન્દ્રજયન્તીમહોત્સવનું પાલન.

ઉષ:કાલ થાય છે, જોતજોતામાં સૂર્યોદય થઈ રહે છે, પુનઃ સાયંકાલ જણાય છે. પગલાં ભરતી રજની અંધકારને પ્રસારે છે. કોઈ અજબ ગતિથી કાલ સરી જાય છે. તે પ્રમાણે ઉત્સવ આવ્યો ને ગયો. કાલના મહિમાથી વર્તમાન ભૂતકાલમાં સરતું જણાય છે. પ્રાપ્ત થયેલા પ્રસંગો સરતાં સરતાં માનવહૃદયમાં સંસ્કારની છાપ પાડતા જાય છે. તે નિયમે વ્યતીત ઉત્સવમાં આવીને અનેક શુભ સંસ્કારી હૃદયે પોતાનામાં શુભ સંસ્કારને સ્થાપ્યા હશે તો એ સંસ્કારો સર્વ કાલ શુભ બલને પ્રેરશે એ નિર્વિવાદ છે. સત્પુરુષો પણ એ જ કહી રહ્યા છે કે સરી જતા જીવનકાલમાં કંઈ ને કંઈ સદ્વસ્તુને, સત્સંસ્કારને ધારણ કરી લો.

વિવિધ કલાનું દર્શન કરાવનાર, વિવિધ રસાનંદને રેલાવનાર, અનેક સત્સંસ્કારને જાગૃત કરનાર આ મહોત્સવનું શ્રી વિશ્વવંદ્ય-ઉદ્યાનમાં પાલન કરવામાં આવ્યું હતું. પૂર્ણિમાની રાત્રીએ ગ્રહણ હોવાથી ઘણો સાધકસમુદાય રાત્રિએ આવી પહોંચ્યો હતો. ગ્રહણના કાલમાં કોઇએ જપ તો કોઈએ કીર્તનો કર્યાં.

ઉત્સવનો મંગલ પ્રભાતકાલ થતાં તન્નિમિત્ત રચાયેલાં પ્રભાતકીર્તનો પ્રશાંત ચિત્તથી ગાયા પછી શ્રીગુરુદેવનું મંગલમય પ્રભાતપૂજન કરી પરમપૂજ્ય શ્રી દેવીશ્રી વિરચિત અત્યંત હૃદયંગમ પ્રાર્થના ભાઇ વિષ્ણુપ્રસાદે ભાવપૂર્ણ હૃદયે વાંચી સંભળાવી અને સર્વનાં હૃદયને ભાવભીનાં કર્યાં, આ કાર્ય સમાપ્ત થયે સઉ શાંતિથી વેરાયા.

થોડા સમય પછી સઉ પુનઃ અભિષેક સ્થાનમાં એકત્ર થયા. પરમ પૂજ્યશ્રી ઇષ્ટશ્રીની પાદુકાપર પુરુષસૂક્ત મંત્રના એક આવર્તનથી તથા શ્રી ભગવત્સ્તોત્રના ત્રણ આવર્તનથી અભિષેક કર્યો, આ સમયે સઉની વૃત્તિ શ્રી ગુરુદેવપ્રતિ અભિમુખ બની હતી.

આ વિધિ થઈ રહ્યા પછી સુરમ્ય ભવ્ય પૂજનમંડપમાં સર્વ એકત્ર થયા. આણંદવાસી તથા ઈતર બંધુઓથી મંડપ કીર્તનના વાતાવરણે છવાયો.

---

* ઉત્સવનિમિત્ત પ્રાતઃ પ્રાર્થના

શ્રી ઇશ્વરીએ અનુગ્રહ કરી ગયા મહોત્સવમાં પોતાના અક્ષરદેહનું-શ્રી સદ્બોધમંદારનું દર્શન કરાવ્યું હતું. આ સમયે શ્રી ઉપેન્દ્રગિરામૃતનું દર્શન કરાવ્યું. આ દર્શન થવામાં કૃપાળુ શ્રી ગુરુદેવનો તથા તદ્દભિન્ન શ્રી દેવીશ્રીનો અનુગ્રહ જ હેતુરૂપ છે એ વિચારતાં તેઓશ્રીપ્રતિ અહોભાવમાં લીન થતાં સર્વએ આ પુણ્ય ગ્રંથના દર્શન કર્યાં.

ગ્રંથપ્રસિદ્ધિનો વિધિ થઈ રહે શ્રી કમળાબહેને ઘંટસ્થાપનનો પુણ્યવિધિ કર્યો. આ ઘંટસ્થાપન થવામાં પણ શ્રી ગુરુદેવની ઇચ્છા તથા કૃપા કારણરૂપ છે. ભક્તિભાવમાં તન્મય થઈ ને પ્રાર્થના કરી આ બહેને ગુરુદેવના ચરણે ઘંટ ધરી મંગલ ઘંટાનાદ કર્યો.

આ વિધિ પૂર્ણ થયે બંધુ અમૃતલાલ વૈદ્યે ગદ્ગદિત હૃદયે ગુરુદેવના ઉપકાર અને વાત્સલ્યભાવવિષે ટુંક વિવેચન કર્યું. તે પછી શ્રી મણીભાઈ શેલતે જ્યન્તીની મહત્તા, તેપરથી સાધકને પ્રાપ્ત થતા જીવન ઘડવામાં અત્યંત સહાયક કર્તવ્યના સદ્વિચારો તેમજ શ્રી ગુરુદેવના પુણ્યસ્મારકસંબંધમાં આ મુખ્ય કર્તવ્યરૂપ છે, એ વિચારો દર્શાવતાં સુંદર વ્યાખ્યાન કર્યું. આ વ્યાખ્યાન પૂર્ણ થયે બંધુશ્રી ચુનીલાલ ઓઝાએ પોતાના પ્રતિ ગુરુદેવનો કેવો ભાવ હતો તથા ગુરુદેવના પ્રેમ તથા વિવિધ કલાવિષે આર્દ્ર હૃદયે ભાવપૂર્ણ શબ્દોમાં પોતાના વિચારો દર્શાવ્યા.

ત્યાર પછી ઇષ્ટપૂજનાદિ થયું. આરતી, પુષ્પાંજલિ વગેરે થઈ રહ્યા પછી અદ્ભુત વિદ્વતા અને ઉત્તમ સાહિત્યસર્જનશક્તિનું દર્શન કરાવતો સ્થૂલ અને આધ્યાત્મિક કળા કેવી ઉપયોગી છે, એ દર્શાવતો પ૦ પૂ૦ શ્રી દેવીશ્રીનો સુંદર લેખ ભાઈ વિષ્ણુપ્રસાદે સ્વલ્પ ઉપોદ્ઘાત કરીને સુંદર શૈલિથી વાંચી સર્વને શ્રવણ કરાવ્યો. પછી જયજયના ઘોષપૂર્વક પ્રાતઃકાલનો કાર્યક્રમ પૂર્ણ થયો.

બપોરે ત્રણ વાગે ઇનામી યોજનાના કાર્યનો આરંભ થયો. બાલકોને આસનપ્રયોગો કરી બતાવવાનું જણાવ્યું હતું. પરંતુ એ પ્રયોગમાં ભાઈ રવિન્દ્ર ઓઝા એક જ હતા તેથી પ્રાતઃકાલે આસનપ્રયોગો કરાવ્યા હતા. આ બાલકે સુંદર રીતે તે કરી બતાવ્યા હતા. જે વસ્તુ શરીર તથા મનને કેળવે છે તેપ્રતિ માતાપિતાનો દુર્લક્ષ હોવાથી વધારે કુમારો તૈયાર ન થયા એ શોચનીય છે.

શ્રી ભગવત્સ્તોત્રના તેર શ્લોકો બાલબાલિકાઓએ શ્રવણ કરાવ્યા. પ્રમાણમાં સંખ્યા ઘણી નાની કહેવાય. શ્રી ઇશના ગુણગાનમાં અધિક બાલકોએ ભાગ લીધો હોત તો તેમનું તથા તેમના માતાપિતાનું અધિક કલ્યાણ સધાત એ નિઃસંશય છે. વાડાસિનોરના બહેન ઉર્મિલાએ સર્વથી સારી રીતે શ્લોક શ્રવણ કરાવ્યા.

ત્યાર પછી પાદપૂર્તિ, તથા ધર્મ પર લખાયલા લેખોમાંથી ઉત્તીર્ણ લેખો વાંચી શ્રવણ કરાવ્યા.

સાયંકાલે સ્નાન, સંધ્યાથી પરવારી પૂજનમંડપમાં ધૂન કરી સંવાદસ્થાનમાં સર્વે એકત્ર થયાં. બહારના હજારો મનુષ્યની મેદની એકઠી થઇ હતી. જ્યાં અપૂર્વ શાંતિ હતી.

ઉત્સવનિમિત્ત રચાયલાં કીર્તનો સંગાતમંડળે સુંદર રીતે ગાયાં. તે પછીનો કાર્યક્રમ રસદર્શનનો. આરંભમાં સર્વમાં પ્રાણબલ પ્રેરનાર દિવ્ય કલાધરને વંદન કરી રસપદનું ઉદ્ઘાટન

કરવામાં આવ્યું હતું. આ સમયનું દૃશ્ય અપૂર્વ ભાવને જાગ્રત કરતું હતું. પછી ઇષ્ટશ્રીની પ્રતિમા સમીપ પૂજન કરતાં વૃત્તિની તલ્લીનતાપૂર્વક ભાઈ નરેન્દ્રે સુંદર નૃત્ય કર્યું. મીરાંબાઈ તથા નરસિંહ મહેતા જેવાં ભક્તો ભાવાવેશમાં જગતને વિસરી નૃત્ય કરતા હતા તેવી ભક્તિની તન્મયતા ભાઈ નરેન્દ્રે આપણને દર્શાવી હતી. એ પછી નાનાં બાલકોએ ગુરુની સ્તુતી કરી હતી. ગ્રામ્યજીવનને દર્શાવતું કીર્તન બાલિકાઓએ તેને અનુરૂપ વસ્ત્ર તથા અભિનયદ્વારા ગાઈને શ્રોતાનાં મન રંજન કર્યાં હતાં. ગુરુદત્ત શક્તિએ બ્હેન પદ્માનું થએલું નર્તન તથા શબરીનું કાર્ય અદ્ભુત હોય એમાં તો શું આશ્ચર્ય. એના કાર્યને વર્ણવતાં શબ્દો ખૂટી પડે છે. " લગી મોહનકી તલાશ " એ પદ ભાઈ વિપિને એવા ભાવપૂર્વક મધુર સ્વરથી ગાયું કે જેને પુન: શ્રવણ કરવાની ઇચ્છા અનેકના અંતરમાં પ્રકટી હતી.

ઉષાનું નૃત્ય પણ આકર્ષક હતું.

સંવાદમાં આવેલા સર્વ પાત્રો, ભાઈ વિષ્ણુપ્રસાદ, કેશવ, વિપિન, ઋષિકુમારો તથા શ્રી છગનલાલ ભટ્ટે પોતપોતાનાં કાર્યો ઘણી સરસ રીતે કર્યાં તેથી અને ચંદ્રના તથા ઉષાના નવીન સુંદર આકર્ષક દૃશ્યથી પ્રેક્ષકવર્ગને સંતોષ થયો હતો. પરમપૂજ્ય શ્રી દેવીશ્રી અત્યંત શ્રમ લઈ કૃપા કરી સર્વ પ્રકારનો ઉત્તમ લાભ અર્પી રહ્યાં છે. એ જોતાં ગુરુવિહોણા સાધક બંધુ પરમ આનંદ દર્શાવતા હતા. રાત્રિએ ઉત્સવનો કાર્યક્રમ પૂર્ણ થતાં ગુરુઅનુગ્રહને ઝીલતાં સર્વએ પોતાના સ્થાનપ્રતિ પ્રયાણ કર્યું.

---

# અભ્યર્થના.

*જય જય જય શ્રી જયન્તીપતિ, જય મુજ શ્રી ગુરુદેવ,*
*જય જય આપનું સર્વ કાંઇ, જય મુજ અવસ્યમેવ.*

પરમપ્રભુ ! પરમાત્મન્ ! જય હો આપનો; જય હો આપનાંનો.

જીવનની મહત્તા શી ? જગતમાં માનવ જન્મ પામી સાચા સદ્‌ગુરુને શરણ થવું. જીવનનું સુભાગ્ય શું ? ભવસાગરમા ઝોલાં ખાતા જીવનવહાણને સાચો, સમર્થ સુકાની મળવો તે. માનવીની બલવાન્ સુભાગ્યરેખા કઈ ? સંસારમાંથી ઉગારનાર, યોગ્ય સાધનો દર્શાવનાર મહાપુરુષની પ્રાપ્તિ થવી તે. જીવનની સિદ્ધિ શી ? ઈશ્વરસ્વરૂપ મહાપુરુષની કૃપા પામવી તે. આ સર્વ જેને પ્રાપ્ત હોય, તેના પુણ્યની શી ન્યૂનતા ? તેનાથી અધિક સુભાગ્ય કયું ?

ભગવન્ ! માત્ર સત્કર્મથી પણ સહસા ન મળી આવે એવું આપનું શરણ મારા જેવી મંદ અધિકારીને કયાંથી હોય ? છતાં ને મળ્યું એટલે હું ઉચ્ચ છું, હું ધન્ય છું, હું જય પામનાર છું, એવી શ્રદ્ધા ધરું તો તેમાં પરમાત્મન્ ! આપની જ મહત્તા છે.

આપની મહત્તા કઈ રીતિ વર્ણવું ? કઈ વાણી આપના અનંત ઉપકારને ગાઈ શકશે ?

કલ્પના અને હૃદય પણ તે સમજવામાં પાછાં હઠે છે. અનેક દોષો કરવા છતાં, આપે તેને શાંત ભાવે વાત્સલ્યથી જોતાં મારું નિર્વહણ કરી રહ્યા છો; તેમાં પરમાત્મન્! આપની જ મહત્તા છે. અને ભગવન્! એ પણ શ્રદ્ધા છે–આપની કૃપાલુતાસંબંધી દૃઢ નિશ્ચય છે–કે, આજપર્યંત મારો નિભાવ કર્યો છે તેમ હવે પછી પણ નિભાવશો જ. મારા જીવનનો ભૂતકાલ નથી કહેતો કે મેં કોઈ પણ દીર્ઘકાલપર્યંત યથાવિધિ સત્કર્મ કર્યાં હોય. મારી સ્મૃતિ સાક્ષી નથી પૂરતી કે આજપર્યંત મારા અંતઃકરણનો ભક્તિભાવ અવિચ્છિન્ન ધારારૂપે વહી રહ્યો હોય. શ્રીમાન્ કુટુંબની પ્રજા પિતાની સંપત્તિના હકદાર તરીકે પોતાને સારી રીતે સમજે છે, તેમ આપ પ્રભુની છાયાનીચે કર્તવ્યપરાયણતાની કોઈ પણ પ્રકારની જોખમદારી ન સમજતાં જગતમાં નિર્ભય ફરું છું. નથી જાણી માનવજીવનની હોવી ઘટતી જવાબદારી, નથી જાણ્યું જીવન કેવી રીતે જીવવું, નથી જાણ્યું પ્રાપ્તવ્ય કેવી રીતે મેળવવું, નથી જાણ્યું ધ્યેયને કેવી રીતે વૃત્તિસમીપ ખડું રાખવું, નથી ખબર કે પ્રભુને શી રીતે પોતામાં અને પરમાં અનુભવવા. અને છતાં મારું અંતર માનતું રહે છે: સઘ કાંઈ આપની કૃપાથી ઠીક જ થશે. પ્રસંગ આવ્યે આપપાસે આવી પ્રાર્થીશ તો આપ પ્રભુ તે અવશ્ય આપશો એ વિશ્વાસ છે. આપને અનુગ્રહ કરવા માટે કાંઈ નિમિત્ત જોઈતું હશે, તો તે પણ આપ જ મારા દ્વારા ઉપજાવી મને કૃતકૃત્ય કરશો એ ભાવ, મારા હૃદયનું આશ્વાસન છે. અનેક દુરિતોના સંચયવાળા સુદામાનું દારિદ્ર્ય ફેડવા ધારનાર આપ પ્રભુએ સ્વયં તુચ્છ નિમિત્ત ઉપજાવી અથવા સ્વીકારી ધાર્યું કાર્ય કર્યું હતું, તેમ મારા સરખી સાધનદરિદ્રીનું હિત પણ ગમે તેને નિમિત્ત કરી કરવા આપ પ્રભુ સમર્થ છો એ વિશ્વાસ છે. ભાજીના પાંતરાને નિમિત્ત કરી ઇષ્ટ અર્પનાર પાંનગાવિના પણ શ્રેય સાધે એ સંપૂર્ણ શક્ય છે.

જીવન્ત છે ત્યાં સુધી સ્વાર્થસિદ્ધિની ઇચ્છા રહે છે. અને શા માટે આપપાસે સ્વાર્થસિદ્ધિની ઇચ્છા ન રાખવી? આપપાસેથી સ્વાર્થ સિદ્ધ કરવો એ યાચકનું ભૂષણ છે. માતાપિતાપાસે બાલક હઠથી અને હકથી માગે છે, તેમ આપ પ્રભુપાસે આ વૃત્તિ હકથી અને હઠથી માગે, અને તે આપ પરિપૂર્ણ કરો એમાં આપની જ મહત્તા છે. આપની એ જ વત્સલતા છે.

પરમાત્મન્! આજે ઉપર જણાવ્યું તેમ આ વૃત્તિ કંઈક હઠથી અને દીનતાથી પ્રાર્થે છે કે મારા હૃદયમંદિરમાં અખંડ આપના નામસ્મરણનો ઘંટ વગાડજો. એ વિના મારે કંઈ પણ યાચવાનું નથી.

કમળાબ્હેન.

## શ્રી ઉપેન્દ્રજયન્તીમહોત્સવનું સાહિત્ય—( સં૦ ૧૯૯૫. )

### ( ઉત્તીર્ણ લેખો. )

**સ્ત્રીવિભાગ. —વિદ્યુતને જોઈ પ્રકટતા વિચારો.**

૧.[ લેખક : કુ૦ શ્રી પયસ્વિની બહેન. ઉ. વર્ષ ૧૫. ]

વર્ષાનો સમય હતો. કુદરત પોતાની કળા વિસ્તારી રહી હતી. જ્યાં ત્યાં લીલું અને લીલું જ નજરસમીપ જણાતું હતું. જાણે કુદરતને પોતાના પ્રભાવવડે સમગ્ર સૃષ્ટિમાં લીલી વાડી બનાવી દેવાની ઇચ્છા થઈ ન હોય! વર્ષાના સમસ્ત ચિહ્ન અદશ્ય થયાં હતાં, અને થોડા જ સમયઉપર થએલી ગાજવીજ અને પાણીની રેલછેલ હતી ન હતી થઈ રહી હતી. હું મારા અભ્યાસગૃહની બારીપાસે એક ગોખજેવું હતું તેમાં બેઠી હતી. અનાયાસ વાદળઉપર નજર પડી. વાદળાંમાંથી પ્રકટતી વિદ્યુત્ એ શું હશે! તેનો વિચાર સ્ફુર્યો. વાદળાના કોઈ ખુણામાં એ ચીરા કે ફાટ ન હોવા છતાં તેનું પ્રકટવું શાથી? કોઈ યોગી કે મહાત્મા અથવા તો સાધકના હૃદયમાં ઈશ્વરનો સાક્ષાત્કાર થાય છે અને તે વખતે સાંભળ્યું છે કે તારા જેવો જ ચમકારો થઈને દર્શન થાય છે. જ્યારે બાહ્ય વિજળીનો પ્રકાશ આવો વિલક્ષણ છે ત્યારે અંતરમાં ઈશ્વરદર્શનસમયે કેવો અદ્ભુત પ્રકાશ હશે? અરે! તેની અને તારી તૂલના હું શી રીતે કરી શકું? એક દશ્ય અને એક અદશ્ય. હે પ્રભુ! હવે તો તું મને તારાં દર્શનનો લાભ આપ. અને જોવા દે કે બેમાંથી કોણ ચડે. ચિત્ત વિશ્રામવશ થયું. જાણે કે ઘનઘોર આકાશમાં હું ફરવા ગઈ છું. વરસાદ વરસે છે. પ્રકાશનું નામનિશાન નથી. હિંસક પ્રાણીઓ ભયના માર્યા. પોતાની ભાષામાં ચીચિયાણ કરી મૂકે છે. રસ્તો ક્યાં તે સુઝતું નથી. હું તો ભયની મારી કંપું છું. ત્યાં જાણે ઈશ્વરને મારી દયા આવી હોય તેમ વિજળી ચમકી. એ ચમકારે માર્ગ સુઝ્યો અને મને તે વખતે દૃઢ વિચાર થયો કે જેવી રીતે આજે તું મારી માર્ગનેતા બની તે જ પ્રમાણે જો હું મારા જીવનમાં બીજાની સહાયક બનું તો જ મારું જીવ્યું સાર્થક. એક બીજાનાં સહાયકારી ન થવાય તો એ જીવ્યું નકામું.

જેમ મેઘના ગર્જનસમયે મેઘરાજનું અભિમાનથી ભરેલું વર્તન જુએ છે અને તે વખતે તેના અભિમાનનું મર્દન કરવા મુક્તકંઠે તું હાસ્ય કરે છે, અને ઘડીના છઠ્ઠા ભાગમાં તેનું અભિમાન તોડી પાડે છે, તેમ મનુષ્ય પણ જો અભિમાનમાં ખેંચાય તો ઈશ્વર તેના ગર્વનું મર્દન કરે છે.

અલી ચપલા! જો એક દિવસ માટે પણ મને તારી ચપલતા આપી દે તો હું અનેકનાં ઉંડાણમાં તારા જેવી પેસી જાઉં અને તેના ભીતરમાં શું છે તે શોધી લાવું. તો તેથી માગું છું કે તારો ચપલતાવાળો સ્વભાવ મને હંમેશને માટે દાનમાં આપે તો બસ. બીજું મારે કાંઈ નહિ જોઈએ.

અરે વિદ્યુત્! ઉંચી ઉંચી આભની અટારીએ રહે છે છતાં ગુપ્ત. સહુ જાણે છે કે તું છે ઉંચે અને ચમકે છે એકાએક. શું મારા અંતરમાં રહેલો જ્ઞાનનો પ્રકાશ કોઈ દિવસ આમ ઝબકી ઉઠશે! પ્રભુ એવો સમય ક્યારે આપશો?

તું ઉંચેથી એકદમ પૃથ્વીના ગર્ભ ભાગમાં પેસી જાય છે, તેમ દરેકના ઉંડાણમાં પેસી તેમાંથી સારતત્ત્વ ખેંચું એવું બળ મને નિરંતર મળ્યા કરે અને હું તેનો ઉપયોગ કરું એ જ ઇચ્છું છું.

જેમ તારો પ્રકાશ ઝીલવા આ આંખો શક્તિમાન નથી, તેવી રીતે જ્ઞાનપ્રકાશથી દુષ્ટ વિચારો પોતાની આંખ ઉંચી કરવા અસમર્થ બને એ તો પ્રથમ જ પ્રાપ્ત કરવા યોગ્ય છે. ઇશ્વર! મને આટલું મેળવવા શક્તિવાળી કરજે.

હે વિદ્યુત! તું તારી સરખામણી નદી સાથે કરવા જાય છે પણ તે તારાથી થઈ શકવાની નથી. નદી મનુષ્યને ઘણી ઉપયોગી છે. તું મનુષ્યને શું ઉપયોગી છે? નદીની જેમ તું વાંકીચુંકી છે. નદી મનુષ્યને તેમ જ ઘણાં ગામોને પાણી પુરું પાડે છે, જમીનને રસાળ બનાવી પાક સારો આપે છે, વ્યાપાર વધારે છે, અને વ્યાપારને લીધે શહેરમાં વસ્તી વધે છે. નદીમાંથી એ વિજળી! તું ઉત્પન્ન થઈ શકે છે. શું તારામાંથી નદી ઉત્પન્ન થઈ શકશે? કદી નહિ; કેવળ અસંભવ. ત્યારે તું નદી કરતાં પણ ઉતરતી! ના, ના, તું પણ, મનુષ્યને ઉપયોગી છે. હાલના વિજ્ઞાનશાસ્ત્રીઓ તારો ઉપયોગ કરે છે.

ચંદ્રિકા પોતાની સુંદર સફેદ ચાદર પાથરી બધે પ્રકાશ તેમ જ શાંતિ સ્થાપી રહી હોય છે; પણ અત્યંત તેજસ્વી સૂર્યથી શરમાઈ જઇ જેમ ચંદ્રિકા સૂર્યથી છુપાતી રહે છે, તેમ તું પણ એને અનુસરી એના જેવું જ કરવા માગે છે? પણ ચંદ્રિકાને જોઈને તો નાનાં છોકરાં, યુવાન, તેમ જ ઘરડાં આનંદ પામે છે. અને કડાકા ધડાકાથી તને આકાશમાં ઝબકતી જોઈને નાનાં છોકરાંઓ ભય પામી ઘરમાં ભરાઈ જાય છે. વળી તું તો શ્રાવણ ભાદરવામાં જ્યારે બે પાણીભરેલાં વાદળાંઓનું સામસામું ઘર્ષણ થાય છે ત્યારે જ ચમકે છે. અને નાનાં બાળકની માફક સંતાકુકડીની રમત રમતી છુપાઇ જાય છે. ચંદ્રિકાનું અનુકરણ કરે છે પણ મને તો બેની ક્રિયામાં ઘણો ભેદ લાગે છે. છતાં વિદ્યુત! તું પણ કોઈ અજબ શક્તિ છે. તને આમ કરવાનું ક્યાંથી સુઝે છે, તે મારા સમજવામાં આવતું નથી. વિદ્યુત! ખરેખર! તું વિદ્યુત જ છે.

તારી સાથે હરીફાઈમાં ઉતરી વનનો વનરાજ માથું કુટી પોતાના પ્રાણ ગુમાવે છે. તારા જેવી દૈવી શક્તિ પ્રાણીઓ સાથે હરીફાઈમાં ઉતરે એ ક્યાંનો ન્યાય?

હે વિજળી! તું વિવિધ રીતે ઉપયોગી છે છતાં જ્યારે તું મોટા કડાકા સાથે નીચે પડીને મનુષ્યનો વિનાશ કરે છે, ઘરપર પડીને ઘરને બાળી મૂકી માણસોને ઘરવગરનાં રખડતાં કરી મૂકે છે ત્યારે તારા ઉપર મને બહુ ગુસ્સો ચઢે છે. તને આવું કરતાં શરમ નથી આવતી? માત્ર તું વારંવાર પડીને નુકશાન કરતી નથી એ વિચારતાં હું શાંત થાઉં છું.

તારા નુકશાનથી બચવા માટે પૈસાદાર માણસોએ પોતાના ઘરમાં એવા થાંભલા રાખ્યા છે કે જેવી તું પડે, તેવી જ જમીનમાં ઉતરી જાય. મનુષ્યની ચપળતા આગળ તારી ચપળતા હારી જાય છે એ જોઈને મને હસવું આવે છે.

તું ઉપયોગી છે અને ઈશ્વરે તને સર્જી છે તેથી તારા ઉપર ટીકા કરવાનો અથવા તારા અવગુણ જોવા એ મારા અધિકાર બહારની વસ્તુ છે. માત્ર તને જોતાં જે અલ્પ અને નમાલા વિચારો મારી બુદ્ધિમાં સ્ફુર્યા તેપ્રતિ તું ગગનવિહારી હોવાથી અલક્ષ કરજે, અને ઝડપથી સારગ્રાહી થવા માટે તારી શક્તિ મને આપજે.

અરે વિદ્યુત્ ! હવે સમજાયું કે શાથી તું છૂપી રહે છે. તારા છૂપાવામાં ગૂઢ હેતુ રહેલો છે. કારણ આજના વિજ્ઞાનિકો તેથી જ તને પ્રકટ કરવા નવી નવી શોધ કરી રહ્યા છે. બનાવટી ગરમીથી બરફને ઓગાળવો, પાણી પુરું પાડવું, વગેરે તારા દ્વારા કરી શકે છે. જો તું નિરંતર પ્રકટ હોત તો તો વિજ્ઞાનિકો તારો કેવો અદ્ભુત ઉપયોગ કરત તે મારી બુદ્ધિની બહારની વાત છે.

માણસ વિચારના તરંગે ચઢે છે, ત્યારે કાળનું ભાન રહેતું નથી; એમ મને પણ થયું. પણ એટલામાં મારા નાનાભાઈએ આવીને કહ્યું કે " આગ લાગી " મેં પૂછ્યું, " ક્યાં લાગી " ત્યારે મારા ભાઈએ કહ્યું " ઝુંપડીમાં " ( ચામડીના ).

વિચારમાળા અટકી ગઈ.

## યુવકવિભાગ : ' સેવા. '

૧ ( લેખક : રમણલાલ શાહ. )

### હરિગીત.

સાચા હૃદયની મૂક સેવા હરિવદનને ઉઘાડતી,
આલસ્ય અભિમાનાદિ દોષો મૂળમાંથી કાઢતી;
એવી ચમત્કૃતિકારિણી છે, સાચી સેવાની કૃતિ;
મુક્તત્વ દઈ તે જીવને, કર્તવ્યનો લાવે ધૃતિ.

---

તુચ્છ હોયે કાર્ય પણ, સેવાની દૃષ્ટિથી થતું,
પરિણામમાં તે ફલિત થઈને, ઉચ્ચ ફલને આપતું;
નિર્ધન કરે ધનવાનની, સેવા નહીં પણ સ્વાર્થ છે,
જ્ઞાની કરે અજ્ઞાનીની, તે સ્વાર્થ નહિ પરમાર્થ છે.

---

: : સાપ્તાહિક : :

Reg. No.B. 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

' શ્રેયસ્સાધક 'નો નિત્યસન્દેશ:

" જીવન ઘડો. "

વર્ષ: ૫ અંક : ૧૭
સં૦ ૧૯૯૫, માર્ગશીર્ષ શુકલ૪
શનિવાર
તા૦ ૨૬ : ૧૧ : ૧૯૩૮.

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૪-૦-૦
હિન્દબહાર : દશ શિલિંગ.



આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, ભાઉ કાળેની ગલીમાં–વડોદરામાં છોટાલાલ લાલભાઇ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી
પ્રકાશક :
ગોવિન્દલાલ ત્ર્યં૦ ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી વિશ્વબંધ-ઉદ્યાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૨૬: ૧૧: ૧૯૩૮

॥ ॐ श्रीँ ॥

## नित्य सन्देश.

રવિવાર. તા ૨૬ : ૭ : '૩૧.

તમને કદી બગીચામાં ફરવાનું ગમે છે? તમને એમ લાગ્યું છે કે બગીચામાં ફરવાથી મન પ્રફુલ્લ થાય છે, મગજ હલકું બને છે, મનમાં સ્ફૂર્તિ આવે છે, થાક ઉતરી જાય છે, આનંદ લાગે છે. શાથી? બગીચામાં એવું શું છે કે જેથી આપણને આવો જાતજાતનો સારો અનુભવ થાય છે? બગીચામાં સ્વચ્છતા છે, બગીચામાં વ્યવસ્થા છે, સુન્દરતા છે, લીલી વનસ્પતિ છે, રંગબેરંગી પુષ્પો છે, પાણી છાંટીને જમીનની ગરમી શાંત કરવાથી શીતલતા લાગી રહી છે, સુન્દર વેલની કુંજો અને વૃક્ષોની ઘટાઓ છે, બગીચામાં કચરો નથી, કાદવ નથી, સડકો સ્વચ્છ છે, પક્ષીઓ આનંદથી ઉડી રહ્યાં છે, ત્યાં કોલાહલ નથી; આવાં આવાં કારણોને લઇને આપણને બગીચો ગમે છે.

તમને એમ લાગે છે કે આપણા જીવનને આવો બગીચો કરી શકીએ? એની સાથે જે સંબન્ધમાં આવે તે સઉ આપણા જીવનને જોઇ રાજી થઇ જાય એવું તમને ગમે? બગીચામાં જેવું જેમ આપણને ગમે, તેમ બીજાઓને આપણી પાસે આવવું ગમે એવો આપણો જીવનબગીચો કરવો તમને ગમે ખરો? ભાઇઓ! ફળફુલનો બગીચો વનસ્પતિવાળો હોવા છતાં પણ જડ છે અને માનવજીવન તો ચૈતન્યમય છે. માનવજીવનમાં જે અદ્ભુતતા છે તેવી અદ્ભુતતા વનસ્પતિના બગીચામાં નથી. આપણી આંખ જેવી બગીચામાં કોઇ વસ્તુ છે? આપણી વાણી જેવી અદ્ભુત વસ્તુ બાગમાં કોઇને છે? આપણા મગજ જેવું, મન જેવું, બુદ્ધિ જેવું ઉત્તમ ત્યાં છે? નથી.

આથી આપણે જીવનબગીચો વનસ્પતિના બાગ કરતાં ઘણો જ ઉત્તમ અને મનોહર થઈ શકે-જો આપણે કરવા માગીએ તો. માળી જેમ ગમે ત્યાંથી લાવીને સારા છોડ,-સારાં બીજ વગેરે વાવે છે, તેને સંભાળીને ઉછેરે છે, તેમ આપણે પણ ગમે ત્યાંથી સારા સારા વિચાર લાવીએ સારું સારું વાંચીને આપણામાં તે ખીલવીએ, સારી ક્રિયાઓ કરીએ, સારી વાણી કરીએ, સારી બુદ્ધિ કરીએ, સારું મન કરીએ, આપણી દરેકે દરેક વસ્તુને સુધારીએ, તો આપણો જીવનબગીચો કેવો સુંદર બને ! જીવનને બગીચો કરવો કે ઉકરડો બનાવવો એ તમારા હાથમાં છે, શું બનાવશો ? જે બનાવવું હોય તે અત્યારથી જ શરુ કરો.

શ્રી ગુરુદેવ.

---

## સદ્‌બોધસુધાસ્રવણ

### ( ભાઈલાલભાઈની નોંધપોથીમાંથી )

જ્યારે કોઈ ક્રિયા સ્વભાવરૂપ થઈ રહે છે ત્યારે જે ફળ પ્રકટાવવું હોય તે પ્રકટાવી શકે છે અને જ્યારે શુદ્ધ વિચાર સ્વભાવરૂપ થઈ જાય છે ત્યારે ઉત્તમ ફળને ઉપજાવે છે. સરળ ક્રિયા પણ જો સ્વભાવરૂપ નથી થતી તો તે કઠિન જણાય છે. કઠિન વસ્તુ સ્વભાવરૂપે થાય છે ત્યાં સરળ જણાય છે.

સત્ય વસ્તુમાં સત્તા રહેલી છે, માટે સત્ય વસ્તુ એ સત્તા છે અને સત્તા એ જ સત્ય છે શુદ્ધ વિચારમાં સત્તા રહેલી છે, અશુદ્ધ વિચારમાં સત્તા રહેલી નથી. જ્યારે આપણા અંતઃકરણમાં શુદ્ધ વિચારનું બળ પ્રાપ્ત થાય ત્યારે જ આપણે જાણવું કે આપણે આપણા શુદ્ધ વિચારો યોગ્ય રીતે કરેલા છે.

શુદ્ધ વિચાર પોષક છે, અશુદ્ધ વિચાર શોષક છે. શાસ્ત્રો કહે છે કે મનુષ્યના બળનો અવધિ નથી અર્થાત્ મનુષ્યનું બળ અનંત છે પણ આપણે હાલ લેશ પણ બળ અનુભવતા નથી. આનું કારણ અન્ય કાંઈ જ નહિ પણ આપણે અશુદ્ધ વિચારનું સેવન કરીએ કરીએ છીએ, બીજું કારણ શુદ્ધ વિચાર સેવીએ છીએ પણ આપણે negative રીતે સેવીએ છીએ.

માયાનો વિચાર અશુદ્ધ છે કારણ કે તે સત્ય નથી. આત્માનું જ્ઞાન પ્રાપ્ત થતાં માયા વિલાઇ જાય છે. अहं ब्रह्मास्मि એ શુદ્ધ વિચારનું લક્ષણ છે

અશુદ્ધ વિચારને અંતઃકરણમાંથી કાઢવો એ અત્યંત સરળમાં સરળ કાર્ય છે, કારણ તેનામાં સત્તા નથી. શુદ્ધ વિચાર આપણો સ્વાભાવિક ગુણ છે. ગમે તેવી સ્થિતિમાં મનુષ્ય હો તોપણ શુદ્ધ વિચાર પ્રકટાવવો હોય તો પ્રકટાવી શકે, કારણ કે તે તેનો સ્વાભાવિક ગુણ છે. શુદ્ધ વિચારને હૃદયમાં રાખવો એ સરળમાં સરળ કાર્ય છે, કારણ કે તે મનુષ્યનો મૂળ સ્વભાવ છે. જો હૃદયમાં શુદ્ધ વિચારો પ્રકટયા હોય તો તે ગમે તે સમયે ગમે તેવા વ્યાપારમાં યોજી શકાય તેમ છે. આનંદમય કોશમાં અશુદ્ધ વિચાર ખોળ્યો પણ જડતો નથી, માટે જ્યારે આપણ

વૃત્તિઓ બહાર અશુદ્ધ વિચારોમાં ભ્રમણ કરે છે તેને આનંદમય કોશમાં જ્યારે લઈ જઈએ છીએ ત્યારે તે શુદ્ધ વિચારોમાં ભળે છે.

શુદ્ધ વિચાર સેવીએ છીએ ત્યારે આપણને આત્મામાંથી પોષણ મળે છે. ગમે તે સ્થળે ગમે તે સમયે કરેલો શુદ્ધ વિચાર આપણને ફળ આપે છે. શુદ્ધ વિચાર સેવવાનું કારણ એ જ છે કે તેનાથી આપણને જે વસ્તુની અપેક્ષા છે તે પ્રાપ્ત થાય છે. સર્વદા શુદ્ધ વિચાર સેવનાર મનુષ્યને મૃત્યુનો ભય નથી, કારણ કે ભયના અણુઓ તેવા શરીરમાં પ્રવેશતા નથી.

દુઃખ દૂર કરવા ઇચ્છનાર મનુષ્ય જ્યારે શુદ્ધ વિચારોપ્રતિ વળે છે ત્યારે બળ-પ્રાપ્તિ થાય છે.

શુદ્ધ સજાતીય વિચાર બે પ્રકારથી પ્રકટાવી શકાય છે. એક આપણે આપણી મેળે પ્રકટાવી શકીએ છીએ અને અન્ય મનુષ્યદ્વારા આપણે આપણામાં પ્રકટાવીએ છીએ

જે સમયે જે ક્રિયાઓ આપણે કરતા હોઈએ તેના સજાતીય વિચારો કરવા.

---

# શ્રી યોગસાર.

( અનુસંધાન ગતાંક ૧૩–૧૪ ના પૃષ્ઠ ૧૦૩ થી. )

જ્ઞાન એ અપવર્ગનો હેતુ છે અને અજ્ઞાન તે બંધનો હેતુ છે. એ બંધ તે ત્રણ પ્રકારનો છે. ( ૧ ) પ્રાકૃતિક, ( ૨ ) વૈકૃતિક અને ( ૩ ) દાક્ષિણિક. જેઓ અજ્ઞાન એટલે અવિદ્યાને લીધે પ્રકૃતિને આત્મારૂપે જાણી ઉપાસના કરે છે તેમને પ્રકૃતિલયપણું પ્રાપ્ત થાય છે. એ પ્રકૃતિલયની સ્થિતિ તે પ્રાકૃતિક બંધ છે. જેઓ પાંચ ભૂત, ઇન્દ્રિય અને અહંકાર એ પ્રકૃતિના વિકારોને અવિદ્યાવશાત્ આત્મારૂપે માની ઉપાસના કરે છે તેઓ વિદેહભાવને પામે છે. એ સ્થિતિ તે વૈકૃતિક બંધ છે. જેઓ આત્મતત્ત્વના જ્ઞાનને નહિ પામી ઇષ્ટ અને પૂર્ત કર્મો કરે છે તેઓ કામનાવડે હણાયેલા ચિત્તવાળા છે અને તેઓ દેવલોક, પિતૃલોક આદિમાં ગતિને પામે છે. એ દેવત્વ, પિતૃત્વાદિ સ્થિતિરૂપ બંધ તે દાક્ષિણિક બંધ છે. આ પ્રમાણે આ ત્રિવિધ બંધના હેતુરૂપ અજ્ઞાન અથવા અવિદ્યા છે. વિરાગમાત્ર જો પુરુષતત્ત્વના જ્ઞાનથી રહિત હોય છે તો પ્રકૃતિલયપણા-આદિ સ્થિતિને પ્રાપ્ત કરાવે છે એટલે કે પ્રકૃતિલય તથા વિદેહની સ્થિતિને પમાડે છે અને અવિરાગ એટલે રાગ તે તો સંસરણને-સંસારને જ કાયમ કરનાર છે. ઐશ્વર્યને લીધે સર્વત્ર ઇચ્છાનો અપ્રતિબંધ સધાય છે. જે ઇચ્છા થાય તે પ્રમાણે કાર્ય સાધી શકાય છે અને અનૈશ્વર્ય તે એથી વિપરીત ફળને આપે છે એટલે કે સર્વત્ર ઇચ્છાનો વિઘાત કરાવે છે. આ આઠ ભાવ તે પ્રત્યય સર્ગ કહેવાય છે. પ્રત્યય એટલે બુદ્ધિ અને આ આઠે બુદ્ધિના ધર્મો હોવાથી એને પ્રત્યય-સર્ગ અથવા બુદ્ધિસર્ગ કહેવામાં આવે છે. આને પ્રકારાન્તરે પ્રતિપાદન કરતાં શાસ્ત્રકારો ચાર પ્રકારનો પ્રત્યયસર્ગ વર્ણ્યો છે. તે ચાર તે વિપર્યય, અશક્તિ, તુષ્ટિ અને સિદ્ધિ છે. ત્યાં વિપર્યય એટલે અજ્ઞાન અથવા અવિદ્યા છે, કે જેનું પ્રતિપાદન હાલ ચાલે જ છે. એ પણ બુદ્ધિનો જ ધર્મ

છે. અશક્તિ એટલે કરણની વિકલતાથી થયેલું અસામર્થ્ય. તુષ્ટિ અને સિદ્ધિનાં સ્વરૂપ અનુપદ કહેવામાં આવશે. એમાં વિપર્યય પાંચ પ્રકારનો છે, અશક્તિ ૨૮ પ્રકારના છે, તુષ્ટિ નવ પ્રકારની અને સિદ્ધિ આઠ પ્રકારની છે.બધું મળી ૫૦ ભેદ થયા. ત્યાં વિપર્યયના જે પાંચ પ્રકાર તેનું આગળ વર્ણન કરાશે. અઠ્ઠાવીશ પ્રકારની અશક્તિ તે એકાદશ ઇન્દ્રિયના વધ અને બુદ્ધિના સપ્તદશ વધ છે. ઇન્દ્રિયો અગીઆર છે, તેનું સામર્થ્ય જતું રહે અને તેમાં અસામર્થ્ય થાય તે પણ અગીઆર પ્રકારનું છે. बाधिर्यं कुष्ठितान्धत्वं जडता जिघ्रता तथा । मूकता कौण्यपंगुत्वं क्लैब्योदावर्तमन्दता : ॥ એ શાસ્ત્ર વચન. શ્રોત્રનો વધ તે બધીરતા છે, ત્વગ્ બહેર મારી જવારૂપ કુષ્ઠિતા તે ત્વગ્નો વધ છે, અંધતા એ ચક્ષુનો, જડતા એ રસનાનો અને વાસનું ભાન જતું રહેવું એ ઘ્રાણનો વધ છે. મૂગા થઇ જવું એ વાણીનો, ઠુંઠા ( કુંણિ ) થઇ જવું એ હસ્તનો, પાંગળા થઇ જવું એ પાદનો, કલીબ થવું એ ઉપસ્થનો, ઉદાવર્ત થવો એ પાયુનો અને મંદતા એ મનનો વધ છે. આ અગીઆર ઇન્દ્રિયના અગીઆર અસામર્થ્ય તે અગીઆર અશક્તિ થઇ. એને લીધે બુદ્ધિનો એ એ પ્રકારે વ્યાપાર અટકે છે પણ એ ઉપરાંત જે નવધા તુષ્ટિ અષ્ટધા સિદ્ધિ છે તેનો વિપર્યય થવો એ સત્તર પ્રકારનો બુદ્ધિનો વધ છે, બુદ્ધિના વ્યાપારમાં ખામી છે અને તે મળી અશક્તિ ૨૮ પ્રકારની છે. નવ પ્રકારની તુષ્ટિમાં ચાર તુષ્ટિ આધ્યાત્મિક છે અને પાંચ તુષ્ટિ બાહ્ય છે. પ્રકૃતિથી અતિરિક્ત પુરુષઆત્મા છે એ પ્રકારનું જેને જ્ઞાન થયું છે તે માણસે વાસ્તવ કૃતકૃત્યતા એ બેના ભેદના સાક્ષાત્કારથી જ માનવી જોઇએ. પણ તેમ નહિ કરતાં જે મિથ્યા કૃતકૃત્યતા માનવારૂપ ખોટો સંતોષ અસદ્ ઉપદેશથી તેને થાય છે તે ચાર :પ્રકારનો છે અને તે ચાર પ્રકારની આધ્યાત્મિક તુષ્ટિ કહેવાય છે. કોઇને એવો ઉપદેશ મળે કે પ્રકૃતિ અને પુરુષના ભેદનો સાક્ષાત્કાર–વિવેકખ્યાતિ–એ પ્રકૃતિનું જ કાર્ય છે અને તે તો પ્રકૃતિ પોતાની મેળે જ કરાવે છે તેથી એને માટે ધ્યાનનો અભ્યાસ આદિ કરવા જરૂર નથી. આ પ્રકારના ઉપદેશથી શિષ્યને જે મિથ્યા સંતોષ ઉપજે છે કે જેને લીધે તે ધ્યાનાદિ સાધનોનો અભ્યાસ કરતો અટકે છે તે પ્રથમ પ્રકારની આધ્યાત્મિક તુષ્ટિ છે અને એનું નામ પ્રકૃતિતુષ્ટિ ( પ્રકૃતિમાં વિશ્વાસરૂપ સંતોષ ) આપવામાં આવે છે. કોઇને એવો ઉપદેશ મળે કે વિવેકખ્યાતિ–વિવેકસાક્ષાત્કાર–યદ્યપિ પ્રકૃતિના કાર્યરૂપ છે પણ તે પ્રકૃતિમાત્રથી થતો નથી કેમકે તેમ હોય તો સર્વને થવો જોઇએ પણ એ તો પ્રવ્રજ્યારૂપ સંન્યાસથી થાય છે માટે તું સંન્યાસને ગ્રહણ કર, અને એ ઉપદેશથી એ શિષ્ય સંન્યાસનું ગ્રહણ માત્ર કરી કૃતકૃત્યતાને પામે અને ધ્યાનાદિમાં પ્રવૃત્ત નહિ થાય તો સંન્યાસગ્રહણમાત્રથી એને થતી તુષ્ટિ તે ઉપાદાન નામની બીજા પ્રકારની આધ્યાત્મિક તુષ્ટિ છે. પ્રથમની તુષ્ટિને અંભસ્ નામ અપાય છે અને તેની અપેક્ષાએ આ દ્વિતીયને સલિલ નામ અપાય છે. કોઇને ઉપદેશ મળે કે પ્રવ્રજ્યા પણ કંઇ તરત નિર્વાણને–મોક્ષને–આપનાર નથી પણ કાલાન્તરે આપનાર છે માટે પ્રવ્રજ્યા ગ્રહણ કરવું અથવા માનસ કર્મત્યાગ કરવો એ ઠીક છે પણ એથી કંઇ તરત લાભ નથી, અને આ ઉપદેશ શ્રવણ કરી તે શિષ્ય પ્રકૃતિપુરુષના સાક્ષાત્કાર માટે પ્રવ્રજ્યા ગ્રહણ નહિ કરે અને કર્મોનો માનસત્યાગ પણ નહિ કરે પણ પોતાને પ્રાપ્ત અપૂર્ણ

સ્થિતિમાં જ સંતોષમાની પડી રહે તો એ કાલનામની તૃતીય આધ્યાત્મિક તુષ્ટિ છે અને એને ઓઘ નામ પણ અપાય છે. કોઈને એવો ઉપદેશ મળે કે મદાલસાનાં અપત્યને અત્યંત બાલક છતાં વિવેકસાક્ષાત્કાર થયો છે અને મોક્ષની પ્રાપ્તિ થઈ છે તેથી બધાં સાધનો છે તે ઠીક છે પણ વિવેકસાક્ષાત્કાર તો ભાગ્યથી થાય છે, ભાગ્ય હોય તો થાય છે. અને આ ઉપદેશને અનુસરી તે સાધક પ્રયત્ન સેવવાનો ઉત્સાહ છોડી દઈ મિથ્યા સંતોષ માને તો તે ભાગ્યનામની ચતુર્થ આધ્યાત્મિક તુષ્ટિ છે અને એને શાસ્ત્રકારો વૃષ્ટિનામ પણ આપે છે. આ ચાર પ્રકારની આધ્યાત્મિક તુષ્ટિ છે. શબ્દાદિ વિષયો એ બાહ્ય પદાર્થ છે. એ પાંચ બાહ્ય પદાર્થથી થતા ઉપરમ તે પાંચ બાહ્ય તુષ્ટિ છે. પ્રકૃતિ, બુદ્ધિ, અહંકાર, ઇન્દ્રિયો અને સૂક્ષ્મભૂતો એ પાંચમાં આત્મબુદ્ધિ કરી ઉપાસના કરનાર અને તેથી મિથ્યા કૃતકૃત્યતા માનનારને આ પ્રકારની તુષ્ટિ હોય છે, અને તેથી તેઓ તૌષ્ટિક કહેવાય છે. આથી પ્રકૃતિલય વિદેહાદિ સર્વ આ બાહ્ય તુષ્ટિવાળા છે અને તેથી તૌષ્ટિક શબ્દાદિ વિષયો પાંચ હોવાથી એના પ્રતિ થતો ઉપરમ એટલે વિરાગ પણ શબ્દવિરાગાદિ પાંચ ભેદવાળો છે તેથી એ વિરાગમાત્રથી જ સંતોષ માનવો એ આ પાંચ પ્રકારની બાહ્ય તુષ્ટિ છે. જેનાથી ઉપરામ પમાય તે ઉપરમ એ અર્થ ઉપરમનો લેતાં ઉપરમનો અર્થ દોષદર્શન થાય છે કેમકે દોષદર્શનને લીધે તેના પ્રતિ ઉપેક્ષાબુદ્ધિ અથવા ત્યાગબુદ્ધિ થાય છે. ત્યાં એ દોષદર્શનરૂપ ઉપરમ પાંચ પ્રકારથી થાય છે. વિષયોમાં અર્જન, રક્ષણ, ક્ષય, ભોગ અને હિંસા એ પાંચ દોષ રહેલા છે, અર્થાત્ એ પાંચને લીધે વિષયો દુઃખ આપનાર છે. તેથી તેમાં એ દોષદર્શનરૂપ ઉપરમ થાય છે અને તટલાથી જ સંતોષ માનવો એ પાંચ પ્રકારની બાહ્ય તુષ્ટિ છે. ત્યાં સેવા આદિ ધનાદિ વિષયોને અર્જન કરવાના ઉપાય છે અને એ મહેનત અને દુઃખ આપનાર છે. તેથી એ દોષદર્શન કરવાથી ધનાદિ વિષયોપ્રતિ થતી જે ઉપરમ બુધ્ધિ તેનાથી સંતોષ માનવો એનું નામ પારનામની પ્રથમ બાહ્ય તુષ્ટિ છે. અર્જન કરેલા ધનાદિ પદાર્થોને રાજા, ચોર, અગ્નિ, જલાદિથી રક્ષણ કરવાનું દુઃખ રહે છે. તેથી એ દોષદર્શનનું ચિંતન કરનારને એ વિષયોપરમ થાય છે અને તેમાં સંતોષ માનવો એ સુપાર નામની દ્વિતીય બાહ્ય તુષ્ટિ છે. મહાપ્રયત્ને મેળવેલા ધનાદિ પદાર્થોનો રખેને ક્ષય થશે એ પ્રકારે ભય થાય છે અને તેથી દુઃખ થાય છે એ દોષની સતત ભાવના કરનારને જે ઉપરમ થાય છે તે ઉપરમથી થતી તુષ્ટિ તે પારાપાર નામની તૃતીય બાહ્ય તુષ્ટિ છે. શબ્દાદિ વિષયોનો ભોગ વારંવાર કરવાથી न जातु कामः कामानामुपभोगेन शाम्यति ઇત્યાદિ શ્રીમનુવચનપ્રમાણે કામ્ય વિષયોના ભોગથી તેમના પ્રતિની કામના શમતી નથી પણ સૌભરિમુનિની માફક ભોગથી ઉલટી કામના વિરૂદ્ધ થાય છે અને એ કામનાઓ વિષયીઓને નિરંતર સંતૃપ્ત રાખે છે. આ દોષની નિરંતર ભાવના કરનારને જે ઉપરમબુદ્ધિ થાય છે તેમાં થતી તુષ્ટિ તે અનુત્તમામ્ભસ્ નામની ચતુર્થ બાહ્ય તુષ્ટિ છે. આ જ પ્રમાણે વિષયભોગમાત્રમાં ઇતર પ્રાણીઓને હિંસા કરવાનો યોગ આવે છે. તેથી એ દોષની ભાવના કરનારને થતા ઉપરમમાં જે તુષ્ટિ થાય તે ઉત્તમામ્ભસ્ નામની પાંચમી બાહ્ય તુષ્ટિ છે. આ પાંચ મિથ્યા સંતોષ તે ઉપરના ચાર આધ્યાત્મિક સંતોષસાથે મળી નવ તુષ્ટિ કહેવાય છે. મોક્ષના

પ્રાણનો નિરોધ કરવાની યોગ્યતા પ્રાપ્ત થતાં અને શિખરે સ્થિતિ થયેથી પરમાત્માની પ્રાપ્તિ થાય.

હરિશ્ચંદ્રે સત્યમાટે કેટલું સહન કર્યું ! પરિણામ ઈશ્વરપ્રાપ્તિ.

ધર્મ, કરણ વગેરે પ્રાતઃસ્મરણીય શાથી ? ધર્મથી. પાંડવનો વિજય શાથી ? ધર્મથી. અહલ્યા, તારા, દ્રૌપદિ, સીતા, અને મંદોદરી પાંચના સ્મરણથી પાતક કેમ જાય ? તેમણે સ્વધર્મના પાલનથી પ્રાપ્ત કરેલાં સતીત્વના ગૌરવથી-પ્રતાપથી. ધર્મપાલનથી હસ્ત વરદાયક થઈ, નેત્ર અમૃત અને શાંતિ પ્રસારી શકે, રસના અમોઘ વાણી વદે અને વર કે શાપ આપી શકે. ધર્મપાલનથી જડમાં ચેતન આવે, ધારે તો પૃથ્વીને ડોલાવે કે ઈશ્વરને પણ બોલાવે. ધર્મ એ જ મંત્ર, ધર્મ એ જ તપ, અને ધર્મ એ સાક્ષાત્ ઈશ્વરનું અંગ.

બંધુઓ ! નેત્ર, વાણી, હસ્ત, વગેરે કરણોથી નિદિન પ્રવૃત્તિ કરતાં સાવધાન. કારણ કે સંયમાદિનું ફલ તેવિના પ્રકટે નહિ. એ સાવધાનતાથી થતી શુદ્ધ પ્રવૃત્તિ કૃપાળુ આપશ્રી કહે છે તેમ વિષયમાં વિરાગને લાવશે. વિરાગ થતાં વૃત્તિઓ સરળતાથી અંતર્મુખ થશે અને અંતર્મુખતાથી અખંડ સુખ. सा काष्ठा सा परा गतिः

પરમકૃપાળુ ઉપેન્દ્રભગવાનના વરદ કર આપણા શીર્ષે સ્થપાયા છે, તેઓશ્રીનાં દિવ્ય નેત્રથી વહેતા કૃપાપ્રવાહથી પાવન થયા છીએ. શ્રી ગુરુદેવના અનુગ્રહથી શુદ્ધ પ્રવૃત્તિધર્મ હો! નિવૃત્તિધર્મનું અંતિમ ફલ સ્વરૂપાનુભવનો લાભ પ્રાપ્ત કરીએ એ જ પ્રાર્થના.

---

: : સાપ્તાહિક : :

Reg. No.B. 3171

# શ્રેયસ્સાધક

એટલે
માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ:
" જીવન ઘડો. "

વર્ષ: ૫ અંક: ૧૮
સંવત ૧૯૯૫, માર્ગશીર્ષ સુદ ૧૧
શનિવાર
તા. ૩: ૧૨: ૧૯૩૮.

પત્રવ્યવહાર:
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં: રૂ. ૪-૦-૦
હિન્દબહાર: દશ શિલિંગ.

શ્રી ચારિત્ર્યમન્દિર:
વિદ્યાર્થીને સગવડ પૂરવા-યોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા.
મદદ કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્ય માટે મથતી સંસ્થા.

સ્થળ: વડોદરા.
આ પત્ર શ્રીલક્ષ્મી ... પ્રિં. પ્રેસ, રાવપુરા, ... ... વડોદરામાં ... પરીખે, શ્રી શ્રેયસ્સાધક વર્ગ તરફથી
પ્રકાશક:
... ત્રિવેદી
માટે છાપ્યું અને પ્રકાશ્યું
શ્રી ... ,
વડોદરા, ... પ્રસિદ્ધ
કર્યું. તા. ૩: ૧૨: ૧૯૩૮

॥ ॐ श्रीँ ॥

## नित्यसन्देश.

રવિવાર. તા. ૨૬: ૭: '૩૧.

આપણે રોજ સેવાકૃત્ય કરીએ છીએ તે શા માટે? આશ્રમમાંથી મેલ જતો રહે-કચરો નીકળી જઇ સ્વચ્છતા આવે. સ્વચ્છતા વાતાવરણને શુદ્ધ કરે છે. સ્વચ્છતા દરેક વસ્તુમાં રહેલી સુન્દરતાને પ્રકાશમાં આણે છે. આપણાં સંધ્યાનાં વાસણ સ્વચ્છ કરવાથી કેવાં સુંદર દેખાય છે!

પણ આપણે શું આશ્રમના ખૂણા અને ઓરડીઓમાં જ સેવાકૃત્ય કરીશું? આશ્રમમાં શું મકાન અને બાગ જ છે? એ ઉપરાંત બીજું કાંઇ સાફ કરવાનું જ નથી? છે. વધારે કાળજીથી સાફ કરવાનું છે, અને સ્વચ્છ કર્યે આપણને તે વધારે સુંદર બનાવે તેમ છે. આ વસ્તુ તે આપણું શરીર અને તેનાથી પણ ચઢીયાતું તે આપણું મન. આ વખતે બીજી વાત ન કરતાં એક જ વાત કરીશ. શરીર અને મન બન્નેનો જેમાં સંબન્ધ છે એવી આપણી પાસે એક વસ્તુ છે, તે માટે જણાવીશ. એ વસ્તુ તે આપણી વાણી. મ્હોંના અવયવની ખોટી ટેવ પાડવાથી આપણે ખોટી ભૂલભરેલી વાણી બોલીએ છીએ. જે મ્હોંમાંથી 'ત્યાં' બોલવું જોઇએ તે મ્હોંમાંથી આપણે 'ત્યોં' બોલીએ છીએ. કાગને આપણું મ્હોં 'કાર' બોલે છે. કોઇ બોલાવે તો તેને 'જી' કહેવાને બદલે આપણું મ્હોં 'હો' એમ કહે છે. આવી ઉચ્ચારની વાણીમાં અનેક ભૂલો કરીએ છીએ. આ આપણા મ્હોંનો કચરો છે. એ કચરો કાઢવાનું સેવાકૃત્ય જો આપણે ન કરીએ તો સ્વચ્છ આશ્રમની વચ્ચે અપવિત્ર કેવા દેખાઇએ! સોનાની થાળીમાં લોઢાની મેખ જેવા. આવું આપણને શોભશે? આપણું આશ્રમનું કરેલું સેવાકૃત્ય પણ ન

શોભે–જો આપણે વાણીને ન સ્વચ્છ કરીએ. પણ માત્ર શબ્દના શુદ્ધ ઉચ્ચાર કરવાથી જ વાણી શુદ્ધ નથી કહેવાતી. કદી ખરાબ શબ્દ ન બોલીએ, ગાળ ન દઇએ, હલકા મશ્કરીનાં શબ્દ ન બોલીએ, કડવા શબ્દ ન સંભળાવીએ, ચાડી ન ખાઇએ; આવી સ્વચ્છતા જાળવીએ તે વાણી વધારે શુદ્ધ કહેવાય. એવા મુખમાં સરસ્વતીનો નિવાસ થાય. આપણા મુખમાં સરસ્વતીદેવી આવી વસે એવી વાણીની શુદ્ધિ કરીએ તો આપણે ખરા વિદ્યાર્થી. ખરા વિદ્યાર્થી થઇએ; ખરાબ વિદ્યાર્થી નહિ.

श्री गुरुदेव.

---

# श्री पुरुपार्थसिद्धि.

( અનુસંધાન ગતાંક ૧૨ ના પૃષ્ઠ ૯૫ થી. ).

જો દિવ્યદ્વારા સમજી જાય છે તે તો ગમે તે સ્થિતિમાં સ્થિર રહે છે. સામાન્ય જનો અણીના સમયે ભૂલ ખાઇ જાય છે. શુભને દૂર ધકેલે છે. મારે પણ હજી ભાવિમાં એવો સમય આવે ત્યારે સાવધાન રહેવાનું છે. આમ વિચાર કરતાં એક વટવૃક્ષની છાયામાં વિશ્રાંતિ લેવા એક મોટી શિલાપર બેઠો. થોડી ક્ષણ આમતેમ જોઇને વીરેન્દ્રને વિચાર આવ્યો કે આ શિલાને ઉપાડી જોઉં. મેં કેટલીકવાર સાંભળ્યું છે કે આવી શિલાઓ કોઇ ગુપ્ત કંદરાના મુખપર મૂકવામાં આવી હોય છે. મધ્યાહ્નનો સમય છે તેથી હાલ તો અહીં અલ્પકાળ ટકીશ, તો તેટલા સમયમાં હું આ પ્રયત્ન કરી જોઉં. કદાચ ગુફામાં સાધુપુરુષ રહેતા હોય તો તેમનાં દર્શનનો સુયોગ પ્રાપ્ત થશે. તેમનો સમાગમ કરી કૃતાર્થ થઇશ. કદાચ મારા નિશ્ચયમાં એમની સહાય મળે । આ પ્રકારના વિચારને વશ થતાં વીરેન્દ્રે શિલા ઉપાડવાનો પ્રયત્ન કર્યો. પણ એકલે હાથે ભારી શિલા ઉપડી નહિ. એવામાં થોડે દૂરથી તેણે એક વ્યાઘ્રને આવતો જોતાં તત્કાલ એ એક ઉંચા વૃક્ષપર ચઢી ગયો. વ્યાઘ્ર ત્યાં આવી પહોંચ્યો. પોતાનો શિકાર છટકી ગયેલો જાણી ઘણો ક્રોધે ભરાયો. ક્ષુધાથી વ્યાકુલ થયેલા નિશાચરે એ સ્થલે આસપાસ જોતાં છટકી ગયેલા શિકારને શોધવાના વિચારમાં શિલાને ગબડાવી નાખી. શિકાર ન મળવાથી અંતે થાકીને ત્યાંથી ચાલ્યો ગયો.

આ સર્વ વીરેન્દ્ર છૂપાઇને જોઇ રહ્યો હતો. થોડો સમય જવા દઇ પછી વૃક્ષપરથી નીચે ઉતર્યો. પાસે જઇને જોયું તો ત્યાં એક નાના પાટીયાજેવું જણાયું. તે પાટીયું ખસેડયું તો અંદર ગુફા હોય એમ જણાયું. તેમાં ઉતરવાનાં પગથિયાં જણાતાં, ધીમે ધીમે તેમાં ઉતરવા માંડયું. પચાંરેક પગથિયાં ઉતર્યા પછી એક મોટી ભીંત હોય એમ જણાયું. ઘણી વાર હાથ ફેરવીને તપાસ્યું પણ માર્ગ જોવામાં આવ્યો નહિ. કંઇ દરવાજાજેવું લાગતું હતું પણ તે બંધ હોય એવું દેખાતું હતું. કંઇક નિરાશ થઇને પગથિયાંપર બેઠો. વળી વિચાર આવ્યો કે પ્રયત્ન તો ફરી જોઉં. પુનઃ ઉઠયો. હાથ ફેરવતાં ભીંતના ખૂણાપર એક કળ હતી, એ એણે દબાવી. દબાતાં

જ દ્વાર ઉઘડી ગયાં. ઇષ્ટસ્મરણ કરતાં વીરેન્દ્રે ભીતર ચાલવા માંડયું. ગુફા કેટલી લાંબી હશે તેનું અનુમાન થાય એમ નહોતું. થોડું ચાલે વળી વિશ્રાંતિ લે. એમ કરતાં આખી રાત્રિ ચાલ્યો પણ ચાલવાનો માર્ગ ખૂટતો નહોતો. ચાલતાં ચાલતાં પ્રાતઃકાલ થયો. પ્રકાશમાં જોતાં જણાયું કે ગુફા ઘણી સુંદર હતી. જોતો જોતો ચાલે છે એવામાં એક બીજે દરવાજે આવ્યો. તેના ઉપર એક નાગ બેઠેલો હતો. દરવાજાપર લખેલું હતું કે ' જેના પ્રારબ્ધમાં વિજયદંડ હશે તે જ પુરુષ નિર્વિઘ્ને અહીં આવી શકશે. આ નાગ ખસી જઇને તેને માર્ગ આપશે. ' દ્વાર બંધ હતાં શી રીતે ઉઘાડવાં એનો વિચાર કરતો હતો, પણ એટલામાં પેલો નાગ ત્યાંથી અદશ્ય થઇ ગયો, અને એ જ્યાં બેઠો હતો ત્યાં એક કુંચી પડેલી જણાઇ.

વીરેન્દ્રે આનંદ પામતાં તે કુંચી લેઇને દ્વાર ઉઘાડયાં. અંદર શ્વેત પ્રકાશ થઇ રહ્યો હતો. પ્રકાશ કયાંથી આવે છે તે સમજાયું નહિ. પણ એટલામાં આ પ્રવાસીની દષ્ટિ એક ખૂણાપ્રતિ ગઇ તો ત્યાં એક પુરુષ તપશ્ચર્યા કરતા જણાયા. તેમનાં નેત્ર બંધ હતાં તેથી સમાધિમાં બેઠા હશે એમ ધારીને વીરેન્દ્ર બહારના ભાગમાં બેઠો. હવે તો જ્યારે આ મહાપુરુષ ધ્યાનથી જાગ્રત થશે ત્યારે દર્શન કરીને જઇશ; દર્શન નહિ થાય ત્યાંસુધી નિરાહાર રહીશ. આમ વિચારતો બેસે છે. પ્રસંગવશાત્ ઉઠતો, ગુફામાં થોડી ખુલ્લી જગા હતી ત્યાં જઇ આવતો, પાછો ત્યાં આવીને બેસતો. માત્ર જલ પીતો હતો. આ રીતે એક દિવસ, બે દિવસ કરતાં સાત દિવસ થયા. સાતમે દિવસે પ્રાતઃકાલે આ મહાપુરુષ ઉત્થાનદશાને પામ્યા. નેત્ર ઉઘાડયાં. વીરેન્દ્રે તત્કાલ ભક્તિભાવથી દંડવત્ પ્રણામ કર્યા અને હસ્ત જોડીને સન્મુખ ઉભો રહ્યો.

મહાપુરુષે પૂછ્યું, હે પ્રવાસિન્ ! તું અહીં કેટલા દિવસથી આવ્યો છું ? આ ભયાનક અરણ્યમાં અને આ ગુપ્ત ગુફામાં શી રીતે આવ્યો ? કઇ ઇચ્છાની સિદ્ધિઅર્થે આ પ્રવાસનું કષ્ટ સહન કરે છે ?

વીરેન્દ્રે કહ્યું, સર્વજ્ઞ મહાત્મન્ ! આપ મારા અંતરની ઇચ્છા જાણો છો, તે છતાં બોલવાની આજ્ઞા કરો છો તો કહું છું કે વિજયદંડ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી હું પ્રવાસ કરું છું. મને કોઇએ સ્વપ્નમાં એ પ્રાપ્ત કરવાની સૂચના કરી હતી. આ સ્થલે સાત દિવસથી આવ્યો છું. એમ કહીને શી રીતે આવ્યો ને સ્વલ્પમાં જણાવ્યું.

મહાપુરુષે કહ્યું, હે ભાગ્યવાન્ ! સ્વપ્નમાં તને કોઇ કારણવશાત્ જ આ સૂચના અપાઇ હતી. તારા પૂર્વજન્મમાં તું દેવમંડળમાંનો એક હતો. પણ તેમાં એક સમયે તેં કંઇક ભૂલ કરી હતી તેથી તને શાપ આપવામાં આવ્યો હતો. તેં ઘણી પ્રાર્થના કરી ત્યારે કહેવામાં આવ્યું હતું કે હવે તારો જન્મ થશે તે સમયે તું વિજયદંડ મેળવશે અને ત્યારે તું અહીંથી પણ ઉચ્ચ પદને પામવાનો અધિકારી થઇશ. આ શ્રવણ કરી તેં કહ્યું હતું, કે મને આ કર્તવ્યની શી રીતે ખબર પડશે ? ત્યારે દેવોએ કહ્યું હતું કે સમયસર તને સૂચના થશે, પ્રયત્ન તારે કરવો પડશે. એ પ્રમાણે તને સૂચવવામાં આવ્યું હતું. પણ ભઇ ! એ કામ ઘણું વિકટ છે. આજસુધી તેં પ્રવાસ કર્યો પણ

આ પ્રાપ્ત કરવાની કઠિનતાનો તો હવે જ આરંભ થશે, એમ નિશ્ચય જાણજે. વળી તે મેળવતાં પૂર્વે કોઈ સિદ્ધોનું ત્રિશૂલ જોઈએ છે.

વીરેન્દ્રે કહ્યું, સર્વાન્તર્યામી ! આપ તો જાણો છો છતાં અજાણ્યા થઈને વદો છો તો કહું છું કે એક દિવ્યસરખા પુરુષે પ્રસન્ન થઈને આ ત્રિશૂલ મને આપ્યું છે. બીજું કંઈ સૂસવ્યું નથી, એમ કહીને ત્રિશૂલ બતાવ્યું. એ જોતાં મહાપુરુષે કહ્યું કે અહો ! તારું પ્રારબ્ધ સબળ જણાય છે. હવે હું તને કહું તે વાત શ્રવણ કર.

તું અદ્યાપિ પૂર્વ દિશામાં ચાલે છે પણ હવે ઉત્તર દિશામાં પ્રયાણ કરજે. અરે ! પણ તને પ્રદ્યોતનદેવે કોઈ અંજનની દાબડી આપી છે ? વીરેન્દ્રે કહ્યું: હા પ્રભુ, મને આપી છે. આપને તે જણાવવું રહી ગયું. ક્ષમા કરજો.

મહાપુરુષે કહ્યું, તારો આમાં કંઈ દોષ થયો નથી. મોટા પુરુષો જે પૂછે તેનો જ ઉત્તર આપવો એ પણ નીતિ છે. એ વસ્તુ પણ તને ઉપયોગમાં લાગશે. સંકેતાનુસાર જ એ તને પ્રાપ્ત થઈ છે. ભાઈ ! અધિકારીને આવા પદાર્થો પ્રાપ્ત થાય છે તેનો સમયસર યથા ઉપયોગ કરવો એ તમારા જેવા પુરુષાર્થીનું કામ છે. અમૂલ્ય વસ્તુ પ્રાપ્ત થાય છે, છતાં તેને વાપરતાં આવડતી નથી તો તે યથાર્થ ફલને આપતી નથી. એવિષે એક દૃષ્ટાંત તને કહું છું તે શ્રવણ કર.

એક મહાત્માએ એક મનુષ્યની સેવાથી પ્રસન્ન થઈ તેની દરિદ્રતા જોઈ સ્પર્શમણિ આપ્યો, અને કહ્યું કે આ મણિને તારા ગૃહના લોહના પદાર્થોને સ્પર્શ કરાવીશ તો તે સુવર્ણના થઈ જશે. આઠમે દિવસે હું પાછો આવીશ ત્યારે આ મણિ પાછો લઈશ. એમ કહી તે પુરુષ ચાલ્યા ગયા.

પેલા મનુષ્યે વિચાર કર્યો કે મારી પાસે લોહની વસ્તુઓ થોડી છે. એટલું જ સુવર્ણ થાય એના કરતાં હું પરદેશથી વધારે લોહનો માલ મંગાવું અને તેને સુવર્ણ કરું. આમ વિચાર કરી સત્વર માલ આવે તેવી વ્યવસ્થા કરી. એમ કરતાં આઠ દિવસ થયા. માલ ન આવ્યો, પણ પેલા પુરુષ આવી પહોંચ્યા અને સ્પર્શમણિ પાછો માગ્યો. પેલા મનુષ્યે કહ્યું કે મહારાજ ! મેં માલ મંગાવ્યો છે એ કાલે તો જરૂર આવી પહોંચશે, માટે આજનો દિવસ મારી પાસે મણિ રહેવા દો. મહાત્માએ કહ્યું, એ નહિ ચાલે. આઠ દિવસ તારી પાસે મણિ રહ્યો, છતાં તેં લોભને વશ થઈ સમય ગુમાવ્યો. તારું પ્રારબ્ધ, એમ વદી મણિ લઈ ચાલ્યા ગયા. આવી રીતે વિકારોને વશ થઈને સદ્વસ્તુને મનુષ્યો ગુમાવે છે, તેથી તને સાવધાન રહેવા હું સૂચવું છું. હવે અહીંથી તું ઉત્તર દિશામાં ચાલ્યો જજે. પરમાત્મા તારો વિજય કરો.

વીરેન્દ્રે કહ્યું, ભગવન્ ! એક મારી ઇચ્છા છે, આજ્ઞા હોય તો નિવેદન કરું.

મહાપુરુષે કહ્યું: કહે, શી ઇચ્છા છે ?

વીરેન્દ્રે કહ્યું, મહાત્મન્ ! ઈશ્વર તથા આપજેવા સત્પુરુષોના અનુગ્રહથી મારામાં શુભેચ્છાનો ઉદય થયો છે અને તેથી નિર્વિઘ્ન પ્રવાસ કરી રહ્યો છું, પરંતુ આ ક્ષણે આપના સાત્વિક વાતાવરણમાં વિચાર સ્ફુરે છે કે સર્વ પ્રયત્ન સિદ્ધ થવામાં મંત્ર એ એક બલવાન્ સાધન

છું. અમારા વંશપરંપરામાં પણ કોઈ કોઈએ મંત્રબળથી કાર્યસિદ્ધિ કરી છે. એનું પણ મને આ ક્ષણે સ્મરણ થઈ આવ્યું છે. સત્પુરુષનો મંત્ર રાજસ–તામસ ભાવને ભેદે છે. હું ક્ષત્રિય છું. તેથી મારામાં સ્વાભાવિક રાજસ વૃત્તિ રહે છે, પરંતુ જે પ્રાપ્ત કરવાની ઇચ્છા છે તે તો સત્ત્વવૃત્તિ થાય ત્યારે જ મળી શકે એમ મારું અનુમાન જાય છે. સત્ત્વવૃત્તિની જાગૃતિ મંત્રથી થાય છે. વિકારના પ્રસંગો પ્રવાસમાં આવી મળે છે, ત્યારે મનનો નિરોધ કરીને હું તેમાં વિજય પામું છું, પણ હવે આપના સૂચવ્યાથી મેં જાણ્યું કે સાચો પ્રયત્ન તો હજુ આગળ કરવાનો આવશે. તે સમયે મારી પાસે મંત્રબળ ન હોય તો કેવળ રાજસ બળથી હું પરાજયને પામીશ. દેવ, દેવી, ઈશ્વર મંત્રથી જ પ્રસન્ન થાય છે. મંત્રવિના જેને કે સિદ્ધાશ્રમના વરિષ્ઠ પુરુષનો તથા આપની કૃપા થઈ છે એ વાત સાચી છે, પણ એ તો મારા પૂર્વના પુણ્યયોગથી વા કૃપાથી બન્યું હશે. અદ્યાપિ મને મંત્રસંબંધી વિચાર પણ આવ્યો નહોતો, પણ આ ક્ષણે આ વિચાર પ્રકટે છે તેથી મને લાગે છે કે મારે મંત્રબળની આવશ્યકતા છે. ભવપ્રવાસીને પણ કોઈ નિયામકની જરૂર રહે છે, તો મારા અલ્પ સામર્થ્યવાળા મારા જેવાથી આ પ્રવાસમાં કઠિન પ્રસંગોને વટાવી આગળ જવાનું શી રીતે બની શકે? માટે આપ કૃપા કરીને મંત્ર આપી કૃતાર્થ કરો.

( અપૂર્ણ. )

---

# શુદ્ધિ.

( અનુસંધાન વર્ષ ૮ ના અંક ૫૧ ના પૃષ્ઠ ૯૦૭ થી )

આપણે અત્યારસુધી અન્ય ઇન્દ્રિયોના શુદ્ધિવિષે વિચાર કર્યો. હવે વાણીના શુદ્ધિવિષે વિચાર કરીએ. અન્ય ઇન્દ્રિયકરતાં વાણીનો વિશેષ ઉપયોગ થાય છે. વ્યવહાર તેમ જ પરમાર્થ ઉભયમાં એનો ઉપયોગ. વ્યાપારી હોય કે શિક્ષક, ઉપદેશક હોય કે ભિક્ષુક, ધનવાન હોય કે રંક, પરંતુ જે વાણીના વ્યાપારમા કુશળ હોય, સમયોચિત વાણી વાપરવાની કળામા નિપુણ હોય તે પોતાના કાર્યમાં વિશેષ ફાવી શકે છે. ભક્ત, મુમુક્ષુ તેમ જ અધ્યાત્મમાર્ગમાં વિચરનાર વાણીદ્વારા પોતાનું કલ્યાણ સાધી શકે છે. આમ હોવાથી જેને ચિત્તશુદ્ધિદ્વારા સ્વરૂપસાક્ષાત્કાર કે ઈશ્વરના સાક્ષાત્કારની ઇચ્છા હોય તેણે તો વાણીના ઉપયોગમા અત્યંત સાવધાનતા સેવવી ઘટે છે. કારણ કે તેણે તો ચિત્તશુદ્ધિમાં વિશેષ ઉપકારક થાય એવી રીતે વાણીનો ઉપયોગ કરવાનો.

પરમકૃપાળુ ગુરુદેવ પ્રસંગે કહેતા હતા કે વૈદ્ય નાડી જોવાવડે તપાસી શરીરની ચિકિત્સા કરે છે, તે જ પ્રમાણે વાણીથી મનુષ્યના હૃદયની પરીક્ષા થાય છે. વળી કૃપાળુ ગુરુદેવે વાણીના સંબંધમાં લખ્યું છે કે "વાણી હૃદયની વીણા છે." એ કેવું મર્મવાળું વચન છે? વાણીનો સુંદર રીતે ઉપયોગ કરી જાણનાર સર્વ કોને પ્રસન્ન કરે છે. તે જ પ્રમાણે આ વાણીરૂપી વીણાદ્વારા પણ મનુષ્ય, દેવ કે સાક્ષાત્ ઈશ્વરને પણ પ્રસન્ન કરી શકાય.

વૈદ્યની ગોળીથી દસ વીસ જુલાબ થાય છે અગર જુલાબ થતા હોય તેને અટકાવી પણ દે છે. તે જે પ્રમાણે વાણીરૂપી-શબ્દરૂપી ગોળી પણ લાભ કે હાની પ્રકટાવે છે. શબ્દ સારી કે નઠારી અસર ઉપજાવ્યા વિના રહેતો નથી; અને તેથી શબ્દનો સદુપયોગ પુણ્યપ્રાપ્તિ કરાવે છે, જ્યારે દુરુપયોગ પાપ રળાવે છે. માટે સાધકે પ્રથમ તો વાણીદ્વારા કોઇને ભય, ચિંતા કે કલેશાદિ પ્રકટે એવાં દુર્વચન પોતાના મુખમાંથી ન નીકળે તેવિષે કાળજી રાખવી જરૂરની ગણાય.

આપણા વૃદ્ધો કહી ગયા છે કે.मर्म वाक्यमपि नो श्ररणीयं તે યથાર્થ છે. આથી ચિત્તની શુદ્ધિ તો દૂર રહી પરંતુ ચિત્તપર મલના થર જામતા જાય છે. મર્મવચન હૃદયને વીંધે છે. એટલું જ નહિ પણ શરીરના અણુઅણુમાં ભય, ચિંતાદિ વિકારને પ્રકટાવે છે. દુર્વચન વદનારને આવો શબ્દ બોલવો તે સહજ-સામાન્ય જણાય છે, પરંતુ આ પ્રમાણે તે વદનાર કલ્પનામાં ન આવે એવું પાપ કરે છે. કહે છે કે ધોબી વસ્ત્રનો મલ સાફ કરે છે; જ્યારે નિંદક જેની નિંદા કરે છે તે પુરુષનો મલ-પાપ સાફ કરે છે-એટલે કે તે પુરુષનું પાપ નિંદકને શિર આવે છે. માટે પ્રથમ તો વાણીનો નિંદા, ટીકા, કુથલી, મર્મવચન, કટુવચન, ભય, ચિંતા કે કોઇ પણ પ્રકારની વ્યથા ઉપજાવે એવા શબ્દ વદવામા ઉપયોગ ન થઇ જાય તેવિષે ખાસ સાવધાનતા રાખવાની છે. વાણીના સબંધમાં કૃપાળુ ગુરુદેવ શું કહે છે તે શ્રવણ કરો: કડવું બોલી હૃદય ચીરે તે, ખાટકીથીયે અધમ થનારો; ( શ્રેણી. ૬૯. પદ. ૧૬ ). અંગ્રેજીમા પ્રચલિત કહેવત છે: Look before you leap and think before you speak. ( કુદકો મારતા પૂર્વે આગળ જો અને બોલતાં પૂર્વે વિચાર કરજો-વિચારીને વાણી વદો. ) એક પણ શબ્દ વદતા પૂર્વે તે આપણને કે શ્રવણ કરનારને લાભપ્રદ હોવાની અને તેની કેવી અસર થશે તેવિષે વિચાર કરવાની કેવી અગત્ય છે તે આ કહેવતથી સ્પષ્ટ થાય છે. શિશુપાળનુ શિર્ષ શાથી કપાયું ? કુંભકર્ણને ઇંદ્રાસનને બદલે નિંદ્રાસન કોણે અપાવ્યું ? દ્રૌપદીના કેશ ભરસભામાં શાથી ખેંચાયા ? રાણી સીતાનું લંકેશ શાથી હરણ કરી ગયો ? ભવ્ય જયશિખરપર શાથી ચઢી આવ્યો ? માત્ર જીવ્હાપર અંકુશ ન હોવાથી-વાણીનો દુરુપયોગ. આને માટે કૃપાળુ ગુરુદેવની નીચે આપેલી કાવ્યપંક્તિઓ સ્મરણમાં રાખવા યોગ્ય છે. અજામિલ મહાપાપીથી યમદૂતો શાથી ભાગ્યા ? વાલિયો વાલ્મિકિ ઋષિ . શાથી થયો ? માત્ર વાણીના યોગ્યવિહિત ઉપયોગથી.

શબ્દ એક પણ બોલતાં, સાવધ રહેજો વીર !
સામાનું હિત થાય ના, વદશો તો ન લગીર.

વાણીનો દુરુપયોગ નહિ કરવા વિષે તેમ જ તેથી થતી હાનિવિષે વિચાર કર્યો. હવે તેના સદુપયોગવિષે વિચાર કરીએ. શુભ વાણી કેવી હોય તેવિષે મનુ ભગવાન પોતાની સ્મૃતિમાં કહે છે:

सत्यं ब्रूयात् प्रियं ब्रूयात् । न ब्रूयात्सत्यमप्रियम् !
प्रियं च नानृतं ब्रूयात् । एष धर्मः सनातनः ॥

સત્ય બોલવું, પ્રિય બોલવું, સત્ય ભલે હોય છતાં અપ્રિય હોય એવું વચન બોલવું નહિ, તેમ પ્રિય હોય છતાં અસત્ય હોય એવું વચન પણ બોલવું નહિ; એ સનાતન ધર્મ છે. આથી સ્પષ્ટ થાય છે કે વાણી વાપરતાં આવડવી એ પણ એક જાતની કળા છે. પાપી કે દોષવાનને ઠપકો આપવામાં શબ્દનો એવો પ્રયોગ કરવો જોઈએ કે તેથી તેમને નીચું જોવું પડે કે શરમાવું પડે નહિ પણ તેથી પાપી પણ પાવન થાય અને દોષવાનને દોષ ત્યજવામાં સહાયક થઈ પડે. વાણીના તપનો ઉપદેશ કરતાં ગીતા ઘોષ કરે છે કેઃ

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रिय हितं च यत् ।
स्वाध्याय भ्यसनं चैव वाङ्मयं तपउच्यते ॥

જે વચન અન્યને ઉદ્વેગ ઉપજાવે એવું ન હોય, સત્ય હોય, પ્રિય હોય અને હિતકર હોય તે, તથા સ્વાધ્યાયનો અભ્યાસ એ વાણીનું તપ કહેવાય છે. તપથી ચિત્તશુદ્ધિ સધાય છે. તેથી જ્યારે આપણે સત્ય, પ્રિય, મધુર અને સામાનું હિત કરે એવી વાણી વદીએ ત્યારે વાણીની શુદ્ધિ અને સાથે ચિત્તશુદ્ધિ પણ સધાય છે. આપણે ચિત્તશુદ્ધિદ્વારા અધ્યાત્મજ્ઞાનના ગિરિશૃંગે સ્થિતિ કરવાની. પરંતુ તેને માટે ઇન્દ્રિયશુદ્ધિ સાધવાની અત્યંત જરૂર. માટે સાધકે વાણીનો જરૂર જેટલો ઉપયોગ કરવા ઉપરાંત તે શુદ્ધિ સાધવામાં ઉપકારક થાય તેવો ઉપયોગ કરવો. એટલે કે :–

વાણીદ્વારા નિરુત્સાહથી નરમ થયેલાને ઉત્સાહ પ્રકટાવો. વાણીદ્વારા સુખદ વચનથી દુઃખીને સુખ ઉપજાવો, રડનાને હસાવો, જડમાં ચેતન પ્રકટાવો. વાણીદ્વારા અન્યનાં ભયચિંતાદિ હરાવો, તેમના આત્માને જગાવો, અને અંધકાર વિદારી પ્રકાશ પ્રકટાવો. વાણીદ્વારા અભય ઉપજાવો, આત્મબળ દર્શાવો અને દૈવી જ્ઞાન ફેલાવો. સાધક માત્ર ટીલાંટપકાંથી ઓળખાય ? નહિ, પરંતુ તેની દૈવી સંપત્તિ–સદ્ગુણથી. માત્ર ટીલાંટપકાંથી સાધક બનનાર અને તાજીતના વાઘમાં ફેર શો ? ફુવારાની માફક યોગ્ય સમયે જરૂર જેટલાં શાંતિપ્રદ, પ્રાણપ્રેરક, ઉત્સાહજનક, આનંદપ્રદ, ચેતનમય, દુઃખવિદારક શુભ વચન સાધકના મુખમાંથી ન નીકળે તો પછી કોના મુખમાંથી નીકળે ? કહ્યું છે કે :

× × × × × × ×

यदा यदा मुंचति वाक्यबाणं
तदा तदा जातिकुलप्रमाणम् ॥

વચન–શબ્દથી જાતિ ને કુળ સમજાય છે. આપણી પાસે અત્તરની શીશી હોય અને તે ખીસામાં છૂપી રીતે પડેલી હોય છતાં અત્તર તેની સુવાસપરથી જણાઇ આવે છે, તેવી રીતે સાધક કે સજ્જન પણ તેની વાણીપરથી પરખાઇ જાય છે. જે બંધુઓ પરમ કૃપાળુ ભગવાનશ્રીની, બાપજીશ્રીની કે શ્રી માસ્તર સાહેબની વાણી શ્રવણ કરવા ભાગ્યશાળી થયા છે તેમને વાણીના સદુપયોગવિષે શું કહેવું ! નાના કે મોટાને પ૦ પૂ૦ બાપજીથી “ ભાઇ ” શબ્દથી સંબોધન કરતા, એ તો સર્વને સુવિદિત છે, અને આટલી સામાન્ય લીલા પણ કેટલી બોધપ્રદ છે

ઉમરેઠમાં સાધનસમારંભની તૈયારીનું કાર્ય ચાલતું હતું. પરમ કૃપાળુ ભગવાનશ્રી ત્યાં આ કાર્યનિમિત્ત બિરાજતા હતા અને સાથે આ લેખક પણ હતો. મજુરોની બેકાળજીને લીધે——— તેમને ઠપકો આપ્યો—ધમકાવ્યા. રાત્રિએ પરમ કૃપાળુ ભગવાનશ્રી તથા અન્ય તત્રસ્થ બંધુઓ તે સ્થાનમાં બેઠા હતા અને વાર્તાલાપ ચાલતો હતો. તે વખતે આ લેખકે કહ્યું: ...ભાઇ બહુ સાત્વિક દેખાય છે પણ આજ મને એમના વીરત્વનો અનુભવ થયો. એમના શબ્દના પ્રયોગના પ્રભાવથી મજુર ઠેકાણે આવ્યા. ત્યારે એ ભાઈએ કહ્યું કે એ જડ લોકો એમ કર્યા વિના ઠેકાણે શી રીતે આવે ? એવાને ઠેકાણે લાવવા અમુક શબ્દો કાઢવાની નિરુપાયે જરૂર પડે, આપણા હૃદયમાં કંઇ નહિ, માત્ર ઉપરનો દેખાવ. આ ઉત્તર શ્રવણ કરી ગુરુદેવે એવા ભાવનું કહ્યું કે પારકાની વસ્તુઓ ધીમે ધીમે એક પછી એક ઉઠાવી જઇએ અને કહીએ કે એ તો તમારી પદાર્થપ્રતિની આસક્તિ ઓછી કરવા માટે આ પ્રમાણે મેં કર્યું તે ચાલે ? આટલા આટલા વર્ગના શ્રેયસ્સાધકના મુખમાંથી અમુક શબ્દ કેવી રીતે નીકળે ? ન જ નીકળવા જોઇએ. હલકા વર્ગના મનુષ્યોના મુખમાંથી નીકળે એવા શબ્દ જ્યારે શ્રેયસ્સાધકના મુખમાંથી નીકળે ત્યારે ગુરુપાસે આવી શું સાધ્યું ? સમારંભમાં આવી શું કર્યું ? એ તો ન ચાલે. આટલું જો બની શકે તો પછી સંયમની વાતો કરવી એ શા કામની ? વળી એક પ્રસંગે ભાષાશુદ્ધિના સંબંધમાં પ૦ પૂ૦ બાપજીશ્રીનો એક નાનકડો પ્રસંગ કહ્યો હતો. તે શ્રવણ કરતાં શ્રેયસ્સાધકે વાણીવિષે કેવી સાવધાનતા રાખવી ઘટે તેનો કંઇક ખ્યાલ આવે છે. અને યથાર્થ શ્રેયસ્સાધક થવા ઇચ્છનારને આત્મનિરીક્ષણની કેટલી જરૂર છે તે પણ સમજાય છે. તે પ્રસંગનો ભાવ આ પ્રમાણે હતો:—માધવદાસ નામના પાટિદાર જ્ઞાતિના એક સાધક હતા. સ્વભાવે ભોળા, બહુ ભાવિક, પરંતુ નિરક્ષર. બાપજીશ્રી પર ઘણો પ્રેમ અને સાચી શ્રદ્ધા. સ્થિતિ ગરિબ. એ પોતે બાપજીશ્રીની સેવાના લાભની ઇચ્છાથી થોડો સમય મંદિરે રહેલા અને મંદિરની સેવાનું કાર્ય ભાવથી કરે. એક દિવસે ગ્લજરૂમાં પાણી રેડયા પછી પ૦ કૃપાળુ બાપજીશ્રીને કહ્યું .........જાઓ, પાણી રેડયુ છે. ત્યારે બાપજીશ્રીએ એવા ભાવનું કહ્યું કે ભાઇ ! પાણી રેડયું છે એટલું જ કહેવું. અમુક શબ્દની જરૂર નહિ. ”

આથી સ્પષ્ટ થાય છે કે વાણીના સદુપયોગઉપરાંત ભાષાની શુદ્ધિ તથા સંસ્કારિતાપ્રતિ પણ શ્રેયસ્સાધકે લક્ષ આપવાનું છે. આપણા વર્ગની ભાષા ઉચ્ચ પ્રકારની, શુદ્ધ અને સંસ્કારી હોવાથી જ ગુજરાતમાં તે સ્તુતિપાત્ર અને આકર્ષક થઇ છે.

(અપૂર્ણ)

## શ્રી ઉપેન્દ્રજયન્તીમહોત્સવનું સાહિત્ય—( સં૦ ૧૯૯૫. )
### ( ઉત્તીર્ણ લેખો. )

સામુદાયિક વિભાગ:—' ગુરુના સાચા અનુગ્રહપાત્ર કરનાર સર્વોત્તમ સાધન-કયું ? '

( ૧ ) [ લેખક: રમણલાલ જમનાદાસ શાહ. ]

ગુરુની ઇચ્છા જાણી, કર્તૃત્વાભિમાનના લયપૂર્વક, નિષ્કામ ભાવથી વિચારપૂર્વક પૂર્ણ પ્રસન્નતાથી કરેલી સેવા.

( ૨ ) [ લેખક: ભાઇલાલભાઇ. ]

નિષ્કામ, અનુકૂલ, સતત પ્રસન્નતાપૂર્વક નિરભિમાનપણે કરાયેલી મૂક સેવા

: : સાપ્તાહિક : :

Reg. No.B. 3171

# શ્રેયસ્સાધક

એટલે
માનવ જીવનની સર્વોત્તમતા.

' શ્રેયસ્સાધક 'નો નિત્યસન્દેશઃ
" જીવન ઘડો. "

વર્ષ: ૫ અંક : ૧૯
સં ૦૧૯૯૫, માર્ગશીર્ષ કૃષ્ણ.૩
શનિવાર
તા૦ ૧૦ : ૧૨ : ૧૯૩૮.

પત્રવ્યવહાર:
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૪-૦-૦
હિન્દબહાર : દશ શિલિંગ.

શ્રી ચારિત્ર્યમન્દિર :
વિદ્યાર્થીને ભણવા મૂકવા-યોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા
સહાય કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્યમાટે મથતી સંસ્થા.

સ્થલ : વડોદરા.
આ પત્ર શ્રીલક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, બાઉ કાજેની ગલીમાં-વડોદરામાં છોટાલાલ લાલભાઇ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી પ્રકાશક :
ગોવિન્દલાલ જ્ય૦ ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી વિશ્વવંદ્ય-ઉદ્યાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૧૦ : ૧૨ : ૧૯૩૮

॥ ૐ શ્રી ॥

## नित्यसन्देश.

મંગળ. તા. ૨૮ : ૭ : '૩૧.

લીમડો પણ મનુષ્યને પ્રિય થાય છે-શાથી? નહિ કે તેની કડવાશથી, પણ તેનામાં રહેલી શીતળતાથી. હવાને શુદ્ધ કરવાના તેમ જ મનુષ્યને શક્તિ આપવાના ગુણને લીધે. આપણામાં એકાદ પણ ઉત્તમ ગુણ હોય તો આપણે સારા માણસોવડે વખણાઈએ. સારા મનુષ્યો વખાણે તેની આપણને હોંસ હોવી જોઈએ. સારા મનુષ્યો તો આપણને ત્યારે જ વખાણશે, જ્યારે આપણામાં ઉત્તમ જાતના ગુણ હશે, અને તે પણ આપણામાં ઉપર ઉપરના નહિ, પણ આપણામાં ઉંડાણથી પેઠેલા ગુણો જોશે તો જ સજ્જનો આપણને વખાણશે. જેને કોઈ સારો માણસ વખાણે નહિ તેનું જીવન નકામું ગણાય. આપણે એવા થઈએ કે અનેક સજ્જનો આપણને વખાણે. આપણે એવા તો સારા થઈએ કે સજ્જનને વખાણવાની ફરજ પડે. તમારા દાંત સ્વચ્છ હશે, તમારી ચામડી સ્વચ્છ હશે, તમારાં વસ્ત્રો સ્વચ્છ હશે, તમારા નખ, પગ સ્વચ્છ હશે, તમારા અક્ષર સ્વચ્છ હશે, તમારી વાણી સ્વચ્છ હશે, તમારુ રહેવાનુ સ્થાન અને તમારા પદાર્થો સ્વચ્છ અને વ્યવસ્થિત હશે તો સજ્જનો તમારાં વખાણ કરશે. પણ તમારી વાણીમાં નમ્રતા, વિનય, વિવેક હશે, તમે કોઈનું કામ કરવા તરત તૈયાર થઈ જશો, તમે હાથવડે સજ્જનને નમસ્કાર કરશો તો તે વધારે વખાણશે. તમને સારી વસ્તુમાં પ્રીતિ જોશે, તમને વિદ્યા ભણવાની હોંસ જોશે, કંઈ પણ કામ ઉત્તમ પ્રકારે કરવાનો આગ્રહ જોશે, તમારામાં શાંતિ જોશે, તમારામાં ઘટતું મૌન જોશે, તમારા નેત્રમાં સ્થિરતા જોશે, તમે મુદ્દાસર હસો છો અને નકામું હસતા નથી એમ જોશે, તમે સારા માણસવચ્ચે બેસી એકબીજાતરફ આંખના અણસારા નથી કરતા પણ સ્થિરતાથી બેસો છો એમ જોશે તો જરૂર તમારાં તે વધારેને વધારે વખાણ કરશે.

# શ્રી પુરુષાર્થસિદ્ધિ.

( અનુસંધાન ગતાંક ૧૮ ના પૃષ્ઠ ૧૪૧ થી. )

મહાપુરુષ આ શ્રવણ કરી થોડી ક્ષણ મૌન રહ્યા પછી બોલ્યા : હે શુભેચ્છક ! તને આ ઇચ્છા પ્રકટેલી જાણી આનંદ થાય છે, તને જે સફળતા મળતાં વિલંબ થાય છે તેનો હેતુ આ પણ છે. સિદ્ધાશ્રમમાં તું ગયો ત્યારે આ યોગ ન આવ્યો તેમાં કારણરૂપ તારી રાજસી વૃત્તિ હતી. ફળ પરિપક્વ થાય છે ત્યારે જ ભૂમિપર પડે છે, તેમ પોતાના વિચારની પરિપક્વતા થયા પછી જે નિશ્ચય થાય છે, તે અંતરમાં ટકે છે. કોઈના સૂચનાથી પ્રકટેલો વિચાર દીર્ઘ કાલ ટકતો નથી. તારો તે સમયે અધિકાર પણ નહોતો તેથી તને આ વિચાર ન પ્રકટ્યો. પુણ્યયોગે બહારનું સાધન મળ્યું. મંત્ર લીધેલા ઘણા મનુષ્યો સામાન્યવત્ જણાય છે તેનું કારણ યથાર્થ વિચાર તથા નિશ્ચયવિના લીધેલો મંત્ર, અને બીજું રાખવા યોગ્ય સાવધાનતાનો અભાવ. જો કે ભૂમિમાં પડેલું બીજક જેમ ઉગી નીકળે છે તેમ કોઈ કાલે પણ મંત્રબીજક ઉગ્યા વિના તો રહેતું જ નથી, પણ તેમ થતાં વધારે કાલ વહી જાય છે. જે વિચારપૂર્વક મંત્ર લઇને સુચનાપ્રમાણે સાધન સાધે છે તેને અવશ્ય સર્વોત્તમ લાભ થાય છે.

પૂર્વકાલમાં તમારા જેવા ક્ષત્રિયોએ કાર્યસિદ્ધિ કરી છે, તે પણ મંત્રબલથી જ. ભગીરથે સદાશિવને પ્રસન્ન કરી ગંગાને ભૂલોકમાં લાવી પિતૃનો ઉદ્ધાર કર્યો, ધ્રુવને વિષ્ણુનાં દર્શન થયાં, દશરથને પુત્રોની પ્રાપ્તિ થવી વગેરે પ્રસંગો બન્યા છે તે મંત્રના સામર્થ્યથી જ. મંત્રથી વિષધર પણ વશ કરી શકાય છે. બ્રાહ્મણો મંત્રબલથી જ બ્રહ્મત્વને પામ્યા છે.

વીરેન્દ્રે કહ્યું, મહાત્મન્ ! સત્યુગમાં તો જ્યાં ત્યાં મંત્રબલ પ્રવર્તતું હતું, પણ આ વર્તમાનકાલમાં પણ તે પ્રમાણે થતું હશે ?

મહાપુરુષે કહ્યું, પ્રવાસિન્ ! સત્ય વસ્તુને કોઈ પણ કાલનો પ્રત્યવાય નડતો નથી. ગાયત્રી-મંત્રનું અદ્ભુત સામર્થ્ય આજે પણ સાચા ઉપાસક અનુભવે છે. એક સમયે હું નર્મદાકિનારે વિચરતો હતો. ત્યાં ગાયત્રીનાં ચાર પુરશ્ચરણ એક બ્રાહ્મણે કર્યાં હતાં તે સ્થાનમાં હું જઇ ચઢ્યો. બ્રાહ્મણે એ સંબંધી વાત કરતાં કહ્યું કે મેં યથાવિધિથી લક્ષ્મીનાં દર્શનની ઇચ્છાથી પુરશ્ચરણનો આરંભ કર્યો હતો. એક પુરશ્ચરણ પૂરું થતાં મને કંઇ પણ ફલનું ભાન થયું નહિ. એમ કરતાં ત્રણ પુરશ્ચરણ પૂર્ણ થવાની તૈયારીમાં હું કંટાળ્યો. મને કંઈક અશ્રદ્ધા થવા લાગી. એટલામાં મારી પૃષ્ઠે સ્વર સંભળાયો કે હે સાધનાભ્યાસી ! તું શા માટે આવા વિચાર કરે છે ? આ ત્રણ પુરશ્ચરણથી તારાં પૂર્વના પાપની નિવૃત્તિ થઇ છે અને તેથી જ તને ફલનું ભાન થયું નથી. ફલ મળવાનો સમય હવે આવે છે, માટે તું તારા પૂર્વના નિશ્ચયપ્રમાણે કાર્ય પૂર્ણ કર. આ શ્રવણ કરી મને આશ્ચર્ય થયું. કર્તવ્ય કરવાનો અધિક વેગ પ્રકટ્યો; કાર્ય પૂર્ણ થતાં સાક્ષાત્ ઉપાસ્ય પ્રકટ થયાં. મારી ઇચ્છા સફલ થઇ.

આ પ્રમાણે મંત્રથી સર્વદા કાર્યસિદ્ધિ થાય છે અને થશે. મંત્રપ્રદાતા સાચા બ્રહ્મનિષ્ઠ હોય તો તેનો મંત્ર કદી અફળ જતો નથી એ સિદ્ધ નિયમ છે. મંત્રદાતામાં બળ ન હોય તો તેનો મંત્ર ફલ ન આપે.

વીરેન્દ્રે કહ્યું, હે સર્વજ્ઞ! મેં કોઇ કોઇ સમયે એવું શ્રવણ કર્યું છે કે એવા મંત્રો પણ સફલ થયા છે. એકલવ્યજેવાએ ફલની પ્રાપ્તિ કરી છે તે ક્યા કારણથી થઇ હશે તે આપ કૃપા કરીને જણાવો.

મહાપુરુષે કહ્યું, એ પ્રમાણે જ્યાં બને છે ત્યાં મંત્રબળ હેતુરૂપ નથી પણ સાધકની સાચી શ્રદ્ધાનું બલ કારણરૂપ છે. શ્રદ્ધા એવી અદ્ભુત વસ્તુ છે કે તે અસંભવિતને સંભવિત કરે છે. રામને બદલે મરા મરા ઉચ્ચાર કરનાર રત્નો ભિલ્લ સમર્થ વાલ્મીકિ બન્યા છે તેનો હેતુ પણ શ્રદ્ધા છે. કોઇ અમુક વ્યક્તિમાં મનુષ્ય ઈશ્વરનું આરોપણ કરી ભાવથી મંત્રનુ રટન કરે છે તો ઈશ્વરસત્તા તે મંત્રને સફલ કરે છે. મંત્રદાતામાં સામર્થ્ય ન હોય પણ ઉપાસકની દૃષ્ટિ તેને ઈશ્વરરૂપ સ્વીકારે છે તેથી એક પક્ષે એ ઇશ્વરને જ ઉપાસે છે એમ કહી શકાય, અને તેથી જ ઈશ્વર તેનું ફલ આપે છે. એકલવ્યે માટીના પૂતળામાં દ્રોણની ભાવના સ્થાપી એટલે એની વૃત્તિ તો દ્રોણ ગુરુમાં જ સંલગ્ન થઇ હતી. ગુરુમા એની સાચી શ્રદ્ધા હતી તેથી તેની ક્રિયા ફલવતી થઇ. આ પ્રમાણે ક્વચિત્ બને છે, કોઇ વિરલમા આ પ્રકારની શ્રદ્ધાનો ઉદય થાય છે, માટે જ શાસ્ત્રકારો તથા સત્પુરુષો સાચા ગુરુની શોધ કરવાનો પ્રબોધ આપે છે. જેનામાં પ્રત્યક્ષ સામર્થ્ય હોય તેને મનુષ્યની મતિ સત્વર સ્વીકારી શકે છે, અને આરોપણ કરીને એ વસ્તુ સ્વીકારવી અત્યંત કઠિન સરખી છે. એમાં મનુષ્યને પોતાના અખંડ બલનો ઉપયોગ કરવો પડે છે. જ્યારે ઉત્તમ વસ્તુની પ્રાપ્તિથી અલ્પ બળે ક્રિયાની સિદ્ધિ થઇ રહે છે.

વીરેન્દ્રે કહ્યું, હે દયાળુ મહાત્મન્! મહાપુરુષોસમીપ મલિન સત્તાઓ નથી આવી શકતી એ વાત સત્ય છે? મહાપુરુષે કહ્યું, એ વાત અક્ષરશઃ સત્ય છે. ભૂતપ્રેતાદિક મંત્રબલથી અધીન રહે છે પણ એ મલિન ઉપાસના છે. સત્ત્વવૃત્તિવાળા પુરુષોનિકટ મલિન સત્તા તથા તેના ઉપાસકો આવી શકતા નથી.

એક સત્ત્વવૃત્તિવાળા મહાપુરુષના આશ્રમમાં એક મંત્રશાસ્ત્રી આવી ચઢ્યો. એણે કેટલાક મંત્રોની સિદ્ધિ કરી હતી, જેને લીધે ભૂતપ્રેતાદિક તેને આધીન હતાં. આ મહાત્માના આશ્રમમાં એ પુરુષ આવ્યો પણ મહાત્માની સમીપમાં ન આવે. કારણ પૂછતાં જણાવ્યું કે તમારા ગુરુનો એવો સાત્વિક પ્રભાવ છે કે ત્યા મારાથી આવી શકાતું નથી. હું દૂર રહીને દર્શન કરુ છું. એ પુરુષ સાથે વાત કરતાં સર્વેએ જાણ્યુ કે એનામાં અમુક પ્રકારનું મંત્રબલ છે. તની ખાત્રી કરવા આશ્રમના કેટલાક મનુષ્યોને ઇચ્છા થઇ કે તમે ભૂતાદિકને બોલાવો છો તે અમને બતાવો. મંત્રશાસ્ત્રીએ કહ્યું કે હું બતાવીશ પણ એટલી શરત કરું છું કે હું જ્યારે ભૂતનું આવાહન કરું અને એ આવે ત્યારે તમારે કોઇએ તમારા ગુરુનો મંત્ર જપવો નહિ. સાત્વિક મંત્રસમીપ એ વસ્તુ

નહિ આવી શકે. સર્વેએ એ વાત સ્વીકારી પોતાના ગુરુની આજ્ઞા માગી. ગુરુએ કહ્યું કે ભાઈ! એમાં શું જોવાનું છે? છતાં સર્વની ઇચ્છા હોય તો જાઓ. સર્વ નગરની બહાર એકાંત સ્થલમાં ગયા. પેલા પુરુષે આરંભનો થોડો વિધિ કરી આવાહન કર્યું. અલ્પ કાળમાં થોડે દૂર એક પ્રચંડ શરીર પ્રકટ થયું અને સર્વ જ્યાં બેઠા હતા તેપ્રતિ આવવા માંડ્યું. આ જોતાં તથા તેની વિચિત્ર ચેષ્ટાથી કોઈ કોઈને કંઈક ભય થયો. તેથી ગુરુમંત્રના જપ કરવા માંડ્યા, એટલે પેલી આકૃતિ આગળ ગતિ કરતી અટકી ગઈ. વિધિપ્રવર્તકે કહ્યું કે તમે સર્વ તમારા મંત્રનો જપ કરો છો? શાથી આની ગતિ અટકી ગઈ? તમારે એની વિવિધ ક્રિયા જોવી હોય તો જપ બંધ કરો. સર્વએ કહ્યું કે તમે આ કરી શકો છો એટલું જ જોવું હતું તે જોયું. હવે વિશેષ જોવાની ઇચ્છા નથી. આ શ્રવણ કરી પછી પેલા પુરુષે આવેલી આકૃતિનું વિસર્જન કર્યું. 'ભાઈ! સાત્ત્વિક મંત્રનો મહિમા અદ્‌ભુત છે. તારી આ ઇચ્છા પ્રવાસને સાર્થક કરનાર છે માટે કોઈ એવો સમય આવે ત્યારે તું આવો દિવ્ય મંત્ર લેજે.

**વીરેન્દ્રે** કહ્યું, ભગવન્! આવો પુણ્યયોગ મળી આવ્યો છે, તેને મૂકીને આગળનો વિચાર શા માટે સેવું? લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે લલાટ ધોવા જાય એવું શા માટે કરવું? આ સ્થલે મને વિચાર પ્રકટ્યો છે તો એ વિચારની સિદ્ધિ અહીં જ શા માટે ન કરું? વિકટ પ્રવાસનો આરંભ થતાં પૂર્વે કેમ સાવધાન ન થાઉં? ઈશ્વરે પ્રેરણા કરી છે તે પ્રમાણે અનુસરવાનો મારો આગ્રહ છે, માટે આપ અનુગ્રહ કરીને મંત્ર આપો કે જેના બલથી હું જ્યાં ત્યાં વિજયને પામતો રહું. મહાપુરુષે એનો અત્યંત આગ્રહ તથા અંતર્‌અધિકારને જોઈ મંત્ર આપ્યો. **વીરેન્દ્રે** સર્વ અભિમાનના સમર્પણપૂર્વક સાષ્ટાંગ પ્રણામ કર્યા અને જીવનની ધન્યક્ષણ પ્રાપ્ત થતાં અતિ આનંદ પામ્યો.

( અપૂર્ણ )

---

# શુદ્ધિ.

( અનુસંધાન ગતાંક ૧૮ ના પૃષ્ઠ ૧૪૪ થી. )

વાણીનો સર્વોત્તમ સદુપયોગ તે ઇષ્ટસ્મરણ છે. વાણીના સદુપયોગથી વાણીમાં અમુક પ્રકારનું દૈવી બળ પ્રકટે છે. ઇષ્ટસ્મરણદ્વારા વિશેષ શુદ્ધિસાથે વિશેષ દૈવી બળ વાણીમાં ઉદ્‌ભવે છે. યોગદર્શન બોધ કરે છેઃ

સત્ય પ્રતિષ્ઠાયા ક્રિયાફલાશ્રયત્વં ॥ ૩૬ ॥ અ. ૨

સત્યનું સંપૂર્ણ રીતે પાલન કરતાં યોગીને એવી શક્તિ પ્રાપ્ત થાય છે કે તે વાણીથી જે બોલે તે સિદ્ધ થાય છે. એના આશીર્વાદથી રોગીના રોગ દૂર થાય છે, ગરીબ ધનવાન બની જાય છે અને યોગી જે બોલે તે પ્રમાણે થાય છે. વ્યવહારમાં થતો વાણીનો સદુપયોગ ઇષ્ટસ્મરણથી પ્રાપ્ત કરેલા બળનું રક્ષણ કરે છે, એટલું જ નહિ પણ કંઇક વૃદ્ધિ કરે છે. સર્વોત્તમ સત્ત્વબલ તો

વાણીદ્વારા થતા ઇષ્ટસ્મરણથી પ્રાપ્ત થાય છે અને સત્ત્વગુણની વૃદ્ધિ થતાં ચિત્તવિશુદ્ધિ તો આપોઆપ સધાય છે. આથી સત્વર ચિત્તશુદ્ધિ ઇચ્છનાર સાધકથી ઇષ્ટસ્મરણમાં વાણીનો વિશેષ ઉપયોગ થાય તો તે વિશેષ લાભપ્રદ થાય. ભય, ચિંતા, દ્વેષ, નિંદા વગેરે વિકારરહિત વાણીથી વાણીની સ્થૂલ શુદ્ધિ સાધી શકાય છે, જ્યારે પરમાત્માના સ્મરણમાં વાણીનો ઉપયોગ થવાથી તેની સૂક્ષ્મ શુદ્ધિ થાય છે. આથી જ્યારે વાણી જપ, કીર્તન, સ્તોત્ર કે ઈશ્વર-સ્તુતિજેવી ઇષ્ટસ્મરણની ક્રિયામાં જોડાય છે ત્યારે તેની સૂક્ષ્મ શુદ્ધિ થાય છે અને તેથી ચિત્તશુદ્ધિ સાથે દૈવી બળની પ્રાપ્તિનો લાભ પણ થાય છે.

અન્યના શબ્દોથી આપણા હૃદયપર કેવી અસર થાય છે તેનો વિચાર કરો. આપણને મધુર વચન, આપણી સ્તુતિના-પ્રશંસાના, તેમ જ આનંદના શબ્દ ગમે છે. આપણાં ગુણગાન શ્રવણ કરતાં હૃદયમાં કેવો આનંદ થાય છે! ત્યારે આપણે પણ અન્ય મનુષ્યો આનંદ પામે, તેમને ઉત્સાહ પ્રેરે, તેમનામાં આત્મશ્રદ્ધા જગાવે અને આપણને સર્વપ્રિય બનાવે એવા વચન વડે પરમાત્માનો અનુગ્રહ અને વાણીશુદ્ધિ શા માટે ન સાધવાં! આ પ્રમાણે કરવા માટે કૃપાળુ ગુરુદેવની નીચે દર્શાવેલી કાવ્યપંક્તિ સ્મૃતિપટપર કોતરી રાખવા જેવી લાગે છે. સ્મૃતિપટપર તેને કોતરવા માટે નિત્ય પ્રાતઃકાલે તેનું રટન કરવાની જરૂર છે

અણુઅણુમાં જીવન ભરે, કિરણ સૂર્યનાં જેમ,
સુખદ વચન ઉપજાવતાં, સહુમાં દિલને તેમ.

વાણીદ્વારા જ્યારે આપણે કોઈમાં આનંદ, ઉત્સાહ, ચેતન, આશા, સત્ક્રિયા કરવાનો વેગ પ્રકટાવીએ છીએ ત્યારે ઇંદ્રિયશુદ્ધિ ઉપરાંત દાનના લાભની પ્રાપ્તિ પણ થાય છે. એક પ્રસંગે એક વડિલ સાધકબંધુ પથારીવશ હતા અને વ્યાધિને લીધે અશક્તિ પણ વિશેષ હતી. લેખક તેમની પાસે ગયો હતો. બાપજી અને ભગવાનશ્રીજીવાના આશ્રયવિષે તેમ જ અન્ય ચેતનપ્રદ સદ્વિચારોની વાતો થતાં તેઓનામાં નૂતન બલનો આવેગ થયો. બેઠા થયા અને પ્રસન્નતા પ્રકટાવતા સદ્વિચારોની સ્તુતિ કરતા લેખકને પણ ધન્યવાદના શબ્દો કહ્યા. ત્યારપછી કૃપાળુ ભગવાનશ્રી તેઓની પાસે ગયા હશે ત્યારે તેઓશ્રીને એ બંધુએ આ સદ્વાતો અને સદ્વિચારથી પ્રકટેલા ઉત્સાહ બલવિષે તેમ જ ચેતનપૂર્ણ સદ્વિચારના પ્રભાવવિષે સર્વ વાતો નિવેદન કરી. આ સંબંધમાં કૃપાળુ ભગવાનશ્રીએ આ લેખકને એવા ભાવનું કહ્યું કે, શું માત્ર ધન હોય તો જ દાન થઈ શકે છે! લોકો સમજે છે કે માત્ર ધન હોય તો જ દાન થઈ શકે. પરંતુ ઈશ્વરે મનુષ્યને અનેક શક્તિઓ આપી છે અને ધારે તો તેદ્વારા ઘણું પુણ્ય રળી શકે. આ પ્રમાણે તમે વાણીનું દાન કર્યું. કોઈને પણ બે મધુર શબ્દથી ઉત્સાહ, આનંદ, સુખ પ્રકટાવીએ ત્યારે તે એક પ્રકારનું દાન જ કરીએ છીએ. આનાથી ઊલટું તો ભય, ચિંતા, ક્લેશ, દ્વેષાદિ વિકારયુક્ત વાણી શબ્દોને "વાણીથી થતાં ખૂન" કહું છું. પ્રિય બંધુઓ! જપ, સંયમ કે અન્ય સત્ક્રિયામાં વિશેષ સમય ગાળીએ ત્યાં તત્પશ્ચાત્ વાણીના ઉપયોગવિષે બેદરકાર

રહેવાથી સત્ક્રિયાથી મેળવેલા બળનો ક્ષય થાય છે અને આ પ્રમાણે થવાથી સત્ક્રિયાનું ફલ સત્વર કેવી રીતે પ્રકટી શકે ? આથી વાણીદ્વારા આપણે શું મેળવ્યું તેનો દરરોજ વિચાર કરવાની જરૂર છે, એટલું જ નહિ પણ જ્યારે જ્યારે વાણીનો ઉપયોગ કરીએ ત્યારે ત્યારે સાવધાનતા સેવવાની ખાસ અગત્ય છે.

હવે વાણીનો અન્ય સર્વોત્તમ ઉપયોગ તે તેનો નિરોધ–મૌન છે. ઋષિમુનિઓ, ભક્તો, તપસ્વિઓ અને સંતોએ આ સાધન સેવ્યું છે અને તદ્દ્વારા સત્વર પરમાનંદની પ્રાપ્તિ કે ઈશ્વર-સાક્ષાત્કાર કરવા તેઓ સફળ થયા હતા. મૌન કે નિરોધ એટલે માત્ર છ્હ્વાને બોલતી બંધ કરી ગમે તેવા ક્રિયામાં મન કે અન્ય ઈંદ્રિયોને વિચરવા દેવા એમ નહિ, પરંતુ વાણીનો અંતરાત્મામાં નિરોધ કરવો જોઈએ. આરંભમાં તેમ કરવું કઠિન જણાય છતાં અભ્યાસ કરવાથી કઠિનતા દૂર થાય છે. મહાત્મા ગાંધીજી અઠવાડિયામાં એક દિવસ મૌનનું પાલન કરે છે એ સુવિદિત છે. વાણીનો નિરોધ થતાં ચિત્તશુદ્ધિ સત્વર સધાય, એટલું જ નહિ પણ તેસાથે ઉત્તમ પ્રકારના આરોગ્ય અને શાંતિનો લાભ પણ મળે છે. ભગવાન શંકરાચાર્ય પોતાના “ વિવેક ચુડામણિ ” નામના ગ્રંથમાં કહે છે કે: योगस्य प्रथम द्वारं वाङ्निरोधोऽपरिग्रहः ।

ચિત્તવૃત્તિનિરોધરૂપ યોગના મહાલયમાં પ્રવેશ કરવાના દ્વારમાં વાણીનિરોધને પ્રથમ સ્થાને સ્થાપે છે. આથી વાણીનિરોધ સાધકને કેવું ઉપયોગી સાધન છે તે સ્પષ્ટ થાય છે. વળી ચિત્તપ્રસાદના પ્રાપ્તિના સાધન દર્શાવતા એક સુંદર શ્લોક કહે છે:

एकान्त वासो लघु भोजनानि
मौन निराशा करणावरोधः ।

× × × × × × ×

આ શ્લોક પણ મૌન–વાણીનિરોધને ચિત્તપ્રસાદના શીઘ્ર પ્રાપ્ત કરવાના સાધન તરીકે દર્શાવે છે. આ પ્રમાણે આત્મામા વાણીનો નિરોધ પાપો પ્રજાળે છે, કુસસ્કારો બાળે છે, રજતમાદિ ચિત્તના મળ ટાળે છે અને વાણીથી થતા દોષને બાળે છે. ઇંદ્રિયશુદ્ધિ સધાવે છે, દૈવત્વ પ્રકટાવે છે, ચિત્તપ્રસાદ અપાવે છે. પ્રભુની નિકટતર લાવે છે અને મૌનમહાત્મ્ય સમજાવે છે અને અંતે ક્રમેક્રમે બ્રહ્મરૂપ બનાવે છે. વાણીનો યથાર્થ નિરોધ તે માત્ર વૈખરીનો નિરોધ નહિ પરંતુ મધ્યમા અને પશ્યંતિનો નિરોધ થતાં નિઃસંકલ્પાવસ્થા છે. આરંભક પગથિયાંપર ચઢ્યા વિના શિખરે સ્થિત થવાય નહિ, તે જ પ્રમાણે વૈખરીની શુદ્ધિ કે નિરોધ સેવ્યા સિવાય નિઃસંકલ્પાવસ્થા કેવી રીતે સિદ્ધ થાય ?

આથી સ્પષ્ટ થાય છે કે અધ્યાત્મમાર્ગના પ્રવાસીએ–સાધકે પ્રથમ વાણીનિ, કટુવચન, મિથ્યા પ્રલાપ, ક્રોધભયાદિ વિકારી વચન વગેરે અવિહિત માર્ગે જતાં અટકાવવા, ગુરુદેવ કહે છે તેમ, “ નિર્મળ કર વાણી, કટુવચને કદી તાડીએ ન કોઈ પ્રાણી ” સાવધાનતા સેવવી. દ્વિતીય વાત એ કે મધુર, હિતકારક, ઉત્સાહપ્રદ, આહ્લાદજનક વચનદ્વારા વાણીનો વિહિત ઉપયોગ કરી તેની શુદ્ધિદ્વારા ચિત્તશુદ્ધિ સાધવી અને वचनेतु किं दरिद्रता એ વચનનો યથાર્થ મર્મ સમજ

ઉપયોગ કરવો. તૃતીય વાત એ કે વાણીદ્વારા ઇષ્ટસ્મરણ કરી વાણીની સહજ શુદ્ધિ આણી વાણીમાં દૈવી બળ પ્રકટાવવું અને ઈશ્વરાનુગ્રહ પ્રાપ્ત કરી અને વાણીનો પરમાત્મામાં નિરોધ કરી, અમનસ્કત્વ ઉપનિષદ કહે છે તેવી अशुद्धं काम सङ्कल्पं शुद्धं काम विवर्जितम्-ચિત્તવિશુદ્ધિ કોઈ પણ કામનાનો સંકલ્પ ન ઉઠે એવી નિઃસંકલ્પાવસ્થાદ્વારા પરમાનંદનો અનુભવ કરવો. પરમાત્મા અનુગ્રહવર્ષણ કરી વાણી શુદ્ધિ અર્પાવે એ જ પ્રાર્થના.

— —

અપૂર્ણ.

## શ્રી ઉપેન્દ્રજયન્તીમહોત્સવનું સાહિત્ય—( સં૦ ૧૯૯૫. )

શ્રીવિભાગઃ—' વિદ્યુતને જોઈ તમને શા શા વિચાર આવે છે. '

૨ ( લેખકઃ મંજુબહેન. )

૧. જેવી રીતે ઘનઘોર વાદળામાં વિદ્યુત્ પોતાના તેજસ્વી પ્રકાશથી ચમકી ઉઠે છે, તેવી જ રીતે મહાપુરુષો પોતાના જીવનના ઘનઘોર વાદળાસમ ઘેરાએલા પ્રસંગોમાં પણ પોતાનો અપૂર્વ પ્રકાશ ચમકાવી વાદળો વિખેરી નાંખે છે.

૨ જેવી રીતે વિદ્યુત્, અંધકારને ભેદી નાંખી સમસ્ત જગત્પર પોતાનો પ્રકાશ ફેલાવે છે, તેવી જ રીતે શ્રી સદ્ગુરુદેવ સાધકોના હૃદયના અજ્ઞાનરૂપ તિમિરને પોતાની વિદ્યુત્સમ શક્તિથી ભેદી જ્ઞાનનો પ્રકાશ ઉંડાણમા ફેલાવી સાધકોને પોતાનો માર્ગ બતાવે છે.

૩ જેવી રીતે વિદ્યુત્ ક્ષણમાત્ર જ પોતાનો ચમકારો આખા જગતમાં ફેલાવી વિલીન થાય છે, તેવી જ રીતે મહાપુરુષો ક્ષણમાં જ પોતાનો અપૂર્વ પ્રકાશ ફેલાવી. પોતાના સ્વરૂપમાં વિલીન થઈ જાય છે.

૪ વિદ્યુત્ જગતપર અનેક ઉપકારો કરે છે. પોતાના અદ્ભુત પ્રકાશથી મનુષ્યનાં મન રંજન કરે છે. તેના બળથી મનુષ્યની શક્તિદ્વારા ક્ષણ માત્રમા ઈલેક્ટ્રીક દીવાનો પ્રકાશ કરે છે, પંખાચક્રી, ટ્રેનો ચલાવે છે. કેટલાક મનુષ્યના અકસ્માત ગએલા સાંધાઓને મટાડે છે, તેવી જ રીતે મનુષ્યે પણ બીજાના જીવનમાટે ઉપયોગી થવા બનતો પ્રયાસ સેવવો જોઈએ.

૫ વિદ્યુત્ જેવી રીતે ક્ષણે ક્ષણે ઝબકી અંધારા ઘેરા વાદળાને સુશોભિત કરે છે, તેવી રીતે આપણે પણ આપણા અંધકારમય જીવનમા વિજળીના ચમકારામાફક જીવનને સુંદર રીતે ચમકાવી જગતને તથા જીવનને સુશોભિત કરવુ.

૬ જીવન વિજળીના ચમકારામાફક ક્ષણિક છે તો તેનો કાળનો વિશ્વાસ ન રાખતાં મનુષ્યે પોતાનાં શ્રેયસ્કર સવ કાર્યો ઉત્તમ રીતે સાધી લેવાં જોઈએ,

૭ વિદ્યુતની કેટલી અગમ્ય શક્તિ છે કે પર્વતના શિખરજેવા મહાન પદાર્થોને પણ તોડી ભેદી નાખે છે, અને એ પરમાત્માનુ જ્યોતિર્મય સ્વરૂપ જ્યારે જનોપર અનુગ્રહ કરવા આ સૃષ્ટિ પર અવતરણ કરે છે, ત્યારે પર્વતોજેવા સંકટે. અજ્ઞાન અને પાપપુંજનો નાશ કરે છે.

યુવકવિભાગ:

## " સેવા. "

૨ ( લેખક: પિનાકિન્ ત્રિવેદી. )

જગનાથ એક થકી અનેક રૂપે લીલા વિસ્તારતા,
વિધવિધ વપુ જડચેતને રચી સેવનાધન ધારતા;
અદ્વૈતનો આનંદ સાચો શુશ્રુષાપંથે મળે,
આજીવન સેવાસાધને ભેદો સકલ સ્વરૂપે ગળે. ૧

એકેક સેવાકાર્ય જીવનસ્રોતમાં ચેતન ભરે,
વેગે વહી ચૈતન્યસિંધુમાં વિલય પંથે ધરે;
આ " હું અને મુજ સર્વ " સ્વેચ્છાએ સમર્પે અન્યને,
તે સિદ્ધપદને પામતા સાધક લહી ગતિ ધન્યને. ૨

---

## વિદ્યાર્થીજીવનને નિકૃષ્ટ બનાવનાર વિકારો કયા કયા ?

( લેખક : રમણલાલ જમનાદાસ શાહ. )

૧ હલકા સાહિત્યનું વાચન.
૨ કુસંગતિ.
૩ અમિતાહાર.
૪ અતિનિદ્રા.
૫ અનિયમિતતા.
૬ બ્રહ્મચર્યસ્ખલન.
૭ આલસ્ય-પ્રમાદ.
૮ ઉજાગરા કરવા.
૯ ભોગ્યવૃત્તિ.
૧૦ નકામી વાતોમાં કાળક્ષેપ.
૧૧ અતિશય નાટક સિનેમા જોવા.
૧૨ તરંગોમાં ઉડયા કરવું.
૧૩ ઉડાઉપણું.
૧૪ ઉદ્ધતાઈ.
૧૫ દુરાગ્રહ.
૧૬ વાણીમાં કિલષ્ટતા.
૧૭ ચાડી કરવી.
૧૮ બીજાની ટીકણી કરવી.
૧૯ કોઈને હલકા ગણવા.
૨૦ અદેખાઈ-ઈર્ષ્યા કરવી.
૨૧ જરી જરીમાં ઉશ્કેરાઈ જવું.
૨૨ અન્યના દોષ જોવા.
૨૩ પોતાના દુર્ગુણ ઢાંકવા.
૨૪ નિન્દા કરવી-સાંભળવી.
૨૫ આત્મશ્લાઘા કરવી.
૨૬ વિદ્યાનો ઘમંડ.
૨૭ શરીરની ખોટી ટાપટીપ.
૨૮ અવિનય.
૨૯ અભિમાન.
૩૦ જવાબદારી ટાળવી.
૩૧ અવિવેક.
૩૨ વ્યસન સેવવાં.
૩૩ વિજાતિયસાથે એકાંત સેવવો.
૩૪ ખોટું અનુકરણ.
૩૫ સ્વચ્છંદતા.
૩૬ કોઈને હલકી વસ્તુ તરફ દોરવા.
૩૭ ચોરી કરવી.
૩૮ અવ્યવસ્થા.

---

:: સાપ્તાહિક ::

Reg. No.B. 3171

# શ્રેયસ્સાધક

એટલે
માનવ જીવનની સર્વોત્તમતા.

' શ્રેયસ્સાધક 'નો નિત્યસન્દેશ:
" જીવન ઘડો. "

વર્ષ: ૫ અંક: ૧૯-૨૨
સં. ૧૯૯૫, પોષ શુદ ૩
શનિવાર
તા. ૨૪: ૧૨: ૧૯૩૮.

પત્રવ્યવહાર:
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિંદમાં: રૂ. ૪-૦-૦
હિંદબહાર: દશ શિલિંગ.

**શ્રી ચારિત્ર્યમન્દિર:**
વિદ્યાર્થીને અવશ્ય મૂકવા યોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા
સહાય કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનારી સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્યમાર્ગ ભરતી સંસ્થા.

સ્થલ: વડોદરા.
આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિ. પ્રેસ, રાવપુરા, ખાર કૂવાની ગલીમાં-વડોદરામાં ઉત્તમલાલ લલ્લુભાઈ શાહે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી
પ્રકાશક:
મોતિલાલ ... ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશ્યું
શ્રી વિદ્યાનન્દભવન,
વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૨૪: ૧૨: ૧૯૩૮

॥ ॐ श्री ॥

## नित्यसन्देश.

જેને શરીરનું બળ નથી તે શરીરનું સુખ ગુમાવે છે, જેને આંખનું બળ નથી તે આંખનું સુખ ગુમાવે છે, જેને બુદ્ધિનું બળ નથી તે બુદ્ધિના સુખને ગુમાવે છે, તેમ જેને મનનું બળ નથી તે મનના સુખને ગુમાવે છે. શરીર અને બીજી બધી વસ્તુ કરતાં મનનું બળ વધારે હોય છે. ગમે તેવા રોગ સામે, ગમે તેવા ભય સામે, ગમે તેવી લાલચ સામે, ગમે તેવા દુઃખ સામે, ગમે તેવી પ્રતિકૂળતા સામે, માણસ ત્યારે જ ટકી શકે છે જ્યારે તેનામાં મનનું બળ વધારે પ્રમાણમાં હોય છે. જે મનના બળવાળો છે તે ધારેલું કામ કરી શકે છે. મનના બળવાળો માણસ આળસુ નથી હોતો, લોભી નથી, કોઈના ઉપર ક્રોધ કરતો નથી, કોઈ તેને પજવે તોપણ જરીએ અકળાતો નથી, ખાવાની વસ્તુઓ જોઈ લલચાતો નથી, કવખતે ઊંઘતો નથી, મોંથી મોટાં બગાસાં અસાવધપણે ખાતો નથી, કોઈની કાંઈ વસ્તુ પડી હોય તો તે વાપરવા કે ચોરી લેવા લલચાતો નથી, ખોટું બોલવા કે ખોટું કામ કરવા-કરી તૈયાર થતો નથી, જ્યાંત્યાં ચાલો આજ તો અહીં ફરવા જઈએ, ચાલો આજ તો આ ગમત કરીએ, ચાલો આજ તો સિનેમા કે નાટક જોઈએ, ચાલો જરા ચા પીએ, ચાલો ગામમાં ફરી આવીએ; આવું આવું કરતો નથી. મનના બળવાળો મનુષ્ય ક્લેશને શમાવી આનંદ ભોગવે છે. વિપત્તિથી ન ડરતાં તેના સામો થઈ તેને હરાવે છે, કોઈને દુઃખ દેતો નથી, કોઈને અડચણરૂપ થતો નથી, [illegible] લોભન કરતો નથી, મલિનતા, અપવિત્રતા રાખતો નથી. મનના બળવાળો માણસ આજનું કામ આજ જ કરે છે, બીજાનું દુઃખ ટાળવા માટે પોતાનાથી બનતું કરે છે, નીતિ, સદાચાર, પવિત્રતા, [illegible]

ઉપજાવ્યા જ કરતો હોય છે. મનનાં બળવાળો માણસ કશાથી ડરતો નથી, પારકા ઉપર આધાર રાખતો નથી, ખરાબનો સંગ કરતો નથી. મનના બળવાળો માણસ વધારે અને વધારે સારો થવા યત્ન કર્યા જ કરે છે, સારાં પુસ્તક વાંચવાં, સારી સારી ક્રિયાઓ કરવી, સારા પુરુષોનો સમાગમ કરવો, સઉ સાથે પ્રેમ રાખવો, ખૂબ શાંતિ રાખવી, ધૈર્ય રાખવું, મૌન પાળવું, કદી કોઈને હાનિ ન કરવી, અને દિવસે દિવસે વધારે ઉત્તમ થવું એ માટે તે ખૂબ જ આગ્રહી હોય છે. આપણે સાવધ રહી આપણું તમામ વર્તન સુધારતા જઈએ તો આપણે મનના બળવાળા બનીએ, અને ઘણું જ સુખ પામીએ,

श्री गुरुदेव.

---

# श्री योगसार

( અનુસંધાન ગતાંક ૧૭ ના પૃષ્ઠ ૧૩૪ થી.)

આઠ પ્રકારની સિદ્ધિ તે આ છે: અધ્યયન, શબ્દ, ઊહ, સુહત્પ્રાપ્તિ, દાન અને ત્રણ પ્રકારનાં દુઃખના ત્રણ ઉચ્છેદ. ત્યાં વિધિપ્રમાણે શ્રી સદ્‌ગુરુમુખે અધ્યાત્મશાસ્ત્રના શબ્દોને શ્રવણ કરવા તે અધ્યયન નામની " તાર " સંજ્ઞાથી ઓળખાવાતી પ્રથમ સિદ્ધિ છે. અધ્યાત્મશાસ્ત્રના અર્થને સારી રીતે સમજવો એ શબ્દ નામની "સુતાર" સંજ્ઞાથી ઓળખાવાતી દ્વિતીય સિદ્ધિ છે. આ પ્રમાણે પઠન અને અર્થનું નિર્ધારણરૂપ શ્રવણ થયા પછી એ અર્થ આગમથી વિરુદ્ધ છે કે નહિ, ઇતર પ્રમાણથી વિરુદ્ધ છે કે નહિ, ઇત્યાદિનો વિવિધ યુક્તિથી વિચાર કરવા રૂપ મનન કે જેના પરિણામે સંશય અને પૂર્વ પક્ષનું નિરાકરણ થઈ સિદ્ધાન્તરૂપ ઉત્તરપક્ષની વ્યવસ્થા થઈ રહે છે તે ઊહનામની " તારતાર " સંજ્ઞાથી ઓળખાવાતી તૃતીય સિદ્ધિ છે. પોતે નિશ્ચિત કરેલા અર્થનો ઇતર સાથે સંવાદ નહિ થાય ત્યાં સુધી દૃઢ વિશ્વાસ થતો નથી તેથી શ્રીસદ્‌ગુરુનો મત, ઇતર શિષ્યોના મત ઇત્યાદિ સાથે સંવાદ થઈ શકે તે માટે એ સુહૃદરૂપ પુરુષોની પ્રાપ્તિ થવી તે સુહત્પ્રાપ્તિ નામની " રમ્યક " સંજ્ઞાથી ઓળખાવાતી ચતુર્થ સિદ્ધિ છે. અહીં દાન શબ્દ દૃપ શોધને એ ધાતુપરથી થયેલો છે, અને અહીં આપવા રૂપ અર્થવાળા દા ધાતુ પરથી થયેલો નથી તેથી દાનનો અર્થ શુદ્ધિ છે. તેથી સંશયવિપર્યયરહિતપણે વિવેકસાક્ષાત્કારના શુદ્ધ-સ્વચ્છ-પ્રવાહમાં અવસ્થાન થવું તે દાન નામની " સદા મુદિત " નામની પાંચમી સિદ્ધિ છે. યોગશાસ્ત્ર દુઃખના ત્રણ ભેદ પાડે છે: ( ૧ ) આધ્યાત્મિક; ( ૨ ) આધિભૌતિક અને ( ૩ ) આધિદૈવિક. તેમાં જે દુઃખ સ્થૂલ શરીરની અસ્વસ્થતા થવાથી અથવા અંતરના આધિને લીધે થાય છે તે આધ્યાત્મિક દુઃખ કહેવાય છે. જે દુઃખ થવામાં આ લોકના કોઈ મનુષ્ય, પાષાણાદિ પદાર્થો હેતુરૂપ હોય છે તે આધિભૌતિક દુઃખ છે, અને જે દુઃખ થવામાં આ લોકથી ભિન્ન લોકની સત્તા કારણ છે તેવાં દુઃખો જેવાં કે અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ આદિ, તે આધિદૈવિક દુઃખો છે. આ ત્રણે દુઃખોનો આત્યંતિક ઉચ્છેદ થવો એ પ્રમોદ, મુદિત અને મોદમા નામની

ત્રણ સિદ્ધિઓ છે. આ પ્રમાણે આ આઠ સિદ્ધિઓ છે અને તેમાં છેલ્લી ત્રણ સિદ્ધિ ફલરૂપ છે અને પ્રથમની તે સાધનરૂપ છે. મધ્યની સિદ્ધિઓ કોઈ સિદ્ધિના હેતુરૂપ અને કોઈ સિદ્ધિનાં ફલરૂપ છે. કોઈ કોઈ પુરુષો આ આઠ સિદ્ધિનાં બીજાં સ્વરૂપો પણ વર્ણન કરે છે, તે આ પ્રમાણેઃ—ઉપદેશ-વિના જ પૂર્વ જન્મમાં કરેલા અભ્યાસને લીધે જે તત્ત્વજ્ઞાન થઈ જવું તે ઊહ નામની સિદ્ધિ છે. બીજો કોઈ પુરુષ અધ્યાત્મશાસ્ત્રનો પાઠ કરતો હોય તે શ્રવણ કરતાં તત્ત્વજ્ઞાનની ઉત્પત્તિ થવી તે શબ્દ નામની સિદ્ધિ છે. શિષ્યને શ્રીગુરુમુખે અધ્યાત્મશાસ્ત્રનો પાઠ તથા અર્થજ્ઞાન થઈ તે દ્વારા જે તત્ત્વ-જ્ઞાનનો ઉદય થાય છે તે અધ્યયન નામની સિદ્ધિ છે. તત્ત્વજ્ઞાની સુહૃત્‌ની પ્રાપ્તિ થઈ તેની સહાયથી તત્ત્વજ્ઞાન થવું તે સુહૃત્‌પ્રાપ્તિ છે. ધનાદિના દાનથી શ્રીસદ્‌ગુરુની પરિચર્યા કરવાથી શ્રીસદ્‌ગુરુના અનુગ્રહવશાત્ જ્ઞાનની પ્રાપ્તિ થવી તે દાન નામની સિદ્ધિ છે. ત્રણ દુઃખના ત્રણ ઉચ્છેદ તે દુઃખ-વિઘાત નામની સિદ્ધિ છે. આ પ્રકારે પણ આ સિદ્ધિઓનું વર્ણન કોઈ કોઈ કરે છે. આ આઠ પ્રકારની સિદ્ધિ અને પૂર્વ ગણાવેલી નવ પ્રકારની તુષ્ટિ તેનો વિપર્યય-તેથી ઊલટી સ્થિતિ—તે સત્તર પ્રકારનો બુદ્ધિનો વધ છે. આ વિપર્યય, અશક્તિ, તુષ્ટિ, અને સિદ્ધિ એ આ રીતે પચાશ ભેદવાળાં છે અને એમાં ધર્માદિ આઠ ભાવોનો સમાવેશ થઈ જાય છે. એ આઠ અથવા આ વિસ્તા-રથી ગણાવેલા પચાશ ભેદ એ સર્વ બુદ્ધિના ધર્મો છે અને એમાંથી જ્ઞાન બાદ કરીએ તો બીજા એ ધર્મોને લીધે આખો લિંગદેહ સંસ્કારવાળો થઈ રહે છે અને એ સંસ્કારરૂપ નિમિત્તને લીધે એ લિંગદેહનું સંસરણ થતું ચાલે છે. એટલે કે એક સ્થૂલ શરીરનો ત્યાગ અને અન્યનું ગ્રહણ, વળી તેનો ત્યાગ અને અન્યનું ગ્રહણ એમ ચાલ્યા કરે છે. આ પ્રકારનાં સ્વરૂપ, ગુણ, સ્વભાવાદિ-વાળું એક લિંગશરીર પ્રતિપુરુષ સબંધવાળું હોય છે અને એ એનું દ્વિતીય શરીર છે.

તૃતીય શરીર તે સ્થૂલ શરીર છે, કે જે પ્રસિદ્ધ છે. એ સ્થૂલ શરીર ભોગાયતન કહેવાય છે એટલે કે એના વિના ભોગની પ્રાપ્તિ થઈ શકતી નથી, એના વિના ભોગ ભોગવી શકાતા નથી. આ સ્થૂલ શરીરમાં એક તો બાહ્ય જે દેખાય છે તે શરીરનું ગ્રહણ થાય છે. અને તે સાથે એની જ પ્રતિમારૂપ, એના જ જેવું; પણ એ છૂટી ગયા પછી પણ થોડો સમય રહેનારું જે આતિવાહિક શરીર છે તેનું પણ ગ્રહણ થાય છે. મરણ સમયે લિંગ દેહનો દૃશ્ય સ્થૂલ શરીર સાથેનો સંબંધ છૂટે છે પણ થોડો સમય આ આતિવાહિક શરીર સાથેનો સંબંધ કાયમ રહે છે. એ આતિવાહિક શરીરને જ આશ્રયે રહી ભૂત, પ્રેતાદિનું દર્શન થઈ શકે છે. જ્યારે જીવ ઈતર લોકમાં અવસ્થિત થઈ રહે છે ત્યારે એ આતિવાહિક શરીર પણ છૂટી જાય છે. પણ જ્યાં સુધી વર્તમાન દૃશ્ય સ્થૂલ શરીર સાથેની વાસના છૂટી જતી નથી ત્યાં સુધી એ આતિવાહિક શરીર રહે છે. સ્થૂલ શરીરની વર્તમાન દશામાં પણ એ આતિવાહિક શરીરદ્વારા બહિર્ગમનાદિ કરાય છે. પ્રેતાવાહન વિદ્યા ( Spiritualism ) અને કૃત્રિમ સ્વાપાવહ વિદ્યા ( Hypnotism ) તથા મરણ પછી દૂધ અને પાણી મૂકવાનો પ્રચલિત આચારાદિ વિવિધ આચારો આ આતિવાહિક શરીરને અવલંબી જ થાય છે. એ શરીર તથા દૃશ્ય સ્થૂલશરીર એ બન્નેનો સમાવેશ આ સ્થૂલ શરીરરૂપ તૃતીય દેહમાં

જ થાય છે. જેમ સ્થૂલ શરીર તે તે લોકની મર્યાદા પ્રમાણે ભિન્ન ભિન્ન આકારવાળાં છે, તેમ આ આતિવાહિક સ્થૂલ શરીર પણ તે જ પ્રકારના આકારવાળાં હોય છે. આ બને પ્રકારનાં સ્થૂલ શરીરની ઉત્પત્તિ તે ભૌતિકસર્ગ કહેવાય છે અને એમાં દૈવ, તિર્યગ્યોનિ અને માનુષ એવાં પણ ભેદ સ્થૂલપણે પાડવામાં આવે છે. ખરું જોતાં અસંખ્ય પ્રકારનાં આ શરીરો હોય છે છતાં તેનો આ ત્રણ વર્ગમાં વિભાગ કરવામાં આવે છે. ત્યાં બ્રાહ્મ, પ્રાજાપત્ય, ઐન્દ્ર, પૈત્ર, ગાંધર્વ, યક્ષ, રાક્ષસ અને પૈશાચ એ આઠ પ્રકારનો દૈવસર્ગ છે. પશુ, મૃગ, પક્ષી, સરીસૃપ ( સર્પાદિ જે વક્ર ચાલનાર છે તે.) અને સ્થાવર એ પાંચ પ્રકારનો તિર્યગ્યોનિ સર્ગ ( મનુષ્યથી ઊતરતી પંક્તિનાં શરીરો ) છે અને એક પ્રકારનો માનુષસર્ગ છે. આ રીતે ચતુર્દશ પ્રકારનો આ સર્ગ છે. એ સર્વ શરીરો તે સ્થૂલ શરીર છે. એ સ્થૂલદેહ તે તૃતીય દેહ છે.

અપૂર્ણ

---

# સદ્બોધસુધાસ્રવણ.

( મ૦ ૫૦ શેલતની નોંધપોથીમાંથી. )

સંવત્ ૧૯૮૦, વૈશાખ કૃષ્ણ૦ ૧૩, શનિવાર.

સ્થલ : અમદાવાદ–સાભ્રમતીતટ, સાયંકાલ:

નદીના સામા તટઉપર ઉત્તરાભિમુખે શ્રી. ગુરુદેવ ખુલ્લે માથે સિંહાસનથી બેઠા છે: સન્મુખ મામલતદારબંધુ ધીરુભાઈ, જેઠાલાલભાઈ દવે, સોમાભાઈ, ગોવિંદલાલ અમીન, લલ્લુભાઈ, ઇશ્વરલાલ, બાળક, વગેરે અનેક બંધુઓ બોધામૃત પાનનો લાભ લેવા વર્તુલાકારમાં બેઠા છે.

ધીરુભાઈ—બાપજી ! જપથી ચિત્તશુદ્ધિ થતી હશે કે કેમ ? સ્વામી રામતીર્થ એક જગાએ લખે છે કે ત્યાગથી ચિત્તશુદ્ધિ થાય છે.

ગુરુદેવ—જપથી કેમ ન થાય ? વિલંબ થાય. સામાન્ય સંખ્યાથી વિશેષ ફળ–લાભ નહિ; પણ મોટા પ્રમાણમાં અને તે પણ યથાર્થ રીતે થાય તો ફળ પ્રકટયા વિના રહે નહિ. કેટલીક દવા શરીરમાં લાંબો કાળ સુધી રહ્યા પછી મોડો લાભ કરે છે; પરંતુ તે સપ્તધાતુમાં પણ ફેરફાર કરે છે. અને ક્રુટસોલ્ટ આપ્યું હોય તો તરત દસ્ત થાય. પરંતુ પેલી માત્રા જેવો લાભ ન કરે. પેલી માત્ર તાત્કાલિક ફાયદો ન કરે પણ અમુક સમય પછી સ્થાયી અને ઉત્તમ પ્રકારનો લાભ આપે.

જેઠાલાલ—પ્રભુ ! જપ ઉતાવળે કરવા કે ધીમેથી ?

ગુરુદેવ—આરંભમાં ઝડપથી કરવા. જેમ ઘોડો દોડતાં થાકી જાય છે તેમ શબ્દવૃત્તિ થાકી જાય–મૂર્છા આવે તે પ્રમાણે કરવા. આમ થવાથી સંકલ્પ વિકલ્પનો વેગ શમે છે. પછી ક્રમે ક્રમે ઉપાંશુ–મનોમય–માં પ્રવેશ થાય. લક્ષણાવૃત્તિને હમેશાં અર્થાકાર રાખવી. જેમ જેમ અભ્યાસ વધશે તેમ તેમ અધિક સમય લાગશે. હાલમાં એક માળામાં દસ મિનિટ લાગતી હશે તો પછી

પંદર, વીસ, અરધો કલાક, કલાક એમ વિશેષ સમય લાગશે. મહાપુરુષો માત્ર એક પ્રણવના ઉચ્ચારમાં કેટલોએ સમય તદાકાર થઈ રહે છે. મંત્રના ઉચ્ચાર પછી વૃત્તિ અર્થાકાર રહે ત્યાં સુધી તેમ કરવું. પુનઃ બહિર્મુખ થવા લાગે કે પુનઃ મંત્રનો ઉચ્ચાર કરવો.

સર્વમાં અભ્યાસની જરૂર છે. અભ્યાસવિના એકદમ મોટા ફળની આશા રાખવી એ વ્યર્થ છે. અભ્યાસ હોય જ્યાં વૈરાગ્ય ન હોય તો પણ યથાર્થ લાભ ન થાય. અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું

चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥

હે કૃષ્ણ ! મન ખરેખર ચંચળ, બળવાન્ અભેદ્ય અને વશ ન થાય એવું છે અને તેનો નિરોધ કરવો તે વાયુને વશ કરવાનું જેવું કઠિન છે તેવું કઠિન છે.

ત્યારે શ્રીકૃષ્ણે ઉત્તરમાં કહ્યું કે

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।

હે આર્ય ! તારી વાત સાચી છે. મનનો નિગ્રહ કરવો ખરેખર અત્યંત કઠિન છે. પરંતુ

अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥

અભ્યાસ અને વૈરાગ્યથી તેનો નિગ્રહ થઈ શકે છે, એટલે કે અશક્ય નથી. એક દિવસ બે દિવસ એમ નહિ પણ સદા જ કરવું. ( બાળકપ્રતિ દૃષ્ટિ કરી ) अभ्यासवैराग्याभ्यां तन्निरोधः । દરેક કાર્યમાં અભ્યાસની અનિવાર્ય જરૂર છે. પરંતુ એકલા અભ્યાસથી ન ચાલે, સાથે વૈરાગ્યની જરૂર છે. આપણામાંના દરેક સન્ધ્યાનો થોડો ઘણો અભ્યાસ કરે છે. કોઈ કોઈ તો આગ્રહપૂર્વક પાંચપાંચ કલાક કે તેઉપરાંત સન્ધ્યામા ગાળે છે. પરંતુ પેલું બીજું સાધન વૈરાગ્ય ન હોવાથી યથાર્થ ફળ દેખાતું નથી.

ધીરુભાઈ—વૈરાગ્ય માટે શું કરવું ? એ શાથી થાય ?

ગુરુદેવ—( સહજ હસીને ) વિવેક. વિવેકની પાછળ વૈરાગ્ય તૈયાર છે. ( જોહાલાલને ) તમે બીજાઓ માટે દવાની મોટી ફાર્મસી કાઢી પણ તમારા પોતાને માટે કંઈ શોધી કાઢ્યું કે નહિ ! તમારું શરીર જોઈ મને ચિંતા થાય છે કે આ તે શું !

ધીરુભાઈ—આપણ ! હું રોજ બાર નમસ્કાર કરું છું. ધીમે ધીમે મેદ ઓછો થશે.

ગુરુદેવ—મણ દાળમાં દશબાર મીઠાનો શો હિસાબ ! એ તે કંઈ વ્યાયામ કહેવાય ! આરંભમાં થોડા કરવા પણ ક્રમે ક્રમે વધારવા. ઓછામાં ઓછા મોગી દેહમાં સુધી થવા જોઈએ ત્યારે પરસેવો થાય ત્યારે જ વ્યાયામ કહેવાય. શક્તિના પ્રમાણમાં કસરત કરવી. અતઉપરાંત હાનિ કરે.

જોહાલાલ—આપનું પણ ચાલ્યું ત્યારે આરંભ કરીએ.

ગુરુદેવ—शरीरमाद्यं खलु धर्मसाधनम् કહ્યું છે તે ખોટું નહિ. અનેક સુખ હોવા જ્યાં

શરીર સારું ન હોય તો તેનો કેવી રીતે ઉપયોગ થાય ? વ્યવહાર અને પરમાર્થ બંને માટે શારીરિક સંપત્તિની જરૂર છે. અમને બધાને જ્યારે વ્યાયામનો ખરો રસ હતો તે વખતે હું ત્રણસો દંડ કરતો. શ્રીમાન્ માસ્તર સાહેબ પણ બસો સુધી કરતા. આ ડોસાભાઈ, પાંસઠ વર્ષની ઉમર થઈ પણ કેવું આરોગ્ય છે ! દાંત બધા સાબિત છે. ચાર માણસ જેટલું કામ એકલા કરી શકે. ભલા ભલા યુવાનને પણ પત કરે નહિ. માત્ર એકનો વિકાસ નહિ, પરંતુ શરીર, મન અને આત્મા સર્વના વિકાસની જરૂર છે.

બાળક તથા ડોસાભાઈએ વિવિધ પ્રકારનાં યોગનાં આસન તથા દંડ કરવાનો આરંભ કર્યો. તે જોઈ સર્વ તેમાં ભાગ લેવા લાગ્યા. અનેક પ્રકારની કસરત કરવામાં આવી. શ્વાસપ્રશ્વાસ-સહ કરવાની કસરતવખતે શ્વાસપ્રશ્વાસ લેવામૂકવાનો વિધિ બાળકને પરમ પૂજ્ય ગુરુદેવે બતાવ્યો. ત્યાર બાદ સ્નાનસંધ્યાદિ કરી મુકામે પાછા ફર્યા

---

( સંવત ૧૯૮૦ વૈશાખ અમાવાસ્યા, સોમવાર, તા. ૨ : ૬ : ૨૪ )

સાયંકાલે ભીમનાથના ઓવારા સામેના તટઉપર પરમકૃપાળુ ગુરુદેવ, શ્રી સુરેશ્વર ભગવાન, વૈદ્ય અમૃતલાલ, ધીરુભાઈ ભટ, શ્રી ઇશ્વરભાઈ, ગોવિંદલાલ અમીન, ડોસાભાઈ, લલ્લુભાઈ, જેઠાલાલ દવે બાળક વગેરે અનેક સાધકોસહ બિરાજ્યા છે. વિવિધ પ્રકારની અત્યંત ઉપયોગી આનંદવાર્તા ચાલે છે.

જેઠાલાલ—કોઈ સંધ્યાદિ કર્મમાં એકાગ્ર થાય અને અન્ય પોતાના કાર્યમાં બરાબર એકાગ્ર થાય-એકાગ્રતા રાખે તો લાભ થાય કે નહિ ?

ગુરુદેવ—જો એકાગ્રતા બંનેની હોય તો તો, જેમાં એકાગ્રતા થાય તે ઉપર લાભનો આધાર છે. લાભનો આધાર તો એકાગ્રતાના વિષયઉપર છે.

ધીરુભાઈ—પ્રભુ ! જે છે તે સેવા બધા કરતાં સરળ. બીજા સાધનમાં કષ્ટકૂટ ઘણી, સેવા સર્વથી સરળ.

ગુરુદેવ—ઉપરથી એમ જણાય પરંતુ તે પણ અન્ય જેવી જ છે. સેવા પણ વિચારવિના કરે તો લાભને બદલે હાનિ થાય. सेवा धर्मो परमगहनो...કહ્યું છે તે કંઈ ખોટું નથી. પ્રથમ તો ગુરુના મનની ઇચ્છા સમજવી જોઈએ. તે જાણ્યા વિના સેવાનો લાભ મળવો કઠિન. ગુરુમાં અત્યંત શ્રદ્ધા-અત્યંત પ્રેમ-તન્મયતા થયા વિના આ પ્રમાણે બને જ નહિ. આજે શીખંડ ભાવતો હોય તો કાલે તેની બિલકુલ રુચિ ન હોય. સેવા આપણી ઇચ્છા પ્રમાણે કરવાની નથી, પણ તેમની ઇચ્છા સમજીને કરવાની છે, અને તેથી તે કઠિન. સેવામાં તન, મન, અને ધન સર્વનું મમત્વ, અભિમાન છોડવું પડે છે. તેવિના યથાર્થ સેવા બની શકે જ નહિ જનકે અષ્ટાવક્રને સર્વ અર્પણ કર્યું. ત્યાર પછી મમત્વનો વિચાર આવતાં એ જ વિચાર આવ્યો કે મેં ગુરુને તન, મન, ધન સર્વ અર્પણ કર્યું છે તો હવે મારું શું છે !

સેવાથી ગુરુ અનુગ્રહ પ્રાપ્ત કર્યાનાં આરુણી વગેરેના અનેક દૃષ્ટાંત છે અને અલ્પકાળમાં જ્ઞાનાદિ ઐશ્વર્ય પ્રાપ્ત થવાના અનેક દાખલા છે. પરંતુ તે સેવા તે માત્ર બે કલાક પોતાના વ્યાપારને હાનિ ન થાય એ પ્રમાણે આપી એટલે સેવા થઈ ગઈ એમ ન સમજવું. જો કે એ પણ લાભ કરે છે, પરંતુ યથાર્થ લાભમાટે સાચી સેવા જરા કઠિન પડે ખરી; બાકી તો સહજમાં બેડો પાર. રામાયણમાં જ્યાં જોશો ત્યાં ખરી અણીના સમયે હનુમાને જ બીડું ઝડપ્યું છે. સીતાની શોધમાં તો એ, અમૃતસંજીવની લાવવામાં તો એ—જ્યાં કોઈની મતિ ન પહોંચે ત્યાં એ આગળ દેખાય છે.

માત્ર આજ્ઞા પાળવી કે તે પ્રમાણે કાર્ય કરવું એમ નથી, પરંતુ સેવા પ્રાપ્ત થતાં તેમાં આનંદ પ્રકટે, પોતાને સેવા કરવાનો યોગ આવ્યો અહોભાગ્ય માને ત્યારે જ તે સેવા ખરી.

વૈદ્ય—સંયમ કે જપમાં બેઠા હોઈએ અને આશ્રમનું કાર્ય હોય તો શું કરવું ?

ગુરુદેવ—કહો મણિભાઈ ( બાળક )........શું કરવું !

બાળક—પ્રભુ ! મને તો એમ લાગે છે કે તે છોડી એકદમ ગુરુની આજ્ઞાપ્રમાણે વર્તવું. જપ અને સંયમથી આ કોઈ પણ પ્રકારે ઊતરતું નથી. કારણ કે સર્વ કરીને જેને પ્રસન્ન કરવાના તે તો આથી પ્રસન્ન થાય. હું તો સમજું છું કે આજ્ઞા થતાં તે છોડવું, બાકી તો સંયમ કે જપ કરવાના. પરંતુ જપમાંથી ઊઠતાં મનમાં ગભરાટ થાય તો તો પછી કંઈ લાભ નહિ.

ગુરુદેવ—બરાબર છે. આશ્રમ કે ગુરુસમીપ તો સેવા કરવાની. બાકીના સમયમાં કે પોતાને ઘેર સંયમ જપાદિ સાધનનો આગ્રહ વિશેષ રાખવાનો છે.

---

## હરિસ્મરણ.

મનુષ્યમાં રહેલી સ્મૃતિવૃત્તિ એ અત્યંત ઉપયોગી શક્તિ છે. એ વૃત્તિને જેવા રૂપમાં કેળવવામાં આવે છે તે ઉપર મનુષ્યની પ્રગતિ તથા અવનતિનો મોટો આધાર રહે છે.

એ સ્મૃતિવૃત્તિ અનેક પ્રકારના સારા ખોટા સંસ્કારોને સંઘરી કરી સમય આવે અનેક પ્રકારનાં ચિત્રો રચી દેખાડે છે. એક ક્ષણમાં તે પચાસ વર્ષપૂર્વના પ્રસંગો ઉપજાવી દે છે અને તે ચિત્રો-પ્રસંગો આપણી અન્ય વૃત્તિઅનુસાર શોક, મોદ, રાગદ્વેષ, આદિ અનેક ભાવને ઉત્પન્ન કરી સુખ વા દુઃખનું ભાન પ્રકટાવે છે. આપણી વૃત્તિનો પ્રવાહ જે દિશાપ્રતિ વહેતો હોય છે તેવાં જ તે પૂર્વે બનેલાં અનેક ચિત્રો તાજાં કરી દે છે.

ભૂમિમાં પડેલાં બીજ જેમ તેને અનુકૂલ જલ, વાયુ મળતાં પ્રકટી નીકળે છે, તે જ પ્રકારે આજે વિસ્મરણરૂપે જણાતા ભૂતકાળના પ્રસંગોને આ સ્મૃતિવૃત્તિ ઉપસ્થિત કરે છે.

એ ચિત્રો સમય આવે આ રીતે જાગશે તેનું આ કાલે આપણને ભાન પણ નથી હોતું, છતાં સ્મૃતિવૃત્તિ તો સમયની રાહ જોઈ રહી હોય છે અને તે પોતાનું કાર્ય યથાકાલે કરી બતાવે છે.

આવી રીતે સ્મૃતિ કાર્ય કરે છે તેનું મૂળ તપાસતાં તેના કર્તા—તેનામાં સંસ્કાર સ્થાપનાર આપણે પોતે જ હોઈએ છીએ.

આપણા જીવનના પ્રત્યેક પ્રસંગો કે જેમાં આપણે તન્મય થઈ ભાગ લીધો હોય છે, તેની ઊંડી ઊંડી છાપ આ સ્મૃતિવૃત્તિમાં પડી જાય છે, અને જેવી છાપ પાડી હોય છે તેવાં ચિત્રો તે સમય આવે દર્શાવી આપે છે.

હવે જ્યાં સુધી આપણું અંતઃકરણ ઉચ્ચ ઉચ્ચ ચિંતન કરનાર નથી થયું, ત્યાંસુધી તો જગતમાં પ્રવર્તી રહેલા અજ્ઞાનના જ સંસ્કારો સ્મૃતિવૃત્તિમાં પડ્યા હોય છે. શોકનાં, મોહનાં, દ્વેષનાં, કોઈનાં અહિતનાં, નિંદાનાં, અભિમાનનાં અનેક ચિંતનો આપણે પોતે જ ઉપજાવી તેમાં રસપૂર્વક જોડાયા હોવાથી તે સ્મૃતિવૃત્તિમાં અંકિત થઈ ગયાં હોય છે.

જે આવા આવા અજ્ઞાનના વિચારો ઉપર સાવધાનતાપૂર્વક લક્ષ આપનાર હોય છે તેમને એટલા ઊંડા સંસ્કાર ન પડવાથી તેમની સ્મૃતિવૃત્તિ એટલી બળવાન થઈ પ્રસંગ આવે તત્ક્ષણ દુઃખ ઉપજાવી શકતી નથી.

સ્મૃતિવૃત્તિનું તો માત્ર એટલું જ કાર્ય છે કે જેવું આપણે તેના આગળ ધર્યું હશે તેવું તે સમય આવે ઉપજાવી આપે છે. અને તેમાં પણ તે સંસ્કારને પોષણ મળે એવું જ બનતું રહે તો તે તરત જ આપણામાં જાગૃત થઈ આપણને વર્તમાન સ્થિતિમાં દુઃખ અથવા સુખનો અનુભવ કરાવે છે. કોઈએ આજે અમુક કટુ શબ્દ સંભળાવ્યો તે સાંભળતાં જ તે સામા મનુષ્યે અમુક વર્ષ ઉપર આ પ્રકારે જ શબ્દ પ્રહાર કર્યા હતા, તિરસ્કાર કર્યો હતો, વગેરે, અનેક વર્ષો પરની વાત જાગૃત થઈ જાય છે, તે જાગૃત કરી આપનાર આ સ્મૃતિવૃત્તિએ ગ્રહણ કરેલા તે સંસ્કાર છે.

આજ રીતે મોહનો કોઈ પ્રસંગ આવતાં પૂર્વકાલનાં કેટલાંયે ચિત્રોમાં વૃત્તિ તન્મય થઈ કલ્પનાથી પણ આનંદનું ભાન અનુભવાય છે. આવી આવી અનેક રીતે આજના વિચારો સાથે સ્મૃતિવૃત્તિ અનુસંધાન કરાવી આપે છે.

આ સર્વ થવામાં સ્મૃતિવૃત્તિમાં આપણાથી જ સ્થપાયલાં ચિંતનો છે. સ્મૃતિવૃત્તિ અત્યંત બળવાન શક્તિ છે. માત્ર આપણી અસાવધાનતાના પરિણામે આપણે જેવું જોઈએ તેવું ફલ પ્રાપ્ત કરી શકતા નથી.

આપણું કર્તવ્ય ત્યાં જ છે કે આપણે જેવા થવું છે તેવું જ તેના સમીપ ધરવું. આપણું ધારેલું સાવધાનતાથી, બળથી તેને બનાવીશું તેવું તે ગ્રહણ કરી લેશે.

ભલે આજ સુધી આપણે અનેક ખોટા વિચારોનાં ચિત્રો તેના સમીપ દર્શાવ્યાં છે, તેનામાં તેની જ છાપ પાડી છે; પણ જ્યારથી આપણે કંઈક સારું આપણામાં ઉપજાવવા ઇચ્છીએ છીએ ત્યારથી પુનઃ પુનઃ સારા જ વિચારો ઉપજાવવાથી પેલા પૂર્વના વિચારો ઓછા થતાં થતાં ભૂંસાઈ જશે.

: : સાપ્તાહિક : :

Reg. No.B. 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ:
" જીવન શ્રેી. "

વર્ષ: ૫ અંક : ૨૨
સં૦ ૧૯૯૫, પોષ શુકલ ૯
શનિવાર
તા૦ ૩૧ : ૧૨ : ૧૯૩૮.

પત્રવ્યવહાર:
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૪-૦-૦
હિન્દબહાર : દશ શિલિંગ.



આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, ભાઉ કાળેની ગલીમાં-વડોદરામાં છોટાલાલ લાલભાઇ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી પ્રકાશક : ગોવિન્દલાલ ગ્ય૦ ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી વિશ્વંભર-ઉદ્યાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૩૧: ૧૨: ૧૯૩૮

॥ ॐ श्रीँ ॥

## सद्वचनो.

તમે જે કંઇ કરો અથવા વિચારો તે સર્વમાં પૂર્ણ રસ પ્રકટાવવાના ઉદ્દેશને ધારણ કરજો, અને તે કાર્યો તથા વિચારોમાં જે રસવૃત્તિ તમે પ્રકટાવો તેમાં તમારા પૂર્ણ મન તથા આત્માને સમર્પી દેવાનો નિશ્ચય કરજો.

× × ×

દુર્બલતા થવાનું ગમે તે કારણ હોય તોપણ પ્રત્યેક વિચાર તથા કૃતિમાં સબલ અથવા વિધિદ્યોતન કરનાર થવાને માટે સવિશેષ યત્ન કરો.

× × ×

નિરંતર મનની સુખજનક સ્થિતિમાં રહો.

× × ×

જે વસ્તુ તમારે જેવી જોઈએ તેવી ન થતી લાગે અથવા પ્રતિકૂળ અને પ્રતિકૂળ જ રહે તો જાણજો કે તમારામાં જ્યારે શુભની અધિક અને સ્થાયી વૃદ્ધિ થશે ત્યારે તે પ્રતિકૂળ અવશ્ય જતું રહેશે.

× × ×

પ્રાર્થનામય અંતઃકરણનું વાતાવરણ દિવ્ય હોય છે.

श्री गुरुदेव.

---

#  चैतन्यज्योति आविष्करणोत्सव. 

સ્થૂલ દષ્ટિએ અત્યંત દુઃખને પ્રતીત કરાવનો, સાધકનું સર્વસ્વ હરી જનારો, સુખમાત્રને લુપ્ત કરનારો, વિષમ સ્થિતિને દર્શાવતો દિવસ નિકટ આવતો જાય છે, અને તે દિવસ તે શ્રી ગુરુદેવના સ્વરૂપાવસ્થાનનો દિવસ છે.

સાચા શ્રેયસ્સાધકને તો જગતનો કોઈ પણ વ્યક્તિકર આ પ્રસંગ કરતાં અધિક દુઃખસ્પર્શી હોઈ ન શકે અનેક પદાર્થોથી વૃત્તિને પાછી વાળીને એક ગુરુમૂર્તિમાં જ જેણે સમગ્ર વૃત્તિઓને સંલગ્ન રાખી હોય તેને એ મૂર્તિનું અદર્શન થતાં શું થાય છે એ ભક્તહૃદય સમજી શકે તેમ જ છે.

શ્રીકૃષ્ણનું અદર્શન ગોપીને, શ્રીબાપજીશ્રીનું અદર્શન તે કાલના સાધકવર્ગને જેવું અસહ્ય હતું તેવું જ આજે ઇષ્ટશ્રીનું અદર્શન સર્વને અસાધારણ દુઃખને પ્રકટાવતું અસહ્ય થઈ રહ્યું છે, છતાં ઇષ્ટના અનુગ્રહપાત્ર હૃદયમાં આ પ્રસંગ પણ વિશેષ કલ્યાણના હેતુરૂપ છે એવો ભાવ જાગૃત રહે છે.

પરમાત્માનું સ્વરૂપ એક દેહમાં સાધકની દષ્ટિ અવલોકે તેના કરતાં સર્વત્ર વ્યાપકરૂપે પોતાના ઇષ્ટનું દર્શન કરે એ અત્યંત શ્રેષ્ઠ છે અને એ દૃષ્ટિ જેની થાય છે તે પોતાના અંતઃકરણમાં ઇષ્ટને સંનિહિત અનુભવે છે. શ્રી ગુરુદેવ પણ એ જ દર્શાવતા કે " ભૌતિક તનુમાં સાચો પ્રેમ હોય જ્યાં તે વિનાશી છે તેથી ગુરુના વ્યાપક સ્વરૂપને અનુભવતા જવું "

શ્રી ગુરુદેવે સાધકની આ દષ્ટિ કેળવવા પોતાનું તિરોધાન પ્રતીત કરાવ્યું. ઇષ્ટની ઇચ્છાને પરમ હિતકર માનીને તેને અનુસરવું એ આપણું કર્તવ્ય છે અને તેથી જ પૌષ કૃષ્ણ ષષ્ઠી તા૰ ૧૧-૧-૩૯ બુધવારે સ્વરૂપાવસ્થાનના દિવસે આવતા ઉત્સવનું નામ ચૈતન્યજ્યોતિ-આવિષ્કરણોત્સવ રાખવામાં આવ્યું છે.

અનેક આવરણોથી ઢંકાયલું ચિદાનંદરૂપ-વ્યાપકરૂપ આ દિવસે તેઓશ્રીપ્રતિ અભિમુખ રહીને પ્રકટાવવાનું છે. આ કાલે આપણી વૃત્તિ સહસા વ્યાપક તત્ત્વપ્રતિ જોડાય છે, કારણ એ દિવસ અંતરમાં ગુરુચિંતનને અધિક જાગ્રત કરે તેમ છે. જીવત્વભાવ જ્યાં પર્યંત વિદ્યમાન છે, ત્યાંસુધી અખંડ સ્મરણ બનતું નથી, તેથી જ પૂર્વપુરુષોએ પુણ્યતિથી તે ઉત્સવરૂપે ઉજવવી એમ દર્શાવ્યું છે.

આપણામાં ગુરુતત્ત્વનો આવિષ્કાર થાય, આપણે નિરંતર એ તત્ત્વને નિકટ અનુભવીએ એ જ આપણું લક્ષ્ય છે. તેને સુસિદ્ધ કરવા આ પુણ્ય તિથીએ એકત્ર થવું એ મુખ્ય કર્તવ્યરૂપ છે.

પ્રિય બંધુઓ ! બહેનો ! ગુરુઅનુગ્રહથી અનેક રીતે આપણે એ પુણ્યસ્મરણમાં લીન રહીએ છીએ. અને તેથી અવશ્ય ઈશતત્ત્વનો અલ્પ પ્રયાસે આપણામાં આવિષ્કાર થશે એ નિઃસંશય છે અને એ થતાં આજ જે કંઈ અનુભવીએ છીએ તે પલટાઈને કોઈ પરમ આનંદમાં લીન થઈશું. પણ તે ક્યારે થાય છે કે જ્યારે સંયમદ્વારા એપ્રતિ સંલગ્ન રહેવાય ત્યારે

ગુરુપ્રેરણાથી આ ઉત્સવનો આરંભ થાય છે તેમાં સર્વ કોઇ ભક્તિથી, શ્રદ્ધાથી, ઉત્સાહથી આવો અને ઈશસ્વરૂપને અંતરમાં પ્રકટાવો.

આવો, એ પણ કહેવું એક દષ્ટિએ યોગ્ય નથી કારણ કે સર્વના હૃદયમાં એવી અદ્ભુત ભાવની જ્યોતિ જાગી છે કે તે પોતાની ઇચ્છાથી જ આવે તેમ છે. પતંગિયાને દિપકપાસે જવાનું સૂચવવાનું રહેતું જ નથી. તે પ્રમાણે સર્વ આવશો એ નિશ્ચય છે છતાં સ્નેહવૃત્તિ અન્યને આમંત્રણ કરે એ પણ સ્વાભાવિક છે.

પરમતત્ત્વનો સ્પર્શ કરવા તેઓશ્રીના પુણ્યસ્થાનમાં આવીને અભિમુખ રહીને એ તત્ત્વનો સ્પર્શ કરીએ એ જ સર્વની ઇચ્છાનો વિષય છે. પરમાત્મા તેને સત્વર સિદ્ધ કરો એ જ તેઓશ્રી-પ્રતિ પુનઃ પુનઃ પ્રાર્થના.

---

# સમાચાર

અમદાવાદમંડળે પૂ૦ શ્રી ભારતીદેવીના સ્મરણોત્સવનું પાલન કર્યું હતું. વિશેષમાં આ પુણ્ય તિથીએ પ૦ પૂ૦ શ્રી ગુરુદેવે સદ્ગુરુ ભગવાન્ શ્રીબાપજીશ્રીની પાદુકાનું પોતાના કરકમલથી સ્થાપન કર્યું હતું; તેથી આ દિવસ અધિક પુણ્યપ્રદ માનીને સત્ક્રિયા સાધી હતી. ત્યાંના બંધુઓની પ્રાર્થનાથી તન્નિમિત્ત આ નીચે પ્રસિદ્ધ થયેલો એક લઘુ લેખ પૂ૦ દેવીશ્રીએ લખ્યો હતો. તે શ્રી છોટુભાઈએ વાંચી સંભળાવ્યા પછી ઉત્સવના કાર્યને પૂર્ણ કર્યું હતું.

× × × × ×

**પ્રિય બંધુઓ !**

આજના ઉત્સવનો પ્રસંગ વિચારતાં વૃત્તિ સહસા ભૂતકાલમાં પ્રવેશે છે. જે કારણથી આજનો દિવસ અને જે નિમિત્તે ઉત્સવરૂપે ગણવામાં આવ્યો, તે સર્વ આજ સ્મૃતિમાં જાગ્રત્ થાય છે. અને ત્યાં કાળ એવી કોઈ વસ્તુ છે એવું ભાન રહેતું નથી. દીર્ઘ કાળ વહી ગયો હોય છતાં તે આજે જ બનતો હોય એવું દશ્ય આપણી આંતર દૃષ્ટિ જોઈ રહે છે. તે પ્રમાણે આજથી બે વર્ષપૂર્વે બનેલી ક્રિયાસાથે આજે આપણે જોડાઈ જઈએ છીએ. શ્રી દેવીબહેનના નિમિત્ત, પરમ પૂજ્ય માજીશ્રીની આજ્ઞાનુસાર ઇષ્ટશ્રીએ કરેલું પાદુકાનું સ્થાપન તન્નિમિત્ત આપેલો સદ્બોધ, એ સર્વ ક્રિયા આપણી દૃષ્ટિ અવલોકી રહી છે. કર્ણેન્દ્રિય એ મધુર સ્વરને શ્રવણ કરી રહી છે. ઇષ્ટશ્રીએ જણાવ્યું હતું કે અત્રના મંડળની સત્ક્રિયાથી પ્રસન્ન થઈ પૂજ્ય માજીશ્રીની અનુગ્રહ-દૃષ્ટિ તમારા તરફ વળી છે. અને સૂચવે છે કે હૃદયપાત્ર એવું ઉત્તમ બનવું જોઈએ કે એમાં ઇષ્ટચરણો સ્થપાય, વગેરે વચનો વદીને પોતાના કરકમલથી પાદુકાને સ્થાપી હૃદયપાત્રને ઉત્તમ કરવાની લક્ષણા કરાવી. બંધુઓ ! ધન્ય છે તમને કે આવો સુપ્રસંગ પ્રાપ્ત થયો. શાસ્ત્ર કહે છે કે સાંકેતિક તનુઓની એક વાર દૃષ્ટિ પડતાં-એક વાર સ્પર્શ થતાં મનુષ્યોનો ઉદ્ધાર થઈ જાય છે. રામના સ્પર્શમાત્રથી શલ્યા અહલ્યારૂપ બની, વગેરે દૃષ્ટાંતો એ વાતને સિદ્ધ કરે છે. આપણા

સુભાગ્યે આવા પ્રસંગો આપણને પ્રાપ્ત થઈ ગયા. જગતમાં વૈભવ, સુખઆદિ મનુષ્યને આવી મળે છે પણ અવતારી તનુઓનો સંબંધ તો અનેક જન્મોના પુણ્યથી પ્રાપ્ત થાય છે. એ સંબંધને પામીને તદ્રૂપ થવાને જે પ્રયત્ન શાલી રહે છે તે પરિણામે તદ્રૂપ બને છે. અંતર્ પાત્રને ઉત્તમ બનાવવું જોઈએ, એ ઉપદેશવચનને સ્મરણમાં રાખીને તદર્થ યત્ન કરવો એ આપણું કર્તવ્ય છે. સર્વ રીતે યોગ્ય હૃદયમાં પરમાત્માનો આવિષ્કાર થાય છે.

સામર્થ્યવાળી વસ્તુ ઝીલવાને અથવા ટકવા માટે અંતર્નો ઉચ્ચ અધિકાર અવશ્ય કરવો જોઈએ. સ્વર્ગથી પડતી ગંગાનો પ્રવાહ શંકરભગવાન જ ઝીલી શક્યા. હનુમાનના હૃદયમાં રામચરણો સ્થપાયા.

"યોગ્યતા વિના ન મળે ભગવાન" એ ઇષ્ટના વચનાનુસાર અંતઃકરણની યોગ્યતા વધારવી એ મુખ્ય કર્તવ્યરૂપ છે. અંતઃકરણને ઉચ્ચ બનાવવાનો આદર્શ બતાવવાને સાંકેતિક તનુઓ પ્રસંગે પ્રસંગે આ ભૂલોકમાં પ્રકટે છે. જેની દષ્ટિ એવા આદર્શોમાંથી ઉંચા તત્ત્વને જોઈ શકે છે તે અલ્પ પ્રયાસે પોતાનામાં ઉચ્ચતા પ્રકટાવી શકે છે. અંતર્ જ્યાં પર્યન્ત વિકારોને વશ વર્તે છે ત્યાં સુધી તેનામાં ઉચ્ચતા પ્રકટી શકતી નથી. જે નિમિત્તથી આજે આ સત્ક્રિયા કરીએ છીએ તે હૃદયમાં એવા અનેક સદ્ગુણોનો વિકાસ હતો; તેનું જો આજે ચિંતન કરીશું તો એ સદ્અંશ આપણામાં અવશ્ય પ્રકટશે.

ઇષ્ટશ્રીએ જણાવ્યું હતું કે દેવીબહેનમાં સંબંધને નિભાવી રાખવાની શક્તિ ઉત્તમ પ્રકારની હતી. આજે આપણે તેમની અન્ય ઉત્તમ શક્તિનો વિચાર કરીશું. પ્રતિકૂલતામાં ધૈર્યથી પ્રાપ્ત સમયને વીતાવવાની શક્તિ શ્રી દેવીબહેનમાં ઉત્તમ પ્રકારની જોઇ હતી. અનુકૂળતામાં તો અંતર્ બળને પ્રતીત કરતું જણાય છે; પણ જ્યારે પ્રતિકૂળ પ્રસંગ ઉપસ્થિત થાય છે ત્યારે અંતરની પરીક્ષા થાય છે. ધર્મસંસ્કારથી આચ્છાદિત અંતરવાળા દેવીબહેનનો પ્રતિકૂળ સંસ્કારવાળા મનુષ્યોસાથે સંબંધ થતાં પણ કદી એમણે અપ્રસન્નતા દર્શાવી નથી; તેમ એ સંસ્કારોનો હૃદયમાં સ્પર્શ થવા દીધો નથી. અંતરથી પોતાના નિશ્ચયમાં દઢ રહેવું અને બહારથી સર્વની પ્રસન્નતા જાળવવી એ દુર્ઘટ કાર્ય પણ દેવીબહેને સરળતાથી સાધી બતાવ્યું. પોતાને અમુક પ્રકારનું કષ્ટ છે કે પ્રતિકૂળતા છે એવા ઉદ્‌ગારો પૂજ્ય માજીશ્રીસમીપ પણ કદી કાઢયા નથી. દેહ વ્યાધિથી દુર્બલ બની ગયો, વડોદરે આવ્યાં, કોઈ વારંવાર પુછે ત્યારે એટલું જ કહે કે શા માટે માજીશ્રીને ચિંતા કરાવવી. જે થવાનું છે તે થયા જ કરે છે. આ શબ્દો પણ પ્રસન્નતાથી જ શ્રવણ કરાવે. કદી કંઈ કહેવા જેવું હોય તો માત્ર શ્રી ગુરુદેવને પત્રથી જણાવતાં. વ્યાધિમાં પણ છેલ્લી ક્ષણસુધી કોઇ પ્રકૃતિ પૂછે તો મંદ હાસ્યથી 'સારું છે' આજ શબ્દો બોલતાં. આવી આવી અનેક પ્રતિકૂળતામાં દેવી બહેને ઉત્તમ ધૈર્યની પ્રતીતિ કરાવી છે.

આપણને પણ જીવનમાં અનેક પ્રતિકૂળ પ્રસંગો પ્રાપ્ત થાય તે સમયે શ્રી ઇષ્ટવિભુતિના આ એક ગુણનું ચિંતન કરીએ તો તેથી આપણું અંતરબળ પ્રકટે છે, આપણે વિવિધ વિકારોનો જય કરીએ છીએ. વિકારનો જય થતાં હૃદયની યોગ્યતા વધે છે. યોગ્યતા વધતાં આપણા હૃદયમાં ઇષ્ટ-

ચરણો નિરંતર સ્થપાયલાં રહે છે. ઇષ્ટના સ્થૂલ ચરણસ્પર્શથી પથ્થરમાં પ્રાણ પ્રકટ્યા છે તો સૂક્ષ્મ ચેતનતત્ત્વનો સ્પર્શ થતાં શું થાય છે, એ અત્યારે તો આપણી કલ્પનામાં પણ આવી શકે નહિ, એવા સામર્થ્યની પ્રતીતિ થાય છે. પ્રિય બંધુઓ ! ગુરુચરણો ગમે ત્યાં સ્થપાઈ જાય એવી વસ્તુ નથી. એ ઇષ્ટશ્રીએ જણાવ્યું છે તે પ્રમાણે એ ચરણો સ્થપાય એવું સ્થાન બનાવવા નિત્ય સાવધ રહેવાનું છે. પરમ પૂજ્ય બાપજીશ્રીની પાદુકા પોતે સ્થાપી તમારા સર્વના અંતિમ કર્તવ્યરૂપે પોતાની પાદુકા આ મંદિરમાં સ્થાપી ઇષ્ટશ્રીએ પોતાનું તિરોધાન દર્શાવ્યું. બંધુઓ ! આ સાંકેતિક કૃતિપ્રતિ લક્ષ આપી તમારા હૃદયમાં ઉભય ઇષ્ટચરણોને સ્થાપવા પ્રયત્ન શીલ રહો. પરમાત્મા એ પ્રયત્નમાં બળ પ્રેરો એ જ આજની શુભેચ્છા.

શ્રી જયંતીદેવી.

---

અમદાવાદથી જણાવે છે કેઃ—

આ વર્ષની માર્ગશીર્ષ કૃષ્ણ પંચમી શ્રી વિશ્વવંદ્યસ્મરણસંમેલનનો કાર્યક્રમ સુન્દર રીતે કર્યો. અમદાવાદનિવાસી બન્ધુઓની ઘણા સમયથી કરવામાં આવતી પ્રાર્થનાને સ્વીકારી પ૦ પૂ૦ દેવીશ્રી અહિં પધાર્યાં હતાં અને સર્વના અત્યંત આગ્રહથી આ ઉત્સવના દિવસે તેઓશ્રીની અત્ર સ્થિતિ હતી તેથી સર્વ કાર્યક્રમ ઉત્તમ પ્રકારે થાય છે એવું ભાન ભાવભર્યા હૃદયમાં થયું હતું. બે ત્રણ સાધક બન્ધુઓ બહાર ગામથી પણ આવ્યા હતા.

પ્રાતઃકાળે નવ વાગે ઉત્સવવિધિનો આરંભ થયો. આરંભમાં સત્ક્રિયા સારા ભાવપૂર્વક કરવી, એવા ભાવનું પ૦ પૂ૦ શ્રી ગુરુદેવનું વારંવાર સૂચન થતું હતું તે આજ્ઞાનુસાર કૃપાળુ શ્રી બાપજીશ્રીની અને શ્રી ઉપેન્દ્રાચાર્યજીની પાદુકાપર શ્રી મહિમ્ન, અને શ્રી ભગવત્સ્તોત્રથી સુગંધિત જલનો અભિષેક કર્યો. મંદિરના સ્થાનને સુશોભિત કરીને શ્રીમાન્ વિશ્વવંદ્યની પ્રતિમા ઉચ્ચ સ્થાને સ્થાપી હતી. તેપ્રતિ સર્વ અભિમુખ થઈને શ્રી વિશ્વવંદ્યને આહ્‌વાન કરતું કીર્તન અત્યંત ભાવપૂર્વક ગાઈને અન્ય કીર્તનો ગાવામાં આવ્યાં હતાં. પછી વિદ્વદ્વરિષ્ઠ શ્રી નગીનદાસભાઇ સંઘવી તથા શ્રીકૌશિકરામભાઈએ વ્યાખ્યાનરૂપે શ્રીમાન્ વિશ્વવંદ્યસાથે તેમનો થયેલો સંબંધ, તેઓશ્રીનો તેમના ઉપર થયેલો ઉપકાર, ને તેમના અનુકરણીય સદ્‌ગુણોનું વર્ણન એવી ભાવમય વાણીમાં કર્યું હતું કે જેથી સર્વ બન્ધુઓ ભાવમુગ્ધ થયા હતા. વ્યાખ્યાનનો ક્રમ પૂર્ણ થતાં નિયમાનુસાર આરતી, પુષ્પાઞ્જલી કરી પછી આ ઉત્સવનિમિત્ત પ૦ પૂ૦ શ્રી ગુરુદેવનો લખેલો અત્યંત બોધક વિસ્તૃત લેખ ભાવભર્યા ઉપોદ્‌ઘાતસહિત શ્રી ચુનીલાલ ઓઝાએ અત્યંત સુંદર રીતે સર્વને શ્રવણ કરાવ્યો. આ લેખ વાંચતાં શ્રવણ કરતાં શ્રી ઓઝા તથા સર્વ બન્ધુઓના હૃદયમાં આર્દ્રતા પ્રકટતી હતી. બે વર્ષપૂર્વે શ્રી ગુરુદેવે અત્રના મંદિરમાં આ ઉત્સવ કરીને પોતાની મધુર લાલિત્યભરી વાણીથી શ્રી વિશ્વવંદ્યના અનેક પ્રસંગો શ્રવણ કરાવ્યા હતા. આ સમયે તેઓશ્રીના અક્ષરદેહદ્વારા શ્રવણ કરતાં સર્વની વૃત્તિ અહોભાવમાં લીન થઈ ગઈ હતી. પૂ૦ દેવીશ્રીએ આ લેખ શ્રવણ કરાવવા

કૃપા કરી અને બન્ધુ ઓઝાએ શ્રમ લઈને લગભગ બે કલાક આ પુણ્ય લેખનું શ્રવણ કરાવ્યું તેથી સર્વના અંતરમાં અતિ આનંદ પ્રકટયો હતો. અને ઇષ્ટશ્રીની વિદ્યમાનતામાં જેવો ઉત્સવ થતો હતો તેવું ભાન આ સમય ઇષ્ટશ્રીએ અદશ્ય રહીને સર્વને કરાવ્યું.

પ્રાતઃકાલનો કાર્યક્રમ પૂર્ણ થતાં પ્રસાદ લઈને સર્વએ વિશ્રાંતિ લીધી.

સાયંકાલે પુનઃ સાત વાગે સર્વ એકત્ર થયા. થોડો સમય સંયમ કરી કીર્તનો કર્યાં. તે પૂર્ણ થતાં બંધુ ઓઝાએ ભાવભર્યા શબ્દોમાં દર્શાવ્યું કે ભકતો ઈશતત્ત્વસાથે અનુસંધાન કરાવનાર સાંકળરૂપ છે વગેરે દર્શાવતાં શ્રી વિશ્વવંદ્યનું ગુણ તથા શક્તિનું ચિંતન કરતાં જણાવ્યું કે શ્રી મા૦ સા૦ ની આર્ષદૃષ્ટિ કેવી હતી તે પણ આપણે જોયું છે. શ્રી ભગવાનની બાલ્યાવસ્થા હતી છતાં તે સમયે તેઓશ્રીને વર્ગનું નેતૃત્વ પદ આપ્યું અને તેનો ઉત્તમ અનુભવ આપણે શ્રી ભગવાનશ્રીથી અનુભવ્યો વગેરે દર્શાવી પછી પૂ૦ દેવીશ્રીનો મનનીય લેખ વાંચી સંભળાવ્યો. એ શ્રવણ કરતાં શ્રી મા૦ સા૦ ના નિષ્કામ યોગપ્રતિ સર્વની વૃત્તિ આકર્ષાતાં, તેઓશ્રી-પ્રતિ સર્વ ભાવમુગ્ધ થયા હતા. પશ્ચાત્ રવિવારના નિયમાનુસાર રાત્રિએ આરતી કરી ઉત્સવના કાર્યક્રમની પુર્ણાહુતી સાધી.

આજના ઉત્સવમાં આનંદજનક પ્રસંગ એ હતો કે પૂ૦ શ્રી સુરેશ્વરભગવાનની પણ અત્ર સ્થિતિ હતી. કોઇ કાર્યનિમિત્ત અત્ર પધારેલા. તરત વડોદરે પાછા પધારવાના હતા પણ સાધક બન્ધુઓના આગ્રહથી રોકાયા અને ઉત્સવના બધા કાર્યક્રમમાં પધાર્યા હતા.

બીજું નિવેદન એ કે પ૦ પૂ૦ દેવીશ્રીએ અત્ર પધારવા કૃપા કરી અને નિત્ય સાયંકાલે અનેક પ્રસંગોની વાત કરતાં અત્રસ્થ બંધુઓને, બહેનોને જીવન ઘડવાનો વિવિધ પ્રકારનો બોધ આપ્યો.

મંદિરમાં અઢાર રાત્રિ નિવાસ કરીને જાણવાયોગ્ય ઘણું જણાવ્યું. એ અનુપમ લાભ ઇષ્ટકૃપાથી સર્વને મળ્યો. અંતમાં એ જ પ્રાર્થના છે કે આવો સુયોગ અમને પુનઃ સત્વર પ્રાપ્ત થાય.

---

## ચિંતા કેમ ટાળવી ?

નાનાં કે મોટાં, નિર્ધન કે ધનવાન, રોગી કે નિરોગી, વિદ્વાન્ કે અવિદ્વાન્ સર્વ સુખ અને શાંતિ ઇચ્છે છે. અનેક માર્ગથી તે પ્રાપ્ત કરવા સ્ત્રી કે પુરુષ પ્રયત્ન કરતાં જણાય છે, છતાં સમગ્ર વિશ્વનો વ્યાપાર જોતાં જણાય છે અને પ્રત્યેકને અનુભવ હોય છે કે તે મળતાં નથી. પોતાની ધારેલી સ્થિતિ ન પ્રાપ્ત થતાં હૃદયમાં ચિંતા અખંડ રહેતી હોય છે. જે ચિંતાના પરિણામે તેની પાછળ ભય, દુઃખ, કલેશ, સંતાપ, અસંતોષ વગેરે કોઈને કોઈ રૂપમાં પ્રકટયાં કરતાં હોવાથી સુખ, શાંતિ અનુભવાતી નથી. અખંડ આવા આવા દુર્બળ વિચારોથી મનુષ્યમાં રહેલું બળ નિરંતર ક્ષીણ થતું જાય છે; જેને પરિણામે શરીર, મન, મતિ આદિ સર્વ રીતે ઘસાતાં જાય છે.

આ રીતે મિથ્યા ઘર્ષણ થતાં અને નવું બળ કેમ કરી મેળવવું તે જાણવામાં ન હોવાથી પરિતાપનો જ અનુભવ કરવાનો આવે છે. આવા દુર્બળ મનમાં ઘડી ઘડીમાં વિકલતા પ્રકટી જાય છે. ઘડી ઘડીમાં કોઈ ઉપર ચીઢિયાં થઈ જાય છે. ક્ષણે ક્ષણે ક્રોધ ભભુકી ઉઠે છે. શંકાશીલ ચિત્ત બની રહે છે. શાંતિ કે સ્વાસ્થ્ય જેવી કોઈ વસ્તુ હશે કે કેમ, એ સમજાતું નથી.

આ પ્રકારની અંતઃકરણની દુર્બળ સ્થિતિ ચિંતાજેવા મહા દુર્ગુણથી થાય છે. બળવાનમાં બળવાન્ પણ હતાશ બની નિસ્તેજ સરખો થઈ ર' છે.

આવી ચિત્તની ક્ષોભવાળી અવસ્થામાં કોઈ પણ કાર્ય જેવા રૂપમાં થવું જોઈએ તેવા રૂપમાં થઈ શકતું નથી. અને તે ન થતાં તેનું દુઃખ થાય છે. સુખની ઇચ્છા ઉદ્ભવે અને પૂર્ણ થવાના જેટલા જેટલા માર્ગ હોય તે માટે ફાંફાં મારી નિષ્ફળતા અનુભવતા ચિંતાના જ્વલંત અગ્નિમાં સદા સીઝાવાનું રહે છે. ચિંતા એ મરણ કરતાં પણ વિશેષ દુઃખદ છે. ચિંતા અંતર્સત્વને બાળી દેનાર છે, નિઃસત્વ કરનાર છે. એ જીવન હરનાર પિશાચિની છે. ચિત્તની અક્ષોભ અવસ્થામાં જ ચિંતા, ભય, દુઃખઆદિ મિથ્યા વિચારોનો કોકડા ઉકેલાતાં નથી. જ્યાં ચિત્તની નિસ્તરંગ અવસ્થા છે ત્યાં જ સુખ, શાંતિ, આનંદ નિર્ભયતા, નિશ્ચિંતતા છે.

આ ચિંતા જેમ જેમ આપણે આપણા મૂળ સ્થાનમાંથી દૂર દૂર જતાં જઈએ છીએ તેમ તેમ વિશેષ વિશેષ બળવાનપણે આપણા પર પોતાની પ્રબલ સત્તા જમાવે છે. આપણે તેના સેવક બની જઈએ છીએ-દાસ બની જઈએ છીએ.

ચિંતાનો અવધિ જ નથી. તે અનેક રીતે પ્રકટતી હોય છે. કોઈ ને ધન મેળવવાની, તો કોઈને તેના રક્ષણની, કોઈને પ્રજાની, વિદ્યાની, મોટી નોકરી પ્રાપ્ત કરવાની, કોઈ ને આરોગ્યની, કોઈને મોટાં ભુવનોની, પોતાની ઉન્નતિની, કોઈ ને યથાર્થ સાધન ન સધાતા હોવાની, કોઈ ને એકાંતમાં રહેવાની, એમ ઉંચી વસ્તુ માટેની અને વ્યવહારની ચિંતા રહેતી હોય છે. સારી વસ્તુ માટેની ચિંત પણ ખોટી છે કેમકે જે સારું શી રીતે મળે છે એ જ્યારે જાણે છે ત્યારે તે તો તે યોગ્ય માર્ગે પ્રમાણ કરી કર્તવ્યમાં રહે છે. અને જ્યાં યોગ્ય કર્તવ્ય છે ત્યાં ચિંતા ટકતી નથી; તો તે યોગ્ય કર્તવ્ય શું તે જાણવું ઘટે.

વાસ્તવ માર્ગે જવાથી ચિંતા ક્ષણ પણ ટકે તેમ નથી. આ બધી ઉપાધિ આપણી પોતાની જ રચેલી જીવત્વની સૃષ્ટિના કાર્યો છે. પરમ નિશ્ચિંત, નિર્ભય અવસ્થા ભોગવવાની શક્તિ કે કળા ગુમાવ્યાથી જ આપણે આપણી રચેલી જાળમાં ગુંચાઈએ છીએ. આપણી જ ભૂલનું આ પરિણામ.

આ ભૂલ તે કઈ? આપણું જીવત્વનું અહં. જેમ જેમ આ અહં બહુ વિસ્તારવાળું થતું ગયું તેમ તેમ ચિંતાઆદિ સર્વ વિકારોએ પોતાનું સ્વામિત્વ જમાવ્યું અને સ્વભાવથી રહેલા ઈશ્વરી ગુણો-આત્માના ગુણો નાશ થવા માંડયા, જેથી સરવાળે દુઃખ અનુભવવાનું રહ્યું.

સુખને ઇચ્છનાર યોગ્ય કર્તવ્ય શું તે જાણે છે અને અહંને પ્રભુચરણે સ્થાપે છે તો તેનું સર્વ રીતે પરમાત્મા રક્ષણ કરે છે, અને આવા પુરાયરોને પછી ચિંતા, ભય, સંતાપ, ઉપજતાં

નથી. આ પ્રકારના નિશ્ચયવાળા જ ઉન્નતિને પામે છે. પ્રભુ જે કરે છે તે યોગ્ય જ કરે છે અને ' મારું સર્વદા હિત કરી રહ્યા છે ' આ પ્રકારનો સન્નિશ્ચય તેમણે મનમાં સ્થાપી દીધો હોવાથી તે પ્રતિક્ષણ પ્રગતિમાન હોય છે.

કદાચ જીવદૃષ્ટિએ અહિત દેખાવા જેવું લાગે, પરંતુ પરમાત્મા કદી કોઈનું અહિત કરતા નથી જ. આ નિશ્ચયથી તે મનિમંત કોઈ પણ પ્રતિકૂલ પ્રસંગે ચિત્તમાં વ્યામોહ ન પ્રકટાવતાં કર્તવ્યનિષ્ઠ રહે છે અને પરિતાપ પામતા નથી. ક્વચિત્ ભેદબુદ્ધિ ઉત્પન્ન થાય તો તત્કાળ સાવધાન થઈ વિચારે છે કે ' મારાં જ કોઈ કર્મના ફલરૂપે આ પ્રકારનો અનુભવ કરાવી મારું હિત કરવા પરમાત્માની ઇચ્છા છે તો મારે શા માટે ચિંતા, શોક કે સંતાપને સેવવાં. માતાપિતા કટુ ઔષધ આપી બાલકને નિરોગ કરવા ધારે છે તો સર્વ જાણનાર પ્રભુપિતા કોઈ અયોગ્ય ન કરે; જેથી મારે સર્વાવસ્થામાં સર્વ કાલે પ્રસન્ન જ રહેવું એ મારો ધર્મ છે. આવા વિચારથી તે સમાધાન પામી રહે છે. તે હૃદયમાં ચિંતાના, ક્લેશના, દુઃખના વાદળાં ચડી આવતાં નથી સર્વાવસ્થામાં પ્રસન્નતા અનુભવે છે.

સારીયે સૃષ્ટિના ચાલક, પાલક, નિયામક પરમાત્મા છે. તે જે કાળે જેમ કરવું ઘટશે તેમ કરશે, આવી અચલ શ્રદ્ધાના યોગે બાલકવત્ આવા પુરુષો ઝૂલતા મસ્તીમાં રહે છે. માતાપિતાની સમીપ જેમ બાલક નિર્ભ્રાન્તિ, નિશ્ચિંત ખેલતું રહે છે તેમ આ દૃઢ શ્રદ્ધાવાન્ સંસારમાં ખેલે છે. ચિંતા એ વસ્તુ જ શી છે એ તેમને જાણવામાં હોતું નથી. શું બાલકને ચિંતા હોય છે? તેની કાળજી માતાપિતાને હોય છે તેમ જ અને જેમ જેમ તે પરમેશ્વરમાં અધિક અધિક વિશ્વાસ ધારણ કરે છે તેમ તેમ પ્રભુને કાળજી વધારવી પડે છે. તેનો સર્વ સંસારભાર પરમાત્માને જ ચલાવવો પડે છે. માતાપિતાથી રક્ષાતા બાલકને શું ચિંતા પીડે છે? બાલકને ખાત્રી જ છે કે જે કંઈ કરવાનું હશે તે માતાપિતા કરશે જ, એવા જ વિચારે આ પ્રભુના બાલક પરમ પ્રશાંત હોય છે.

હું જ મારું રક્ષણ કરું છું, મારાથી જ સર્વ ચાલે છે અને ચાલશે વગેરે વિચારો પોષાતાં પરમાત્માનું વિસ્મરણ થતું જાય છે. અને તેમ તેમ આપણી કાળજી પરમેશ્વરને ઓછી રહે છે. અને આવા વિચારોથી પરમાત્મામાંથી દૂર ખસતાં જે જીવનની સંપત્તિ છે, તે ચિંતાઆદિ પ્રબળતાથી પ્રકટતાં શાંતિ, સુખ, પ્રસન્નતા ગુમાવીએ છીએ.

કોને ચિંતા નથી પ્રકટતી એ હવે સમજાયું છે? જેમણે નિશ્ચય કર્યો છે કે પ્રભુ જે કરે છે તે સર્વ હિતપ્રદ હોય છે, આવો જેમનો પાકો નિશ્ચય છે તેમને. અને આવો નિશ્ચય સાચા શરણાગતમાં સ્થપાય છે અને એવી સાચી શરણતા થવામાં મિથ્યા અહંનો લય કરવો પડે છે, જગતમાં તેમનો જ વિજય છે અહંને ક્રમે ક્રમે નિર્મૂલ કરતાં આ સ્થિતિ પ્રાપ્ત થઈ શકે છે અને તેમ થતાં પરમાત્મા આપણો સર્વ ભાર સ્વીકારી લે છે. આપણે કોઈ પણ પ્રકારની ચિંતા કરવાની રહેતી નથી. આપણું સર્વ કાંઈ કરવા તે તત્પર હોય છે. આજ યોગ્ય કર્તવ્ય છે. એ જ સાધી લેવું.

પ્ર૦ બાહેન.

---

: : સાપ્તાહિક : :

Reg. No.B. 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવ જીવનની સર્વોત્તમતા.

વર્ષ: ૫ અંક: ૨૧
સં. ૧૯૯૫, માઘ શુક્લ ૮
શનિવાર
તા૦ ૨૮: ૧: ૧૯૩૯.

પત્રવ્યવહાર:
વ્યવસ્થાપક, ચારિત્ર્યમંદિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં: રૂ. ૪-૦-૦
હિન્દબહાર: દશ શિલિંગ.

શ્રી ચારિત્ર્યમંદિર:
વિદ્યાર્થીને ભણવા મૂકવા-યોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા.
સહાય કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્યમાટે મથતી સંસ્થા.
સ્થળ: વડોદરા.

આ પત્ર શ્રી લક્ષ્મી વિજય પ્રિં. પ્રેસ, રાવપુરા, આડ કાલેની ગલીમાં-વડોદરામાં ભાઈલાલ ભાઈભાઈ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી પ્રકાશક: ગોવિંદલાલ જ૦ ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી વિશ્વબંધુ-કાર્યાલય, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૨૮: ૧: ૧૯૩૯

' શ્રેયસ્સાધક 'નો નિત્યસન્દેશ:
" જીવન શ્રેય. "

॥ ॐ श्री ॥

## सद्वचनो.

જે મનુષ્યને આત્માનું અખંડ ભાન હોય છે તે પ્રશાંત, અવિચલ અને અક્ષુબ્ધ રહે છે.

× × ×

આત્માનો આવિષ્કાર મનુષ્યને તેના સર્વ વિચાર તથા ક્રિયામાં અધિક સમર્થ, અધિક દક્ષ અને બલવાન નિશ્ચયવાળો બનાવે છે.

× × ×

તમારા પોતાનામાં આત્માની કાર્ય કરે એવી જાગ્રત્ વિદ્યમાનતા અથવા પ્રાકટ્ય થતાં, તમે જે કંઈ કરશો તેમાં તે વિશેષ સુધારા કરશે. કારણકે આત્મામાંથી જે સામર્થ્ય પ્રકટે છે તે અત્યંત ઉચ્ચ ગુણનું હોય છે, અને તેથી તમારા કાર્યને તે ઉચ્ચ ગુણવાળું કરવાને સમર્થ છે.

× × ×

યથાર્થ જ્ઞાન તો અનુભવવડે જ પોતાના સામર્થ્યના સ્વતંત્ર ઉપયોગવડે જ પ્રાપ્ત થાય છે.

× × ×

આત્માનો વિકાસ કરવો એ પ્રત્યેક મનુષ્યને માટે અનિવાર્ય તથા અગત્યનું છે.

શ્રી ગુરુદેવ.

---

# આરંભક વચનો.

[ લેખક : શ્રી૦ જ૦ દેવી. ]

**પ્રિય બંધુઓ !**

પ્રકાશ ત્યાં અંધકાર, જ્યાં સૂર્ય ત્યાં ચંદ્ર, સાગર ત્યાં રણ, જ્યાં યૌવન ત્યાં જરા, જે સ્થલે બીજક ત્યાં નવપલ્લવિત તરુ, જે લતાપર કલિકા ત્યાં સુરમ્ય પુષ્પ, વગેરે ફેરફાર આ સૃષ્ટિમાં થતો જોવામાં આવે છે. આ નિહાળીને કોણ કહી શકશે, કે નૈસર્ગિક પરિવર્તનની આવશ્યકતા નથી ? ઇશ્વરની કોઈ પણ કૃતિ કદી પણ નિરુપયોગી હોય જ નહિ. જ્યાં જે વસ્તુની આવશ્યકતા હોય તેનો નિરંતર ઉદ્ભવ વા ફેરફાર થયા કરે છે.

ઇશ્વરના કોઈ વિલક્ષણ સંકેતથી આવું પરિવર્તન અનુભવવાનો પ્રસંગ વર્ગને પ્રાપ્ત થયો છે. જ્યાં રસનિર્ઝર રેલાતો ત્યાં એક રસબિંદુનું પણ અદર્શન, જ્યાં જ્ઞાનની વસંતનવપલ્લવ ત્યાં જ તેનો અભિભવ, જ્યાં પ્રત્યક્ષ ઇશસામર્થ્ય–ઐશ્વર્યનું નિદર્શન ત્યાં–એ–સર્વનું અદર્શન, આ પ્રકારનું પરિવર્તન થઈ ગયું. શાથી ? આપણા જ્ઞેય, ધ્યેય, શ્રી ગુરુદેવના દિવ્ય લીલાવિગ્રહનો તિરોધાનથી.

સ્થૂલ દૃષ્ટિએ પ્રગતિપ્રતિબંધક પરિવર્તન અનુભવમાં આવતાં જ્યારે શાંત ચિત્તે વિચારીએ છીએ ત્યારે સ્પષ્ટ થાય છે કે આ પરિવર્તન ઇશ્વરેચ્છાથી જ થયું છે, તો એ સત્તાના પ્રત્યેક કાર્યની પશ્ચાત્ કોઈ પણ શુભ હેતુ હશે એ તો સિદ્ધ જ છે.

પરમ પૂજ્ય ભગવાન્‌શ્રીએ આ ભૂલોકમાં પ્રકટીને સંકેતાનુસાર જે કરવાનું હતું તે કર્યું, શ્રેયસ્સાધકવર્ગે અનુભવ્યું. સ્થૂલ સંબંધથી જ્ઞાનની, ધ્યાનની, આવશ્યક ઉત્તમ વ્યવહારની, કળા દર્શાવીને સર્વમાં સત્ક્રિયા સાધવાનો વેગ પ્રકટાવ્યો. સર્વના અધિકારાનુસાર સર્વને અર્પીને પોતે આજે વ્યાપક સત્તારૂપે પ્રત્યેક હૃદયમાં, વિશ્વમાં પ્રસરી રહ્યા. શ્રદ્ધાન્વિત સાધકમાત્રને ચૈતન્યમય, પોતાના વાસ્તવ સ્વરૂપમય કરવાના કાર્યને પૂર્ણ કરાવવા અપ્રતીત થયા.

સ્થૂલ સંબંધ જ્યાંપર્યંત વિદ્યમાન હોય છે ત્યાંપર્યંત માનવવૃત્તિ તેના સૂક્ષ્મ તત્ત્વને સ્પર્શતી નથી એ નિયમ ઘણે ભાગે પ્રવર્તી રહેલો દૃષ્ટિગોચર થાય છે. ઇશ્વર વા ઇશ્વરાવતારીનો સંકેત એ જ હોય છે કે પ્રાણીમાત્રને ઇશ્વરરૂપ કરવા; પ્રાકૃત મનુષ્યોથી સ્વતઃ ઇશ્વરરૂપ થઈ શકાતું નથી, માટે પ્રસંગે પ્રસંગે ઇશવિભૂતિ દેહને ધારણ કરી માર્ગદર્શક થઈ રહે છે. પરંતુ મિથ્યા ભૌતિક દેહના સંબંધમાં જ શરણાગત મનુષ્યો ન રહે તે માટે યથાકાલે તેવા તંતુઓ સ્વેચ્છાથી પોતાની અપ્રતીતિ દર્શાવે છે.

પ્રિય બંધુઓ ! સ્થૂલ દૃષ્ટિએ અત્યંત દુર્ઘટ સરખા જણાતા વ્યતિકરમાં આપણી વૃત્તિ આ નિશ્ચયને સેવે છે એ જ પરમાત્માનો અનુગ્રહ છે. આપણે શ્રી ગુરુદેવનાં શરણમાં આવીને તેઓશ્રીના પ્રબોધથી એટલું તો જાણ્યું છે કે ગુરુસત્તા એક મર્યાદિત તનુમાં જ રહે છે એમ નથી; પણ એ સત્તા પ્રત્યેક હૃદયમાં પ્રતિક્ષણે વિદ્યમાન રહે છે. પરંતુ માયાના આવરણથી પ્રત્યક્ષસમી

જેની પ્રતીતિ થતી નથી તેને જાગ્રત કરવાનો પ્રયત્ન કરવો એ આપણું કર્તવ્ય છે. તદર્થે જ આપણે આજના દિવસને ચૈતન્યજ્યોતિ–આવિષ્કરણોત્સવરૂપે પાલન કરવાને એકત્ર થયા છીએ.

આપણા વિકારઆવૃત અંતરમાં આપણે આ ક્ષણે ચૈતન્યજ્યોતિનો પ્રકાશ પ્રત્યક્ષ કરી શકતા નથી; જ્યારે વિકારી માયાનું આવરણ અળગાઈ જાય છે, વિષયાકાર પરિણામને પામેલી વૃત્તિ જ્યારે પરમ તત્ત્વપ્રતિ અભિમુખ રહે છે ત્યારે ચિતિતત્ત્વનો આવિષ્કાર થાય છે, અને શાસ્ત્ર જેને યથાર્થ જ્ઞાન કહે છે તેનો અનુભવ જાગે છે. તેથી જ વેદાંત अहं ब्रह्मास्मि ભાવનાથી, યોગીઓ સંયમથી, ભક્તો લીલાવિગ્રહના સ્મરણચિંતનથી, વગેરેવગેરે વ્યાવૃત વૃત્તિને એક ધ્યેયે અભિમુખ કરવાનું સૂચવે છે. માર્ગ ભિન્ન ભિન્ન પ્રતિપાદન થયા હોય પણ તે સર્વનું નિદાન એક જ છે કે હૃદયસ્થ આત્મ-જ્યોતિનો અનુભવ કરવો.

કોઈ ઉગ્ર સાધનથી અતીતઅનાગતનું જ્ઞાન ઉદ્‌ભવે, અષ્ટ સિદ્ધિઓ પ્રાપ્ત થાય, પણ તેમાં માયાનો અંશ હોવાથી એ પ્રાપ્તિમાં સાધકકર્તવ્યનો ઇતિ નથી. તેથી જ પૂર્વના પુરુષોએ, શ્રીમાન્ વિશ્વવંદ્ય જેવા અનુભવીએ અને શ્રીગુરુદેવે પુનઃ પુનઃ ઉપરનો જ આદેશ કર્યો છે. આત્માનો પ્રકાશ પ્રસારનારું સમર્થ સાધન જે અભિમુખતા તેને આપણા અંતરમાં ટકાવવાને માટે ઇષ્ટશ્રીએ સાધનસત્ર, સંવત્સરક્રમ વગેરે યોજ્યાં હતાં તે લક્ષમાં આણીને અભિમુખ-રહેવું એ કર્તવ્યરૂપ છે. અભિમુખતા ક્રમે ક્રમે પંચકોશાતીત સ્વરૂપપ્રતિ પગલાં ભરાવે છે, કર્તૃત્વભ્રાન્તિનો લય કરી સ્વરૂપાનુભૂતિ જગાવે છે. આવી અભિમુખતા ક્યારે સધાય છે કે જ્યારે એ વસ્તુપ્રતિ આપણા હૃદયમાં સાચો પ્રેમ જાગે છે ત્યારે. પ્રેમ એવી વિલક્ષણ વસ્તુ છે, કે તે સદૈવ પ્રેમવિષયક વસ્તુપ્રતિ અભિમુખ રાખે છે.

વિષયાનુરાગી બિલ્વમંગળની આંતરવૃત્તિ પ્રેમવિષયક પાત્રમાં એટલી સંલગ્ન થઈ હતી કે તેની દૃષ્ટિએ સર્પને રજ્જુ જોઈ, શબને કાષ્ટ જોયું, તો સ્વરૂપાનુરાગી પ્રતિબંધક દૃશ્ય પ્રપંચમાં રહેતા છતાં સ્વાનુભૂત સત્યને અનુભવે એમાં શું આશ્ચર્ય! પ્રેમથી લાખ અસંભવિત મનાતું કોઈ કાળે સંભવિત થઈ શકે છે.

બંધુઓ! અહો! આપણા ગુરુદેવના પ્રત્યક્ષ સંબોધના સમયમાં તેઓશ્રીપ્રતિ આપણા સર્વકરણ અભિમુખ રહેતા હતા સરલ વા કઠિન સાધન તેઓશ્રી દર્શાવતા તે સાધવા આપણે ઉત્સુક રહેતા, વર્ષમાં અનુગારવાર દર્શનાર્થ આવતા, પ્રસંગે પ્રાપ્તપ્રિયતિ ઉપરાંત સર્વ પ્રકારનો ભોગ અર્પવા તત્પર થતા. શાથી! શુદ્ધ સાચા પ્રેમથી–પ્રેમનું માહાત્મ્ય અદ્‌ભુત છે તેથી પ્રત્યક્ષ ગુરુતનુમાં જેવો પ્રેમ હતો, તેવો પ્રેમ તેમના સૂક્ષ્મ તત્ત્વપ્રતિ પ્રકટાવતાં આજે અભિમુખ રહીશું તો અવશ્ય કૃપાકૃપાનાં પ્રખર રશ્મિનો પ્રપાત થતો આપણે અનુભવીશું. એ કૃપાપ્રપાતને ઝીલીને પરિણામી અનુભવની પ્રતીતિ કરવા આજના ઉત્સવમાં સંયમથી, કીર્તનથી, ઇષ્ટસ્તોત્રની પ્રતીતિ થયેલી આશાત્મક ઉપદેશાત્મક લીલાના ગુણગાનથી, અભિમુખતા સાધવાની છે. હૃદયના સાચા ભાવથી અભિમુખ રહીને સમગ્ર બહિર્વૃત્તિનો પ્રત્યાહાર કરી હૃદયસ્થ ચૈતન્યપ્રતિ વાળીને

ચૈતન્યજ્યોતિ-આવિષ્કરણ કરીને પરિણામે તેમાં લીન થતાં કોઈ ધન્ય ક્ષણે આપણે પણ ગાઈશું કે:—

મારું સુખ ન કહ્યું જાય, ઝીલું હું તત્ત્વસમુદ્રમાં,
મન વાણી સ્તબ્ધ થાય, ઝીલું હું તત્ત્વસમુદ્રમાં,
પાર કે અંત જણાય ના, ઉંચે નીચે પણ તેમ,
મધ્યે મારું હુંપણું,
કદી લહું છુટું અણુ,
કદી ના ભળાય— ઝીલું.
કામ ન શેષ હવે રહ્યો, મળ્યું પ્રાપ્તવ્ય માત્ર,'
મન ન હવે ઉઠતું,
ભિન્ન ન સ્વરૂપથી થતું,
( જેમ ) જળ, જળે જણાય,- ઝીલું.

---

# ભગવાન્શ્રીના ચરિત્ર-વૈભવના કેટલાક અંશો.

* [ લેખક : કૌસિકરામ વિ૦ મહેતા. ]

સ્વરૂપસ્થ પરમપૂજ્ય પરમકૃપાળુ ભગવાનશ્રીના અલૌકિક ચરિતનું વર્ણન મારી અસહાય વાણીમાં ન કરતાં અનેક સદ્વચનરત્નોથી વિભૂષિત સંસ્કૃત સાહિત્યનો આશ્રય લઈ મારી નમ્ર પ્રશંસાંજલિ અર્પવા હું પ્રવૃત્ત થાઉં છું.

આ અલ્પ લેખમાં એઓશ્રીના પરમ ઓજસ્વી ચરિતના અમુક અંશનો જ સ્પર્શ કરવામાં આવ્યો છે.

સાધકબંધુઓ પોતપોતાના અનુભવથી તેમાં યથેષ્ટ પૂર્તિ કરી શકશે.

વિશેષ અનુકૂલતાએ આગળ ઉપર બીજા અંશોનું પણ વિવેચન કરવામાં આવશે.

न खलु वयसा जात्यैवायं स्वकार्यसहो भर : ।

"વયથી નહિ, પરંતુ ખરે પોતપોતાના કર્તવ્યનો ભાર ઉપાડવાની શક્તિ મનુષ્યને જાતિથી, એટલે જન્મસિદ્ધ સંસ્કારોથી પ્રાપ્ત થયલી હોય છે."

સદ્ગુરુ ભગવાન્ બાપજીશ્રીના સ્વરૂપાવસ્થાનસમયે ભગવાનશ્રીનું વય કોમલ હતું. અનેક સાધકબંધુઓ તો તે સમયે એટલા બધા મુંઝાઈ ગયા હતા કે વર્ગનું શું થશે, અને શું કરવું તેની તેમને લવલેશ ગમ ન હતી. પૂ૦ શ્રી માસ્તરસાહેબને આંતર પ્રેરણાનો ધ્વનિ

* પૌષ કૃષ્ણ ષષ્ઠી નિમિત્તે.

આવ્યો કે શ્રીઉપેન્દ્રભગવાન કુમારાવસ્થાના છતાં પોતાના મહાપ્રતાપી પિતાની પદવી સમાલવાની યોગ્યતા ધરાવે છે. એ સ્વર બાપજીશ્રીનો હતો, અને ભગવાનશ્રીના સુદક્ષ નેતૃત્વે એ ધ્વનિની સત્યતા સિદ્ધ કરી બતાવી છે.

मनोभूषा मैत्री । सतां सप्तपदी मैत्री ।

" અંતઃકરણનો શણગાર મૈત્રી છે. "

" સજ્જનોની મૈત્રી સાત પગલાંવાળી હોય છે. "

ભગવાનશ્રીમાં સ્નેહતત્ત્વ રોમેરોમ વ્યાપી રહ્યું હતું. એક સાહિત્યકાર મૈત્રીને અંતઃકરણનો શણગાર કહે છે ત્યારે બીજા કવિની ઉક્તિપ્રમાણે સજ્જનોનો સ્નેહ સાત પગલાં સાથે ચાલવાથી, અથવા સાત શબ્દ બોલવાથી, સિદ્ધ થાય છે. આ સાત સંખ્યાવાળા સજ્જનો તો ઉતરતા પ્રકારના હોય છે; મધ્યમ પ્રકારના સજ્જનોનો સ્નેહ ત્રણ પગલાં સાથે ચાલવાથી, અથવા ત્રણ શબ્દ બોલવાથી, પ્રાપ્ત કરી શકાય છે; ઉત્તમ પ્રકારના સજ્જનોનો સ્નેહ માત્ર એક પગલું સાથે ચાલવાથી, અથવા એક શબ્દ બોલવાથી, સંપાદન કરી શકાય છે.

ભગવાનશ્રીનો સ્નેહ આવા ઉત્તમ પ્રકારનો હતો. એની અચલ સાક્ષી સર્વ સાધકબંધુઓનો અનુભવ પૂરે છે.

सकलगुणभूषा च विनयः ।

" સર્વ ગુણનો શણગાર વિનય છે. "

ભગવાનશ્રીના ચરિતમાં અહંપદનો, અભિમાનનો કે આત્મશ્લાઘાનો લવલેશ છાંટો ન હતો. અમદાવાદમાં ભરાયલી સાહિત્યપરિષદના એકક પ્રસંગે એઓશ્રીને ઉચ્ચ પીઠઉપર વિરાજમાન થવાનું અનેક કાર્યકરોથી વિજ્ઞાપન થયા છતા પોતે સામાન્ય શ્રોતાપેઠે સમુદાયની વચમાં બેસી ગયા હતા. આવી બેકક ભીકારવાજેટલી નમ્રતા આજે કેટલા આચાર્યોમાં છે તેનો વિચાર શ્રોતાજન પોતે કરી લેશે.

गुणी च गुणरागी च विरलः सरलो जनः ।

" ગુણી હોવા ઉપરાંત ગુણરાગી હોય એવો સરલ પુરુષ વિરલ હોય છે. "

ભગવાનશ્રી જાતે ગુણગણનિધાન હોવા છતા બીજાના ગુણ જોઈ અતિપ્રસન્ન થતા હતા. દ્વેષ કે અસૂયાનું નામનિશાન એમનામાં ન હતું. પરગુણદર્શનજન્ય આ હર્ષ એમના ભાવવાહી મુખઉપર સુસ્પષ્ટરીતે મુદ્રિત થતો હતો.

સાહિત્યકાર કહે છે કે ગુણરહિત પુરુષને ગુણીની કદર હોતી નથી, અને ગુણી પુરુષને ઘણી વાર બીજા ગુણી પુરુષોપ્રતિ દ્વેષ હોય છે. આ ગુણસૂનતાને ભગવાનશ્રીના દિવ્ય ચરિતમાં અવકાશ જ નહતો.

अध्यात्मविद्या विद्यानाम् ।

ગીતામાં શ્રીકૃષ્ણ પરમાત્માના પ્રમાણભૂત વચન અનુસાર આધ્યાત્મિક વિદ્યા સર્વ વિદ્યાઓમાં સર્વોપરિ છે, ભગવાનની વિભૂતિરૂપ છે.

લૌકિક અભ્યાસમાં ભગવાનશ્રી અંગ્રેજી પાંચમી ચોપડીથી આગળ વધ્યા ન હતા; પરંતુ અધ્યાત્મવિદ્યા પરત્વે—

" ઝળહળ હૃદયે ઝળકે ચિતિજ્યોતિ "

એ એમની અતિરમણીય કાવ્ય-પંક્તિના એઓ પોતે જ દૃષ્ટાંતરૂપ હતા. એ અધ્યાત્મ-વિદ્યાના પ્રભાવથી—

" બ્રહ્મ લટકાં કરે બ્રહ્મપાસે "

એ પરમ-ઉન્નત ગિરિશૃંગપર્યંત એમનું અંતઃકરણ પહોંચ્યું હતું.

कलासीमा काव्यम् ।

કવિતા એ કલાની સીમા છે. કવિતાનો આત્મા રસમય અર્થવાળો શબ્દ છે. અધ્યાત્મ-વિદ્યાના પરિશીલનવાળું અંતઃકરણ શબ્દબ્રહ્મનો સાક્ષાત્કાર કરી શકે છે, અને બ્રહ્મ પોતે રસની પરિસીમા હોવાથી એવો ઉચ્ચ વિદ્વાન્ પોતાની વાણીથી અપૂર્વ રસલ્હાણ કરી શકે છે.

ભગવાનશ્રીનાં કાવ્યોમાં અને રસદર્શનોમાં જેમણે પ્રવેશ કર્યો છે તે મહાભાગ્યશાલી પુરુષોને રસની રેલછેલ શી કહેવાતી હશે તેનો જાતિ-અનુભવ થઈ ગયો છે.

नास्ति योगसमं बलम् ।

મહાભારતમાં કહ્યું છે કે તત્ત્વજ્ઞાન જેવું જ્ઞાન નથી, અને યોગસમાન બલ નથી.

ભગવાનશ્રીનું યોગબલ અનેક દિશાઓમાં તરવરી આવતું હતું. એકાગ્રતા એમને પ્રકૃતિસિદ્ધ જેવી થઈ ગઈ હતી, અને એ કારણથી સ્વલ્પ સમયમાં, અચિંતિત રીતે અગમ્ય પ્રતિભાના સંચારદ્વારા અનેક પ્રકારનાં ચમત્કારિક સંવિધાનો એઓ ઉપજાવી શકતા હતા, તથા પ્રેક્ષકોને અને શ્રોતાઓને આશ્ચર્યચકિત કરી દેતા હતા. સાત-પાતાળી વાવના અખૂટ ઝરણાની પેઠે એમની યોગપ્રતિભાનું દર્શન અવધિવિનાનું હતું.

अहह महतां निःसीमानश्चरित्रविभूतय :

" મહાપુરુષોના ચરિતનો અનવધિ વૈભવ કેવો આશ્ચર્યકારક છે ! "

રાજર્ષિ ભર્તૃહરિ કહે છે કે-શેષનાગ પોતાની વિશાલ ફણાઉપર ભૂમંડળને ધારણ કરે છે, કૂર્મશક્તિ પોતાની સમર્થ પીઠઉપર શેષનાગને ધારણ કરે છે, અને સમુદ્ર સહેલથી પોતાના પ્રચંડ કલેવરનો અલ્પ ભાગ એ કૂર્મના નિવાસમાટે અર્પણ કરે છે; મહાપુરુષોની ચરિત્ર-વિભૂતિ-ઓનો પાર નથી.

ભગવાનશ્રીના એક એક અલૌકિક ગુણનો તલસ્પર્શ કરવાનું કાર્ય સહેલું નથી. આજના પ્રસંગને ઉદ્દેશી કરાયલું અલ્પ પ્રવચન અહીં સમાપ્ત થાય છે.

# શ્રીચૈતન્યજ્યોતિ–આવિષ્કરણોત્સવનું પાલન.

શ્રેયસ્સાધકવર્ગના જ્ઞેય, ધ્યેય, ઉપાસ્ય શ્રી ઉપેન્દ્રાચાર્યજીના તિરોધાનના દિવસને ઉત્સવરૂપે પાલન કરવામાં આવ્યો હતો.

ઇષ્ટશ્રીના દેહવિલયના અસાધારણ પ્રસંગમાં શોકવિવશ ન થતાં તેઓશ્રીને પોતાના અંતઃકરણમાં સંનિહિત અનુભવવાઅર્થે વિવિધ સત્ક્રિયા કરવાના ઉદ્દેશથી સાધકસમૂહ પૌષ કૃષ્ણ ષષ્ઠીએ શ્રી વિશ્વવંદ્યોદ્યાનમાં એકત્ર થયો હતો.

પ્રાતઃકાલે સાડાઆઠ વાગે કાર્યક્રમનો આરંભ થયો. આરંભમાં બે ચાર કીર્તનો ગવાતાં પ્રસંગને અનુરૂપ ગંભીરતા તથા શાંતિ ભવ્ય મંડપમાં છવાઈ રહી. સર્વની વૃત્તિ શ્રી ગુરુદેવપ્રતિ અભિમુખ થઈ રહી છે એવું ભાન તટસ્થ જોનારને પણ સ્પષ્ટ થતું હતું. કીર્તનપશ્ચાત્ પરમ પૂજ્ય દેવીશ્રીએ લખેલી ભાવભરી પ્રાર્થના ભાઈ જયન્તીલાલે સર્વને શ્રવણ કરાવી, જે શ્રવણ કરતાં ઇષ્ટવિરહનો ભાવ જાગ્રત છતાં ઇષ્ટને ચૈતન્યરૂપે જ અનુભવ કરવાનો વેગ પ્રાપ્ત થયો. અર્ધો કલાક સંયમ કરીને શ્રી ભગવદ્સ્તોત્રનું આવર્તન કરવામાં આવ્યું હતું. તે પછી શ્રી મણિભાઈ શેલતે ચૈતન્યનો આવિષ્કાર કેવી રીતે થાય છે એ સંબંધી અત્યંત ઉપયોગી વિચાર દર્શાવ્યા; તે પૂર્ણ થતાં પરમ પૂજ્ય **શ્રી જયન્તીદેવી** રચિત શ્રી उपेन्द्रलीलामृत પ્રકટ કરવામાં આવ્યું. મણિભાઈના વ્યાખ્યાનપશ્ચાત્ વિષ્ણુભાઈએ ભાવભર્યો ઉપોદ્ઘાત કરતાં પૂ. શ્રી દેવીશ્રીનાં ઉત્સવઆરંભક વચનો શ્રવણ કરાવવાનું પુણ્ય કાર્ય કર્યું. તે પૂર્ણ થતાં શ્રી લીલામૃતગાન શરુ થયું. પૂજ્ય દેવીશ્રીની અદ્ભુત લેખિનીથી રચાયલા લીલામૃતનાં ગુણગાન કરવા આપણી વાણી અસમર્થ છે. પરમ પૂજ્ય શ્રી ગુરુદેવની સર્વ લીલા સ્વલ્પમાં એવા હૃદયંગમ શબ્દોથી આલેખાઈ છે કે, એ અવલોકન કરતાં સહસા સર્વના અંતઃકરણમાં શ્રી ગુરુદેવનું સ્મરણ જાગ્રત થતાં ઉપરોક્ત ભાવે વદાતું કે આવા सद्गुरु न भूतो न भविष्यति.

જેવું અનુપમ લીલામૃત તેવું તેનું ગાન ભાઈ નરેન્દ્ર, ભૂપેન્દ્ર, તથા વિપિને સુમધુર સ્વરથી ભાવપૂર્વક કર્યું કે શ્રોતાના હૃદયમાં વિલક્ષણ શાંતિ તથા પ્રેમની છાયા પ્રસરી રહી.

શ્રી ગુરુદેવના દિવ્ય શિક્ષણથી તથા પ્રેમથી સર્વ બાલકોના હૃદયમાં પણ કોઈ અપૂર્વ ભાવ જાગ્રત્ થયો છે તેથી પ્રેરાઈ ઇષ્ટશ્રીનિમિત્ત જે કંઈ કાર્ય કરવાનું પ્રાપ્ત થાય તેમાં આનંદથી સહકાર આપે છે.

લીલામૃતની પ્રસિદ્ધિનિમિત્ત ભાઈ નરેન્દ્ર તથા રમણલાલે અત્યંત પરિશ્રમ કર્યો. પાંચ છ દિવસના અલ્પ સમયમાં પૂજ્ય દેવીશ્રીએ આ લીલામૃત રચી આપવાની કૃપા કરી અને આ ઉભય બાલકોએ એ નિમિત્ત ઉત્સાહથી, ભાવથી, સેવાકૃત્ય કર્યું તો જ આ ઉત્સવે શ્રી લીલામૃતનાં દર્શન કરવાને વર્ગ સુભાગી થયો. શ્રી ગુરુદેવ તેમની શુશ્રૂષાનું ફલ અર્પવા કૃપા કરો એથી આ ઉત્સવના અંગીભૂત કર્તવ્યરૂપે પ્રાર્થીએ છીએ કે.

શ્રાલલામૃતનું ગાન શ્રીગુરુદેવના જયઘોષપૂર્વક સમાપ્ત થતાં પૂજન, આરતિ વગેરે મંગલ વિધિ સાધી પ્રાતઃકાલનો કાર્યક્રમ પૂર્ણ કરવામાં આવ્યો હતો.

સાયંકાલે પુનઃ સર્વ એકત્ર થતાં નિત્યના નિયમપ્રમાણે સાંઝસુધી ધૂન કરી. પછી શ્રી વિષ્ણુભાઈએ, શ્રી પ્રમીલાબહેને લખેલી પ્રાર્થના વાંચી અને શ્રી જયન્તીલાલે બંધુ શ્રી જેઠાલાલ દેવશંકરનો લેખ શ્રવણ કરાવ્યો. તે પશ્ચાત્ બંધુશ્રી અમૃતલાલ વૈદ્યે પોતાના અનુભવના ઇષ્ટશ્રી સંબંધના પ્રસંગો ભક્તિમય શબ્દોમાં દર્શાવ્યા. તે પછી શ્રી ચુનીભાઈ દેસાઈએ તથા શ્રી મણિભાઈએ અને ચારિત્ર્યમંદિરના વિદ્યાર્થી ભાઈ ડાહ્યાભાઈએ પોતાના લેખ વાંચી સંભળાવ્યા.

સમય અધિક ન હોવાથી અન્ય બંધુઓ તથા બહેનોના લેખ વાંચી શકાયા નહોતા.

લેખવાચનની સમાપ્તિમાં અત્યંત લઘુ છતાં શાસ્ત્રના સૂત્રને અનુરૂપ શ્રીગુરુદેવના અદ્ભુત ગુણને દર્શાવતો વિદ્દ્વર્ય શ્રી કૌશિકરામભાઈનો સુંદર લેખ સુંદર ઉપોદ્ઘાતસહિત વિષ્ણુભાઈએ શ્રવણ કરાવ્યા પછી ઉત્સવનિમિત્ત રચાયલાં કીર્તનો સંગાતમંડળે ગાઈ, આજના ઉત્સવનો પુણ્યવિધિ પૂર્ણ કર્યો.

દિવસભરની વિવિધ સત્ક્રિયાદ્વારા ઇષ્ટશ્રીનું સર્વત્રવ્યાપકરૂપે ચિંતન કરતાં, સર્વએ સ્વસ્થાનપ્રતિ પ્રયાણ કર્યું.

---

## સમાચાર

**કરાંચી** મંડળે પૌષ કૃષ્ણ. ષષ્ઠી નિમિત્તે પ્રાતઃકાલે તથા સાયંકાલે જપ, કીર્તન, ધૂન વગેરે સત્ક્રિયા સાધી.

આતરસુંબાના સાધકબંધુઓએ સમગ્ર બ્રાહ્મણોની ચોરાશીને ભોજન કરાવ્યું અને કીર્તન, પૂજનઅર્ચનવિધિ કર્યો.

ધારવાડમાં બંધુ ચંદુલાલે એકાકી હોવા છતાં દિવસભર આ પ્રસંગે સુંદર વિધિ સાધ્યો.

ખંભાતમાં ભાઈ છોટાલાલે યોગ્ય સાધનવિધિથી આ દિવસ ઇષ્ટચિંતનમાં ગાળ્યો.

ભાઈ દલપતરામે પોતાના કુટુંબસહિત વિવિધ સત્ક્રિયા સેવી.

---

: : સા પ્તા હિ ક : :

Reg. No.B. 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવજીવનની સર્વોત્તમતા.

' શ્રેયસ્સાધક 'નો નિત્યસન્દેશ:

" જીવન ઘડો. "

વર્ષ: ૫ અંક : ૨૭

સં૦ ૧૯૯૫, માઘ શુક્લ૦ ૧૫

શનિવાર

તા૦ ૪: ૨: ૧૯૩૯.

પત્રવ્યવહાર:
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૪-૦-૦
હિન્દ બહાર: દશ શિલિંગ



આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિ. પ્રેસ, રાવપુરા, બાગ ફતેગંજ સામે-વડોદરામાં છોટાલાલ લાલભાઇ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી

પ્રકાશક :
ગોવિન્દલાલ જ૦ ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશક, શ્રી વિશ્વવંદ્યકુંજ, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૪: ૨: ૧૯૩૯

॥ ૐ શ્રી ॥

## नित्य सन्देश.

મનુષ્યો હરેફરે, બોલેચાલે, તેઉપરથી એ સૌ જીવતા છે એમ ન જાણવું. ગ્રામોફોન બોલે છે, આગગાડીનું રમકડું દોડે પણ છે, છતાં તે જીવતું નથી. આપણે બોલીએ, ચાલીએ, ખાઇએ, પીએ, જોઇએ, તેટલામાત્રથી આપણે આપણને જીવતા ન સમજવા. એટલું તો પશુઓ પણ કરે છે. તેથી બહુ બહુ તો એટલું કરનાર આપણે પશુ કહેવાઇએ. છતાં પશુ પણ આપણે ખરીરીતે ન ગણાઇએ, કારણ પશુમાં જેટલી શક્તિઓ છે તેટલી બધીનો ઉપયોગ તે કરે છે; આપણામાં જેટલી શક્તિઓ ઇશ્વરે આપી છે, તેનો પૂરેપૂરો ઉપયોગ આપણે કરતા નથી, અને તેથી આપણે હરામી છીએ—ખોયરા છીએ-ઇશ્વરના અપરાધી છીએ. અને તેથી પશુજેટલી લાયકાત પણ આપણામાં નથી. તેથી પશુકરતાં આપણે જીવીએ છીએ તોપણ હલકા પ્રકારથી જીવીએ છીએ.

મનુષ્ય ખરીરીતે જીવતો ક્યારે ગણાય ? પોતાને મળેલી બધી શક્તિઓના બળને વધારવા સારામાં સારીરીતે ક્રિયાઓ કરતો મનુષ્ય જીવતો સમજવો. ઢોર ખાધેલું પચાવે એના કરતાં આપણે ખાધેલું વધારે સારીરીતે પચાવીએ, ઢોર પોતાની નેત્રશક્તિને વાપરે તેના કરતાં આપણે આપણી આંખનો વધારે સારો ઉપયોગ કરીએ તો આપણે મનુષ્ય. ઢોર પણ શ્વાસ લે છે, આપણે ઉત્તમ પ્રકારના પ્રાણાયામ કરી શકીએ તો મનુષ્ય. ઢોર પણ વાણીથી બરાડે તો છે; આપણે અત્યંત વિનયવાળી, સભ્ય, ત્યાં ઘટે તેવી અને તેટલી સંસ્કારભરી શુદ્ધ હૃદયના ભાવથી ભરેલી, બીજાને સારા કામમાં ઉત્તેજન આપનારી, પ્રભુનું સ્મરણ કરાવનારી વાણી બોલીએ, તો જ મનુષ્યની-માનવી-વાણી બોલ્યા ગણાય. ઢોર પણ સ્વાર્થની

ક્રિયા કરે છે, આપણે ન્યાયવાળી, બીજાનું હિત કરનારી ક્રિયા કરીએ તો મનુષ્ય ગણાઈએ. ક્રોધ ઢોર પણ કરે છે, દ્વેષ ઢોરમાં પણ હોય છે, ઢોરને લડાઈ કરતાં પણ આવડે છે, એકબીજાને મારતાં, એકબીજાને નુકશાન કરતાં, એકબીજાને ઠગતાં આવડે છે; આપણે તેવું કરતાં અટકીએ અને એનું વિરોધી જે ક્રોધ ન કરવો તે, દ્વેષ ન ધરવો તે, લડવું નહિ તે, કોઈનું નુકશાન ન કરવું તે વગેરે સંભાળીએ તો આપણે મનુષ્ય. આપણે સત્પુરુષને પારખીએ; ઈશ્વરને ઓળખવા પ્રયત્ન કરીએ તો મનુષ્ય. ટુંકામાં શરીર, પૈસો, મન અને જે કાંઈ આપણી પાસે હોય તેનાથી બનતી સર્વોત્તમ ક્રિયા કરીએ, તેનો સર્વોત્તમ ઉપયોગ કરીએ તો મનુષ્ય.

શ્રી ગુરુદેવ.

# *પ્રાતર્પ્રાર્થના.

[ લેખક : શ્રો૦ જ૦ દવી. ]

વિશ્વના નિયામક, ચાલક તથા પાલક પરમાત્મન્ !

આ ભૂલોકમાં એક કાલે જ્યારે આપ ' ઉપેન્દ્ર ' અભિધાન ધારણ કરીને વિહરતા, ત્યારે આપશ્રીના પતિત–પાવન, ત્રિતાપહારક, પરમ મંગલમય પાદપદ્મનો સ્પર્શ કરીને અમે પાવન થયાં, જડસમા હૃદયમાં ચેતનતા પ્રકટી, પાષાણમાં પ્રાણ પૂરવાની આપની દિવ્ય ચમત્કૃતિ અનુભવી. આપે જે કાર્ય શ્રી રામચંદ્રના તનુમાં કર્યું હતું તેનાથી પણ અધિક ચમત્કૃતિ દર્શાવી. પાષાણને અહલ્યા બનાવી તેના કરતાં પાષાણજેવા અંતરમાં ચેતનતા પ્રકટાવી એ વ્યતિકર અમને અદ્ભુત ભાસે છે. ક્યાં આપની સ્થિતિ અને ક્યાં જીવની સ્થિતિ ! એ સ્થિતિમાં સત્સંસ્કારો પ્રેરી આપના સ્વરૂપપ્રતિ લક્ષણા કરાવી એ અમારું મહદ્ ભાગ્ય છે.

આપના દિવ્ય દર્શનથી કોઈએ ત્રિતાપને શાંત કરવાનો યત્ન આદર્યો, કોઈએ આપની અનુપમ શુશ્રૂષાનો લાભ પ્રાપ્ત કર્યો, કોઈ હૃદય ભક્તિરસમાં લીન થયાં, તો કોઈએ બ્રહ્મભાનને જગાવવા–વિરાગની જ્યોતિ ચમકાવવા સાવધતા રાખી, કોઈએ આપના રસદર્શનથી રેલાતા દિવ્ય રસમાં નિમજ્જન કર્યું. આપની દિવ્ય ગિરાથી સ્વતઃ વચનોથી કોઈના હૃદયમાં સાચા પ્રેમની કળા જાગી. જનસમાજે રસદર્શનના રાસ ગાઈને શુદ્ધિ સાધી. પ્રભો ! આપે જે જે ચેતનવંતી ચેષ્ટા દર્શાવી તેનું વર્ણન કરવા આ દુર્બલ વાણી અસમર્થ છે. માત્ર એટલું જ વદી શકીએ છીએ કે ધન્ય પ્રભો ! ધન્ય પ્રભો !

આપ સર્વદા શરણાગતના હિતમાં તત્પર છો, આપની પ્રત્યેક ચેષ્ટામાં સાધકનું પરમ શ્રેય જ છે એ સિદ્ધ છે, છતાં અલ્પજ્ઞ મતિ એ નિર્ણય કર્યો હોય તેનાથી પ્રતિકૂળ વ્યતિકર જોતાં શોકવિવશ થાય છે. આપના પ્રત્યક્ષ દર્શનમાં ધન્ય માનતી વૃત્તિ આપનું અદર્શન અસાધારણ ક્લેશને અનુભવે એ સ્વાભાવિક છે; છતાં આપે નિશ્ચય કરાવેલા વિચારની જાગૃતિ થતાં કંઇક સમાધાનને પામીએ છીએ.

* પોષ કૃષ્ણ ૫ ડી.નમિત્તે.

**સર્વાતીત ગુરો !** મર્યાદિત તનુમાં નિવસીને આપે વિલક્ષણ સામર્થ્યને પ્રતીત કરાવ્યું છે. હવે વ્યાપક સ્વરૂપે વિલસીને આપ અમર્યાદ સામર્થ્યને પ્રતીત કરાવો છો, એ અમારા અધિકારાનુસાર અનુભવમાં આવે છે. દેશકાલપરિચ્છેદથી રહિત આપ ચૈતન્યસહ આ દશ્યાકાર વૃત્તિનો સંબંધ કરાવવા આપના સ્વરૂપની પ્રતીતિ કરાવનાર યથાર્થ-જ્ઞાનની અનુભૂતિઅર્થે, અલ્પ સ્વલ્પ પ્રયત્ન કરીએ તેમાં આપ નિરંતર બળ પ્રેરજો. માયાઆચ્છાદિતરૂપે હાલ પ્રકાશતું આપનું સ્વરૂપ નિરાવરણરૂપે પ્રતીત કરવાનું અમારા હૃદયમાં સામર્થ્ય નથી. આપના કૃપા-બલથી જ આ જીવત્વની મર્યાદાનું અતિક્રમણ થઈ શકે છે એ અનુભવી પુરુષોના વચનથી નિશ્ચય થયો છે. તેથી આપને જ પ્રાર્થના કરીએ છીએ કે અનુગ્રહનું અભિસિંચન કરી પ્રત્યેક હૃદયમાં પ્રત્યક્ષ-પ્રતીત થાઓ.

આપનું અવતરણ અને તિરોધાન સાધકના કલ્યાણઅર્થે જ છે. સર્જનવિસર્જનક્રિયા આપ અનાદિ કાલથી કરતા આવ્યા છો અને કરો છો. સર્વ ક્રિયાદ્વારા પ્રાણિમાત્રનું પરમ કલ્યાણ સાધો છો, એ અલ્પજ્ઞ જીવદૃષ્ટિ તત્કાળ જોઈ શકતી નથી. કારણ પ્રત્યક્ષ વસ્તુસાથે સત્વર સંબંધ થાય છે તેટલો સૂક્ષ્મ વસ્તુસાથે થઈ શકતો નથી.

**પ્રભો !** આપના સ્થૂલ સંબંધમાં જ અમે યાવજ્જીવન ન રહીએ તેમાટે, કે કોઈ અગમ્ય સંકેતથી આજે આપે આપનું તિરોધાન દર્શાવી એક દૃષ્ટિએ કહીએ તો આપે અમારું પરમ હિત સાધ્યું છે. આપે અમા આપના પ્રચ્છન્ન સ્વરૂપમય કરવાને તિરોધાનની ચેષ્ટા કરી છે એમ શ્રદ્ધાથી સ્વીકારી, આજે ચૈતન્યજ્યોતિઆવિષ્કરણાર્થે એકત્ર થઈ તન્નિમિત્ત જે કાંઈ સત્ક્રિયા સાધીએ તે ઉદાત્ત ભાવે સ્વીકારી, અવિદ્યાપ્રવર્તક સૂક્ષ્મ સંસ્કારોનો ઉચ્છેદ કરી, સદોદિત અમારામાં જાગ્રત્ રહી, પરિણામે આપના દિવ્ય સ્વરૂપે શમાવો એ જ પુનઃ પુનઃ આ ઉત્સવની આરંભક પ્રાર્થના.

---

# श्री पुरुपार्थसिद्धि.

( અનુસંધાન ગતાંક ૧૯ના પૃષ્ઠ ૧૪૮ થી )

મહાપુરુષે કહ્યું: દૃષ્ટ સાધનરૂપે તને હું એક વનસ્પતિની ગુટિકા આપું છું, તે મુખમાં રાખ્યાથી તને યક્ષ, પશુ, પક્ષી, નાગ વગેરેની ભાષા સમજાશે. આપેલા મંત્રનું રટન કર્યા કરજે સમય આવતાં હું મળીશ. હવે તું આ ફળાદિક છે તે ખાઈને થાકેલો છે માટે થોડી વિશ્રાંતિ લઈને પ્રયાણ કરજે. હવે હું મારા કાર્યમાં પ્રવેશું છું, અને તું પણ આજે પ્રયાણ કરી જજે. આટલું વદી મહાત્મા મૌન રહ્યા. વીરેન્દ્ર નમસ્કાર કરી ત્યાંથી ઉઠ્યો. ફલાહાર કરી વિશ્રાંતિ લઈ પ્રયાણ કરતાં ' હે ગુરો ! જ્યાં પ્રવાસ કરું ત્યાં આપ મારું રક્ષણ કરજો ' એમ વદી ગુરુની ગુફાને વંદન કરી ચાલવા લાગ્યો. પ્રવેશતી વખતે જેમ દ્વાર બંધ હતાં તેમ આ સમયે નહોતું. માર્ગ ખુલ્લો હતો તેથી સત્વર બહાર આવી ઉત્તર દિશામાં પગલાં ભર્યાં. સાયંકાલનો સમય લગભગ થવા આવ્યો હતો. આસપાસ જોતાં ભયાનક અરણ્ય દેખાતું હતું. ધરવીર વીરેન્દ્ર તેથી ભય ન પામતાં આ પ્રકારના આનંદના ઉદ્ગાર કાઢતો ચાલતો હતો.

સોરઠા.

ધન્ય ધન્ય વીરેન્દ્ર, તુંજ જીવન છે ધન્ય આ;
સિદ્ધ અને યોગેન્દ્ર, મળિયા સહજે વિશ્વમાં.
દીધો ગુરુએ મંત્ર, કૃતાર્થ તું તો થઈ રહ્યો;
જય જય છે સર્વત્ર, નિર્ભય જગમાં બની ગયો.
નિશ્ચય અંતર્ જાણ, દૈવ રૂઠે તુંજપર કદી;
પણ જ્યાં ગુરુની આણ, ત્યાં તો કદી હાનિ નથી.

પાંચેક દિવસ આ અરણ્યમાં વ્યતીત થયા પછી આગળ ચાલતાં એક મોટા વટવૃક્ષનીચે એ આવી પહોંચ્યો. ત્યાં ઇષ્ટસ્મરણ કરતો મનમાં વિચાર કરવા લાગ્યોઃ અહો ! આ પાંચ દિવસમાં મારામાં કોઈ વિલક્ષણ ફેરફાર થઈ ગયો છે. શરીર ગતિ કરી રહ્યું છે. મનની ગતિ શમતી જાય છે. વિજયદંડ પ્રાપ્ત કરવાને જે તાલાવેલી હતી તે આ ક્ષણે જણાતી નથી. ઈશ્વરેચ્છાથી સર્વ બને છે અને બનશે એજ નિશ્ચય અધિક દૃઢ થતો જાય છે.

આજથી થોડા દિવસપૂર્વે મને એ વસ્તુના વિચાર વારંવાર ઉઠતા હતા. હવે તદર્થે પ્રવાસ કરું છું છતાં મને તેનું ચિંતન રહેતું નથી. જેમ જીવનમુક્ત પુરુષો 'હું બ્રહ્મ છું' એ નિશ્ચય કરી પછી ગમે તે પ્રાપ્ત વ્યવહારને સેવે છે, તેમ 'વિજયદંડ પ્રાપ્ત કરવો છે એ નિશ્ચય દૃઢ કરી હું સર્વથી નિર્લેપ રહેતો ઈશ્વરચિંતનમાં રહેતો હોઉં' એમ ભાસે છે.

અહા ! સદ્ગુરુનો કેવો અદ્‌ભુત અનુગ્રહ છે કે જેના પ્રતાપે હું અલ્પ સમયમાં આ પ્રકારનો અનુભવ કરું છું. મનની ગતિ શમાવવામાટે કેટલાંએ સાધન કરવાં પડે છે, અનેક વસ્તુનો ત્યાગ કરવો પડે છે, સંયમમાં સમય ગાળવો પડે છે; આમાંનું કંઈ પણ મેં કર્યું નથી માત્ર મંત્રનું રટન કરું છું. તેને પણ કરતાં હજી પાંચ દિવસ જ થયા છે છતાં આ પ્રકારનો અનુભવ થવામાં મુખ્ય હેતુરૂપ ગુરુનો અનુગ્રહ જ છે.

આ પ્રકારે વિચાર કરતો **વીરેન્દ્ર** નેત્ર મીંચીને ગુરુનું ધ્યાન ધરે છે, એટલામાં એને એક મધુર સ્વર સંભળાયો કે 'હે પ્રવાસી ! જાગ્રત થા.' **વીરેન્દ્ર**નાં નેત્ર ઉઘડી ગયાં, જુએ છે તો પોતાની સમ્મુખ એક અતિ સુંદર સ્ત્રી મંદહાસ્ય કરતી ઉભેલી જોઈ.

આ જોતાં **વીરેન્દ્ર** તો વિચાર કરે છે કે આ સ્ત્રી ઇન્દ્રની અપ્સરા હશે કે કોઈ દેવી હશે. મેં જીવનભરમાં આવું સુંદર રૂપ દીઠું નથી. ગમે તે હો મારે શામાટે તેનો વિચાર કરવો પડે. એમ વિચારતાં તેને દિઙ્મૂઢસરખો થઈ જતો જોઈ પેલી સ્ત્રીએ કહ્યુંઃ હે પ્રવાસિન્ ! તું શા-માટે મને જોઈને ગભરાય છે ? બોલ તારી શી ઇચ્છા છે ?

**વીરેન્દ્રે** કહ્યુંઃ દેવિ ! મારે આપની પાસે કંઈ પણ પ્રાપ્ત કરવાનું નથી. કોઈ પ્રકારની ઇચ્છા નથી. પેલી સ્ત્રીએ કહ્યુંઃ તને વિજયદંડ પ્રાપ્ત કરવાની ઇચ્છા છે એ હું જાણું છું, પણ એ મેળવવાથી તને શું અધિક ફલ મળવાનું હતું ? એને માટે અનેક જનો પ્રયત્ન કરતા કરતા કાળને શરણ થયા છે અને તું પણ કોઈ કાલે મૃત્યુના મુખમાં જશે માટે આ મિથ્યા પ્રયત્નને મૂકીને મને અધીન થા. તેથી તને વિવિધ સુખની પ્રાપ્તિ થશે.

વીરેન્દ્રે કહ્યું: દેવિ ! ત્રિભુવનનું રાજ્ય મને અર્પો તો તે પણ મારે મન કાકવિષ્ટાતુલ્ય છે. મને છળવાને કે મોહ પમાડવાને આપ પધાર્યાં હો તો કૃપા કરીને આપ જ્યાંથી આવ્યાં હો ત્યાં પાછાં પધારો. હું કાલને શરણ થઈશ તેની મને ચિંતા નથી, પરંતુ મારે તો વિજયદંડ મેળવવો જ છે એ મારો દૃઢ નિશ્ચય છે; એ કાર્યમાં જો આપ સહાય આપવા ઇચ્છતાં હો તો આપો. શ્રી સદ્ગુરુને અધીન રહેનારો હું કોઈને પણ અધીન થવાનો નથી. મને હવે કોઈની સ્પૃહા નથી. સાક્ષાત્ શ્રી વિષ્ણુ કે શ્રી શંકર ભગવાન્ આવીને કહે તો પણ હું મારો નિશ્ચય ત્યજવાનો નથી. જે કોઈ નિશ્ચયમાં ડગમગતા હોય ત્યાં ભલે આપનું બળ અજમાવો.

આ પ્રકારનાં વચનો શ્રવણ કરી મુખપર પ્રસન્નતાનો ભાવ દર્શાવતી આ રમણીય સ્ત્રી અદૃશ્ય થઈ ગઈ.

વીરેન્દ્ર થોડી ક્ષણો તો સ્તબ્ધ સરખો થઇ ગયો, પછી વિચારવા લાગ્યો: અહા ! શ્રી ગુરુની કૃપાથી જ આ ક્ષણે હું મોહરહિત રહી શક્યો, નહિતો આ પ્રસંગે અવશ્ય હું એને વશ થઈ જાત. મારા હૃદયમાં કંઇક મોહનો સ્પર્શ થયો હતો. ગુરુએ કહ્યું હતું કે હવે કઠિન પ્રયત્નનો આરંભ થશે; તેનો અનુભવ થયો. આ દેવીનું અદ્ભુત સ્વરૂપ, તેના મધુર શબ્દો, તથા વિલક્ષણ મોહક હાવભાવ ભલભલાને મોહવશ કરી નાખે તેવા હતા. દુરંતવીર્યજેવા સમર્થ યોગી સહજમાં મોહવિવશ થઈ ગયા. વિશ્વામિત્રજેવા તપસ્વી મેનકાને જોતાં મોહ પામ્યા. પરાશર એક સામાન્ય માછીની કન્યાને જોઈ વિહ્વલ બની ગયા તો મારા જેવાનું નિર્મોહી રહેવાનું શું ગજું ! અહો ! મોહની આવી પ્રબલ સત્તા તો મેં આજે જ અનુભવી. જેના ઉપર સદ્ગુરુનો સાચો અનુગ્રહ હોય તે જ સાધક મોહથી નિરાળો રહી શકે.

આ પ્રકારની મનોદશામાં વિચાર કરતાં તેને એકાએક કંઇક સ્ફુરી આવ્યું. તત્કાલ ઉઠી વૃક્ષના મૂળપાસે શોધ કરવા માંડી. ઉપરની માટી વગેરે ખસેડતાં ત્યાં એક દ્વારજેવું જણાયું. તેને ઉઘાડી તત્કાલ ગુરુનું સ્મરણ કરી મંત્ર જપતાં ભીતર ઉતરવાનો આરંભ કર્યો. પ્રથમ તો અંધકારવિના તેની દૃષ્ટિએ કંઈ પણ આવ્યું નહિ. થોડો માર્ગ વટાવ્યા પછી એક સુંદર સ્થલમાં પ્રવેશ કર્યો.

આ સ્થલની શોભા અવર્ણનીય હતી. આ તે દેહભુવન હશે કે શું એવું ક્ષણભર તેને ભાસ્યું. કંઇક મોહથી નેત્રેન્દ્રિય તે સ્થાનને જોવા લાગી. પણ પુનઃ સાવધાન થઈ ગયો, અને વિચારવા લાગ્યો કે પ્રવાસમાં ગમે તે જણાય પણ મારે લલચાવાનું નથી. ઇન્દ્રજાળસમ મને ફસાવવાને પ્રકૃતિ કદાચ બતાવતી હોય છતાં મારે સર્વથી નિર્લેપ રહીને ચાલવું એ જ કર્તવ્યરૂપ છે. અંધકાર આવ્યો તે પણ મિથ્યા અને આ પણ મિથ્યા છે, એમ માનીને ભય કે મોહ ધરવાના નથી. સર્વથી પર રહીને આગળ વધવું એ પ્રવાસીનું કામ છે. આમ વિચારતો આ મનોહર સ્થલમાં ફરે છે, જવાનો માર્ગ શોધે છે, એટલામાં દૂરથી સ્વર આવતો સંભળાયો.

---

(અપૂર્ણ.)

* જુઓ સિદ્ધાંતબિંદુ.

# श्री योगसार.

( અનુસંધાન ગતાંક ૨૧ ના પૃષ્ઠ ૧૫૧ થી. )

આ રીતે કારણદેહ, લિંગદેહ, અને સ્થૂલદેહ એ ત્રણ પ્રકારના દેહનો પુરૂષસાથે સંબંધ થાય છે અને તેમાં કારણદેહનો સંબંધ તો મોક્ષસુધી જ રહે છે, લિંગદેહનો સંબંધ મોક્ષસુધી રહે છે છતાં પ્રલયમાં અદશ્ય થઇ જાય છે અને સ્થૂલદેહનો સંબંધ થાય છે અને છૂટે છે. એ ત્રણે પ્રકારના દેહ તે પ્રકૃતિ તથા પ્રકૃતિના વિકારરૂપ છે, તેથી અનાત્મ પદાર્થો છે. છતાં એમને વિષે આત્મબુદ્ધિ પ્રાયશઃ સર્વને થાય છે. એ આત્મબુદ્ધિને લીધે જ હું વ્યાધિવાળો છું, હું નિરોગી છું, હું દેખું છું, હું સાંભળું છું, હું ખાઉં છું, હું ફરૂં છું, હું તરસ્યો છું, હું ભુખ્યો છું, હું આ કાર્ય કરવા શક્તિમાન છું, હું જ્ઞાનવાળો છું, હું અજ્ઞાન છું, હું ધર્મી છું ઇત્યાદિ ભાન સર્વને થાય છે. તેથી આ સર્વ તે અનાત્મવસ્તુવિષે થતી આત્મબુદ્ધિ હોવાથી ચતુર્થ પ્રકારની અવિદ્યા છે. આ અવિદ્યાને જ અજ્ઞાન, તમસ્ આદિ નામો આપી શાસ્ત્રમાં વ્યવહારાય છે. અને એમાં [illegible]ણ પ્રકૃતિ, બુદ્ધિ, અહંકાર અને પાંચ તન્માત્રા મળી આઠ અનાત્મવસ્તુવિષે થતી આત્મબુદ્ધિ [illegible] જ મુખ્ય અવિદ્યા છે. તેથી એ આઠ પ્રકારનું તમસ્ તે આઠ પ્રકારની આ ચતુર્થ જાતિની [illegible]વિદ્યા કહેવાય છે.

સંક્ષેપમાં આ ચાર જાતિની અવિદ્યા છે. અને તેમાં આ ચતુર્થ પ્રકારની અવિદ્યા તેજ [illegible]ર્વના પાયારૂપ છે, સર્વના મૂલરૂપ છે. જ્યારે બુધ્ધિ આદિ અનાત્મપદાર્થવિષે આત્મબુધ્ધિ [illegible]ાય છે, ત્યારે જ પછી અનિત્યમાં નિત્યબુધ્ધિ, અશુચિમાં શુચિબુદ્ધિ અને દુઃખમાં સુખબુદ્ધિ [illegible]વાનો યોગ આવે છે. પુરુષને મધ્યસ્થાનમાં રાખી જો એક વર્તુલ એની આસપાસ છેક [illegible]જીકમાં દોરીએ અને તેની આસપાસ બીજું, ત્રીજું એમ વિવિધ એક મધ્યબિંદુવાળાં [illegible] મોટી થતી ત્રિજ્યાવાળાં વર્તુલો દોરીએ તો આ પ્રસ્તુત અર્થનો ખ્યાલ સ્ફુટપણે આવી શકે છે. [illegible]રુષની છેક સમીપમાં જે વર્તુલ છે તે બુદ્ધિનું વર્તુલ છે, એ વર્તુલની પાસેનું વર્તુલ ( દ્વિતીય વર્તુલ ) તે અહંકારનું છે, તેની પાસેનું તૃતીય વર્તુલ તે ઇન્દ્રિયોનું છે, તેની પાસેનું ( ચતુર્થ ) વર્તુલ તે તન્માત્રાનું છે, તેની પાસેનું ( પંચમ ) વર્તુલ તે સ્થૂલ શરીરનું છે ઇત્યાદિ. અહિં પુરુષ આત્મતત્ત્વ છે અને તેના છેક સમીપમાં બુધ્ધિતત્ત્વ રહ્યું છે તે અનાત્મ છે. એ બેનો અભેદભ્રમ પ્રથમ થાય છે, તેથી એ આદ્ય અવિદ્યા છે, અને એનેજ મૂલ અવિદ્યા પણ કહેવામાં આવે છે. એ અવિદ્યા થાય છે એટલે દ્વિતીય વર્તુલસાથે અભેદભ્રમ થવો સહેલ થાય છે. એ અભેદભ્રમ તે અહંકારમાં આત્મબુદ્ધિ થવી તે છે. એ પ્રમાણે પુરુષ જે અંતસ્તમ પ્રદેશમાં સ્થિત છે તેને બાહ્ય બાહ્ય કલ્પતાં ભ્રાન્તિના થરો વધતા જાય છે. અને પરિણામે છેક બાહ્ય પદાર્થરૂપ સ્ત્રી-પુત્રધનાદિ અનાત્મ પદાર્થો તે પણ આત્મરૂપ હોય એમ અવિવેકથી ( વિવેક એટલે ભેદ આ। અવિવેક એટલે ભેદજ્ઞાનનો અભાવ ) ભાસે છે. લયનો ક્રમ એથી વિપરીત છે. છેક બાહ્ય પદાર્થથી આત્મભ્રમ પ્રથમ છૂટે છે અને તે અંતરમાં ચાલતો જાય છે. છેલ્લો ભ્રમ જે નિવૃત્ત થાય છે તે

બુદ્ધિ અને પુરુષનો. આ પ્રમાણે અવિદ્યાની વ્યવસ્થા હોવાથી એ સ્પષ્ટ સમજાય છે કે ચારે પ્રકારની અવિદ્યામાં આ ચતુર્થ પ્રકારની અવિદ્યા તે પ્રધાન છે, મૂલ પાયારૂપ છે અને એ ચતુર્થ પ્રકારની અવિદ્યામાં પણ બુદ્ધિ અને પુરુષનો અવિવેક એ સૌના મૂલરૂપ છે. આ સર્વ અવિદ્યા કહેવાનું કારણ એ છે કે એ સર્વનો વિદ્યાથી-તત્ત્વજ્ઞાનથી-ઉચ્છેદ થાય છે. विद्या विरोधिनी यस्याः सा अविद्या । વિદ્યા છે વિરોધી-ઉચ્છેદ કરનાર-જેનું તે અવિદ્યા, એ પદની વ્યુત્પત્તિ છે.

આ અવિદ્યા થાય છે, એટલે એના કાર્યરૂપે અસ્મિતા પ્રકટ થાય છે. અનાત્મ પદાર્થોમાં થતી આત્મબુદ્ધિ તે અવિદ્યા છે. એ અવિદ્યા તે સામાન્યપણે થતી અભેદબુદ્ધિ છે. જેમ આપણે દૂર ઉભા હોઈએ ત્યારે વૃક્ષો બે છે પણ દૂરથી-દૂરતાને લીધે- તે બે છે એમ દેખાતું નથી પણ એક જ વૃક્ષ છે એવું ભાન થાય છે, તે પ્રમાણે બુદ્ધિઆદિ અનાત્મ વસ્તુઓ તથા પુરુષ એ બન્ને ભિન્ન વસ્તુ છે; તેમનો વિવેક નહિ થવો એ અવિદ્યા છે. અને તે બેને બદલે એક જ દેખાવી, તે બે નહિ જણાતાં જાણે તે બે તે એક જ છે એવું દેખાવુ એ અસ્મિતા છે. અસ્મિ શબ્દનો અર્થ " હું " છે અને " હું " પણું તે અસ્મિતા છે. અવિદ્યામાં બે વસ્તુના ભેદનું ગ્રહણ હોતું નથી, અને અસ્મિતા તેની ઉત્તર ભૂમિકા છે તેથી અસ્મિતામાં તે બે તે એક જ છે એવો ભ્રમ થાય છે, અને તેથી પરસ્પરના ધર્મોનો પરસ્પરમાં અધ્યાસ થાય છે, એટલે આત્માના સ્વરૂપનો-પુરુષત્વનો બુદ્ધિઆદિ અનાત્મ વસ્તુના ધર્મોનો પુરુષમાં-હુંમાં-આરોપ કરાય છે. હું જ્ઞાનવાળો છું, હું ઐશ્વર્યવાળો છું. એમાં હું શબ્દે કરીને પુરુષનું વાસ્તવે ગ્રહણ છે અને તેમાં જ્ઞાન, ઐશ્વર્ય, ધર્મ આદિ ધર્મોનો આરોપ કરાય છે. જ્ઞાન, ધર્મ, ઐશ્વર્ય આદિ સઘળા બુદ્ધિરૂપ અનાત્મ વસ્તુના ધર્મો છે, અને તેનો આરોપ આત્મારૂપ પુરુષમાં થાય છે. તેથી અહિં કેવલ ધર્મોનો અભેદભ્રમ નથી પણ તેને લીધે ધર્મોનો પરસ્પરાધ્યાસ પણ છે. તેથી આ અસ્મિતા છે. જેમ બુદ્ધિસાથે અભેદ થવાથી બુદ્ધિના ધર્મોનો આત્મામાં આરોપ થાય છે તે જ પ્રમાણે ઇન્દ્રિયો, સ્થૂલ શરીરઆદિ સર્વના ધર્મોનો તે તે ધર્મોસાથે અભેદભ્રમ થતાં આત્મામાં આરોપ કરાય છે તેથી તે પણ અસ્મિતાનો જ પ્રદેશ છે. છતાં જેમ સર્વ પ્રકારની અવિદ્યામાં બુદ્ધિમાં પુરુષબુદ્ધિ એ આદ્ય અવિદ્યા જ મૂલરૂપ છે તેમ સર્વ પ્રકારનાં અસ્મિતામાં પણ બુદ્ધિ અને આત્માનો સ્વરૂપતઃ અને ધર્મતઃ પરસ્પરાધ્યાસ થવો તેરૂપ અસ્મિતા જ મુખ્ય મૂલરૂપ અસ્મિતા છે. એને અવલંબી બીજા પ્રકારની અસ્મિતા ઉદ્ભવે છે. આ સર્વ અસ્મિતા અવિદ્યાના કાર્યરૂપ છે, કારણ કે અવિદ્યાને લીધે જ એ થાય છે. અવિદ્યા એ પૂર્વભાવિની છે અને અસ્મિતા એ ઉત્તરભાવિની છે. આપણે જોઈએ છીએ કે જલમાં મુખાદિનું પ્રતિબિંબ પડે છે, એ પ્રતિબિંબ અને જલનો પ્રથમ અભેદભ્રમ થાય છે અને ત્યારપછી જ જલના માલિન્યાદિ ધર્મોનો પ્રતિબિંબમાં અને પ્રતિબિંબદ્વારા બિંબરૂપ મુખમાં આરોપ કરાય છે. સર્વત્ર ધર્મોના સ્વરૂપનો અભેદભ્રમ પ્રથમ થાય છે અને એ થવાથી જ તેના ધર્મોનો પરસ્પરાધ્યાસ થાય છે. તેથી ધર્મોમાત્રના સામાન્ય અભેદભ્રમરૂપ અવિદ્યા એ કારણ છે અને એ ધર્મોના સ્વરૂપ તથા ધર્મોના અભેદભ્રમરૂપ અસ્મિતા એ કાર્ય છે. શ્રી યોગસૂત્રકાર પણ અસ્મિતાનું સ્વરૂપ પ્રતિપાદન કરતાં

આ જ અર્થને કહે છે કે दृग्दर्शनशक्त्योरेकात्मेवाऽस्मिता ॥ २-६ ॥ दृक् शक्ति એટલે ચૈતન્યશક્તિ, ચિતિશક્તિ એટલે પુરુષ. दर्शन शक्ति એટલે दृश्यते अनेन इति दर्शनम् જેના વડે દર્શન-જ્ઞાન-ભોગ-થાય તે, અર્થાત્ બુદ્ધિ અથવા અંતઃકરણ. પુરુષને બાહ્ય જગત્ જોવા માટે જે આંખ તે અંતઃકરણ છે. તે અંતઃકરણમાં જે વિષયો આરૂઢ થાય છે તેનું જ પુરુષને દર્શન થાય છે. તેથી દર્શનશક્તિ તે બુદ્ધિ અથવા અંતઃકરણ છે. આ પદાર્થોનાં નામ માત્ર નહિ કહેતાં અહિં શક્તિપદ વધારવામાં આવ્યું છે તેનો આશય આ છેઃ બુદ્ધિ અને પુરુષ એ બેની વચ્ચે ભોગ્યભોકતૃસંબંધ છે. બુદ્ધિ એ ભોગ્ય છે અને પુરુષ એ ઉપભોક્તા હોવાથી ભોક્તા છે. પણ બુદ્ધિ સદાકાલ વિદ્યમાન રહેતી નથી. પ્રલય સમયે પ્રકૃતિતત્ત્વમાં પોતાના રહેલા સંસ્કારોને મૂકી એ વિલીન થઈ જાય છે. એ સમયે એ બુદ્ધિતત્ત્વ સ્ફુટપણે રહેલું નથી તેથી તેમાં ભોગ્યતા નથી, અને એની અપેક્ષાથી જ પુરુષનું ભોક્તૃત્વ છે તેથી એ સમયે પુરુષમાં ભોક્તૃત્વ પણ નથી. પણ એ દશામાં પણ બુદ્ધિમાં ભોગ્યતાની શક્તિ છે કારણ એ શક્તિને લીધે જ પુનઃ સર્ગસમય પ્રાપ્ત થાય છે એટલે, જેમ વર્ષાકાલ વ્યતીત થવાથી જતા રહેલાં હોય તેમ મણ્ડુકો દેખાય છે પણ વર્ષાના ચાર છાંટા થાય છે કે તરત પુનઃ દર્શન આપે છે તેમ, એ બુદ્ધિતત્ત્વ તરત ભોગ્યરૂપે બહાર નીકળી આવે છે. આ દર્શાવવા માટે અને તેથી પ્રલય થવાથી બુધ્ધિતત્ત્વનું ભોગ્યત્વ છૂટતું નથી એ સુચવવા માટે, આ સૂત્રમાં શક્તિપદ વધારવામાં આવ્યું છે. एकात्मता इव એટલે જાણે એકાત્મતા હોય, જાણે એકરૂપતા હોય તેવી સ્થિતિ. એ ભિન્ન વસ્તુઓ કદાપિ વાસ્તવ ઐક્યને પામતી નથી. પુરુષ કદાપિ બુદ્ધિ થતો નથી અને બુધ્ધિ કદાપિ પુરુષરૂપ થઈ શકતી નથી. તેથી વાસ્તવ ઐક્ય અસંભવ છે, પણ એ બેનો અભેદભ્રમ થવાથી એકાત્મતાના જેવી સ્થિતિ થાય છે તે દર્શાવવા इव પદ છે. આ સૂત્રથી એ જણાવ્યું કે તત્ત્વજ્ઞાન- વિવેકખ્યાતિ થઈ બુદ્ધિસત્ત્વનો પ્રકૃતિમાં આત્યંતિક વિલય થઈ જાય ત્યાંસુધી ભોગ્યત્વની યોગ્યતાવાળું જે બુધ્ધિસત્ત્વ તથા ભોક્તૃત્વની યોગ્યતાવાળો જે પુરુષ તે બેનો સ્વરૂપતઃ અને ધર્મતઃ અભેદભ્રમ થવો, બેની એકતા જાણે થઈ રહેતી હોય તેવું થઈ જવું તે અસ્મિતા છે. અવિદ્યા આઠ પ્રકારની હોવાથી આ તેના કાર્યરૂપ અસ્મિતારૂપ મોહ પણ આઠ પ્રકારનો જ છે.

( અપૂર્ણ ).

---

: : સાપ્તાહિક : :

Reg. No.B, 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવજીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ:

"જીવન ઘડો."

વર્ષ: ૫ અંક : ૨૯

સં. ૧૯૯૫, માઘ કૃષ્ણ ૮

શનિવાર

તા. ૧૧ : ૨ : ૧૯૩૯.

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૪-૦-૦
હિન્દ બહાર : દશ શિલિંગ

શ્રી ચારિત્ર્યમન્દિર :
વિદ્યાર્થીને ભણવા મૂકવા-યોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા
સહાય કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્ય માટે મથતી સંસ્થા.

સ્થળ : વડોદરા.
આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, આઝ કાલેની ગલીમાં—વડોદરામાં છોટાલાલ લાલભાઇ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી પ્રકાશક :
ગોવિન્દલાલ હર્ષદ ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી નિત્યાનંદ-ઉદ્યાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૧ : ૨ : ૧૯

## સદ્વચનો.

સર્વ ઉપર ખરા અંતઃકરણથી પ્રેમ રાખવો, કોઈને માટે ખોટા વિચારો કરવા નહિ, કોઈના ઉપર ક્રોધ, ઈર્ષ્યા, અસૂયા વગેરે દર્શાવવાં નહિ, અને નિત્ય પ્રસન્નતા, આનંદ, આપણા હિતના જ અને તે પણ બને તેટલા ઉચ્ચ પ્રકારના હિતના જ વિચારોને આપણા મનમાં અખંડ રાખવા એથી આપણામાં આરોગ્યતા પ્રકટે છે.

\+ + + + +

વાણીથી જે બોલાય છે, આંખથી જે જોવાય છે, કાનથી જે સંભળાય છે, મનથી જે વિચાર કરાય છે એ બધું જ કામ છે. અને તેવાં કામ તમે દિવસમાં એક નહિ પણ ઘણાં કરો છો. તો તે સઘળાં કામો સર્વોત્તમ પ્રકારે કરો.

\+ + + + +

વિપત્તિના પ્રસંગે મનુષ્યોએ પોતાની દૃષ્ટિને એક જ જગાએ સ્થાપવાની છે અને તે પરમાત્માનું સામર્થ્ય છે.

\+ + + + +

સજીવન રહેવું એટલે હરવું, ફરવું, ખાવું, પીવું, બોલવું, ચાલવું અને એવા જ સામાન્ય વ્યવહાર કરવા કરતાં કંઈ પણ વિશેષ કરવું.

\+ + + + +

જે મનુષ્ય પૂર્ણ સજીવનતાને પ્રાપ્ત છે તે જગત્ અને જગતનાં સુખોનો પણ અનુભવ લે છે.

\+ + + + +

અત્યંત મહત્ત્વવાન્ વિચારોના વિશાળ પ્રદેશમાં જ ત્યાં ત્યાંથી આંટો ફેરવવાની ટેવ તમારી કલ્પનાને પાડજો.

શ્રી ગુરુદેવ.

# શ્રી સાધનસમારંભ.

જીવનમાં વ્યવહાર સાધવાના અનેક પ્રસંગો તથા ક્ષણો પ્રાપ્ત થાય છે પણ એ સમય જીવનને ધન્ય બનાવનાર નથી. જે પ્રસંગથી જીવન ઉત્કૃષ્ટ બને તે જ પ્રસંગ માટે ઉત્સુક રહેવું એ આવશ્યક કર્તવ્ય છે. આ કર્તવ્યને સાધનાર, જીવનસાફલ્યકર પ્રસંગને વધાવી લેનાર પોતાનામાં શુભનો, પુણ્યનો સંચય કરે છે.

પુણ્યની વૃદ્ધિ કરનાર અવસરપ્રતિ પ્રયત્નશીલ પુરુષોની નિરન્તર અભિરુચિ હોય છે, કારણ એમાં ભળવાથી મન અધ્યાત્મસંસ્કારવાળું બને છે. વારંવાર જગતના વ્યવહારમાં ભળેલું મન અધ્યાત્મસંસ્કારગ્રાહક થતું નથી. ઉંચા પ્રકારની વાત, વિચાર તથા ક્રિયામાં જ્યારે મન જોડાય છે, ત્યારે તે ઉચ્ચ સંસ્કારને ધારણ કરવા યોગ્ય થાય છે, અધિકારી બને છે. ક્રમેક્રમે અધિકારી હૃદય ઈશ્વરી તત્ત્વસાથે અનુસંધાન રાખી શકે છે. જગતના પ્રસંગોમાં માત્ર ઉપર ઉપરથી તેનો સ્પર્શ હોય છે. સ્પર્શ અને અનુસંધાન એ બે ક્રિયામાં ઘણો ભેદ છે. સ્પર્શમાં સંસ્કાર જમાવવાનું બળ નથી, અનુસંધાનમાં તે બળ છે. તેથી સત્પુરુષો વારંવાર જણાવે છે કે સારી વસ્તુપ્રતિ અનુસંધાન રાખો.

શુભ વસ્તુ વા શુભ પ્રસંગનું ચિંતન-અનુસંધાન-જીવન સફલતાની ઉત્સુકતા પ્રકટાવે છે. તેમાં ભળવાને તત્પર કરે છે. સાચા ભાવથી ભળનાર અવશ્ય પુણ્યસંચય કરે છે.

શુભસંસ્કારસંપન્ન શ્રેયસાધકો તથા સજ્જનોને ઈશ્વરીભક્તિ પ્રકટાવવાનો સમય નિકટ આવે છે.

કલ્યાણપ્રદ જેમ અનેક પર્વો છે તેમ આ વર્ષમાં પણ પરમ કલ્યાણને સાધનાર પર્વ છે. તે પર્વ **શ્રી સાધનસમારંભ**. પ્રતિવર્ષે આ પર્વના દિવસોમાં ભળીને સત્ક્રિયા સેવનાર અવશ્ય લાભને પ્રાપ્ત કરે છે.

શ્રી ગુરુદેવના સિદ્ધ સંકલ્પથી ગયે વર્ષે નર્મદાતટે સમારંભનો લાભ લેવા ભાગ્યશાળી થયા. આ સમયે પણ એ જ સંકલ્પથી નિર્ણીત થયેલા સ્થાનમાં આ સુપ્રસંગ ઉપસ્થિત થાય છે.

શ્રી ગુરુદેવનાં પરમ પાવન ચરણકમલના સ્પર્શથી પુનિત થયેલા સ્થલમાં આવવાથી આપણે અધિક પુનિત થઈશું એ નિઃસંશય છે.

ગુરુઅનુરાગી બન્ધુઓ! સમારંભના સ્થલનો સમાચાર વાંચતાં તે પ્રતિ વૃત્તિનું અનુસંધાન રાખી આવવાની ઉત્સુકતા પ્રકટાવજો.

શ્રી શ્રીધરકુમાર બ્હેન, ર. બા. મહોત્સવ વર્તમાન વર્ષમાં શ્રી ગુરુદેવશ્રી, પરમસંકલ્પથી ઉમરેઠમાં પ્રસંગ પ્રાપ્ત થાય છે, તે સંબંધી હકીકત નીચે પ્રમાણેઃ

**સમય**

સંવત્ ૧૯૯૫ના ફાલ્ગુન શુક્લ ૧૫, તા. ૫ : ૩ : ૩૯ રવિવારથી ફાલ્ગુન કૃષ્ણ ૬ તા. ૧૧ : ૩ : ૩૯ શનિવાર સુધીના સાત દિવસપર્યન્ત આ મહોત્સવનું પાલન થશે.

## સ્થળ :— છોટા-ઉદેપુર

છોટા-ઉદેપુર સ્ટેશનથી બે માઈલ દૂર 'ઘેલવાંટ બગીચો' નામથી પ્રસિદ્ધ તે રાજ્યના બાગમાં સમારંભનું પાલન થશે. સ્થળ ઓરસંગ નદીતટે આવેલું એકાંત અને શાંત વાતાવરણવાળું છે. સ્ટેશને ઉતરી મોટરથી ત્રણ આનાની ટિકિટથી આ સ્થળે જઈ શકાય છે.

: માર્ગ :

છોટાઉદેપુર જવા માટે :—

અમદાવાદથી વડોદરાતરફ જતી ગાડીઓમાં અમદાવાદથી સવારમાં ૭-૪૦ વાગે ઉપડતી કાઠિયાવાડ એક્સપ્રેસ જે વિશ્વામિત્રી સ્ટેશને ૧૦-૧૩ વાગે પહોંચે છે તેમાં આવી, વિશ્વામિત્રી ગાડી બદલી ત્યાંથી ૧૦-૩૫ વાગે ઉપડતી ગાડીમાં બારોબાર છોટા-ઉદેપુર જવાય છે. તે ગાડી છોટા-ઉદેપુર બપોરે ૪-૨૦ વાગે પહોંચે છે.

વડોદરા-ગોયાગેટ સ્ટેશનથી એક ગાડી સવારે ૭-૪૦ વાગે ઉપડે છે તે ગાડી બારોબાર છોટા-ઉદેપુર ૧૨-૫ વાગે પહોંચે છે. પરંતુ તે ગાડીમાં જવા માટે આગલી રાત્રે વડોદરે આવી રહેવું જોઈએ, અગર રાત્રે ગોયાગેટ સ્ટેશને ઓટી થવું પડશે.

મુંબઈથી વડોદરાતરફ જતી ગાડીઓમાં દીલ્હી એક્સપ્રેસ જે મિયાગામ સ્ટેશને સવારમાં ૫-૨૧ વાગે આવે છે તેમાં તથા લોકલગાડી જે ૯-૭ વાગે આવે છે તેમાં આવી મિયાગામ ગાડી બદલી ડભોઇ જઈ ત્યાંથી ગાડી બદલી છોટા-ઉદેપુર જવાય છે. પહેલી ગાડી છોટા-ઉદેપુર બપોરે ૧૨-૫ વાગે અને બીજી ગાડી ૪-૨૦ વાગે પહોંચે છે.

છોટાઉદેપુર જવા આવવા માટે ફક્ત બે જ ગાડીઓ છે. છોટાઉદેપુર સ્ટેશનથી સમારંભનું સ્થળ ત્રણ માઈલ દૂર છે. સ્ટેશનેથી પાકી સડક છે અને ભાડાની મોટરો મળે છે.

અનુમતિ પત્ર :

દ્રવ્ય :—સમારંભમાં સાતે દિવસનું પ્રથમ પંક્તિનું દ્રવ્ય રૂ. ૧૦) છે, બીજી પંક્તિનો રૂ. ૭) છે અને તૃતીય પંક્તિના નિત્યના બારઆના છે જેની સ્થિતિ કેવળ સામાન્ય છે તેમણે નિત્યના આઠઆના પ્રમાણે દ્રવ્ય મોકલવું. કયા કયા દિવસ રહેવું છે તે ચોક્કસ લખી જણાવવું. સમારંભમાં આવીને જ અનુમતિપત્ર લેશે તેમણે દરરોજનો રૂ. ૧) આપવો પડશે.

સ્ત્રીવર્ગમાંથી જે આવનાર હોય તેમને માટે પણ ઉપરના જ નિયમ સમજવા. દશ વર્ષથી નાનાં બાળકોને સાથે ન લાવવાં.

પરચુરણ :—સમારંભમાં આવનારે પોતાના સદ્ગુરુશ્રીની પ્રતિમા, પૂજનનું સાહિત્ય, બિછાનું, જલપાન વગેરે આવશ્યક વસ્તુઓ સાથે લાવવી. બીજાઓની જોડીનું સાધન બનવા સુધી દરેકે સાથે લાવવું. ચિંતન માટે કોઈ ધાર્મિક ગ્રંથ પણ અવશ્ય લાવવો. ગમે ત્યાં બેસવા માટે એક નાનું વસ્ત્રનું આસન પણ લેતા આવવું. વસ્ત્રો નવા પદાર્થો સ્વચ્છ લાવવા.

શ્રી સાધનસમારંભનિમિત્ત નિત્યદાનરૂપે જેઓ રૂ. ૧) આપવાનો સંકલ્પ કર્યો હોય તે, અત્રે લાવવા કૃપા કરે.

સંસારભમાં ભાગ લેવાની ઇચ્છા રાખનારે અનુમતિપત્ર માટેનું દ્રવ્ય તા. ૨૫ : ૨ : ૩૯ સુધીમાં મોકલી આપવું.

દ્રવ્ય મોકલવાનું તથા પત્રવ્યવહાર કરવાનું સરનામું :—

વ્યવસ્થાપક,
'ચારિત્ર્યમન્દિર,'
વડોદરા.

# श्री योगसार.

( અનુસંધાન ગતાંક ૨૭ ના પૃષ્ઠ ૨૧૮ થી. )

આ પ્રમાણે અવિદ્યા અને અસ્મિતાનો ઉદ્ભવ થાય છે એટલે એના કાર્યરૂપ રાગ, દ્વેષ અને અભિનિવેશ એ ત્રણનો જન્મ થાય છે. ત્યાં રાગનું વર્ણન કરતાં શ્રીપતંજલિ ભગવાને જણાવ્યું છે કે सुखानुशयी रागः ॥ २ ७ ॥ સુખાનુશયી એટલે सुखमनुशेते. જે સુખને વિષય કરે તે સુખાનુશયી. આ સૂત્રથી એ કહ્યું કે સુખનો એક વાર અનુભવ થાય છે એટલે સુખ સર્વને સ્વભાવથી જ પ્રિય હોવાથી તેના પ્રતિ લાલસા, તૃષ્ણારૂપ વૃત્તિ બંધાય છે; એ સુખ સદા રહે એવી ઇચ્છા સ્ફુરે છે આ તૃષ્ણા લાલસા આદિ નામોથી ઓળખાતી વૃત્તિ તે રાગ છે. જેમ સુખાનુભવસમયે આ પ્રકારે રાગનો ઉદય થાય છે તે જ પ્રમાણે જે સાધનોથી એ સુખની પ્રાપ્તિ થઈ છે તે સાધનો પ્રતિ પણ રાગ બંધાય છે. અતર સુંઘવાથી એક વાર આનંદ થયો તો તે અત્તરપ્રતિ રાગ બંધાય છે એટલું જ નહિ પણ બીજાં અતર પણ તે જાતિનાં હોવાથી સુખનાં સાધન થશે એ અનુમાનથી તેના પ્રતિ પણ રાગ થાય છે. આ દ્વિતીય પ્રકારનો રાગ, સુખનાં સાધનોપ્રતિનો રાગ તે સુખની સ્મૃતિથી ઉદય થાય છે. આ રીતે રાગ બે પ્રકારના છે: (૧) સુખપ્રતિ અને (૨) સુખસાધનપ્રતિ. ત્યાં સુખપ્રતિ તો સર્વ તત્ત્વજ્ઞાનરહિત પુરુષોને રાગ થાય જ છે. રાગ એ બુદ્ધિનો ધર્મ છે છતાં અવિદ્યા અને અસ્મિતાને લીધે એ પોતાનો ધર્મ છે એમ મનાય છે અને તેથી હું રાગવાળો છું એવું ભાન થાય છે. પણ એમાં પણ જે વિવેકી પુરુષો છે તેમને સુખનાં સાધનોપ્રતિ જે રાગ થાય છે તે સાપેક્ષ હોય છે. એ સાધનો સુખનાં સાધન હોય, સુખનાં સાધન થઈ રહે ત્યાં સુધી જ તેમના પ્રતિ રાગ રહે છે અને એટલી મર્યાદામાં જ રહે છે. જે અવિવેકી છે તે એ મર્યાદાનું ઉલ્લંઘન કરે છે, તેમને સુખસાધનપ્રતિ થતો રાગ પરિણામે પરિણામરાગરૂપ થઈ રહે છે. ધન એ સુખનું સાધન છે માટે તેના પ્રતિ રાગ થાય છે. પણ અવિવેકીનું ધનપ્રતિ મમત્વ એટલું વધે છે કે એ ધન તેને દુઃખ આપનાર થઈ રહે તેવે પ્રસંગે પણ તે ધનને છોડતો નથી. ધનપ્રતિ મમત્વ એટલું તેને વધે છે કે તે એ ધન સુખનું સાધન છે એ ભૂલી જાય છે અને જાણે ધન પોતે જ સુખરૂપ હોય તેમ એને તે વળગે છે. સાધનને ફલરૂપ કરી દેવાં એ ભૂલ છે પણ એ જાગૃતા વિવેકની અને અંતઃકરણપર સત્તાની અપેક્ષા રહે છે. એ જેને નથી હોતાં તેને એ સાધન વિપરીત રૂપમાંજ થઈ રહે છે. રમતો માત્રનો આરંભ સુખનાં સાધનરૂપે કરાય છે પણ પછી અભ્યાસને લીધે એનો રસ એટલો વધે છે કે

એ સુખને સાધનાર મટી જાય છે એટલુંજ નહિ પણ સાક્ષાત્ દુઃખને આપનાર થઈ રહે છે તોપણ પુરુષો તેને છોડી શકતા નથી. વ્યાયામ કરવો, ક્રિકેટ, રમવી ઇત્યાદિ સર્વ સુખનાં સાધનોરૂપ માની સ્વીકારાયાં છે. પણ હાલ જોતાં જણાશે કે અનેક પુરુષો વ્યાયામને ખેલજેવો કરી દે છે અને એમાં પોતાના આયુષ્નો ભોગ આપે છે. વાચ્યું હોય ત્યાં ક્રિકેટ રમવા જનાર, છાતીના વ્યાધિને લીધે એ રમતનો નિષેધ કુશળ અનુભવી ડાક્ટરોદ્વારા જેને કરવામાં આવ્યો હોય તેણે પણ એ રમત રમ્યા કરવા મચવું. માથું દુઃખે, શરીર બગડે ઇત્યાદિ થાય તોપણ એ રમતવિના ચેન નહિ પડતું ઇત્યાદિ સર્વ સ્થિતિઓ પ્રસ્તુત અવિવેક અને મૂર્ખતાભરેલા અભ્યાસને જ સૂચવે છે. વ્યસન માત્ર જે મનુષ્યોને પડે છે તે આ અવિવેકથીજ પડે છે. આરંભમાં તે તે પદાર્થના ભોગથી આનંદ થાય છે તેથી તેનું ગ્રહણ કરાય છે. પણ પછી અભ્યાસ થતાં તે પદાર્થ જાતે જ ફલરૂપે સેવાય છે અને તેથી એ આનંદ આપતો નથી પણ દુઃખ આપે છે તોપણ પુરુષો તેને છોડી દેતા નથી. આ રીતે આ રાગ પ્રથમ તો ઉત્કૃષ્ટ યોગસાધનો તેનો સ્વરૂપથી જ વિરોધી છે. રાગને લીધે વૃત્તિઓ નિરંતર વિષયોપ્રતિ અને લૌકિક સુખોપ્રતિ જ લાગેલી હોય છે તેથી બહિર્મુખતાને જ સેવનારા થઈ રહે છે અને તે રાગી પુરુષને અન્તર્મુખ થવા દેતી નથી. તેથી યોગ અને યોગસાધનનો આ રાગ વિરોધી છે માટે સર્વેએ સર્વથા એ ત્યજવા યોગ્ય છે. ત્યાં વ્યવહાર-સાધક પુરુષોએ પણ આ રાગને વશ થતાં જે સાધનોપ્રતિનો રાગ છે તેને અવશ્ય મર્યાદામાં સ્થાપવો ઘટે છે અને એ એ સાધનો ફલરૂપ ન થઈ રહે એમાટે નિરંતર સંભાળ રાખવી ઘટે છે, નહિ તો એ રાગ વ્યવહારસુખને પણ તેની પાસેથી આંચકી લે છે.

અવિદ્યા અને અસ્મિતાને જેમ આ રાગ થાય છે તે જ પ્રમાણે દુઃખ અને તેનાં સાધનો પ્રતિ એ જ પ્રમાણે દ્વેષ થાય છે-પ્રતિકૂલ બુદ્ધિ થાય છે. રાગનો વિષય જેમ સુખ અને તેનાં સાધનો છે તેમ દ્વેષનો વિષય દુઃખ અને દુઃખના સાધનો છે. જેમ સુખ સર્વને સ્વભાવથી પ્રિય છે તેમ દુઃખ સર્વને સ્વભાવથી જ અપ્રિય છે અને તેથી દુઃખનો અનુભવ થતા તેનાથી દૂર થવા, તેને દૂર કરવા બુદ્ધિમાં વેગ ઉઠે છે, અને એ દુઃખ ક્યારે દૂર થાય છે કે જ્યારે એ દુઃખને ઉત્પન્ન કરનાર જે હેતુ હોય તે દૂર થાય છે ત્યારે. આથી એ દુઃખનાં સાધનોને દૂર કરવાનો વેગ પણ વૃત્તિમાં ઉઠે છે. દુઃખ અને તેનાં સાધનોને દૂર કરવાની જે પ્રબલ ઇચ્છા તે દ્વેષ છે. શ્રી યોગસૂત્રકાર કહે છે કે દુઃખાનુશયી દ્વેષઃ—દુઃખ અને દુઃખના સાધનોને વિષય કરનાર તે દ્વેષ છે. એ દ્વેષનું જ બીજું નામ ક્રોધ છે. રાગના સંબંધમાં જે કહેવામાં આવ્યું છે તે આ ક્રોધના સંબંધમાં વિશેષ કરીને લાગે છે. રાગ જે રીતે હાનિ કરે છે તેના કરતાં આ ક્રોધ સહસ્ત્રગુણ હાનિ કરનાર છે. વિવેકી પુરુષે આ ક્રોધરૂપ દ્વેષને સદા ત્યજવો ઘટે છે અને જો રાખવા જ ઇચ્છા હોય તો માત્ર ક્રોધપ્રતિ જ ક્રોધ કરવો ઉચિત છે, માત્ર દ્વેષપ્રતિ જ દ્વેષ ધરવો યોગ્ય છે.[1]

રાગનો અર્થ પ્રેમ છે અને એનો સ્વભાવ એ છે કે એ બે પદાર્થોને સમીપ આણે છે. જે બેને વચ્ચે રાગ હોય છે તેઓ પરસ્પરના સમીપ એ કારણને લીધે આકર્ષાય છે અને એના પ્રેમને

૧ આ સંબંધમાં વિસ્તારથી પ્રતિપાદનમાટે જુઓ શ્રી સદુપદેશશ્રેણી ભાગ ૧૨ પૃષ્ઠ ૧૦.

લીધે એક થવાની મહેનત કરે છે. સ્ત્રીપુરુષની વચ્ચેનો રાગ શું કરે છે તે સર્વને પ્રસિદ્ધ છે. એ રાગને લીધે આલિંગનની ઇચ્છા થાય છે અને તે પણ રાગના બલપ્રમાણે શિથિલ અથવા દૃઢ હોય છે. સ્ત્રી અને પુરુષનાં શરીર ભિન્ન છે તેને એ રાગ એક કરવા યત્ન કરે છે, અને તેથી જ દૃઢ આલિંગનની ઇચ્છા પ્રકટે છે. રસાયનશાસ્ત્રના અભ્યાસીઓ જાણે છે કે વિશ્વમાં કેટલાક પદાર્થોને કેટલાક પદાર્થસાથે સ્વાભાવિક પ્રીતિ જ હોય છે અને તેને લીધે તે એની સમીપતા થયે તરત એક-બીજામાં ભળી જાય છે. આને જ એ શાસ્ત્રવિત્ પુરુષો chemical affinity કહે છે. તેથી રાગનું સામ્રાજ્ય સર્વત્ર-જડ ચેતન સર્વ પદાર્થોમાં દૃષ્ટ છે. આ જ પ્રમાણે દ્વેષ એનાથી સાફ વિરોધી છે. જે બેની વચ્ચે દ્વેષ થાય છે તેઓ નિરંતર હરના દૂર જતા જાય છે. તેથી આકર્ષણફલક રાગ છે તો દૂરીકરણફલક દ્વેષ છે. અવિદ્યા અને અસ્મિતાને લીધે અંતઃકરણમાં વિવિધ ભાવો પ્રકટ થાય છે, વિવિધ ઉર્મિઓ અને આવેશો પ્રકટે છે છતાં પ્રધાનપણે આ રાગ અને દ્વેષ એ બેનું જ કથન શાસ્ત્ર કરે છે. તેનું કારણ એ છે કે એ બે જ સર્વના મૂલરૂપ છે. અત્ર વિસ્તાર અસ્થાને છે તેથી સંક્ષેપમાં જણાવીએ છીએ કે જો વિવેકી પુરુષો અંતઃકરણના આવેશો અને ઉર્મિઓને તપાસી જોશે તો તેને આ રાગ અને દ્વેષ તેના મૂલમાં જણાયા વિના રહેશે નહિ. દિગ્દર્શન કરાવવા અર્થે જણાવીએ છીએ કે સ્નેહ એ એક આવેશ છે. જો બે મનુષ્યોવચ્ચે બીજી રીતે સરખાપણું હોય છે તેમનો પરસ્પરનો રાગ તે સ્નેહ છે. જ્યારે રાગના વિષયરૂપ વ્યક્તિ ઘણી ચઢીયાતી હોય છે ત્યારે તેના પ્રતિનો રાગ તે પૂજ્યબુદ્ધિ ( Reverence ) નું રૂપ ધારણ કરે છે. જ્યારે રાગના વિષયભૂત વ્યક્તિ આપણાથી ઉતરતી પંક્તિની હોય છે ત્યારે તેના પ્રતિ આપણને શુભેચ્છા ( Benevolence ) પ્રકટે છે. આ જ પ્રમાણે બે સરખાની વચ્ચેનો દ્વેષ તે ક્રોધ છે. દ્વેષપાત્ર વ્યક્તિ અધિક બળવાન હોય છે તો એ દ્વેષ ભયરૂપ ધારણ કરે છે, અને એ વ્યક્તિ ન્યૂન બળવાળી હોય છે તો અભિમાનરૂપ ધારણ કરે છે. આ જ પ્રમાણે માનબુદ્ધિ, ગૌરવ, પૂજ્યત્વ દયા, સભ્યતા, સ્નેહ, હિંમત, કાયરપણું, હીચકારાપણું, શરમ, શંકાશીલપણું આદિ સર્વ બુદ્ધિના ધર્મો તપાસતાં એ બેમાં જ—રાગ અને દ્વેષમાં જ—આવી રહે છે. જ્યારે રાગવિષયક વ્યક્તિનું ચઢીયાતાપણું સહેજ જ હોય છે ત્યારે માનબુદ્ધિ થાય છે, અધિક હોય છે ત્યારે ગૌરવ સ્ફુરે છે અને એ ચઢીયાતાપણું અતિ ઘણું હોય છે ત્યારે પૂજ્યત્વબુદ્ધિ રાગનું પરિણામ થાય છે. જ્યારે એ વ્યક્તિનું હલકાપણું હોય છે અને તેને આપણે મદદ કરવી યોગ્ય સમજીએ છીએ ત્યારે એ રાગ દયાનું રૂપ ધરે છે, જ્યારે બંને વ્યક્તિઓ સરખી હોય છે અને રાગ સહેજ હોય છે ત્યારે તે સભ્યતારૂપ ધરે છે. મિત્રતા થાય છે ત્યારે સ્નેહરૂપ ધરે છે-વગેરે.[1] સંક્ષેપમાં એ જ કે અંતઃકરણની વિવિધ ઉર્મીઓ આ બેના ઉપર જ આધાર રાખે છે અને તેથી આ બેનું જ મુખ્યતઃ પ્રતિપાદન કરાય છે. સાહિત્યશાસ્ત્રમાં જે સઞ્ચારિભાવ અને સ્થાયિભાવ કહ્યા છે તેના સ્વરૂપો તથા વ્યાખ્યા જોવામાં આવશે તો આ અર્થ સ્પષ્ટ થયા વિના નહિ રહે. સંપૂર્ણ સદ્ગુણો અને દુર્ગુણો તેનું મૂલ આ રાગ અને દ્વેષ જ છે. આ રાગ અને દ્વેષને લીધે જ પ્રાણીઓ પોતાનું રક્ષણ કરી શકે છે અને તેથી એ મૂલરૂપે Preservative Emotions

1 આના વિસ્તારમાટે જુઓ "The Science of Emotion," 'The Psychology of Emotion' વગેરે.

છોડવા અને વેલીઓ ફલ, ફૂલ અને કાષ્ટાદિનું દાન કરી રહ્યાં છે, અને પ્રકૃતિના ત્યાગના નિયમનો ઘોષ કરે છે. ભૂમિ પણ સુવર્ણાદિ ધાતુ, તેલ, વિવિધ ખનિજો, જલ, હીરા અને મૂલ્યવાન પાષાણ આપે છે. પેલો–પેલો ઘુઘવતો સમુદ્ર પણ મોતીનું દાન આપતો જણાય છે.

આ સર્વ પોતાના આદર્શ તેમજ ક્રિયાદ્વારા બોધ આપે છે કે હે મનુષ્યો! તમારી પાસે જે કંઈ હોય તે ફલાસક્તિવિના–નિષ્કામવૃત્તિથી આપો. આપણો આપવા માટે જ જન્મ છે, લેવા માટે નહિ. આપણે નહિ આપીએ તો પ્રકૃતિ આપણી ગળચી પકડી બળાત્કારે પણ અપાવશે ત્યારે જ છોડશે. આ નિયમનું ઉલ્લંઘન કરનારપર પ્રકૃતિના અનેક પ્રહાર પડશે અને અંતે પ્રકૃતિના નિયમને અધીન થવું જ પડશે. આપણો હસ્ત હમેશાં લેવા તલપે છે, પરંતુ આપ્યા વિના લેવાનું ક્યાંથી? Give and take–આપો અને લો, એ પ્રકૃતિનો અચલ નિયમ છે. એક દાણો વાવે છે તે હજારો દાણા લાવે છે. શેર વાવે તે ગાડું ભરી લાવે. પણ ક્યારે? સમય થાય ત્યારે. પ્રતિફલની ઇચ્છાથી દાન કરવું—આપવું એ તો પ્રકૃતિના નિયમથી વિરુદ્ધ છે. એક વિદ્વાને કહ્યું છે કે:—

**The teaching is to the teacher and comes back most to him. The love is to the lover and comes back most to him. The gift is to the giver and comes back most to him.**

ભાવાર્થ એ છે કે જે કંઈ શિક્ષણ આપીએ, પ્રેમ દર્શાવીએ, દાન આપીએ તે પરને માટે નથી પણ આપણે પોતાને માટે જ છે અને તે અત્યંત વૃદ્ધિ પામીને આપણને પોતાને જ પુનઃ પ્રાપ્ત થાય છે. ખરી રીતે તો આપણે પરોપકારના વિચારથી નહિ પણ પોતાના કલ્યાણમાટે જ આપીએ છીએ, એવા વિચારથી આપવું.

બંધ કરેલા ઓરડાનાં દ્વાર ખોલતાં શું થાય છે? અંદરની હવા બહાર નીકળી જાય છે અને બહારની હવા ઓરડામાં દાખલ થાય છે. જો બારણા બંધ રાખવામાં આવે તો શું પરિણામ આવે? અંદરની હવા ઝેરી–મલિન બને. નદીઓ પોતાનું જળ મહાસાગરને અર્પણ કરે છે અને પોતે પુનઃ જલથી સમૃદ્ધ થાય છે. આપણે પણ સુખથી સમૃદ્ધ થવા શું કરવું? ઉત્તર એ જ કે હાથથી આપો, વાણીથી આપો, નેત્રથી આપો, બુદ્ધિથી આપો, સંકલ્પથી આપો, વિચારથી આપો. ખાવામાંથી કાપો, પીવામાંથી કાપો, વસ્ત્રમાંથી કાપો, નોકરમાંથી કાપો, પણ આપો જ આપો– કિંચિત્ પણ આપો.

કેવા વિચારથી આપવું? શ્રવણ કરો. જો આ ગ્રહણ કરનાર ન હોત તો મારા દાનની વસ્તુનો સદ્ઉપયોગ કેવી રીતે થાત? માટે તે પાત્રનો અંતઃકરણથી ઉપકાર માનવો. દ્વિતીય વાત એ છે કે વિશ્વના રક્ષક પિતા વિશ્વંભર સર્વનું પોષણ–રક્ષણ કરે છે માટે હું જે કંઈ કરૂં છું તે જગતના દીન જનોના દુઃખ દૂર કરવાના અભિમાનથી નહિ પણ મારા પોતાના કલ્યાણખાતર કરૂં છું.

પરમાત્મા આપણાં સર્વ દ્વારોથી કંઈ કંઈ અપાવવા અને તે દાનદ્વારા મમત્વ નિવારી, વિરાગ સભાળી નેત્રનામાં આપણું બદ્ધ રાખે એ જ પ્રાર્થના.

———

મ૦ પ૦ શેઠ

: : સાપ્તાહિક : :

Reg. No.B. 3171

# શ્રેયસ્સાધક

એટલે
માનવજીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ:
"જીવન ઘડો."

વર્ષ: ૫ અંક: ૩૦
સં૦ ૧૯૯૫, ફાલ્ગુન શુક્લ૦ ૬
શનિવાર
તા૦ ૨૫: ૨: ૧૯૩૯.

પત્રવ્યવહાર:
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં: રૂ. ૪-૦-૦
હિન્દબહાર: છ શિલિંગ.

**શ્રી ચારિત્ર્યમન્દિર:**
વિદ્યાર્થીને ભણવા મૂકવા-યોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા.
સહાય કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્યમાટે મથતી સંસ્થા.
સ્થળ: વડોદરા.

આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, ભાઉ કાળેની ગલીમાં-વડોદરામાં છોટાલાલ લાલભાઇ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગતરફથી પ્રકાશક: ગોવિન્દલાલ ગર્વ૦ ત્રિવેદી-માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી સિદ્ધચંદ-ઉદ્યાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૨૫: ૨: ૧૯૩૯

॥ ॐ श्री ॥

## नित्य सन्देश.

સોમવાર. તા૦ ૩ : ૮ : ૧૯૩૧.

ગયા સન્દેશમાં પ્રસન્નતાભરી શાંતિ રાખવાથી મનનું સુખ મળે છે, એમ જણાવ્યું હતું. શાન્તિ એ મનનો સદ્‌ગુણ છે. પણ શાંતિ એક જ મનનો સદ્‌ગુણ નથી. મનના બીજા પણ અનેક સદ્‌ગુણો છે, જે પ્રકટાવવાથી મન વધારે ને વધારે સુખ પામતું જાય છે. મનને સુખ આપનાર બીજો સદ્‌ગુણ તે વિશ્વાસ છે. જો મનમાં વિશ્વાસ છે એ મનના બળનો ક્ષય થતો નથી. અવિશ્વાસવાળું મન ઘડીઘડી શંકા કરે છે, દરેક બાબતની ચિંતા કરે છે. એ મન પોતે નબળું હોવા છતાં પોતાના બળવડે જ જાણે પોતાનું બધું ક્રિયા થાય છે એમ માની બહુ ભારવાળું રહે છે. કોઈ પણ બાબતમાં પહેલો વિશ્વાસ ધરવાની જરૂર પડે છે. જો મન વિશ્વાસ ધરતું નથી તે મન ઠરતું નથી એટલે કોઇ બાબતમાં સ્થિર થતું નથી. વિશ્વાસવાળું મન જેમાં તેમાંથી વધારે પ્રમાણમાં મેળવતું હોય છે. વિદ્યામાં વિશ્વાસ હોય છે તો આપણે વિદ્યા ભણીએ છીએ. ઔષધમાં વિશ્વાસ બાંધીએ છીએ તો પછી ઔષધ લઈ શકીએ છીએ, વિશ્વાસ ધરીએ છીએ તો આગબોટમાં બેસીએ છીએ, વિશ્વાસ ધરીએ છીએ તો આપણે ખાઈએ પીએ છીએ. વિશ્વાસથી વેપાર થાય છે. વિશ્વાસ રાખીએ છીએ તો કલા શીખી શકીએ છીએ. દરેક વસ્તુમાં પહેલાં વિશ્વાસની જરૂર પડે છે; ઝાડ વાવીએ છીએ તે વિશ્વાસથી; કાલના વિચાર કરીએ છીએ તે વિશ્વાસથી: આમ દરેક બાબતમાં પહેલો વિશ્વાસ રાખી કામ શરૂ કરીએ છીએ. આવો જ વિશ્વાસ આપણે આપણામાં ઉપજાવવાની જરૂર છે. આપણે

અમુક તો કરીશું જ, અને અમુક તો નહિ જ કરીએ, એમાટેનો આપણે આપણામાં વિશ્વાસ રાખવો જોઈએ. સદ્‌ગુણોમાં પણ વિશ્વાસ ધરવો જોઈએ. અમુક સદ્‌ગુણ મને અવશ્ય લાભ કરશે જ એવો પડેલો વિશ્વાસ સેવવો જોઈએ. તેમ થાય છે તો પછી દુઃખ પડે કે કષ્ટ જણાય તો પણ આપણે તે સદ્‌ગુણ ધારણ કરવા પ્રયત્ન કરીએ છીએ. વિશ્વાસ નિશ્ચિંતતા ઉપજાવે છે. જેનામાં વિશ્વાસ થાય છે તેમાટે આપણા મનને અકળામણ થતી નથી. કોઈ માણસ આપણામાં વિશ્વાસ ધરે છે અને તેને યોગ્ય આપણે હોઈએ છીએ તો પછી તે માણસ કેટલો નિશ્ચિંત બને છે ! અને તેમ થવાથી તેને કેટલું સુખ થાય છે ? એ સુખ આપણે લીધે થવાથી આપણે પુણ્ય રળીએ છીએ. આપણામાં કોઈએ મૂકેલા વિશ્વાસને જો આપણે સફળ કરીએ છીએ તો તેથી આપણને અને તેને એમ બંનેને સુખ થાય છે. પરમેશ્વર આપણે માથે છે એવો વિશ્વાસ ધરવાથી આપણને બહુ નિશ્ચિંતપણું થાય છે. આમ વિશ્વાસ રાખનારને અને જેમાં વિશ્વાસ રાખીએ તેને એમ બંનેને વિશ્વાસ સુખ ઉપજાવે છે, વિશ્વાસની શક્તિ આપણામાં બળ ઉપજાવે છે."

શ્રી ગુરુદેવ.

---

# પધારો સમારંભમાં

સાધનઉત્સાહી અન્તઃકરણો ! સાધનસમારંભમાં આવવાની પ્રફુલ્લ હૃદયથી તૈયારી કરો. પોતાના આપ્તમંડળને સાથે લાવવાને ઉત્સાહ પ્રકટાવો. આપણે કેવળ બાહ્ય આનંદને ન ભોગવીએ, પણ જેમાં આવવાથી વાસ્તવ આનંદના ભોક્તા થઈએ એવા આ ઉત્સવમાં પધારવાને સર્વ તત્પર થાઓ.

જગતમાં કેટલીક વસ્તુઓ માત્ર દૂરથી જોવામાં સાર છે, અને કેટલીએક વસ્તુમાં ભળવાથી વધારે લાભ વા કલ્યાણ પ્રાપ્ત થાય છે. પરમાત્માનો હૃદયમાં આવિષ્કાર કરવો એ આપણું લક્ષ્ય છે, એ લક્ષ્યની સફલતા આવા ઉત્સવમાં ભળવાથી સત્વર અનુભવી શકાય છે. દૂરથી તટસ્થ ભાવે જો એને જોઈ રહેવાની ઇચ્છા થતી હોય તો તે ત્યજવા યોગ્ય છે.

સમારંભ એટલે શ્રીમાન્ વિશ્વવંદ્યના સંકલ્પનું એક પુણ્ય કાર્ય, શ્રી ગુરુદેવના પરિશ્રમથી, અનુગ્રહથી આજપર્યંત ટકી રહેલો પરમ કલ્યાણપ્રદ પ્રસંગ. એપ્રતિ જો આપણે ચાલશે રાખીએ તો તે જીવન વ્યર્થ ગુમાવીએ છીએ એમ કહીએ તો તે યોગ્ય છે.

સમારંભમાં ભળીને રસવની સાધનની ક્રિયાઓદ્વારા પ્રચ્છન્ન તત્ત્વને જગાવવું એ જ આપણું જીવનભરનું કર્તવ્ય છે, પણ એ કર્તવ્ય સારી રીતે ક્યારે સધાય છે કે જ્યારે એવિષે અંતરમાં ઉત્સુકતા પ્રકટે છે ત્યારે. કોઈ પણ કાર્ય કરતા પૂર્વે હૃદયમાં તેના સંસ્કારો જાગ્રત કરવાની આગ્રહ રહે છે. આપણા અણુઅણુમાં સ્મૃતિ પ્રકટે છે તો જ આપણા માનસવાતાવરણને ઉત્તમ કરી શકીએ છીએ.

. સમારંભ નિકટ આવે છે, એ વિચાર જે અખંડ ઉપસ્થિત રહે છે તો અનેક વ્યવહારના કાર્યના વેગળાં મૂકીને ઉત્સવમાં ભળવાને આપણે તૈયાર થઈએ છીએ.

ઉત્સવમાં આવવાને તત્પર થવું એટલે એ જ છે કે આપણું તથા આપણા સ્નેહી સંબંધીના માનસનું પરિવર્તન કરવું, ઉત્સાહ પ્રકટાવવો.

આ પ્રકારનું માનસપરિવર્તન સચ્ચિંતનથી થઈ શકે છે. ઉત્સવમાં ભળવાથી કેવા પ્રકારનો લાભ થાય છે એ ઇષ્ટશ્રીએ અનેક સમયે વિવિધ રીતથી દર્શાવ્યું છે, તેનું અધ્યયન કરવાથી સાત દિવસઅર્થે વ્યવહારના કાર્યો છોડવાનો વેગ પ્રકટશે. શુભેચ્છા સહજમાં બલવાન થતી નથી તેને દૃઢ કરવાને અંતરશુદ્ધિની આવશ્યકતા છે. તેથી ઉત્સવમાં આવવાની તૈયારીનું બીજુ સમર્થ સાધન ઇષ્ટમંત્રનો જપ છે જે સર્વ પ્રકારની શુદ્ધિ સાધે છે. શાંત, નિર્મલ અંતઃકરણથી જો ઉત્સવમાં ભળીએ તો યથાર્થ લાભને પામી શકીએ.

હવે ઉત્સવ નિકટ આવ્યો છે, દિવસ ઘણા થોડા રહ્યા છે તેથી આ પત્રિકા મળે તે દિવસથી ઉત્સવમાં આવતા સુધી મંત્રના જપ કરવાના છે. નિત્ય *क्लीँ विच्चे नमः* મંત્રની અગિયાર માળા કરવી. અલ્પ સમય છે જ્યાં એકાગ્રતાપૂર્વક થતો મંત્રજપ અવશ્ય અંતરની શુદ્ધિ સાધે છે.

બંધુઓ! બહેનો! બાલકો! ઉલ્લાસપૂર્વક આટલું કર્તવ્ય સાધી ઉત્સવભોગી બનો એ જ પ્રાર્થના.

---

# श्री योगसार.

( અનુસંધાન ગતાંક ૨૮ ના પૃષ્ઠ ૨૨૫ થી. )

જે રાગ અને દ્વેષ આથી વિપરીત છે તે તો સર્વથા જ ત્યજવા યોગ્ય છે. અને આ રાગ અને દ્વેષ પણ અમુક ભૂમિકાપર્યન્ત જ સેવ્ય છે. ત્યારપછી તો એ પણ ઉત્કૃષ્ટ ભૂમિકાના પ્રતિબંધક છે તેથી યોગસાધકને ત્યજવા યોગ્ય છે. આ જ કારણથી અત્ર સુખ અને તેના સાધનપ્રતિની તૃષ્ણારૂપ પ્રીતિને રાગ નામ આપ્યું છે. અને દુઃખ અને તેના હેતુપ્રતિની પ્રતિકૂલ બુદ્ધિને દ્વેષ નામ આપ્યું છે. ત્રિવિધ દુઃખના આત્યંતિક લયપ્રતિની તથા તેનાં સાધનોપ્રતિની પ્રીતિ તે રાગ નથી, તેમજ તેના વિરોધીપ્રતિની પ્રતિકૂલતા બુદ્ધિ તે દ્વેષ નથી. આમ હોવાથી જ રાગ એ રજોગુણનું કાર્ય માન્યું છે અને દ્વેષ એ રજસ્‌તમસ્‌મિશ્રિતનું કાર્ય છે. આ પ્રકારનો જે રાગ અને જે દ્વેષ તે ત્યજવા યોગ્ય છે. શ્રી ગીતામાં પણ विषयान् ध्यायतः पुंसः संगस्तेषूपजायते। संगात् संजायते कामः कामात् क्रोधोऽभिजायते॥ क्रोधाद् भवति संमोहः संमोहात् स्मृतिविभ्रमः। स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात् प्रणश्यति॥ २. ६२-६३॥ ઇત્યાદિ વચનોથી એ કહ્યું છે કે વિષયોનું ચિંતન કરનારને વિષયોપ્રતિ આકર્ષણ થવા રૂપ સંગ થાય છે, તે થતાં તેમના પ્રતિ કામનારૂપ કામ થાય છે; કામ થવાથી કામનાવિઘાત કરનારપ્રતિ દ્વેષરૂપ ક્રોધ થાય છે; ક્રોધનો આવેશ થતાં અને વધતાં સંમોહ થાય છે. ( રજસ્‌નો પરિણામ

તમસ માં જાય છે. ) અને તેથી સ્મૃતિનો વિભ્રમ થાય છે તથા તેને લીધે સ્મૃતિનો લોપ, તેથી બુદ્ધિનો નાશ અને પરિણામે તેને લીધે વિનાશ પ્રાપ્ત થાય છે. અને આ કહીને સર્વ અનર્થના મૂલરૂપ વિષયવિષેની પ્રીતિને સ્થાપી એને જ રાગ નામ આપી ત્યજવા યોગ્ય ગણી છે. શ્રી સાંખ્યસૂત્ર પણ न भोगाद्रागशान्तिर्मुनिवत् ભોગ ભોગવ્યા કરવાથી વિષયપ્રતિની કામનારૂપ રાગ શમતો નથી પણ જેમ સૌભરિમુનિને વધતો ગયો તેમ વધતો જાય છે, એ સૂત્રથી વિષયકામનાને જ રાગરૂપ કહેવામાં આવી છે. શ્રી મનુસ્મૃતિમાં પણ न जातु कामः कामानाम्. એ શ્લોકથી કામના કામ્ય વિષયના ભોગથી શમતી નથી પણ જેમ અગ્નિમાં ઘૃતનો હોમ થવાથી તે વધારે વેગથી બળે છે તેમ કામરૂપ અગ્નિમાં વિષયભોગરૂપ આહુતિ આપવામાં આવે છે તો તેથી એ કામાગ્નિ અધિક થતો જાય છે—એમ કહી ત્યજવા યોગ્યરૂપે કામનારૂપ રાગને જ સ્થાપ્યો છે. સાંખ્યશાસ્ત્રકારો આ પ્રકારના રાગ અને દ્વેષને જ મહામોહ અને તામિસ્ર એ સંજ્ઞા આપી વર્ણે છે. રાગ એ મહામોહ છે. યોગનાં સાધનોના અનુષ્ઠાનથી વિવિધ વિભૂતિરૂપ સિદ્ધિને પામીને હું ઐહિક અને પારલૌકિક વિષયોને ભોગવીશ એ પ્રકારની જે તૃષ્ણા તે મહામોહ છે. અને એ વિષયો તે શબ્દ, સ્પર્શ રૂપ, રસ, અને ગંધ એ પાંચ હોવાથી ઐહિક અને પારલૌકિક વિભાગથી દશ પ્રકારના છે તેથી એના પ્રતિની કામના તે દશ પ્રકારનો મહામોહ છે. અને એ દશનો વિઘાત કરનારપ્રતિ જે ક્રોધ વા દ્વેષ થાય છે તે પણ આ રીતે જ દશ પ્રકારનો હોવાથી એ દશવિધ તામિસ્ર છે. અને કોઈ પ્રતિબંધને વશ થવાથી અષ્ટસિદ્ધિની પ્રાપ્તિ નહિ થવાથી તે પ્રતિબંધકપર થતો દ્વેષ તે બીજો આઠ પ્રકારનો દ્વેષ છે. તે મળી અષ્ટાદશ પ્રકારનો દ્વેષથી તે અષ્ટાદશ તામિસ્ર કહેવાય છે. આ ઉભય મોક્ષના પરિપંથી હોવાથી ત્યજવા યોગ્ય છે. એક એક વિષયમાં થતી તૃષ્ણા મરણપર્યન્તની હાનિ કરનાર છે, એ હરણ, હસ્તિ, પતંગ, માછલું અને ભ્રમરમાં આપણે જોઈએ છીએ. કેવળ ગંધની લાલસાથી આકર્ષાયેલો ભ્રમર, કમલ બીડાઈ જાય છે ત્યાંસુધી તેમાં પડી રહે છે અને કમલ બીડાઈ ગયે પછી મરણને વશ થાય છે. માછલું રસવિષયક તૃષ્ણાને લીધે જ જાલમાં ફસાય છે અને રૂપની તૃષ્ણાને લીધે જ પતંગિયુ દીપકમાં પોતાના પ્રાણની આહુતિ આપે છે. હસ્તિ હસ્તિનીને સ્પર્શ કરવાની તૃષ્ણાથી જ અને હરણ, સર્પાદિ, શબ્દની લાલસાથી જ પકડાઈ જાય છે. જ્યારે આ પ્રકારે એક એક વિષયપ્રતિનો રાગ વિનાશને આણનાર છે ત્યારે એ પાંચે વિષયોનો રાગ જેનામાં ભર્યો હોય છે તેની શી દશા તે કળી શકવું કઠિન નથી. તેથી આ વિષયના સંબંધના રાગ અને દ્વેષ તે સર્વથા ત્યજવા યોગ્ય છે. એ જ એમને અવિદ્યા અને અસ્મિતાનાં કાર્યરૂપ કહેવાનું મોટું તાત્પર્ય છે.

અવિદ્યા અને અસ્મિતાથી જેમ રાગ અને દ્વેષ થાય છે તેમ એ ચારના પરિણામરૂપે અને મુખ્યતઃ તો અવિદ્યાના પરિણામરૂપે અભિનિવેશ થાય છે. અભિનિવેશ એટલે સ્થૂલશરીરવિષે મમત્વ. હું સદા રહું, હું વિનાશન નહિ પામું, મારું મરણ નહિ થાય એ પ્રકારની અંતરમાં રહેલી દૃઢ ઇચ્છા તે અભિનિવેશ છે. મરણનો ભય, મૃત્યુનો ત્રાસ એ અભિનિવેશ છે. પુરુષ જાતે સદા સર્વદા મરણથી રહિત જ છે, અને જન્મ કે મરણ છે જ નહિ તેથી પુરુષના અમરત્વની ઇચ્છા કોઈને થતી સંભવતી નથી. જે અપ્રાપ્ત હોય તેની જ ઇચ્છા થાય છે. તેથી આ અભિનિવેશ

પુરુષના સંબંધમાં નથી પણ સ્થૂલ શરીરના સંબંધમાં જ છે, અને તેથી એના મૂલમાં અવિદ્યા રહેલી છે. હું પદથી મનુષ્યાદિ સ્થૂલ શરીરનું ગ્રહણ કરી જ આ મરણનો ત્રાસ થાય છે. હું એ વાસ્તવે સ્થૂલ શરીર નથી પણ પુરુષ છે એ અનેકવાર સ્પષ્ટ કરવામાં આવ્યું છે. તેથી આ મરણનો ત્રાસ ધરનાર સર્વ, હું શબ્દથી પુરુષનું ગ્રહણ કરવું જોઈએ તે ન કરતાં જે સ્થૂલ શરીર હું નથી તેનું જ ગ્રહણ કરે છે; એ સ્થૂલ શરીરમાં જ આત્મબુદ્ધિ કરે છે. તેથી આ અભિનિવેશ અવિદ્યામૂલક છે. વળી જ્યારે શરીરવિષે રાગ થાય છે ત્યારે જ તેના વિયોગનો ત્રાસ થઈ શકે છે. જે પદાર્થને ઇષ્ટ માન્યો નથી અથવા ઇષ્ટસાધન માન્યો નથી તેનું જતું રહેવું કોઈને સાલે તેમ નથી. તેથી શરીરવિષે જો રાગ હોય તો જ એ શરીરનું વિનાશ જવું ભયનો હેતુ થઈ રહે છે. માટે એ રાગમૂલક પણ છે તેસાથે દ્વેષ અથવા ક્રોધ સર્વ દુઃખ અને દુઃખસાધનોપ્રતિ થાય છે ત્યારે આ મરણરૂપ પદાર્થવિશેષપ્રતિનો જ દ્વેષ છે, અર્થાત્ દ્વેષ એ સામાન્ય છે અને આ અભિનિવેશના મૂલમાં દ્વેષવિશેષ રહેલો છે. આ પ્રમાણે અવિદ્યા, અસ્મિતા, રાગ અને દ્વેષ એ ચારેગ અંશ આ અભિનિવેશમાં છે.

---

## श्रीउपेन्द्रजयन्तीमहोत्सवનું સાહિત્ય—( સં૦ ૧૯૯૫. )

### ( ઉત્તીર્ણ લેખો. )

### પુરુષવિભાગ—( ૨ ) 'ધર્મ'

[ લેખક : ઉમિયાશંકર ઠાકર ]

ધર્મના ઘણા અર્થ થાય છે. નીતિ, સદાચાર, ઈશ્વરાદિ ગૂઢ તત્ત્વો વિષેનું જ્ઞાન, શ્રદ્ધા કે માન્યતા, શાસ્ત્રોક્ત આચાર, પુણ્ય, દાન, ફરજ, કર્તવ્ય, ચાર પુરુષાર્થોમાંનો એક, ગુણ, લક્ષણ ને સ્વભાવ—આમ ધર્મને બહુ વ્યાપક અર્થમાં આપણે ઘટાવીએ છીએ.

માનવીને નીચે પડતાં અધઃપાતમાંથી જે બચાવે તે ધર્મ.

આવો અવસર ચૂકે નહિ અને તે સમયે યથોચિત રીતે વર્તે તેનું નામ ધર્મ.

સેવાના કાર્યમાં સાથ આપે તેનું નામ ધર્મ.

પોતાની ફરજને બજાવી જાણે તેનું નામ ધર્મ.

પુણ્ય-દાન કરી બીજાનાં અંતઃકરણને સંતોષવાનું બને તેનું નામ ધર્મ.

શાસ્ત્રવચનો ઉપર વિશ્વાસ રાખીને તે મુજબનું વર્તન રાખવું તેનું નામ પણ ધર્મ.

નીતિને રસ્તે, સદાચારને રસ્તે ચાલવું તેનું નામ ધર્મ.

ઈશ્વર અને જગતનાં ગૂઢ તત્ત્વોસંબંધી જ્ઞાન મેળવવું તેનું નામ ધર્મ.

આસ્તિકપણું સેવવું એનું નામ ધર્મ.

હૃદયતૃપ્તિને સાધવાને અર્થે અંતરમાં બળ, ઉત્સાહ, આનંદ વગેરે ભરવાં તેનું નામ પણ ધર્મ.

સંત-મહાપુરુષોની સેવા સાધવી તેનું નામે ય ધર્મ.

ઉચ્ચ ભાવના, શ્રદ્ધા કે માન્યતા રાખીને વર્તવું તેનું નામ પણ ધર્મ.

ટૂંકામાં, બીજાને અગવડરૂપ નહિ નીવડતાં તેને ઉપયોગી થઈ પડાય અને પોતાના અંતરના નાદને ઓળખીને તે મુજબ વર્તી સાચો આનંદ અનુભવી જીવનલ્હાણુ લૂંટાય તેનું નામ ધર્મ.

હવે એ ધર્મસંબંધી આપણે જરા લંબાણપૂર્વક વિચારીએ:

પ્રત્યેક મનુષ્યના હૃદયમાં અવર્ણનીય સામર્થ્ય, અને વિચારબળ સમાયેલું છે. પ્રત્યેક ક્ષણે અમુક કરવું, અમુક ન કરવું, એવી વિચારણા ને એવી પ્રેરણા માનવીના અંતઃકરણમાં ઉદ્‌ભવ્યાં કરે છે. વળી નાંખી નજરે ય ન પહોંચે એવી આ સમસ્ત સૃષ્ટિની રચના, અસંખ્ય તારાઓ વગેરે જોઈને માણસને આ જગતમાં પોતાના કરતાં કોઈ અધિક દૈવી સત્તાનું ભાન રહ્યાં જ કરે છે. એ સત્તા, શક્તિ, કુદરત, ઈશ્વરતરફ ને અતિશય પૂજ્ય બુદ્ધિથી ને અતિશય સ્નેહભાવથી નીરખે છે. એ ઈશ્વરતરફ પોતાની અભિમુખતા રાખીને પોતાનું કર્તવ્ય સમજીને મનુષ્ય જે જે વર્તણૂક કે આચાર વિચાર રાખે છે તેને ખરેખર ધર્મ કહેવાય.

એક વિદ્વાને સર્વ શાસ્ત્રોનો સાર ફક્ત એક જ વાક્યમાં તાર્વ્યો છે:

બીજાના ઉપર ઉપકાર કરવો તે પુણ્ય અને બીજાને દુઃખ દેવું તે પાપ.

આથી પુણ્ય એટલે ધર્મ અને પાપ એટલે અધર્મ, એ સહજે સમજી શકાય એમ છે. તો પરોપકાર કરવામાં પણ ધર્મ સમાયેલો છે.

દુનિયામાં આપણું શાને અર્થે અવતરણ થયું છે? આપણે અહીંયાં આવીને શું શું કરવાનું છે? જીવનની ઉચ્ચતા શામાં છે? જીવનની સાર્થકતા શામાં છે? મૃત્યુ પામ્યા પછી આપણે ક્યાં જવાનું છે? વગેરે ને આપણે ધર્મથી જાણી શકીએ છીએ.

માનવીના જન્મની સાથે જ ધર્મ વણાયેલો છે. આત્માને આ ધર્મની ડગલે ને પગલે જરૂર પડે છે. ધર્મને અર્થે તો મહાપુરુષોએ પોતાના પ્રાણ આપ્યા છે. કેટલાકે તો ધર્મને અર્થે વનવાસ સેવ્યા છે, ને તપશ્ચરણ આદર્યાં છે. ધર્મને અર્થે વધસ્તંભે ચઢીને બલિદાન અપાયાં છે. અગ્નિશિખાઓમાં મોંઘેરા દેહોને પણ ધર્મને અર્થે ઘણી વિભૂતિઓએ હોમ્યા છે. અસિધારાઓને પુષ્પવત્ ગણી છે. પોતે પાળેલા, માનેલા, સ્વીકારેલા ધર્મને પ્રાણથી પણ વહાલો ગણ્યાનાં જ્વલંત દૃષ્ટાન્તો આપણી સમક્ષ ઇતિહાસે ખડાં કર્યાં છે. એ ધર્મથી એઓ ભવસાગરને તરી ગયા છે. એ ધર્મની વિશિષ્ટતાથી એઓ આજે અમર થઈ ગયા છે.

જંગલી ભીલ હોય કે સુધરેલો માનવી હોય, આસ્તિક હોય કે નાસ્તિક હોય, ગમે તે હોય જ્યાં તેણે સૂર્ય, અગ્નિ, જળ, કુદરત, સાપ, ધન કીર્તિ, સત્તા વગેરેને પણ ઈશ્વરમાફક પૂજવાં પડશે. આ શું સૂચવે છે? એ જ કે માનવી પોતાના ખરા ધર્મને છોડતાં, ખરા ઈશ્વરને દૂર કરતાં તેની જગ્યાએ ખોટી વાસનાઓનું ઘર કરશે. પોતાના આત્માને તે છેતરશે, ને અધઃપાતને પંથે જશે. એક વસ્તુ જતાં એની જગ્યાએ જેમ બીજી વસ્તુને સ્થાન મળ્યા સિવાય રહેતું જ નથી, તેમ ખરો ધર્મ જતાં તેની જગ્યાએ બીજું કોઈ ખોટું તત્ત્વ જરૂર જડ ઘાલવાનું.

દુઃખ, શોક, સંકટને વખતે ધર્મ માનવીને વિશિષ્ટ પ્રકારનું ધૈર્ય, હિમ્મત વિચાર, પ્રેરણા,

વગેરે આપે છે, ને તે સમયે તેના મનને શાન્તિ અર્પે છે.

ધર્મને અને નીતિને ગાઢ સંબંધ છે. નીતિવિના ધર્મ નથી. ધર્મવિના નીતિ સંભવતી નથી. વ્યવહારમાં તો નીતિની ડગલે ને પગલે જરૂરિયાત છે. આ વસ્તુ શ્રદ્ધાવિના સાંપડતી નથી; વિશ્વાસવિના વાસો કરતી નથી.

દયા, પ્રેમ, પવિત્રતા, કરુણા, તપ, સ્નેહ, સત્ય, સદાચાર વગેરે ધર્મનાં જ અંગો છે. જેનામાં એ દૈવી ગુણોનો વાસ છે, તેઓનાં જીવન ખરેખર ધન્ય બનેછે. તેમનાં જીવન ખરેખર આદર્શ ગણાય છે.

પરના હિતને અર્થે અંતઃકરણમાં ભાવના કરવી, વિચાર કરવા ને સહૃદયતા રાખવી એ પણ ધર્મથી જ બને છે. જે માનવી આવું સાત્વિક વાતાવરણ ઉપસ્થિત કરે છે તેને તેમ જ જેને માટે તેણે એવા વિચાર સેવ્યા હોય છે તેને, આમ બન્નેને તે આશીર્વાદરૂપ નીવડે છે.

દેશની ઉન્નતિનો આધાર પણ ધર્મઉપર અવલંબે છે. પ્રાચીન ઇતિહાસો જોતાં જણાશે કે જ્યારે જ્યારે ધર્મનું વાતાવરણ ઉજ્જ્વલ હતું ત્યારે ત્યારે દેશની આબાદી અને ઉન્નતિ હતી.

ધર્મથી ભક્તો તરી ગયા છે. ધર્મથી સતો અમર થયા છે. ધર્મથી માનવીઓ સુખી થયા છે. ધર્મથી પામરો પવિત્ર બન્યા છે. ધર્મથી સઉ કોઈએ સાચી શાન્તિ અનુભવી છે. ધર્મથી રામરાજ્યની ઝાંખી થઈ છે. ધર્મથી અકલ્પ્ય બાબતો તરવર્યાના અખૂટ દાખલાઓ મોજુદ છે.

ધર્મ તો મૃતસંજીવની જડીબુટ્ટી છે. ધર્મ દૈવી છે. ધર્મ પૂર્ણ છે, ને તે પૂર્ણતાતરફ, જીવન-સાર્થકતાતરફ માનવીને દોરે છે. ધર્મ તો કલ્પવૃક્ષ છે. એમાં સઉ કાંઈ સમાયેલું છે. ધર્મ તો મૃત્યુ-સંસારે અમૃત છે.

ધર્મનું અસ્તિત્વ ન હોય તો અનીતિ વધે ધર્મ ન હોય તો અંધાધુંધી ભામે. ધર્મ ન હોય તો વ્યવહારમાં વાંધા પડે. ધર્મ ન હોય તો વિશ્વનો વસવાટ અકારો લાગે ધર્મ ન હોય તો જીવન આત્માવિનાના દેહ જેવું બને.

અંતમાં ધર્મ એટલે અંતરની શુદ્ધિ.  
ધર્મ એટલે સદ્‌ગુણોનું દિવ્ય ધામ.  
ધર્મ એટલે અમૃત-ઝરો.  
ધર્મ એટલે સાચા સુખનું સાધન.  
ધર્મ એટલે જીવનનો અમૂલ્ય પરાગ.  
ધર્મ એટલે અંધકારમાં ઝગમગતી જ્યોતિ  
ધર્મ એટલે જ્ઞાનનો મહાસાગર.  
ધર્મ એટલે સંસારસાગર તરવાની નૌકાનું સુદૃઢ સુકાન.  
ધર્મ એટલે ભવસાગરે સાચો સહાયક-ભેમિયો.  
ધર્મ એટલે પરમપદ પરલોક નો સાચો સાથી.

વિના ધર્મ સિદ્ધિ નથી.  
વિના ધર્મ રિદ્ધિ નથી.  
વિના ધર્મ શાન્તિ નથી.

વિના ધર્મ ઉન્નતિ નથી.
વિના ધર્મ સુખ નથી.
વિના ધર્મ કર્મ નથી.
વિના ધર્મ જીવન નથી.
વિના ધર્મ કંઈ નથી.

---

## સ્ત્રી વિભાગ.—(૧) 'કેળાંથી બનતી વસ્તુઓ'

[લેખક: શાંતા બહેન.]

ખારી વસ્તુઓ.

૧ રાયતું.
૨ ખડખડિયાં.
૩ ભજિયાં.
૪ રવૈયાં—કાચાનાં તથા પાકાંનાં.
૫ કેળાં ને મેથીની ભાજીનું શાક.
૬ કેળાંના લોટના પૂડા.
૭ લોટની પૂરી.
૮ કાચા કેળાં સૂકવીને કરેલો લોટ.
૯ લોટમાં મેથીની ભાજી મેળવેલાં પકવડાં.
૧૦ કાચા કેળાંની ચટણી.
૧૧ કાચા પાકા કેળાંનું અથાણું.
૧૨ કાચા કેળાંની છીણનો ચેવડો.
૧૩ કેળાંની છાલનું શાક.
૧૪ કાચા કેળાંની કચોરી.
૧૫ છાલનાં મુઠિયાં.
૧૬ છાલનાં પકવડાં.
૧૭ કેળાંનો ભાત.
૧૮ કાચા કેળાંની પૂરી.
૧૯ પાકા કેળાંની ભાખરી.
૨૦ કાચા કેળાંના ઘૂઘરા.
૨૧ ફૂંકણી કેળાં તળેલાં ખારાં.
૨૨ કેળાંના લોટની ખાંડવી.
૨૩ કેળાંના છીણની ખીચડી સીંગફળીના દાણા નાખીને.
૨૪ કેળાંનું શાક ત્રણચાર પ્રકારનું.

ગળી વસ્તુઓ.

૧ કેળાંનો હલવો.
૨ કેળાંનો શિરંજ.
૩ પૂરી.
૪ ફૂંકણી કેળાં તળેલાં ગળ્યાં.
૫ કાચા કેળાંની પૂરણપોળી
૬ કાચા કેળાંના ઘૂઘરા-ઘારી.
૭ કેળાંના લોટનાં માલપૂડા.
૮ પાકાં કેળાંની ગળી ભાખરી.
૯ કેળાંના અનારસાં ચોખાનો લોટ મેળવીને.
૧૦ પાકાં ફૂંકણી કેળાં નો મુરબ્બો.
૧૧ કાચા કેળાંની ખીર.
૧૨ કેળાંના લોટનો શીરો.
૧૩ કેળાંના લોટના લાડુ.
૧૪ કાચા કેળાંનો મુરબ્બો.

---

## લવાજમ:

જેમનું લવાજમ બાકી રહ્યું હોય તેમણે સભારંભમાં લાવવા કૃપા કરવી.

---

: : સાપ્તાહિક : :

Reg. No.B. 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવજીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ:

"જીવન ઘડો."

વર્ષ: ૫ અંક: ૩૧
સં. ૧૯૯૫, ફાલ્ગુન શુક્લ૦ ૧૪
શનિવાર
તા૦ ૪ : ૩ : ૧૯૩૯.

પત્રવ્યવહાર:
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૪-૦-૦
હિન્દબહાર : દશ શિલિંગ.

**શ્રી ચારિત્ર્યમન્દિર :**

વિદ્યાર્થીને ભણવા મૂકવા-યોગ્ય સંસ્થા.

દાન દેવાયોગ્ય સંસ્થા.

મદદ કરવા યોગ્ય સંસ્થા.

વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.

વિદ્યાર્થીમાં ચારિત્ર્યમાટે મથતી સંસ્થા.

સ્થલ: વડોદરા.

આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, ખાડ કાજીની ગલીમાં–વડોદરામાં. છોટાલાલ લાલભાઈ પટેલે, શ્રી. શ્રેયસ્સાધકવર્ગ તરફથી પ્રકાશક: ગોવિન્દલાલ જ્યે૦ ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી વિશ્વબંધ-ઉદ્યાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૪ : ૩ : ૧૯૩૯

## સદ્વચનો.

જ્યારે જ્યારે કોઈ અનાયાસ અનુકૂલતા આવી મળે ત્યારે ખરા અંતઃકરણપૂર્વક માનજો કે કોઈ મોટો લાભ થવાનો પ્રસંગ આવ્યો છે; પણ તેમ માનીને બેસી રહેતા નહિ. એમ ન જાણશો કે ઝાડઉપર ઉગેલી કળી કાલે જેમ ખીલેલા પુષ્પરૂપે આપોઆપ થઈ રહે છે, તેમ તે તમને તેની મેળે જ સુખ ઉપજાવનાર થશે. અનુકૂળતા એ કળી નથી પણ બીજ છે. તેને ઉગાડીને તમારે છોડ કરવાનો છે, અને પછી તેઉપર કળી આણવાની છે. માટે પ્રયત્ન કરો.

× × ×

અનુકૂળતાને હાથ પકડી લાવવા જરૂર નથી, પણ અનાયાસ જે આવી મળે તેપ્રતિ લેશ પણ અભાવ ન બતાવતાં તેમાંથી કેવી રીતે લાભને મેળવી લેવો તેનો પહેલી તકે વિચાર કરજો.

× × ×

ઉછરતું અથવા વિકાસ પામતું મન એ જ પ્રગતિમાન્ મન છે.

\+ + +

પ્રાર્થનાના બલથી કોઈ પણ મનુષ્ય કોઈ પણ સ્થિતિમાં રહીને તે પોતાને માટે કાર્ય કરી શકે છે, અને તેની દૃષ્ટિમાં જે લક્ષ્ય તેણે બાંધ્યું હોય છે ત્યાંપર્યન્ત તે ચઢે છે.

પ્રાર્થનામય અંતઃકરણનું વાતાવરણ દિવ્ય હોય છે. અને તેથી વાતાવરણ વિશ્વમાં જે કંઈ ઉપજાવી શકે એમ છે, તેમાંથી સર્વોત્તમ ત્યાં પ્રકટ થાય છે.

શ્રી ગુરુદેવ.

# શ્રી પુરુષાર્થસિદ્ધિ.

[ અનુસંધાન ગતાંક ૨૯ ના પૃષ્ઠ ૨૩૧ થી ]

આ પ્રકારે પ્રાર્થના કરી એકાગ્ર ચિત્તથી જલપ્રોક્ષણ કરવા માંડયું. એક પ્રહર જતાં આ શક્તિ સૌમ્ય રૂપને ધારણ કરતી ગઈ અને હસતાં હસતાં ગિરિઉપર ચઢવા લાગી. વીરેન્દ્ર પણ તત્કાળ તેની પાછળ આવ્યો.

આ રીતે આગળ પ્રવાસ કરતાં એક રમણીય સ્થલ આવ્યું. આ સ્થલની રચના વિલક્ષણ હતી, તેમાં એ નિર્ભયતાથી પ્રવેશ્યો કોઈ દેવમંદિર હોય એમ ભાન થયું. વાતાવરણમાં અગ્નિસમો વર્ણ પ્રકટેલો અનુભવ્યો સ્થૂલ દૃષ્ટિને પ્રતીત થાય એવું આ સ્થલ નહોતું. તે સ્થલમાં થોડો કાળ વીતી જતાં જડ પરમાણુઓ પલટાતાં ગયાં. પ્રાણની ગતિ મંદ થતી હતી છતાં અદ્ભુત બલ પ્રકટતું હતું. આ રીતના અનુભવમાં થોડો સમય વ્યતીત થતાં વીરેન્દ્ર સુખાનુભવમાં લીન થઈ ગયો એટલામાં દિવ્ય સ્વર આવ્યો કે 'સાવધાન થા.' આ શ્રવણ કરતાં સાવધાન થયો અને પ્રકટેલા મોહપ્રતિ જોતાં લજ્જાવશ થયો. વિચારે છે કે, અહો! મારાજેવાને પણ ક્ષણેક્ષણે મોહ પ્રકટે છે તો જગતના મનુષ્યો કે જે પ્રાપ્ત ભોગમાં જ રચીપચી રહે છે તેનામાં વિકારો રહે તેમાં શું આશ્ચર્ય? મિથ્યા મોહ જ બંધન કરનાર છે. પેલા મહિપાલેન્દ્રે જ્યારે સમુદ્રમાં પ્રવેશ કર્યો હતો ત્યારે મોહ પ્રકટતાં સાગરમાં ઉંડે ઉતરી જતો પોતાને અનુભવતો હતો. મારે પણ સાવધ રહેવું જોઈએ.

વિશ્વમાં જ્યાંત્યાં મોહની પ્રબળ સત્તા પ્રવર્તી રહી છે. તર્કપ્રધાન જેને માનતો હતો તે અનુભવગમ્ય થતાં મારા અજ્ઞાનપ્રતિ હાસ્ય ઉપજે છે છતાં આ જ પ્રાપ્તવ્યરૂપ હોય એમ માનવાનું નથી. મતિને સૂક્ષ્મ કરવાની આવશ્યકતા છે. આ પ્રકારના વિચારને સેવતો ગમન કરતો ત્યાંથી ચાલે છે કે 'પટ મ ર્ય શિરે લહે તેને રાત્રિદિવસ આનંદ છે.' આગળ ગતિ કરી રહ્યો છે જાણે પર્ણસમ હલકો હોય એમ વીરેન્દ્રને ભાન થતું હતું. જડતાને ધારણ કરી રાખનાર તત્ત્વ ન્યૂન થતું અનુભવાયું, તેથી વેગથી ગતિ કરતો જતો હતો આગળ વધતાં એક કમનીય દૃશ્ય જોયું. ઝગઝગતો પ્રકાશ જોઈને એને એવું અનુમાન થયું કે સૂર્ય સમીપ આવ્યો કે શું? નિકટ જતાં જાણ્યું કે સૂર્યસમા વર્ણનો પ્રકાશ છવાઈ રહ્યો છે. વળી સૂક્ષ્મ દૃષ્ટિથી નિરીક્ષણ કરતાં ગર્ભભાગમાં પ્રવેશ કર્યો. એક રત્નજડિત સિંહાસનપર દિવ્ય મૂર્તિ મંજુલ હાસ્ય કરતી દૃષ્ટિએ આવી તેમના દ્વારા કંઈ કંઈ સર્જન થતું જણાયું. પ્રેમથી ચરણમાં વંદન કરી અન્ય ભાગને જોતો વિચરતો હતો. સુંદર. આકર્ષક આ સ્થલનું દૃશ્ય જોતાં વિજયદંડ પ્રાપ્ત કરવાનું તેને વિસ્મરણ થયું. પોતે કોણ છે? ક્યાં આવ્યો છે? તેનું પણ અભાન થઈ જતું. પ્રાણની નિરુદ્ધ દશાને અનુભવતો રાજપુત્ર અકથ્ય આનંદને અનુભવી રહ્યો. અલ્પ કાલ વીતી ગયો. કાલનું પણ ભાન ભૂલતો ગયો અને કંઈક સાવધ થતાં નિશ્ચય કરતો હતો કે હવે હું તો આ સ્થલમાં જ રહીશ. કોઈ ક્ષણે કોઈ વસ્તુ ભેદાતી હોય એવું

શ્રવણ કરતો હતો પણ તેથી તેને ભય ઉપજતો નહોતો. સાનંદાશ્ચર્યમાં લીન થઈ ગયો હતો એવામાં ઉપરના ભાગથી આવતા શબ્દો સંભળાયા કે 'આગળ જા.' તત્કાલ જ સાવધાન થયો અને વિચારવા લાગ્યો કે સમજવા છતાં મારી મતિ કેવા ઉંધા નિશ્ચયો કરી લે છે. મતિઅનુસાર મન ગતિ કરે છે એ સત્ય છે ભલભલા બુદ્ધિમાન્ ગણાતા મનુષ્યો પણ ગોથાં ખાઈ જાય છે એ પણ મતિની સત્તાથી. હું વીરેન્દ્ર છું, અમુક નૃપતિનો પુત્ર છું, એ નિશ્ચય પણ બુદ્ધિએ જ કર્યો છે. નહિ તો વસ્તુતઃ વીરેન્દ્ર એવી કોઈ વસ્તુ જ નથી. નામરૂપાત્મક જગત્ મિથ્યા છે, એમ શાસ્ત્ર કહે છે એ વાત સાચી છે. શાસ્ત્રદૃષ્ટિથી મિથ્યાસરખો મનાતો જગત્વ્યવહાર સત્ય માનીને પ્રાણીમાત્ર અજ્ઞાનજનક વ્યવહાર કરે છે અને તેથી સંસ્કારને બાંધે છે, પુનઃ પુનઃ સંસારમાં આવાગમન કરે છે. આ સર્વનો મૂળ હેતુ બુદ્ધિ જણાય છે. વિચાર તો મનુષ્ય અનેક કરે છે, પણ મતિ જ્યારે નિશ્ચય કરે છે ત્યારે જ વિચાર ક્રિયામય બને છે. મારા અનુભવથી એ વાત તો મને સિદ્ધ થઈ ચૂકી છે. વિજયદંડ પ્રાપ્ત કરવો એ કાર્ય વિચારમાં જ જો રહ્યું હોત તો આ પરિણામને હું ન પામત; પણ પ્રાપ્ત કરવો છે એ નિર્ણય મારી મતિએ કર્યો કે તત્કાલ સર્વ કંઈ છોડીને હું પ્રવાસે નીકળ્યો અને આજ આ અગમ્ય સ્થલમાં આવી રહ્યો છું. સર્વના મૂલ કારણરૂપ તો માયા છે છતાં કાર્યના નિમિત્તરૂપ થનાર મતિ છે, મારાપર સદ્ગુરુનો અનુગ્રહ છે તથાં દૃઢ નિશ્ચય બાંધતા પૂર્વે મને સાવધાન કરે છે. અહો ! પેલી રમ્ય મૂર્તિ તો આગળ વધી રહી છે અને મને પણ 'આગળ જા' એવા શબ્દો સંભળાયા છે તેથી મારે અહીંથી ઊર્ધ્વે જવાનું છે એતો સિદ્ધ થયું છે, તો હવે વિકારને વશ વર્તી શામાટે સમય ગુમાવું ? સત્વર દિવ્ય શક્તિની પાછળ પ્રયાણ કરું. આમ બોલતાં ઉઠીને પ્રયાણ કર્યું.

પરવૈરાગ્યનો જેના હૃદયમાં હજી ઉદય થયો નથી એવો વીરેન્દ્ર પ્રવાસમાં વિવેકવૃત્તિને જાગ્રત્ રાખતો ચાલે છે. સાધકદશાનો એ પુરુષ ક્ષણમાં વિકારને-વશ વર્તે છે પણ સત્વર સાવધાન થઈ જાય છે. મનુષ્યના અંતરમાં રહેલા અનુદ્ભૂત સંસ્કારો એકકાલે નિવૃત્ત થતા નથી તે નિયમે વીરેન્દ્ર પણ પ્રવાસ કરી રહ્યો છે. યથાસમયે ઇશ્વરસ્મરણ યથાયોગ્ય કરે છે, એ નિશ્ચય ગુરુના શરણમાં આવીને એની મતિએ કરી દીધો હતો. તેથી જે જે પ્રસંગો આવી મળે ત્યારે બનતા પ્રયત્ને સ્મરણ જાગ્રત્ રાખવા યત્ન કરતો હતો. આ પ્રમાણે થોડા દિવસ ચાલતાં વ્યતીત થયા. એને પણ વિશ્રાંતિ લેવાની ઇચ્છા થઈ. એટલામાં દૂરથી વિશ્રામસ્થાન હોય એમ જણાતાં આનંદ પામ્યો. વિવિધ વિચાર કરતાં નિકટ આવી પહોંચ્યો. જોતાં જણાયું કે જલનો પ્રવાહ વહી રહ્યો છે. આ પ્રવાહને ઉલ્લંઘીને શી રીતે જવું એનો વિચાર કરે છે. સમર્થ યોગીલોકને જલતત્ત્વનો સ્પર્શ થતો નથી પણ એવા અધિકારને એણે પ્રાપ્ત કર્યો નહોતો. તેથી વિવિધ વિચારો કરી નેત્ર બંધ કરી એકાગ્ર ચિત્ત કરતો ત્યાં બેઠો. કર્મેન્દ્રિયોએ પોતાના સ્થૂલ વ્યવહાર છોડી દીધા હતા તેથી જડવત્ પ્રતીત થતો હતો. જ્ઞાનેન્દ્રિય કોઈ ઉચ્ચ વસ્તુને સ્પર્શી રહી છે એવું એની મુખમુદ્રા જોતાં સ્પષ્ટ જણાઈ આવતું હતું. આ સ્થિતિમાં અલ્પ કાલ વ્યતીત થઈ ગયો. પછી એક દિવ્ય શક્તિ સુરમ્ય ભુવનમાંથી પ્રકટ થઈ, ને વીરેન્દ્રને સ્વર્ગીય ભુવનમાં મૂકી દીધો. એના સ્પર્શથી વૃત્તિમાં કંપ

થતાં એ જાગ્રત્ થયો. જુએ છે તો પોતે ભુવનમાં પ્રવેશી ચૂકયો છે.

ચ્યવનને યૌવન મળતાં, ભગીરથને ગંગા પ્રાપ્ત થતાં સુદામાને અનંત સંપત્તિ મળતાં, અંધ જનોને દૃષ્ટિ ઉઘડતાં જે આનંદ થયો હશે તેનાથી શતગુણ અધિક આનંદ આ દર્શનથી રાજપુત્રને થયો.

આ તે મૃત્યુલોક છે કે સ્વર્ગ છે એવા સંભ્રમમાં પડી ગયો. બહારથી અંદર કોણે મૂકી દીધો તે પણ સમજાયું નહિ. પૂર્વે એ સ્થાનો જોયાં તેનાથી અદ્ભુત વૈભવ જણાયો. એપ્રતિ દૃષ્ટિ જતાં વિચારવા લાગ્યો કે આ તો અનંતઐશ્વર્યાધિપતિ દેવનું મંદિર હોય એમ ભાસે છે. મૃત્યુલોકના વિકાર મને પ્રતીત થતા નથી, તેથી નકી આ સ્વર્ગીય સ્થલ છે. જ્યાં દૃષ્ટિ કરું છું ત્યાં નીલ વર્ણ પ્રતીત થાય છે. સાયંકાલનો સમય જેમ ગંભીરતા પ્રસારે છે તેમ નીલ રંગ આંતર્ ગાંભીર્યને વધારી રહ્યો છે. જેમ જેમ ગિરિઉપર ચઢું છું તેમ તેમ ચિત્તની ચંચલતા શમતી જાય છે. શરીર ગતિ કરે છે અને પ્રાણની ગતિ ન્યૂન થતી જાય છે. મૃત્યુસમયે પ્રથમ પ્રાણની ગતિ વધે છે, પછી ધીમી પડે છે. દેહ જડતાને વધારતો જાય છે. પણ આ ક્ષણે મને તો તેથી ભિન્ન અનુભવ થાય છે. શરીરમાં વિલક્ષણ બળ પ્રકટતું જાય છે. ક્રમે ક્રમે હું હલકો થતો જાઉં છું. શાથી થાય છે એ હું સમજી શકતો નથી પ્રભુની ગહન ગતિ પ્રભુવિના મારાજેવો અલ્પજ્ઞ શું સમજી શકે ? હશે ગમે તે હોય, મારે શી ચિન્તા ? એમ વદતો ભુવનના પ્રત્યેક વિભાગનું નિરીક્ષણ કરવા ઉઠયો. ફરતાં ફરતાં એક દ્વારસમીપ બે અનુચરો ઉભા રહેલા જોયા. વીરેન્દ્રે તેને પૂછયું: ભાઈ! મારો પ્રવેશ અંદર થઈ શકશે ? દ્વારપાલોએ કહ્યું કે, પધારો. વીરેન્દ્ર ભીતર પ્રવેશ્યો. ભીતરની શોભા અલૌકિક હતી. પ્રત્યેક પદાર્થો નીલ વર્ણના હતા. એવાં જ રત્નોથી ત્યાંની ભૂમિ આચ્છાદિત હતી. પોતાને ત્યાં રત્નોના ભંડાર હતા છતાં આવાં રત્નો એણે કદી પણ જોયાં નહોતાં. કાંકરાથી જેમ બાલક રમે છે તેમ અહીં સર્વ રત્નથી રમતા હોય એમ જણાતું હતું. જોતો જોતો કંઈક ઉંડે ગયો એટલે એને એક દિવ્ય મૂર્તિનું દર્શન થયું. વિવિધ આયુધોને ધારણ કરી રહેલા દેવના ચરણમાં વંદન કર્યું. એ સચેતન મૂર્તિએ શિરે કર સ્થાપ્યો અને અનુગ્રહદૃષ્ટિ પ્રવાસી પ્રતિ સ્થાપી. વીરેન્દ્રે હૃદયભાવના ઉમળકાથી મનમાં સ્તુતિવચનો ઉચ્ચાર્યાં. પછી પુનઃ વંદન કરી મંદિરના બહારના ભાગમાં વિશ્રાંતિ લેવા બેઠો. જ્યારે સમય મળે ત્યારે જે કંઈ માર્ગમાં આવી મળે તેનાથી ક્ષુધાને નિવારતો હતો, પણ હવે તો તેને ક્રમે ક્રમે ક્ષુધાનું ભાન ઓછું થતું હતું. વિલક્ષણ આનંદના અનુભવમાં બેઠો છે એટલામાં જાણે ભયંકર આકૃતિઓ પ્રકટ થઈને અદૃશ્ય થઈ જતી હોય હોય એમ જણાવા લાગ્યું. કયાંથી આવે છે, કયાં જાય છે તે સ્પષ્ટ થયું નહિ. ફરીફરીને તપાસતાં જણાયું કે એ સ્વરૂપો એના પોતાના દેહમાંથી નીકળે છે. તરવાર લઈ સજ્જ થયો પણ, વાયુમય શરીરો એના હાથમાં પકડાયાં નહિ. કોઈ અત્યંત વિચિત્ર, કોઈ મહા ભય પમાડે એવાં, કોઈ સામાન્ય, એમ અનેક વિવિધ રૂપો પ્રકટીને અદૃશ્ય થતાં. ઘડીઘડી પોતાના અવયવોને જોતો, પણ કયાંથી નીકળે છે તે જણાયું નહિ; છતાં પોતાનામાંથી બહાર આવે છે એ પણ જોતો. ક્ષણભર આ

વ્યતિકરથી આશ્ચર્ય પામતાં વિચાર કરે છે કે, અહો ! આ શું થઈ રહ્યું છે ? આવા દિવ્ય વાતાવરણમાં આ પ્રકારનું દર્શન શાથી થાય છે ?

અત્યંત શુદ્ધ સ્થાનમાં મલિન વસ્તુનો પ્રવેશ થતો નથી અને આ બધાં રૂપો જોતાં તો લાગે છે કે આ મલિન સત્ત્વ છે. જો કે એ મને કંઈ પીડા કરતાં નથી, પ્રકટીને અદૃશ્ય થઈ જાય છે, વળી મારામાંથી જ પ્રકટે છે. આજસુધી તો મેં કદી મારામાં જોયાં નથી. પાસેની વસ્તુ ન જણાય એ પણ અસંભવિત છે, છતાં સંભવિત થઈ રહી છે. વિશ્વમાં આ પ્રકારનું બને છે એ તો મેં આ ક્ષણે જ અનુભવ્યું. જેમ મારાં નેત્ર તથા પૃષ્ઠ હું જોઈ શકતો નથી તેમ આ નિકટ રહેવા છતાં મારી દૃષ્ટિએ નહિ આવ્યાં હોય. ભયને પ્રકટ કરે એવાં રૂપો જોવા છતાં ભય પ્રતીત થતો નથી. જોકે આરંભથી જ ભયને વેગળો મૂકીને પ્રવાસે નીકળ્યો છું, કારણકે જ્યાંસુધી ભય રહે છે ત્યાંસુધી કોઈ પણ કાર્યની સિદ્ધિ થતી નથી. વ્યાપારીને પરદેશ જઈને ધન પ્રાપ્ત કરવું હોય તો તે વહાણમાં બેસતાં સમુદ્રમાં ડૂબી જવાનો ભય ધરે તો કદી ધન મેળવી શકતો નથી. ક્ષત્રિયને દિગ્‌વિજય કરવો હોય અને રણસંગ્રામમાં ઉતરતાં મૃત્યુનો ભય ધરે તો વિજયને કદી પ્રાપ્ત કરી શકતો નથી. વિદ્યાપ્રાપ્તિઅર્થે ગુરુઆશ્રમમાં પુત્રને મોકલનાર માતાપિતા, પુત્રનું શું થશે, એવો ભય સેવે તો કદી બાલકને વિદ્વાન ન કરી શકે. કાલિકાજેવી દેવીના ઉપાસક કાલિકાના પ્રત્યક્ષ દર્શનસમયે જો ભયભીત થાય તો કદી ઉપાસ્યનો અનુગ્રહ મેળવી ન શકે. મેં ઘણી વાર શ્રવણ કર્યું હતું કે ઉપાસના કરતાં ઉપાસક ભ્રમિત થઈ જાય છે. તેનું કારણ એક જ છે કે ભયનું અસ્તિત્વ, તેથી ભયને નિવૃત્ત કરી આ કાર્યમાં પ્રવૃત્ત થવું એ નિશ્ચય તો મેં કરી દીધો છે. કદાચ ક્ષણિક ભય પ્રકટે પણ ટકી શકતો નથી. યક્ષોના સામે પણ હું આ નિશ્ચયથી ભય પામ્યો નથી. તેથી આ ક્ષણે પણ મારે તો દ્રષ્ટા રહીને જોવાનું છે. મારા સંમુખ આવશે ત્યારે જોઈ લઈશ.

આવા પ્રકારના વિચારને સેવતો ઇષ્ટસ્મરણસહ તટસ્થ ભાવથી જોઈ રહ્યો છે. થોડા સમય પછી આ સર્વ વિલાઈ ગયું, અને તેની સાથે જ પોતાના શરીરના સમગ્ર પદાર્થોનું ભાન થવા માંડ્યું. તેમાં પણ અહોભાવ ન પામતાં અવલોકે છે. કયો પ્રાણ ક્યાં ક્યાં શું શું કરે છે, કઈ કઈ સૂક્ષ્મ નાડીઓ છે, આદિ સર્વ વસ્તુઓ હસ્તામલકવત્ જોઈ રહ્યો છે. અપૂર્વ શાંતિમાં સમય જાય છે.

એક દિવસ પ્રાતઃકાલે જાગ્રત થઈ જુએ છે તો પેલી શક્તિ આગળ ચાલવાની તૈયારી કરે છે. તત્કાળ વીરેન્દ્ર પણ પોતાનો ઉપસ્કર લઈને આ દિવ્ય ભુવનને નમસ્કાર કરતો માર્ગે પડે છે. પ્રકાશવતી થઈ રહેલી આ શક્તિ સીધી ચઢી રહી છે. વીરેન્દ્ર પણ તેની પાછળ ખેંચાતો ગયો. થોડો માર્ગ કાપ્યા પછી એક બીજી દિશાએ પગથી જતી જણાઈ. ક્ષણભર પ્રવાસી સ્તંભીને વિચાર કરે છે કે આ પથ ક્યાં જતો હશે. મારે એની ભાળ કાઢવી જોઈએ. કદાચ મારી ઇપ્સિત વસ્તુ ત્યાં મળે તેમ હોય અને હું અંધની પેઠે વળી જાઉં એ પણ ઠીક નહિ. જોકે આ શક્તિ યોગ્ય માર્ગે જ જતી હશે. આ ક્ષણપર્યંત ટેટ હું એની પાછળ પાછળ દોરાયો છું, અને તેથી શુભ જ મેળવ્યું છે

છતાં આ માર્ગે શું છે તે જોયા વિના ચાલ્યા જવું એ પણ યોગ્ય નથી. કદાચ ત્યાં વિપરીત અનુભવે થાય પણ તેની ખાતરી કર્યા વિના જોવાના સંસ્કાર નિવૃત્ત નહિ થાય, એ ઉંડેલા વેગપરથી અનુમાન થાય છે. કેટલાક બુદબુદ્‌સમા ઉંડેલા ચિંતનના તરંગો ક્ષણમાં શમી જાય છે અને દૃઢ થયેલા સંસ્કારો ફળ આપીને નિવૃત્ત થાય છે. મારો આ વિચાર અનુભવ કરાવીને જ શમશે એમ ભાસે છે.

(અપૂર્ણ.)

---

# બેસવાની ક્રિયાની શ્વસનક્રિયાપર થતી અસર

વ્યવહાર અને પરમાર્થ, યોગ કે ભોગ એ સાધવાનું મુખ્ય સાધન તે શરીર. શરીરનું આરોગ્ય હોય તો વ્યવહારસિદ્ધિનાં નોકરી, વ્યાપાર કે વિવિધ કલા સુંદર રીતે સાધી શકાય. આરોગ્ય હોય તો પરમાર્થસિદ્ધિનાં આસન, પ્રાણાયામ, જપ કે સ્વાધ્યાયાદિ સાધન પણ સાધી શકાય. શું આરોગ્યવિના સૂર્યોદયપૂર્વે ઉઠી શકાય? વ્યાયામ કે ઠંડા જલથી સ્નાન કરી શકાય? નહિ જ. તેથી જ કહ્યું છે કે: धर्मार्थकाममोक्षाणां आरोग्यं प्रथमं कारणम्. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, આ પુરુષાર્થચતુષ્ટયની સિદ્ધિ ઇચ્છનારને પ્રથમ આરોગ્યની અનિવાર્ય જરૂર છે. આરોગ્યના અનેક સાધનોમાં યથાર્થ શ્વસનક્રિયા એ મુખ્ય છે.

અન્નવિના મનુષ્ય અમુક દિવસ જીવી શકે, જલવિના પણ અમુક કાલ જીવી શકે, પરંતુ શું શ્વાસપ્રશ્વાસવિના જીવી શકશે? નહિ જ. શ્વાસપ્રશ્વાસ બંધ થતાં થોડી ક્ષણમાં જ જીવન નષ્ટ. શરીરમાં આ શ્વસનક્રિયા તો અખંડ ચાલુ હોય છે. રાત્રિએ નિદ્રાસમયે પણ આ ક્રિયા ચાલુ હોય છે. આ ક્રિયાનું બંધ થવું એટલે મૃત્યુ. આથી આ ક્રિયાનું મહત્ત્વ સહજ લક્ષમાં આવે એમ છે. આ ક્રિયા યથાર્થ રીતે ન થાય તો શરીર મહાન વ્યાધિનો ભોગ થાય છે. જ્યાંસુધી શ્વસનક્રિયા યથાર્થ રીતે થાય છે ત્યાંસુધી સામાન્ય વ્યાધિની પણ શરીરઉપર વિશેષ અસર થતી નથી. કહેવાય છે કે દાળ બગડી એટલે આખો વરો બગડ્યો. તે જ પ્રમાણે શ્વસનક્રિયામાં વિક્રિયા થઈ તો આરોગ્યની આશા શી? જેવી રીતે મિલની અંદર મુખ્ય ચક્રની (fly wheel) ગતિઉપર અન્ય નાનાં ચક્રોની ગતિનો આધાર છે તેવી જ રીતે શરીરરૂપી યંત્રમાં પણ શ્વાસ-પ્રશ્વાસન એ મુખ્ય ચક્રને સ્થાને છે. પચનક્રિયા, રુધિરાભિસરણની ક્રિયા મલોત્સર્ગની ક્રિયા વગેરે સર્વ ક્રિયા યથાર્થ ત્યારે જ થાય છે કે જ્યારે શ્વસનક્રિયા યથાર્થ-તાલબંધ થાય છે. ચિત્તની એકાગ્રતા સાધવામાં પણ શ્વાસપ્રશ્વાસની ક્રિયા આધારરૂપ છે. આથી સ્પષ્ટ થાય છે કે પ્રત્યેક મનુષ્યે પોતાની શ્વસનક્રિયા યથાર્થ રીતે થાય છે કે કેમ તેનું નિરીક્ષણ કરવું જોઈએ અને જો તેમાં ક્ષેપજેવું જણાય તો તે સુધારવા કાળજી રાખવી જોઈએ. વર્તમાનકાળમાં તો હજાર મનુષ્યમાં

એકની પણ શ્વસનક્રિયા ભાગ્યે જ યથાર્થ રીતે થતી હશે. મનુષ્યને અનેક વિદ્યાનું જ્ઞાન હોય છે પરંતુ પોતાના શરીરનું આરોગ્ય કેવી રીતે કુદરતી સાધનદ્વારા સાચવવું તેના નિયમોનું જ્ઞાન ઘણા ઓછા મનુષ્યોને હોય છે.

હવે શ્વસનક્રિયામાં મનુષ્યને બેસવાની ક્રિયા કેવી ઉપયોગી છે તે વિષે વિચાર કરીએ. શાળાઓમાં વિદ્યાર્થીઓપ્રતિ દૃષ્ટિ કરો ધર્મસભા, નાટ્યસૃષ્ટિ અને મનુષ્યોને એકત્ર થવાનાં સ્થાનપ્રતિ દૃષ્ટિ કરો. તેમની બેસવાની ક્રિયાનું અવલોકન કરો. શું જણાય છે ? થોડા અપવાદસિવાય સર્વ વાંકા બેઠેલા જણાશે. પુસ્તક વાંચતી વખતે, લખતી વખતે અને અન્ય ક્રિયા કે જે બેસીને કરવાની હશે તે સર્વ સમયે સર્વ વાંકા બેઠેલા જણાશે. કરોડ–મેરુદંડ–કમર અને છાતીનો ભાગ પણ વળેલાં ( વક્ર ) હશે. આ શું સૂચવે છે ? એથી સ્પષ્ટ થાય છે કે મનુષ્યોને પોતાની શ્વસનક્રિયાને આથી શું હાનિ થાય છે અને તેથી શરીરને કેવી હાની થાય છે તેનું જ્ઞાન નથી. આ પ્રમાણે બેસવાથી શ્વસનક્રિયા યથાર્થ થતી નહિ હોવાથી યથાર્થ પ્રમાણમાં હવા મળતી નથી. હવાનું પ્રમાણ પૂર્ણ રીતે નહિ મળવાથી પ્રાણવાયુનું પ્રમાણ પણ ઓછું. પ્રાણવાયુનું પ્રમાણ ઓછું હોય એટલે રક્તશુદ્ધિ ક્યાંથી થાય ? રક્તશુદ્ધિવિના આરોગ્ય ક્યાંથી ? આમ હોવાથી બાલ્યાવસ્થામાંથી જ સીધા બેસવાની ટેવ પાડવાની અનિવાર્ય જરૂર છે. અજ્ઞાન માબાપોને આ બાબતનું જ્ઞાન નહિ હોવાથી બિચારાં બાલકોને કેટલું સહન કરવું પડે તે સહજ લક્ષમાં આવે એમ છે.

યોગશાસ્ત્રમાં આસન એ અગત્યનું સાધન ગણાય છે તેનું કારણ પણ આપરથી સ્પષ્ટ થાય છે. આસન યથાર્થ ન હોય તો ચિત્તની એકાગ્રતા સાધી શકાય નહિ. ગીતા કહે છે કે: समं कायशिरोग्रीवं ... ... ... બેસવામાં વાંસો, માથું અને ડોકને સીધાં રાખવાં જોઈએ. આથી સ્પષ્ટ થાય છે કે પુરુષાર્થચતુષ્ટયની સિદ્ધિમાટે આરોગ્યનું રક્ષણ કરવાની ક્રિયામાં શ્વસનક્રિયા અત્યંત અગત્યની છે, અને તે યથાર્થ થવાને માટે અનેક સાધનમાંથી બેસવાની ક્રિયારૂપ સાધનનો હાલ તો વિચાર કરીશું. ઉપર દર્શાવ્યા પ્રમાણે કરોડ, વાંસો અને ડોકી સીધાં રાખી બેસવાથી શ્વસનક્રિયા યથાર્થ થવામાં ઘણી સહાય મળે છે. એ પ્રમાણે બેસવાથી હવા જોઈતા પ્રમાણમાં પ્રાપ્ત થાય છે. તેમ થવાથી આખા શરીરને અત્યંત લાભ આપનાર લોહીની શુદ્ધિ કરનાર પ્રાણવાયુ વિશેષ મેળવી શકાય. જો હવાનું પ્રમાણ ઓછું હોય તો પ્રાણવાયુ જોઈતા પ્રમાણમાં કેવી રીતે મળી શકે ? પ્રાણવાયુ પ્રમાણમાં મળતાં રુધિરની શુદ્ધિ યથાર્થ રીતે થાય છે. રુધિરની શુદ્ધિથી આરોગ્યની સિદ્ધિ થાય એ તો સ્વાભાવિક. બેસવા જેવી સામાન્ય ક્રિયા કેવી મહત્ત્વની છે તે હવે લક્ષમાં આવ્યું જ હશે. રેડ ક્રોસ ( Red Cross ) નામની પરોપકારી સંસ્થાતરફથી આરોગ્યના રક્ષણમાટે તૈયાર કરેલાં ચિત્રોમાંનું એક મારે વિદ્યાર્થીઓને બતાવી તેપરથી બેસવા જેવી સામાન્ય લાગતી ક્રિયામાં કેવી સાવધાનતાની જરૂર છે તે દર્શાવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો. તેમાં સીધા બેઠેલા અને વાંકા બેઠેલા બે મનુષ્યનાં ચિત્ર હતાં. તેમાં લખ્યું હતું કે "Sit upright Avoid stooping". આ ચિત્રમાં વાંકા બેસનારને T. B. હાડકાંના ક્ષયનો આવિર્ભાવ પડ્યો હતો. આ બેસવા જેવી નાની ક્રિયાનું વિશેષ મહત્ત્વ આ ચિત્ર જોતાં મને પણ

સમજાયું. બંધુઓ! હમેશાં સીધા બેસવાની ક્રિયાપ્રતિ લક્ષ આપો, બાળકોને આના લાભ સમજાવો. સાધકે તો ધ્યાન સાધવાનું છે, તોપછી તેની બેસવાની ક્રિયા યથાર્થ હોય એમાં શું આશ્ચર્ય! આમ છતાં કમરેથી વાંકા, ખૂંધા બેસવાની ટેવ હોય તો સાધક શીરીતે થવાય? આસન-પરથી પણ સાધકની પરીક્ષા થઈ શકે. વ્યાધિના દુઃખથી બચવું હોય, ડૉક્ટર સાહેબને દક્ષિણા આપવી ન હોય, સંબંધીઓને ચિંતાથી મુક્ત રાખવાં હોય, શરીરદ્વારા આનંદ લેવો હોય તો બરાબર બેસતાં શીખો. અન્યને પણ આ નાની ક્રિયાનાં લાભહાનિ દર્શાવી પુણ્ય પ્રાપ્ત કરો.

મ૦ ૫૦ શેલત.

---

# સ્ત્રીશક્તિ એટલે ?

વિશ્વની માતા.
સર્જનશક્તિ.
પાલક શક્તિ.
બાળકને ઘડનાર કુશલ શિલ્પી.
વ્યવસ્થાશક્તિ.
વાત્સલ્યની મૂર્તિ.
ધર્મની સંરક્ષિતા.
સત્સંસ્કારથી કુટુંબને દીપાવનાર.
ભાવિને સુધારનાર એક દિવ્ય તત્ત્વ.
બાલકભાગ્યવિધાતા.
સૌંદર્ય, કલાની દેવી.
શુદ્ધ પ્રેમની સરિતા.
સમય આવે સર્વસ્વ ત્યાગી શકનાર.
દુઃખસમયે ધૈર્યથી દુઃખ સહી પ્રસન્ન રહેનાર
સ્વલ્પને અનલ્પ કરનાર.
કરકસરથી ગૃહને દીપાવનાર
ગૃહની દીપમાલા.
ગૃહની આકાશગંગા
ગૃહની સુગંધિત વાટિકા.
ગૃહરાજ્યની રાણી
પુરુષને અનેક રીતે ઉપયોગી થનાર સન્મિત્ર.
ચતુર્વિધપુરુષાર્થની સિદ્ધિમાં સહાયક
દુર્બલ અંતઃકરણવાળા પતિને સબલ બનાવનાર.
ધર્મ સ્થાપનાર, ધર્મ ટકાવનાર, ધર્મ પ્રસારનાર.
બાલકનું ભાવિ વિચારી તેને યોગી, ત્યાગી કે વૈભવી રાખનાર.
બગડેલાને સુધારનાર.
અન્યને તૃપ્ત કરી તૃપ્ત રહેનાર–અન્નપૂર્ણા.
તન, મન, ધનથી સેવાવડે પરને રાજી કરનાર.
સંસારમાં સુખ અર્પનાર.
સંસારમાં અલૌકિકજ્ઞાન અર્પનાર.
સંસારમાં ભાર વહન કરનાર.
નવીન નવીન રચનાર
તુચ્છમાંથી ઉચ્ચ પ્રકટાવનાર.
ઉપયોગી મેળવી ઉપયોગી કેળવનાર.
સર્વ કંઈ સહી લઈ નિભાવી લેનાર.
એક્ષ્મીમતી રત્નની ખાણ.
પતિમાં ઈશ્વરભાવના ધરનાર, ઈશ્વરી.
ઉડાણે અંતઃપુરમાં રહેતી શુદ્ધ પ્રજ્ઞા.
સાક્ષાત્ પ્રકૃતિ.

પ્રજામાં મળીને પ્રકંપ પ્રકટાવનાર એક બળવાન સત્ત્વ.

યોગ્ય સ્ત્રી બનો, યોગ્ય સેવાભાવી દાસી બનો. યોગ્ય સ્વામિની બનો, પરિણામે દેવીસ્વરૂપ થતાં સાક્ષાત્ ઈશ્વરીરૂપે શોભાઓ.

મ૦ બહેન.

સર્વ પ્રસંગોને અનુકૂળ કરી લેવામાં જે કર્તવ્યપરાયણ રહે છે તે મનના સુખને ભોગવે છે. આખો દિવસ ગમે તે કામ કર કર કરવું અથવા એક ભણવાનું કે વેપાર કરવાનું કે એવું એક જ કામ નીચુ માથું ઘાલી કર્યા કરવું તે સાચી કર્તવ્યપરાયણતા નથી. ક્રોધ થવા જેવો પ્રસંગ આવતાં ક્રોધ ન કરતાં શાન્તિ જાળવવી, ઉદ્ધતાઈ ભરેલી વાણી બોલવાનો વેગ થઈ આવતાં તે ન બોલતાં પ્રેમવાળી વાણી બોલવી, કોઈ દોષ જોવાનો સમય આવતાં તે ન જોતાં તેના ગુણ વિચારવા, આવું દરેક બાબતમાં સારું કરવું તે કર્તવ્યપરાયણતા છે. ખાતી વખતે ઉત્તમ રીતે ખાવું, નહાતી વખતે ઉત્તમ રીતે નહાવું, રમતી વખતે ઉત્તમ રીતે રમવું, એમ આવી મળેલું દરેક કામ ઉત્તમ રીતે કરવું અને તેની ઉપયોગિતા વધારવી એ કર્તવ્યપરાયણતા છે હલકું છતાં જરૂરનું કામ કરવું તે કર્તવ્યપરાયણતા છે.

શ્રી ગુરુદેવ.

---

# * આરંભક વચનો.

પ્રિય બંધુઓ !

આ વિશ્વમાં પ્રાણીમાત્ર ક્રિયામય રહે છે એ સર્વત્ર દષ્ટિ કરતાં સ્પષ્ટ થાય છે. ક્રિયામાત્ર કોઈ પણ ઉદ્દેશને લક્ષ્ય ને જ થતી રહે છે, એ પણ સિધ્ધ છે. નિર્હેતુક ક્રિયા આ જગતમાં થઈ નથી અને થશે નહિ એ નિર્વિવાદ છે.

સમર્થ અવતારો તથા મહાપુરુષો ક્રિયાવાળા રહ્યા છે તેમાં પણ કોઈ કારણ શમાયેલું છે. જો કારણ ન હોય તો તેમની અવતરણક્રિયા મિથ્યા ઠરે પણ તેમ કદી હોતું નથી. ધર્મની સંસ્થાપના કરવા અનેક ભક્તોને ઉપાસનાનું ફલ અર્પવા, માનવપ્રજાનું કલ્યાણ સાધવાને, સર્વત્ર સાત્વિક આનંદ પ્રસારવાને ઈશવિભૂતિનું આ ભૂલોકમાં અવતરણ થાય છે. અને તેથી જ નિર્ણય થાય છે કે સામાન્ય તથા મહાન્ ક્રિયા કોઈ હેતુપુરઃસર જ વિશ્વમાં પ્રવર્તી રહી છે.

જેમાં ચેતનતત્ત્વ સ્થૂલ દષ્ટિએ પ્રતીત થતું નથી એવી ખનિજ તથા વનસ્પતિ સૃષ્ટિ, જેનાથી આપણે બળ, આનંદ, નિર્મલતા અનુભવીએ છીએ એવા સૂર્ય, ચંદ્ર, સરિતા, ઉદધિ વગેરે વસ્તુઓ ઈશ્વરના સંકલ્પથી સર્જન થઈ છે. તેનો શો હેતુ છે તે આપણને તેનાથી મળતા લાભથી જ્ઞાત થાય છે.

સર્વ કોઈ ક્રિયા કરી રહ્યા છે તેના કારણનો સૂક્ષ્મ મતિથી વિચાર કરતાં એ જ જણાય છે કે આનંદ પ્રાપ્ત કરવો, આનંદ આપવો.

આનંદ એક વિલક્ષણ ગુણ છે. આનંદથી જ મનુષ્યનું જીવન નિરામય રહે છે, ટકે છે. આનંદને પ્રાપ્ત કરવા સર્વત્ર સર્વ કોઈ પોતાના અધિકારાનુસાર, પોતાના મન્તવ્ય પ્રમાણે ક્રિયા

શ્રી ઈશ્વરભાઈ તત્પર થયા, અને ઉદારહૃદયી શ્રી નાથજીભાઈના ઉત્સાહથી વિરમગામમાં-સમારંભનો આરંભ થયો. શ્રી વિશ્વવંદ્યના વિશુદ્ધ સંયમી અંતઃકરણના બલવાન્ સંકલ્પથી ને ઇષ્ટના અનુગ્રહથી આપણે ચાળીશ વર્ષથી આધ્યાત્મિક સાધનો સાધવા ભાગ્યશાળી થયા છીએ.

શ્રી વિશ્વવંદ્યના તિરોધાન પછી શ્રીગુરુદેવના દિવ્ય સામર્થ્યથી, સંનિધિથી આપણે વિવિધ પ્રકારનાં નૂતન સાધનો સાધ્યાં. કોઈ સંકેતથી શ્રી ગુરુદેવનું પણ અદર્શન થયું. તે સમયે અજ્ઞાનાત્મ આપણા હૃદયમાં એમ થયુ કે હવે સાધનસમારંભનું પણ અદર્શન થશે. પરંતુ આદ્યસૃષ્ટાના સંકલ્પથી અને શ્રી ગુરુદેવના સત્તાબલથી, કૃપાથી સર્વના અંતર્માં સાધનનો વેગ જાગ્રત્ રહ્યો અને તેથી જ ઇષ્ટશ્રીના અદર્શન પછી પણ આ ત્રીજો સમારંભ ઉજવવા આપણે એકત્ર થયા છીએ.

પ્રિય બંધુઓ ! વિવિધ ઉંચા પ્રકારનો આનંદ કેવો હોય તે તો આપણે શ્રીગુરુદેવની અનેક રસભરી ચેષ્ટાથી અનુભવ્યો છે. વિષયાનંદમાં રમતી સાધકવૃત્તિને પલટાવવા કંઈ કંઈ નૂતન રચનાઓ ઇષ્ટશ્રીએ રચી અજન્ય આનંદનો અનુભવ કરાવવા સમારંભનિમિત્તે અતિ પરિશ્રમ કર્યો, કષ્ટો વેઠ્યાં એ સર્વને અનુભવસિદ્ધ વાત છે. આ કરવાનો એ જ હેતુ હતો કે આપણે બ્રહ્માનંદના ભોક્તા થઈએ.

હવે આ આનંદની પ્રાપ્તિઅર્થે શું કર્તવ્યરૂપ છે તેનો સહજ વિચાર કરીએ.

નિરતિશય આનંદમાટે પ્રથમ અંતઃકરણને શુદ્ધ અને સાત્વિક કરવાની આવશ્યકતા છે. રજસ્ તમસ્ આવરણવાળા હૃદયમા આ આનંદનું પ્રાકટ્ય થતું નથી. સ્વચ્છ કાચમાં જેમ દીપકનો પ્રકાશ અધિક પ્રસરે છે તેમ શુદ્ધ હૃદયમાં આનંદરૂપ બ્રહ્મનો આનંદ અધિક પ્રસરી રહે છે. તેથી અનેક સદ્વિચારોથી અંતઃકરણની શુદ્ધિ સાધવી એ પ્રથમ કર્તવ્યરૂપ છે. બીજું આનંદના કારણરૂપ ચિત્તવૃત્તિની એકાગ્રતા છે. વૃત્તિની એકાગ્રતાવિના બ્રહ્મની પ્રતીતિ થતી નથી. પ્રતીતિવિના બ્રહ્માનંદ ઉલટતો નથી, તેથી એક ધ્યેયમાં એકાગ્ર થવું એ મુખ્ય આવશ્યક કર્તવ્ય છે.

અનેક સદ્વિચારથી હૃદયની શુદ્ધિ થતાં ઉંચી કલ્પનાઓ ઉઠે છે પણ અનુભવજન્ય વસ્તુ તો એકાગ્રતાથી વા સંયમથી પ્રકટ થાય છે અને તેથી જ આ સમારંભમાં સંયમને પ્રધાનતા અપાઈ છે. સમારંભનાં સર્વ સ્થાનોમાં પૂર્ણ અનુકૂલતાવાળું સંયમનું સ્થાન શ્રી ગુરુદેવ રચતા હતા. ત્યાં સહજ પણ કોલાહલ ન થાય તેની સાવધાનતા રખાવતા. શા માટે ? સાધકને એકાગ્રતા સાધવામાં બહિર કારણ વિક્ષેપ ન કરે એ જ કારણ હતું. પુનઃ પુનઃ પ્રવચનો કરી એ જ ઉપદેશ આપતા કે 'સંયમને યોગ્ય રીતે સાધો.'

બંધુઓ ! ઈશ્વરાનુગ્રહથી આપણે કોઈ પણ ક્રિયાના વાસ્તવ સ્વરૂપને જાણવા શાસ્ત્રો ઉથલાવવા બેસી રહ્યા નથી. ઇષ્ટના બોધથી અને વિવિધ પ્રતિકૂલતાના મધ્યમાં બ્રહ્માનંદમાં ઝુલતા ઇષ્ટશ્રીના દર્શનથી આનંદનું સ્વરૂપ તથા સર્વ સ્થિતિમાં આનંદ મેળવી શકાય છે, એ અનુભવ્યું છે, દૃષ્ટિગોચર થયું છે.

આજથી સમારંભનો આરંભ થાય છે. સાત દિવસમાં સદ્વિચારથી અંતરની શુદ્ધિ સાધનાં સંયમકાલે ઉપાન્ત્યપ્રતિ અલ્પકાલ એકાગ્ર થઈશું ના અવશ્ય હૃદયાકાશમાં અનન્ત આનંદનો ક્ષણિક ચમકારો પણ અનુભવીશું. ક્ષણમાં પડીને અલોપ થતી વિદ્યુત ભૂમિના અનેક પડોને છિન્ન ભિન્ન કરી નાંખે છે તેનું કારણ વિદ્યુતમાં રહેલું સામર્થ્ય છે. તેમ બ્રહ્માનંદનો ક્ષણિક ચમકારો પણ વૃત્તિનું, વિચારનું, હૃદયનું પરિવર્તન કરવા સમર્થ છે તેથી અલ્પ કાળ આનંદનું ભાન રહે તોપણ તેથી વ્યગ્ર ન થતાં ફરી ફરી એકાગ્ર બનવા પ્રયત્ન કરવો જોઈએ. એકાગ્રતાના સાધનથીજ સાધનના પરિણામે ફલરૂપ દુઃખમાત્રની આત્યંતિકી નિવૃત્તિ ને પરમાનંદની પ્રાપ્તિ આપણે અનુભવીશું.

આરંભમાં જણાવ્યું હતું કે કારણવિના ક્રિયા થતી નથી. ક્રિયાના કારણરૂપ પરંતુ આનંદ છે. તેમ સ્વરૂપાનંદની પ્રાપ્તિના કારણને લીધે આ સત્ક્રિયા આપણે સાધી રહ્યા છીએ તેમાં પરમાત્મા બલ અર્પી સર્વને પરમાનંદના ભોક્તા કરો એ શુભેચ્છાસહ હાલ વિરમે છે

શ્રી૦ જગ૦ દેવી.

---

# શ્રી योगसार.

( અનુસંધાન ગતાંક ૬૦ ના પૃષ્ઠ ૨૩૬ થી )

આ અભિનિવેશની સત્તા સર્વ કરતાં વધારે છે. છેક ક્ષુદ્ર જન્તુઓથી માંડી મોટા મોટા વિદ્વાનો, દેવ તથા દાનવો આદિ સર્વમાં આ વિકાર રહેલો છે. સૂક્ષ્મ જન્તુઓને પણ મરણ થાય તેવી સ્થિતિમાં આપણે મૂકીએ છીએ તો તે કંપી ઉઠતા જણાય છે. નાનું બાળક વાઘણી સમજતું નથી, વાઘ વરૂથી ભય પામતું નથી. પણ તેના શરીરને પણ એવી સ્થિતિમાં ધરવામાં આવે કે જેથી તેનું મૃત્યુ થવાનો સંભવ આવે તો તે બાળક અનેક પ્રકારે તરફડીયાં મારી એ સ્થિતિને દૂર કરવા સ્વભાવથી જ પ્રયત્ન કરતું જણાશે. દેવો પણ નિરંતર રહેવા માટે, અમર થવા માટે અનેક પ્રયત્ન કરે છે અને જ્યારે દાનવો આદિથી એમને પ્રહાર થવાનો યોગ આવે છે ત્યારે અનેક પ્રકારે પોતાનું રક્ષણ કરે છે ઇત્યાદિ શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ અને પુરાણોથી જણાય છે. તેથી આ વિકારની સ્થિતિ જગતમાં સર્વત્ર દેખાય છે. બ્રહ્મજ્ઞાનીજેવા અને જ્ઞાની પુરુષો પણ આના પંજામાંથી બહાર નથી. રાત્રિદિવસ બ્રહ્મકથાવાર્તા કરનારા પણ જ્યારે અસાધ્ય વ્યાધિ થાય છે અને તે નક્કી આણશે એવું અનુમાન થાય છે ત્યારે એ અનુમાનથી જ તેમનાં ગાત્ર શિથિલ થઈ જાય છે અને ગેરજ ફરતી આંખોના તેમને કાળ સેર જેવો લાગે છે. કોઈ આશ્વાસન કરે છે તો તેના પ્રતિ તેમનું મન ઠરતું નથી પણ તેમ શરીર ત્યાગાદિ ક્રિયા પ્રાણીની ઐક્ય પ્રતીતિ એ મનુષ્ય સ્તબ્ધ થઈ જાય છે તેમ

---

* શ્રી સાધનસમારંભનિમિત્તે.

આ પુરુષો મૃત્યુના ત્રાસથી સ્તબ્ધ થઈ ગયેલા દેખાય છે. નથી રૂચતું તેમને ખાવાનું, નથી રૂચતું પીવાનું. નથી તો તેમને સંગીત આનંદ આપતું કે નથી સગાંવહાલાંનાં મુખ આનંદ આપતાં. બ્રહ્મચિંતન તેમને સાંત્વન કરતુ નથી અને કોઈ રીતે શાન્તિ વળતી નથી પણ તેમનું મન નિરંતર ભયમાં જ લાગી રહેલું રહે છે. આટલામાં જો વ્યાધિ અસાધ્ય મટી સુચિન્હો દેખાય છે ને તેને જીવનની આશા બંધાય છે કે તરત જ તે પુરુષ પાછો વાઘ જેવો થઈ જાય છે. આ સ્પષ્ટ જણાવે છે કે આ અભિનિવેશનું કેટલું બલ તેનામાં હતું. સંન્યાસીઓ ગૃહ છોડે છે, સ્ત્રી છોડે છે. ધન છોડે છે પણ તેમની સ્થિતિ પણ આથી ચઢીઆતી દેખાતી નથી. જે પુરુષો વિતરાગ થયેલા હોય છે, જેમને કોઈ માન આપે છે કે અપમાન આપે છે તો તેમાં લાગણી થતી નથી, ધનાદિ પ્રિય પદાર્થો જતા રહે છે તો જેઓ વિવિધ વિચાર અને યુક્તિથી ચિત્તને શાન્તિમાં સ્થાપી શકે છે તેવા પણ મરણના ભયથી કંપી ઉઠે છે. માત્ર જે જીવન્મુક્ત છે, જેની અવિદ્યા તત્ત્વજ્ઞાનથી, વિવેકસાક્ષાત્કારથી જતી રહી છે તે મહાપુરુષો જ આ વિકારને પોતાને અધીન વર્તાવે છે. તેમનામાં આ વિકાર દેખાતો નથી. તેઓ પણ જ્યારે વ્યુત્થાનને સેવતા હોય છે અને એકાએક વિજળી પડે છે તો તેઓ પણ ચમકી ઉઠે છે, એ શાથી ? એમનામાં તત્ત્વજ્ઞાનનો ઉદય થયો છે તેથી અવિદ્યા જતી રહી છે પણ અવિદ્યાની વાસના, અવિદ્યાના સંસ્કારો જતા રહ્યા નથી. અવિદ્યાના સંસ્કારો ચિત્તમાં પડેલા હોય છે અને તે તો જ્યાં સુધી ચિત્તની સ્થિતિ હોય ત્યાં સુધી રહે છે. દોરડીનો દાહ થાય પણ દોરડીનો જે આમળો દેખાવા કરે છે, તે તો જ્યારે એની રાખને પણ વિખેરી નાંખવામાં આવે ત્યારે જ જતો રહે છે. આશ્રયનો નાશ થાય, આશ્રયરૂપે ચિત્તનો પ્રકૃતિમાં આત્યંતિક લય થાય ત્યારે જ અવિદ્યાના સંસ્કારો નષ્ટ થઈ જાય છે. આથી અવિદ્યાના સંસ્કારો રહેલા હોવાથી અભિનિવેશના સંસ્કારો પણ સ્થિત થયેલા હોય છે. તેથી વિજળી પડતી વખતે તત્ત્વજ્ઞાનની વૃત્તિમાં લીનતા નહિ હોવાથી આ દગ્ધ થયેલી અવિદ્યા તથા અભિનિવેશ પણ એક વાર ઊંચું ડોકુ કરે છે, અને તેથી એ પુરુષો પણ ક્ષણવાર ચમકે છે. એ તો સિદ્ધ છે કે એ જીવન્મુક્ત પુરુષોને દ્વિતીય ક્ષણે જ સાવધાનતા પ્રાપ્ત થાય છે અને એ સર્વ વ્યતિકર સ્વપ્નસરખો થઈ રહે છે. એમને મરણનો ત્રાસ હોતો નથી કેમકે અવિદ્યા દગ્ધ થઈ ગઈ છે તેથી કંપ વગેરે વિશેષ ચાલતા નથી. એમને ભોગ માત્ર ગૌણ ભોગ અથવા આભાસરૂપ ભોગ હોય છે છતાં આ અભિનિવેશથી થતું જે કાર્ય તેને મળતું કંઈક ચિહ્ન એમને પણ એક ક્ષણભર પણ પ્રતીત થાય છે એ જ આ અભિનિવેશની સત્તા બતાવે છે. આ જીવન્મુક્ત પુરુષો બાદ કરીએ તો ઈતર સર્વમાં આ વિકાર પ્રબળ વેગમાં રહેલો છે. આમ હોવાથી જ દેહાત્માધ્યાસ છેવટે છૂટે છે એમ શાસ્ત્ર કહે છે.

આ અભિનિવેશ આટલુ બળ શાથી પામ્યો છે એ વિચારતાં સુજ્ઞને તરતજ સમજાય છે કે સૌથી મોટામાં મોટું દુઃખ તે મરણ છે એમ સ્વભાવથી જ માનેલું છે. સર્વ સાધનો સાધવાનો યોગ શરીર હોય તો જ આવે છે, સર્વ સુખનો ભોગ શરીર હોય તો જ થાય છે. તેથી સર્વને સ્વભાવથી જ આ વિકાર રહેલો છે અને તેથી જ એને Instinct of Self Preservation એવું

પાશ્ચાત્ય વિદ્વાનો નામ આપે છે. પેટમાં ચૂંક નાંખતી એની વેદના કેટલી છે, દાદ દુઃખતી એમાં કેટલું દુઃખ છે તેનો એક વાર જેને અનુભવ થયો હોય છે તે જ તે જાણી શકે છે. તે જ પ્રમાણે મરણમાં કેટલું દુઃખ છે તેનું જ્ઞાન પણ તેના અનુભવથી જ થઈ શકે છે. સર્વ જીવોને એક સરખી રીતે રહેલો આ મરણના ત્રાસરૂપ અભિનિવેશ ક્યારે થઈ શકે છે કે જ્યારે એક વાર નહિ પણ અનેક વાર મરણનાં દુઃખનો અનુભવ થયો હોય ત્યારે જ. માત્ર સાંભળ્યાથી કે વાંચવાથી કે બીજાનું મરણ જોવાથી આવો બળવાન્ વિકાર થવો સંભવતો નથી. તેથી જ આ અભિનિવેશ સ્પષ્ટપણે સૂચવે છે કે એ જીવોને મરણનો અનુભવ થવો જ જોઈએ. ત્યાં એ અનુભવ વર્તમાન જન્મમાં તો થવો અસંભવ છે. વર્તમાન જન્મમાં તો તે જીવો જીવે છે સ્થૂલ શરીર સાથે સંયુક્ત છે તેથી એ અનુભવ પૂર્વ જન્મનો હોવો ઘટે છે. પૂર્વજન્મમાં મરણનો અનુભવ થયેલો તે ઉપરથી તેના દુઃખનો જે સંસ્કાર ચિત્તમાં પડ્યો છે તે જ આ જન્મમાં જન્મથી જ મરણનો ત્રાસ ઉપજાવે છે. આ રીતે આ અભિનિવેશ સ્વભાવથી જ—સંસ્કારથી જ—પૂર્વ પૂર્વ જન્મના સંસ્કારથી જ વહન થનાર છે અને તેથી જ સ્વરસવાહી કહેવાય છે. સ્વરસ એટલે સ્વભાવ અથવા સંસ્કાર. અહિં કોઈ કહે કે સર્વમાં આ વિકાર જોવામાં આવે છે તેની ઉપપત્તિ વર્તમાન જન્મના અનુભવથી કરીએ તો થાય તેમ છે. વર્તમાન જન્મમાં ઇતર મનુષ્યોને મરણ પામતાં જોવાથી તેમના અંગની વિકૃતિના પ્રત્યક્ષથી તેમને થતાં દુઃખનું અનુમાન થાય છે અને તેને લીધે મરણસમયે બહુ દુઃખ થતું હશે એમ અનુમાન થઈ મરણનો ત્રાસ ઉપજે છે, અથવા તો શાસ્ત્રમાં અને કવિનાં વર્ણનમાં મરણનાં દુઃખોનું વર્ણન કરેલું છે તે ઉપરથી એ ત્રાસ ઉપજે છે. આમ જો કોઈ કહે તો જણાવવું જોઇએ કે એ કહેનાર અભિનિવેશનું સ્વરૂપ બરાબર સમજતો નથી. જો મોટી ઉમર થાય કે જ્યારે સમજણશક્તિ આવે છે ત્યારે જ મરણનો ત્રાસ થતો હોય તો કદાચ આવું પણ માની શકાય કે બીજાના મરણના દુઃખના અવલોકનથી અથવા વાંચવા સાંભળવાથી એ ત્રાસ થતો હશે. પણ છેક નાના બાલકોમાં અને પશુ, પક્ષી, કૃમિ આદિ સર્વમાં એ દેખાય છે. એમને શાસ્ત્રનું શ્રવણ કરવાનો યોગ આવ્યો નથી, તેમ જ બીજાનું મરણ જોવાનો પણ યોગ આવ્યો નથી છતાં એમનામાં મરણના ત્રાસરૂપ અભિનિવેશની સ્થિતિ છે. તેથી આ રીતે એની ઉપપત્તિ થઈ શકે તેમ નથી જ તેમ જ કોઈ કહે કે દુધપાન એ શરીરના નિભાવ માટે આવશ્યક છે એવું માતપિતા જાણે છે અને એ જ્ઞાનનો સંસ્કાર બાળકમાં ઉતરે છે તેથી તેની દુધપાન કરવા પ્રવૃત્તિ થાય છે. માતાપિતામાં ક્ષય, પગનો નજળો, ઉપદંશ આદિ વ્યાધિ હોય છે તો એ વ્યાધિના સંસ્કાર પુત્રપુત્રીમાં ઉતરે છે તેપ્રમાણે માતાપિતામાં મરણનો ત્રાસ છે તેથી તેની સંક્રાન્તિ પુત્રપુત્રીઆદિ પ્રજામાં થાય છે આમ કોઈ મનાવવા માગે તો તે પણ યોગ્ય નથી. આ પ્રમાણે વારસામાં કેટલાક વ્યાધિઓ કેટલાક ગુણો ઉતરે છે એ સત્ય છે પણ એ નિયમ પ્રસ્તુતમાં લાગુ પડી શકે તેમ નથી. માતાપિતામાંથી કોઈને દુષ્ટ સ્પર્શ થવાથી ઉપદંશ થાય છે તો તેની સંક્રાન્તિ પુત્રપુત્રીમાં થાય એ સંભવે છે માતાપિતામાં સ્વતંત્ર કારણથી ઉપદંશ કે પગનો નજળો કે દ્રવ્ય કે ગણિતાદિનું જ્ઞાન ઇત્યાદિ સર્વની ઉપપત્તિ થઈ

શકે છે અને તેથી જ તેની સંક્રાન્તિ પુત્રપુત્રીમાં માની શકાય છે. પણ પ્રસ્તુતમાં તેમ નથી માતાપિતામાં પણ તેમના જન્મથી જ તેમને મરણનો ત્રાસ દેખાય છે. તેમને કંઈ જન્મસમયે નહોતો અને મોટી ઉંમરે થયો છે એમ નથી. તેથી જેમ પ્રકૃતમાં એ ત્રાસની ઉપપત્તિ થતી નથી તે જ પ્રમાણે માતાપિતામાં પણ જન્મથી દેખાતો ન હોવાથી બીજાનાં મરણના અવલોકનથી તેમનામાં થયો છે એમ કહી શકાય તેમ નથી. તેથી માતાપિતામાં તેમના માતાપિતામાંથી આવ્યો, તેમનામાં તેમનાં માતાપિતામાંથી આવ્યો ઇત્યાદિ કથન પણ અંધપરંપરા જ છે. એક આંધળાને દોરનાર બીજો આંધળો, તેને દોરનાર ત્રીજો આંધળો એમ ઉપપત્તિ થઈ શકતી નથી પણ એ આંધળાને દોરનાર કોઈ સચક્ષુ માણસ ( દેખતો માણસ ) છે એમ જ માનવું યોગ્ય છે. તે જ પ્રમાણે આ જન્મની સાથે જ દેખાતો મરણનો ત્રાસ તેની ઉપપત્તિ કોઈ સ્થળે પણ થવી જોઈએ. અને તે ઉપપત્તિ સરલપણે પોતાનો અનુભવ સ્વીકારવાથી જ થઈ શકે છે. જેને જેને મરણનો ત્રાસ થાય છે તેને સર્વને એ થવાનું કારણ તેણે પૂર્વ જન્મમાં અનુભવેલું મરણનું દુઃખ છે. તે જન્મમાં પણ તેને મરણનો ત્રાસ થાય છે તેનું કારણ પૂર્વ જન્મમાં અનુભવેલું મરણદુઃખ છે. આમ લેવામાં દોષ આવતો નથી કેમકે સંસાર અનાદિકાલથી પ્રવર્તેલો છે તેથી કોઈ પણ જન્મ એવો નથી કે જેની પૂર્વે જન્મ નહિ હોય. અંકુરમાંથી બીજ અને બીજમાંથી અંકુર એમ માનવામાં અનવસ્થા આવે છે પણ તે પ્રમાણે સિદ્ધ અનવસ્થા હોવાથી દોષરૂપ મનાતી નથી. તે જ પ્રમાણે સંસારનું અનાદિપણું સર્વએ સ્વીકારવું જ પડે છે અને તે સ્વીકારતાં જન્મ અને મરણ, મરણ અને જન્મ એમ પ્રવાહ જ ચાલેલો રહે છે. તેથી આ ત્રાસની ઉપપત્તિ થઈ શકે છે. આથી આ મરણના ત્રાસથી પૂર્વ જન્મની સિદ્ધિ અને તેથી જીવનું અનાદિત્વ પણ સિદ્ધ કરી શકાય છે. સ્થૂલ શરીરના મરણથી જીવનું મરણ થતું નથી પણ જીવ ત્યારપછી હૈયાતીમાં રહે છે એ સિદ્ધ કરી શકાય છે. એમ હોવાથી જ આ જન્મોજન્મ જણાતો અભિનિવેશ સર્વમાં દૃષ્ટ થાય છે અને તે પણ જન્મથી જ તેથી એ સ્વરસવાહી સ્વીકારાય છે. શ્રીયોગસૂત્રકાર પણ આ વિકારનું સ્વરૂપ બતાવતાં કહે છે કે **स्वरसवाही विदुषोऽपि तथारूढोऽभिनिवेशः** ॥ ૨.૯ ॥ કોઈ કોઈ સ્થલે આ સૂત્રનો આવો પાઠ પણ છે કે **स्वरसवाही विदुषोऽपि तन्वनुबन्धोऽभिनिवेशः** ॥ એ સૂત્રનો અર્થ એ છે કે શાસ્ત્રનાં શ્રવણ, મનન આદિ કરેલાં ( પણ વિવેકખ્યાતિરૂપ તત્ત્વજ્ઞાનને નહિ પામેલા ) એવા વિદ્વાનોમાં પણ ( અર્થાત્ અવિદ્વાન્ તથા વિદ્વાન્ બંનેમાં ) રહેલો આ તનુ એટલે સ્થૂલ શરીર તેના છૂટવાના ત્રાસરૂપ અભિનિવેશ છે અને તે સ્વરસવાહી છે, પોતાના સંસ્કારથી ઉત્તરોત્તર વહન થનાર છે. આ મરણનો ભય તે મુખ્ય અભિનિવેશ છે. પણ એનો અર્થ જરા વિસ્તૃત કરી અભિનિવેશ એટલે ભય એવો ગૌણ અર્થ પણ એનો કરાય છે. અને એ અર્થમાં જે પુરુષો અણિમાદિ અષ્ટ ઐશ્વર્યને પામ્યા છે અને તે સાધનવડે દિવ્ય અને અદિવ્ય શબ્દાદિ પાંચ વિષયોના ભોગને પામ્યા છે તેમને ' રખેને એ ઐશ્વર્ય જતું રહે રખેને એ દશવિધ ભોગ જતો રહે ' એ પ્રકારનો એ આઠ ઐશ્વર્ય અને દશવિધ વિષયોના વિનાશનો ભય થાય છે તે ભય પણ અભિનિવેશ ગણાય છે. આને જ અષ્ટાદશ પ્રકારનો

અંધતામિસ્ર નામ શાસ્ત્રકારો આપે છે. શ્રીસાંખ્યકારિકામાં કહ્યું છે કે भेदस्तमसोऽष्टविधो मोहस्य च दशविधो महामोहः। तामिस्रोऽष्टादशधा तथा भवत्यन्धतामिस्रः ॥ ૪૮ ॥ અવિદ્યારૂપ તમસ્ આઠ પ્રકારનું છે, અસ્મિતારૂપ મોહ પણ આઠ પ્રકારનો છે. રાગરૂપ મહામોહ દશ પ્રકારનો છે, દ્વેષરૂપ તામિસ્ર અઢાર પ્રકારનો છે અને અભિનિવેશરૂપ અંધતામિસ્ર તે પણ અઢાર પ્રકારનો છે. આ તમસ્-આદિ પાંચ ભેદ તે વિપર્યય, અશક્તિ, તુષ્ટિ, અને સિદ્ધિરૂપ બુદ્ધિના ભાવમાં જે વિપર્યય પૂર્વે કહ્યો છે તેના છે.

( અપૂર્ણ. )

---

## સર્જનબલની આવશ્યકતા.

ભિન્ન ભિન્ન અનેક શક્તિઓ, કળા, સામાન્ય જ્ઞાન, આવશ્યક પ્રાપ્ત ક્રિયાઓ થની જ્યાં ત્યાં જોવામાં આવે છે પરંતુ સર્જનસામર્થ્ય કોઈ વિરલમાં જ પ્રતીત થાય છે. એ બળ જેનામાં હોય છે તે જ સર્વના ઉપર આધિપત્ય ભોગવે છે. સર્જનક્રિયામાં એવું વિલક્ષણ સામર્થ્ય છે કે જે પ્રાપ્ત થયા પછી વસ્તુમાત્રનો પ્રાદુર્ભાવ થાય છે. વિશ્વાંતર્ગત પ્રત્યેક પદાર્થોનું નિરીક્ષણ કરતાં જણાય છે કે એ સ્વતઃ સૃજાયેલાં નથી. એ પણ કોઈ સર્જનશક્તિથી જ પ્રકટ થયાં છે. ઈશ્વરની સર્જનશક્તિથી સૃષ્ટિનું પ્રાકટ્ય થયું છે અને તેથી સર્જન કરવાનું બળ પરમાત્માનું ગણાય છે. એ બળથી પ્રાણીમાત્રપર તેમની સત્તા પ્રવર્તે છે.

આ જગતમાં એક એવો નિયમ દૃષ્ટિગોચર થાય છે કે મહાનુભાવી ઉદાર પુરુષો વા સદ્ગુરુ પોતાનું સામર્થ્ય યોગ્ય અધિકારીને નિરંતર આપતા રહે છે, એ જ નિયમને વશ વર્તેલા ઈશ્વર પણ જણાય છે. વિશ્વનું સર્જન કરીને ઈશ્વરે સર્જનસામર્થ્ય પોતાનામાં જ રાખ્યું છે એમ નથી પણ એક અદ્ભુત વસ્તુ ઉત્પન્ન કરીને તેના ગર્ભભાગમાં આ સામર્થ્યનું પ્રદાન કર્યું છે. એ વસ્તુ તે મનુષ્ય છે. સર્જનબળને પ્રકટાવવાની કળા સિદ્ધ થતાં મનુષ્ય જે કંઈ ધારે છે તે કરી શકે છે, અને તેથી જ પ્રત્યેક મનુષ્ય ઈશ્વરના અંશરૂપ છે એમ સત્પુરુષો દર્શાવે છે. દેવાદિકમાં માત્ર ભોક્તૃત્વ છે. સાંકેતિક ઈશવિભૂતિ સંકેતાનુસાર કાર્ય કરે છે; પણ માનવદેહમાં તો સ્વભાવસત્તાના બળે સર્વ કંઈ કરવાની સ્વતંત્રતા છે, તેથી મનુષ્યદેહ દેવોને પણ દુર્લભ મનાય છે.

પરમાત્માના સર્જનબળથી વિશ્વનો આરંભ થયો અને મનુષ્યના બળથી દરેક યુગે યુગે વિલક્ષણ વ્યતિકરો બન્યા અને એ જ બળથી આપણે આજે પણ કંઈ કંઈ સુખાનુભવ કરીએ છીએ.

આપણા ગૃહમાં રહીને હજારો ગાઉ દૂર સંદેશા મોકલી શકીએ. એચાર કલાકમાં ઘણે દૂર પહોંચી જઈએ, તેલ કે દીવાસળીવિના દીવા પ્રકટાવીએ, ઈચ્છા થાય તો લંડનમાં થતું ભાષણ

તથા સંગીત શ્રવણ કરીએ, દૂરદેશસ્થિતની ખબર તત્કાલ જાણી શકીએ, ગગનમાં તથા જળ ઉપર પ્રવાસ કરીએ, વિશીર્ણ થયેલા દેહનો સ્વર રેકર્ડદ્વારા સાંભળી શકાય, નહિ જોયેલા મનુષ્યના હાવભાવ ચિત્રદ્વારા જોઈ શકીએ, શાથી ? મનુષ્યના સર્જનસામર્થ્યથી.

આજથી બસો ત્રણસો વર્ષના મનુષ્યોને કોઈએ પૂછ્યું હશે તો તેણે એ જ ઉત્તર આપ્યો હશે કે આ વસ્તુઓ તદ્દન અસંભવિત છે. બે ચકમકના પથ્થર ઘસીને અગ્નિ પ્રકટાવનારના મગજમાં વિદ્યુતથી દીવા થઈ શકે એ વાત ક્યાંથી હસે ? આજે આપણે તેનો પ્રત્યક્ષ અનુભવ કરીએ છીએ અને તેથી સ્પષ્ટ થાય છે કે માનવહૃદયમાં નવું નવું સૃજવાનું બળ છે આ પ્રકારની શોધ કરવી એ નિશ્ચય થતાં તેના શોધકોમાં સર્જનબળની જાગૃતિ થતાં વિશ્વમાં તે પ્રત્યક્ષ થઈ

હાલના વિજ્ઞાનીઓએ સ્થૂલ સાધનોથી આ બળને જગાડ્યું, તેનાથી કંઇક ચઢતી કળા વાળાએ દીપકરાગ ગાઈને દીવા પ્રકટાવ્યા, મલ્લાર ગાઈને વૃષ્ટિને આકર્ષી, ગંગાલહરીના ગાનથી ગંગાને એક એક પગથિયું ઉંચે ચઢતી કરી; એ વાતો અસંભવિત છે એમ માનવાનું લેશ પણ પ્રયોજન રહેતું નથી કારણ મનુષ્યસામર્થ્યનો અવધિ નથી. જેણે જગતની કંઈ પણ શોધો જોઈ નથી એવા એક નાના ગ્રામ્યવાસીને પૂછીએ તો એ કોઈ પણ વસ્તુને સત્ય ન માને; આધુનિક કાલમાં જેને આપણે પ્રત્યક્ષ ન જોઈએ તેથી આ સિદ્ધાંત તથા બનેલા વ્યતિકર સત્ય નથી વા કપોલકલ્પિત છે એમ કહી ન શકાય. આપણી દૃષ્ટિએ જે વસ્તુ પ્રત્યક્ષ થાય તે જ સત્ય છે એવો નિયમ નથી. સત્ય સિદ્ધાંત તો સર્વ કાલમાં અવિચ્છિન્ન રહે છે.

આ યુગના વિજ્ઞાનીઓ આટલું કરી શકે છે તો પૂર્વકાલના અધ્યાત્મબલસંપન્ન પુરોગ વર્યોએ જે જે કાર્યો કર્યાં છે જેવાં કે વિશ્વામિત્રે નવી સૃષ્ટિ રચી, ભગીરથે સ્વર્ગથી ભૂલોકમાં ગંગાને આણી, અષ્ટમાસિદ્ધિપ્રાપ્ત આકાશમાં ઉડીને ગયા, વસિષ્ઠે મૃગને વાચા આપી. વગેરે પ્રસંગો પુરાણના ગપોડા છે એમ માનવાનું કંઈ કારણ રહેતું નથી.

ઉંચાને ઉંચા આવા અનેક પ્રસંગોના દૃષ્ટાંતથી મનુષ્યમાં કેટલું સામર્થ્ય રહેલું છે તેનું ભાન થાય છે. સામર્થ્યનું સંપૂર્ણ મૂલ્ય અંકાતાં અમુક મર્યાદિત વિકાસમાં મનુષ્યની સ્થિતિ રહેતી નથી.

આપણે એક શિકારી કુતરાથી કે રાની બિલાડાથી ભય પામીએ ત્યારે સરકસનો એક ખેલાડી ક્રમે ક્રમે પોતાની શક્તિને કેળવીને વાઘસિંહને અંકુશમાં રાખે છે તેની પાસે અનેક ખેલો કરાવે છે, પશુપક્ષીઓ પાસે આજની દૃષ્ટિએ આશ્ચર્યજનક ક્રિયા કરાવે તો જેનામાં આત્માનું અમાપ સામર્થ્ય પ્રકટ થયું છે, એવા ઋષિમુનિઓએ એક સંકલ્પમાત્રથી એવા પશુઓમાં સાત્વિકતા સર્જન કરી હોય, જ્ઞાનેશ્વરે પાડાને વેદ બોલાવવાની શક્તિ આપી હોય એમાં શું આશ્ચર્ય ? કારણ કે મનુષ્ય ઈશ્વરસદૃશ થઈ શકે છે, તો ઈશ્વરી બળના કાર્યો કેમ ન કરી શકે ? જેટલા પ્રમાણમાં એ સામર્થ્યનો ઉપયોગ થાય છે તેટલા પ્રમાણમાં તે નવું સર્જન કરી શકે છે.

મનુષ્યમાં સર્જનબલ રહ્યું છે તે તો આપણે વિવિધ દૃષ્ટાંતથી વિચાર્યું. પણ હવે એ સામર્થ્ય શી રીતે પ્રકટે તેનો અલ્પ વિચાર કરીએ.

સર્જનબલ સ્થૂલ રૂપમાં પ્રકટ થતા પૂર્વે મનુષ્યની કલ્પનામાં તેનું સૂક્ષ્મ સ્વરૂપ રચાય છે. કલ્પનામાં કોઈ વસ્તુ રચાયા વિના તેનો આકાર કદી પણ ઉદ્ભવ થતો નથી. વૃક્ષનું આદિ કારણ જેમ બીજ છે તેમ વસ્તુ માત્રનું આદિ કારણ કલ્પનાશક્તિ છે.

બીજવિના વૃક્ષની સ્થિતિ નથી કલ્પનાવિના પદાર્થની સ્થિતિ નથી. એક શોધક દીર્ઘકાલપર્યંત જ્યારે પોતાની કલ્પનામાં વસ્તુના સમગ્ર સાધનો રચે છે ત્યારે જ ધારેલી શોધમાં સફલતા અનુભવે છે.

સામાન્ય દાખલો લઈએ કે આપણને લાડુ ખાવાની ઇચ્છા થઈ. પણ એટલાથી જ લાડુ મળી શકતા નથી. પરંતુ જ્યારે એને અનુકૂલ ઘી ખાંડ તથા બનાવવાની ક્રિયા કલ્પનામાં રચાય છે ત્યારે લાડુ બની શકે છે. જેના મગજમાં એનો વિધિ ઉપસ્થિત થતો નથી તે કદી પણ એ વસ્તુ નહિ જ બનાવી શકે. તેથી સામાન્ય કે મોટી વસ્તુનું ચિત્ર પૂર્ણ રીતે કલ્પનામાં રચાય છે ત્યાર પછી તેનું આકાર પ્રકટીકરણ થાય છે અને તેથી એ વાત તો સ્પષ્ટ થાય છે કે કોઈ પણ વસ્તુની ઇચ્છાનો ઉદય થતાં તેનું સ્વરૂપ કલ્પનામાં રચાય છે, પરંતુ કલ્પનામાં કેવું રચવું જોઈએ તેનો પણ વિચાર કરવો ઘટે છે.

એકનો હાથ અને બીજાનો પગ એમ મૂકીએ તો સુંદર મૂર્તિ બનતી નથી તેમ જે પદાર્થને પ્રત્યક્ષ કરવો હોય તેના સમગ્ર અંગઉપાંગોને વ્યવસ્થિત રૂપમાં કલ્પનામાં ગોઠવવાં જોઈએ. તેનું સ્વરૂપ એવું સુવ્યવસ્થિત રચવું જોઈએ કે તેવું જ તેનું મૂર્તસ્વરૂપ બને.

કલ્પિત પદાર્થનું પૂર્ણ સ્વરૂપ વારંવાર કલ્પનામાં રચાય છે તો જ એ કાર્યમાં પૂર્ણતા આવે છે. આપણે સ્થિરતાથી વિચાર કરીશું તો આપણને જ સમજાશે કે જે વસ્તુ સ્થૂલ રૂપમાં આપણે મનોરમ પ્રકટાવી છે તેના પૂર્વે આપણે તેને મગજમાં પૂર્ણ ગતિ રચેલી હતી.

જેમ જેમ કલ્પના મનોરમ ચિત્રોને રચતી જાય છે તેમ તેમ ઉચ્ચ પ્રકારનું સામર્થ્ય પ્રકટતું જાય છે. અને તેથી જ અનુભવી જનો કહે છે કે કોઈ પણ સ્થિતિને અસંભવિત ન માનતાં પ્રકાશી નિરંતર ઉચ્ચ કલ્પના કરો; કારણ તેમાં અસાધારણ બળ રહેલું છે.

વસ્તુનું જ્ઞાન હોય, ઉંચી કલ્પના વ્યવસ્થિત રૂપમાં ઉઠતી હોય છતાં કાર્યસિદ્ધિ નથી થતી તે કારણે કોઈપ્રતિ પણ દૃષ્ટિ આપવાની આવશ્યકતા છે.

કાર્યસિદ્ધિમાં એક અન્ય વસ્તુની જરૂર રહે છે, તે વસ્તુ પ્રયત્ન છે. પ્રયત્નશીલ પુરુષો કેવલ કલ્પનામાં રમીને વા મહદ્ ચિત્ર રચીને વિરમતા નથી, પણ નિરંતર તે માટે પ્રયત્ન કરે છે. એક વાર સફળતા ન મળે તો બીજી વાર ત્રીજી વાર કે હજાર વાર પ્રયત્ન કરે છે. વસ્તુ, કલ્પના, અને યત્નનો જ્યારે સુભગ સંયોગ થાય છે ત્યારે ઇચ્છાની સિદ્ધિ થઈ શકે છે.

કોઈમાં પ્રમાદ ન હોય છતાં સામર્થ્ય પ્રકટતું નથી તેનો હેતુ એની ધ્યેય વસ્તુ સામાન્ય પ્રકારની હોય છે. આપણું ધ્યેય ધન હોય તો ઉપાસ્ય ધન આપે, એથી વિશેષ સામર્થ્યને ન પ્રકટાવે. અહં બ્રહ્માસ્મિ જેવી સર્વોત્તમ ભાવના કલ્પનામાં ઉઠતી હોય છતાં તેના બહારના જીવનમાં બ્રહ્મની ઝળક આવતી નથી તેનું કારણ આ ભાવના યત્નથી આચારસિદ્ધ કરેલી હોતી નથી. પ્રત્યેક પ્રસંગમાં અખંડ બ્રહ્મભાનવાળી ક્રિયા થાય તો જ આ ભાવના જીવનને બ્રહ્મમય કરે છે. નહિતો એ વિચાર કેવલ કલ્પનામાં રહે છે, તત્કાલ મહાન્ સુખ સામર્થ્યને પ્રકટાવતો નથી.

શ્રીમાન્ વિશ્વવંદ્યના જીવનના સમગ્ર અંશો સર્વોત્તમ કળાને પામ્યાં હતાં તે પણ પૂર્વોક્ત કારણથી જ. સર્વને ઉત્તમ વિચાર તથા ધ્યેય પ્રાપ્ત હતાં છતાં **શ્રી૦ મા૦ સાહેબે** પૂર્ણ વિકાસ સાધ્યો તે કલ્પના, પ્રયત્ન, અને વસ્તુના ઉત્તમ સંયોગથી.

**શ્રી** ગુરુદેવ પણ વાર વાર એ જ જણાવતા કે 'પ્રથમ તમે તમને ગમતો કોઈ ઉંચો આદર્શ નક્કી કરો, પછી તેના સમગ્ર અંશોનુ ચિત્ર સુંદર રીતે કલ્પનામાં રચવા અખંડ યત્ન કરો, અને તેમય થવા માટે તેને આચારસિદ્ધ કરતા જાઓ.' જે કંઈ તમને અપૂર્ણતા લાગે છે તેનું એ જ કારણ છે કે આ ત્રણ વસ્તુનો યથાર્થ સહકાર રહેતો નથી.

પ્રિય બંધુઓ ! **શ્રી** ગુરુદેવે થોડા વચનોમાં અદ્ભુત સર્જનસામર્થ્ય પ્રકટાવવાનું કર્તવ્ય સૂચવ્યું છે તે પ્રમાણે આ ત્રણ વસ્તુની મેળવણી કરવા સાવધ રહેવું જોઈએ. પૂર્વકૃત અશુદ્ધ સંસ્કાર વિચાર તથા ક્રિયામાં નવું સર્જન કર્યા વિના સાચો વિકાસ કદી અનુભવાતો નથી. જ્ઞાન, કળા, સુખ, શાંતિ, ઐશ્વર્ય ઉંચા સર્જનથી જ મળે છે. તેથી ઉત્તમ ધ્યેય, કલ્પના તથા પ્રયત્ન જાગ્રત રાખવાનું કર્તવ્ય નિરંતરનું છે. છતાં સમારંભના દિવસો પૂરતી પણ સાવધાનતા રાખીશું તોપણ ઘણું બળ મેળવીશું. કારણકે સુભાગ્યે આપણું ધ્યેય તો દિવ્ય છે–ઈશ્વર છે. જગતની સામાન્ય વસ્તુની સિદ્ધિઅર્થે પ્રયત્ન કરવો પડે છે તો ઈશ્વરને તથા તેમનું સામર્થ્ય પ્રકટાવવાને અખંડ યત્ન તથા સાવધાનતા રાખવી જોઈએ એ સ્વાભાવિક છે.

સારી ચર્ચાથી, કીર્તનથી, સદ્ગ્રંથના અધ્યયનથી, સંયમથી પરમાત્માનો આવિષ્કાર થાય છે. અવકાશના સમયમાં નિરુપયોગી વાત ન કરતાં સ્વાધ્યાય વગેરે સાધનથી ધ્યેયનું સુંદર સ્વરૂપ કલ્પનામાં રચીને પ્રાતઃકાલે તેને હૃદયમાં પ્રકટાવવાને સંયમ સાધવાનો છે. જેટલી ઇચ્છા ઉંચી તેટલો સબળ પ્રયત્ન કરવો પડે છે.

જળનો એક પ્યાલો પીનારને માત્ર નળ ઉઘાડવા જેટલો અલ્પ યત્ન કરવાનો રહે છે. અમાપ જળની સરિતા લાવનારને દીર્ઘકાલ તપશ્ચર્યા કરવી પડે છે, એ આપણે જાણીએ છીએ.

સામાન્ય વસ્તુ સાધારણ યત્નથી અને અસામાન્ય અસાધારણ પ્રયત્નથી પ્રાપ્ત થાય છે; માટે બંધુઓ ! જે અમૂલ્ય વસ્તુ સ્થૂલ રૂપમાં આપણને પ્રાપ્ત થઈ હતી તેના સૂક્ષ્મ રૂપને અનુભવવા પ્રમાદનો પરિત્યાગ કરવો જોઈએ.

નિરંતર તેને કલ્પનામાં રમાડી, આ પ્રાપ્ત અનુકૂલ સમયમાં હૃદયપ્રદેશમાં અત્યંત નિકટ પ્રત્યક્ષ અનુભવવા પ્રયત્ન કરજો.

ઇશ્વરની સત્તા તો સાધકને પોતાના પ્રતિ આકર્ષવા સર્વદા તત્પર રહે છે. જેટલી પ્રયત્નની શિથિલતા તેટલો ઇશ્વરપ્રાપ્તિમાં વિલંબ થાય છે. તેથી આ ક્ષણે જ સ્વરૂપાનુભવ કરવો છે એ નિશ્ચયથી, વેગથી પ્રાપ્ત સાધનને સાધજો.

પ્રિય બંધુઓ ! શ્રી ગુરુદેવે સર્વને એટલા બધા સુંદર ઉપયોગી વિચારો તથા સાધનો દર્શાવ્યાં છે કે જેથી નવું કંઇ પણ જણાવવાનું હોય જ નહિ છતાં પ્રસંગ પ્રાપ્ત થતાં એ જ વિચારોનું પુનઃ ચિંતન કર્યું છે.

આ ચિંતનની સત્વર સિદ્ધિ કરવા પરમાત્મા બલ પ્રેરે એ પ્રાર્થનાસહ આ વિચાર આ ક્ષણે પુનઃ કલ્પનામાં રાખે છે.

શ્રી૦ જ૦ દેવી.

---

## ૪૧મો સાધનસમારંભ.

વર્તમાન વર્ષનો શ્રી સાધનસમારંભનો ૪૧ મો મહોત્સવ છોટાઉદેપુરમાં ઓરસંગ નદીતટનિકટ 'ધેલવાંટ' નામના સરકારી બગીચામાં ફાલ્ગુન શુક્લ૦ ૧૫ રવિવાર તા૦ ૫-૩-૩૯ થી ફાલ્ગુન કૃષ્ણ૦ ૬ શનિવાર તા૦ ૧૧-૩-૩૯ સાત દિવસસુધી ઉત્તમ પ્રકારે પાલન કરવામાં આવ્યો. ઉદ્યાનનું સ્થલ સુરમ્ય તથા શાન્ત વાતાવરણવાળું હતું. પક્ષીઓનો પણ ત્યાં કોલાહલ નહોતો. એકાંતમાં આવેલું સ્થલ છતા સર્વ સુખપૂર્વક નિવાસ કરી શકે એવા પૂર્ણ અનુકૂલતાવાળું. રાત્રીએ વિદ્યુત્‌ના દીપકના પ્રકાશથી ઝગઝગતું આ સ્થાન સર્વને અત્યંત આહ્‌લાદજનક થયું હતું.

અહારની વિવિધ પ્રકારની અનુકૂલતા પ્રાપ્ત થવામા મુખ્ય કારણરૂપ છોટાઉદેપુરના ધર્મિષ્ઠ મહારાજસાહેબ શ્રીમાન્ નટવરસિંહજી છે. તેઓશ્રીના ઔદાર્યગુણ તથા ધર્મપ્રીતિથી જ સર્વ પ્રકારનો સુખાનુભવ સર્વએ અનુભવ્યો.

ત્યાંના દીવાનસાહેબ શ્રી ધીરજલાલભાઇની કાળજીભરી દેખરેખથી, શ્રી બાલાશંકરભાઇ શ્રી જ્યાશંકરભાઇ, વગેરે સજ્જનોના ઉત્સાહથી, તથા સાધકબંધુ શ્રી છત્રસિંહ ભાઇ તથા શ્રી રૂપસિંહભાઇના અત્યંત પરિશ્રમથી ઉપાડી લીધેલું પુણ્યકાર્ય બહુ સારી રીતે સફલ થયું છે એમ પ્રત્યેક જોનારને તથા અનુભવનારને જણાયું છે

રવિવારથી ઉત્સવનો પ્રારંભ કરવામાં આવ્યો. પ્રાતઃકાલે પાંચવાગે ઉઠીને શ્રી ગુરુદેવના સુરમ્ય મન્દિરસમીપ પ્રભાતકીર્તનથી પ્રાર્થના કરીને સ્નાનાદિકથી પરવારી સાતવાગે સર્વ સંયમના સુંદર મંડપમા એકત્ર થઇ પોતાને પ્રાપ્ત સંયમની ક્રિયામાં યોજાતા. સંયમશાલામાં

અપૂર્વ શાંતિનું ભાન થતું હતું. પ્રાતઃકાલનો બારવાગતાસુધીનો સંયમ, આરતી વગેરે કાર્યક્રમ સમાપ્ત થયા પશ્ચાત્ બંધુ શ્રી ચુનીલાલ ઓઝાએ વ્યાખ્યાન કરીને પછી પરમ પૂજ્ય **શ્રી દેવીશ્રીનું** પ્રવચન વાંચી શ્રવણ કરાવ્યું. ભોજન પછી નિવાસસ્થાનમાં વિશ્રાંતિના કાળમાં સર્વ સ્વાધ્યાય કરતા હતા. સાયંકાલે નિત્યકર્મથી પરવાર્યા પછી છવાગે પુનઃ મન્દિરસમીપ આવીને સવાછથી સાડાછસુધી ' *શ્રી ઉપેન્દ્રાયનમઃ ૐ. વિજયંકર, વિશ્વંભર જય જય.* ' ધૂન ભાવપૂર્વક કરીને ભારતની ઉન્નતિનિમિત્ત પ્રાર્થના કરી સર્વ વ્યાખ્યાનમંડપમાં એકત્ર થયા હતા. ભાઈ ચુનીલાલ ઓઝાએ હરિસ્મરણ સંબંધી ઉપયોગી વિચારો જણાવ્યા હતા. સાડાઆઠથી કીર્તનનો આરંભ થયો. સાડાદશવાગે કીર્તનની સમાપ્તિ થતાં ' શ્રી સદ્‌ગુરુ દેવકી જય ' ના ઘોષપૂર્વક સર્વ વીખરાયા.

સોમવારે નિત્યના નિયમ પ્રમાણે સંયમનો કાર્યવિધિ પૂર્ણ થતાં શ્રી ભોગીલાલ ઓઝાએ વ્રત, જપ તથા દાનસંબંધી મનનીય વ્યાખ્યાન કર્યું હતું. તે પછી વિષ્ણુભાઈએ પાંચદશ મિનિટ ઉપોદ્‌ઘાત કરીને પૂ૦ શ્રી દેવીશ્રીનો ' જાગવું અને ઉંઘવું ' એ સંબંધીના કર્તવ્યનો સુંદર લેખ શ્રવણ કરાવી ઇષ્ટશ્રીના ઉપદેશવચનો શ્રવણ કરાવી પાવન થયા અને શ્રોતૃવર્ગને પાવન કર્યો. સાયંકાલે શ્રી મણિભાઈ શેલતનું વ્યાખ્યાન થઈ રહ્યા પછી કીર્તન ગાઈને દિવસભરનો કાર્યક્રમ પૂર્ણ કર્યો.

મંગળવારે જપાદિક ક્રિયાપશ્ચાત્ શ્રી મહારાજાસાહેબના કાકાશ્રી રાયસિંહજીએ આરતી ઉતારી હતી. વૈભવમાં રહેવા છતાં આ પુરુષનો ભક્તિભાવ નિરભિમાનતા, વેદાંતશાસ્ત્રઉપર પ્રીતિ, ધાર્મિક આચાર ઉત્સવના કાર્યમાં સહાનુભૂતિ દર્શાવી સર્વ પ્રકારની સહાય આપવાની તત્પરતા વગેરે જોનારને આદર્શરૂપ જણાયા હતાં. તે દિવસનો ભોજનવિધિ તેમના તરફથી થયો હતો. સાયંકાલે ભાઈ ઓઝાએ સમય ઓછો હોવાથી લઘુ વ્યાખ્યાન કર્યું હતું. તે પછી છોટાઉદેપુરમાં આશ્રમ રચીને નિત્ય નિવાસ કરીને ત્યાંના પ્રજાવર્ગને સન્માર્ગે દોરવનાર સ્વામી શ્રી સ્વયંજ્યોતિજીએ પધારીને લગભગ કલાકસુધી સર્વને ઉપદેશ આપ્યો હતો. વિદ્વતાપૂર્ણ ઉપદેશ શ્રવણ કરતાં સર્વ અત્યંત પ્રસન્ન થયા હતા.

બુધવારે પ્રાતઃકાલનો ક્રમ સમાપ્ત થયા પછી શ્રી મહારાજાસાહેબનાં ભગિની રાજકુમારી શ્રી કનકકુંવરબાએ અત્યંત ભાવપૂર્વક આરતી ઉતારી હતી. કેટલાક સાધકબંધુઓની ઇચ્છાથી તથા આગ્રહથી **શ્રી જયન્તી દેવી** વિરચિત *શ્રી ઉપેન્દ્ર લીલામૃત* ભાઈ ભૂપેન્દ્રે, વિપિને તથા નરેન્દ્રે શાંતિથી ભાવપૂર્વક મધુર સ્વરથી લગભગ બે કલાકસુધી ગાઈને શ્રોતાને **શ્રી ગુરુદેવ**ના મહિમામાં લીન કર્યા હતા. લીલામૃત શ્રવણ કરવાને રાજમાતા શ્રી ગુલાબકુંવરબા તથા સર્વ રાજકુટુંબનો સ્ત્રીસમુદાય પૂર્ણ થતાં સુધી બેઠો હતો. પ્રાચીન કાલમાં સમગ્ર રાજકુટુંબના આબાલવૃદ્ધમાં ધર્મપરાયણતા હતી એ આપણે શાસ્ત્રપુરાણના અવલોકનથી જાણીએ છીએ. તેવી ધર્મપરાયણતા આ રાજકુટુંબમાં દૃષ્ટિગોચર થઈ હતી.

આ પ્રકારે સપ્તદિવસપર્યંત સંયમાદિ ક્રિયા સાધવાનો, શ્રી ઇષ્ટપરમાત્માની મંગલમય ધૂન તથા શ્રી ભગવત્સ્તોત્ર નો પુણ્યપ્રદ પાઠ કરવાનો, શ્રી ઉપેન્દ્રલીલામૃત નું પાન કરવાનો, તથા અનેક ઉપયોગી સદ્વિચારો કીર્તનો વગેરે શ્રવણ કરવાનો સુયોગ પ્રાપ્ત થયો હતો.

બાદ ઓઝાનુ 'ચાલો વીર જઈએ રે ત્રિવેણીને તીર' એ સુંદર પદ તથા 'નાચે નભમાં પેલા,' વગેરે પૂ૦ દેવીશ્રીના સુંદર રાગના તથા ભાવભર્યાં કીર્તનો, શ્રી પ્રમિલા બહેનના ઉચ્ચ ભાવવાહી પદો સંગાનૃ મંડલે એવી સુંદર રીતે ગાયાં હતાં કે જેથી અપૂર્વ સાત્વિક રસ સર્વના હૃદયમાં પ્રકટતો.

શ્રી ગુરુદેવના અપાર અનુગ્રહથી, શ્રી મહારાજાસાહેબ નટવરસિંહજી ના ઔદાર્યથી તથા વયોવૃદ્ધ શ્રી ઇશ્વરભાઈ ની સર્વમાં ઉત્સાહ પ્રકટાવવાની શક્તિથી તથા શ્રી છત્રસિંહની શુશ્રૂષા વૃત્તિથી તથા પરિશ્રમથી શ્રી સાધનસમારંભનું કાર્ય ઉત્તમ પ્રકારે સફલ થયું. સમારંભમાં સુખાનુભવ કરનાર સર્વ સાધકોએ આ સત્કાર્યનુ ફલ શ્રી મહારાજાસાહેબને તથા સર્વ કાર્યવાહકોને પરમાત્મા અર્પો એ શુભેચ્છાને સેવતાં પ્રસન્ન ચિત્તે પોતાના સ્થાનપ્રતિ પ્રયાણ કર્યું.

પરમાત્મન્! સર્વ કઈ આપની કૃપાથી જ ચાલી રહ્યું છે. સત્કાર્યમાં નિમિત્તરૂપ જે કાંઈ બને છે તે પણ આપની સત્તાથી તથા અનુગ્રહથી જ. આપે આ કાર્ય નહિ ધારેલું એવી સર્વોત્તમ રીતે સફલ થયેલું પ્રતીત કરાવ્યું. તે જ પ્રમાણે ભાવિકાર્ય કરુણાદષ્ટિથી સફલ કરાવજો એ પ્રાર્થના-સહ વિરમીએ છીએ.

---

: : સાપ્તાહિક : :

Reg. No.B. 3171

# શ્રેયસ્સાધક

એટલે

'માનવજીવનની સર્વોત્તમતા.

' શ્રેયસ્સાધક 'નો નિત્યસન્દેશ:
" જીવન ઘડો. "

વર્ષ: ૫ અંક : ૩૪-૩૫
સં. ૧૯૯૫, ચૈત્ર શુદ્ધ ૧૨
શનિવાર
તા૦ ૧ : ૪ : ૧૯૩૯.

પત્રવ્યવહાર:
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૪-૦-૦
હિન્દબહાર : દશ શિલિંગ.

શ્રી ચારિત્ર્યમન્દિર :
વિદ્યાર્થીને ભણવા ગણવા-યોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા.
સહાય કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્યમાટે મથતી સંસ્થા.

સ્થળ : વડોદરા.
આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, ભાઉ તાંબેની ગલીમાં-વડોદરામાં [illegible], શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી પ્રકાશક : ગોવિંદલાલ [illegible] ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી વિશ્વવંદ્ય-ઉદ્યાન, વડોદરા, [illegible] પ્રસિદ્ધ કર્યું, તા૦ ૮ : ૪ : ૧૯૩૯

## १ नित्यसन्देश.

બુધવાર, તા૦ ૫ : ૮ : ૧૯૩૧.

આપણે દરેક એક બલવાન્ ઇચ્છા આપણામાં પ્રકટાવીએ તો તમને કેમ લાગે છે ! આપણે દરેક ' ચારિત્ર્યમન્દિર ' બનીએ તો ! તમે ધારો તો તમે દરેક તમને ચારિત્ર્યમન્દિર બનાવી શકો. દરેક વિદ્યાર્થીમાં એટલે ઉછરતી વયના કુમારમાં પોતાનું ચારિત્ર્ય ઘડવાની શક્તિ રહી છે. જો સમજે તો દરેક વિદ્યાર્થી પોતાનામાં ઉત્તમ ચારિત્ર્ય પ્રકટાવવા અવશ્ય પ્રયત્ન કરી શકે. પોતાની દરેક વસ્તુને ચારિત્ર્યવાળી કરવાથી આપણું જીવન ચારિત્ર્યમન્દિર બની જાય. દરેક વસ્તુને ચારિત્ર્યવાળી કરવી એટલે ? દરેક વસ્તુને સારામાં સારું કામ કરતી કરવી, 'દરેક વસ્તુમાં જેટલું બળ હોય તેટલું બધું બળ સારું કામ કરવામાં જરૂર પડે ત્યારે વાપરવું. દરેક વસ્તુ એટલે હાથ, પગ, આંખ, કાન, જીભ,-આખું શરીર-તેઉપરાંત આપણાં મન, બુદ્ધિ, ચિત્ત વગેરે. એ બધી વસ્તુના યોગ્ય ઉપયોગથી આપણું ચારિત્ર્યમન્દિર બંધાય. આપણે ચારિત્ર્યમન્દિર બનવું હોય તો આપણી દરેક વસ્તુઉપર આપણો કાબૂ મેળવવો જોઇએ. આપણા કબ્જામાં જો આપણા હાથ, પગ, જીભ, પેટ, તેમજ મન, બુદ્ધિ વગેરે ન રહે તો આપણે ચારિત્ર્યમન્દિર બની શકીએ નહિ. હસવું ન ઘટે ત્યાં આપણું હાસ્યું હી હી હી કરી હસી પડે, જ્યાં ન બોલવું ઘટે ત્યાં જીભ લવલવાટ કરી નાંખે, આપણે થોડું ખાવા ધારીએ અને જીભ તો ભાણામાંની વસ્તુઓને ખેંચ્યા જ કરે. આપણે કશું બોલવું ન ઘટે અને જીભ તો કહેશે કે હું તો બોલવાની જ, ક્રોધ ન કરવો હોય કે આળસ ન કરવી હોય અને મન ક્રોધ કરે કે આળસ કરે તો આપણે ચારિત્ર્યમન્દિર ન જ બની શકીએ. ચારિત્ર્યમન્દિર બનવા માટે આપણે આપણા ઉપર ખૂબ કાબૂ મેળવવો જોઇએ. આપણે આપણી દરેક વસ્તુ અત્યંત ઉત્તમ કામ કરે એવી કરવી જોઇએ

આપણે જ્યારે જે કંઈ કહીએ તે આપણી દરેક વસ્તુ કરે તો આપણે ઉત્તમ ચારિત્ર્યવાળા થઈ શકીએ. ઉત્તમ ચારિત્ર્યવાળા થવું એટલે સર્વ પ્રકારનાં ઉત્તમ સુખ અને સામર્થ્યના અધિકારી થવું તે. ચારિત્ર્યવાળો મનુષ્ય દુઃખમાંથી પણ સુખ ઉપજાવી શકે છે, તેથી તેને પછી કોણ દુઃખી કરે ! ચારિત્ર્યવાળો મનુષ્ય ખરાબમાંથી પણ સારું મેળવી લે છે. નિશ્ચય કરો કે આપણે આવા ચારિત્ર્યવાન્ થવું.

—— શ્રી ગુરુદેવ.

# વિદ્વદ્વરિષ્ઠ દી૦ બ૦ શ્રીયુત નર્મદાશંકરભાઈ.

વડોદરાના શ્રેયસ્સાધકમંડલના અગ્રણી શ્રી જમનાદાસભાઈના દેહવિલયને હજી એક વર્ષ વીત્યું નથી એટલામાં શ્રી શ્રેયસ્સાધકઅધિકારિવર્ગને પુનઃ અત્યંત દુઃખદ આઘાત સહન કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે. વર્ગના અગ્રગણ્ય, સાક્ષરવર્ય, ગુરુભક્તિપરાયણ, સુંદર વક્તા, લેખક, ગુજરાતમાં સુપ્રસિદ્ધ તથા શ્રી સદ્ગુરુભગવાન્‌થી 'વેદાન્તમાર્તંડ' સંજ્ઞાને વરેલા પૂજ્ય શ્રી નર્મદાશંકરબાપુના ઉત્તર વયે અમદાવાદમાં ફાલ્ગુન કૃષ્ણ૦ ૧૪ ( તા૦ ૨૦-૩-૧૯૩૯ ) સોમવારે પ્રાતઃકાલે ઓચિંતા થયેલા દેહવિલયના સમાચાર આલેખતાં હૃદય આર્દ્ર બને છે.

પૂ૦ શ્રી નર્મદાશંકરભાઈએ વ્યાવહારિક દૃષ્ટિએ પણ જીવનને ઉંચી ઉંચી પદવીમાં ગાળ્યું છે. આરંભમાં ' મામલતદાર,' પછી ' ડેપ્યુટી કલેક્ટર ' અને ' ફર્સ્ટક્લાસ મેજીસ્ટ્રેટ,' અમદાવાદમાં મ્યુનિસિપાલિટીમાં ' ચિફ ઓફિસર,' મુંબાઈ કોર્પોરેશનમાં ' રિટ્રેન્ચમેન્ટ ઓફિસર,' ' ડેપ્યુટી-કમિશનર ' તથા ' એક્ટિંગ કમિશનર,' અને જીવનના પાછલા ભાગમાં ખંભાતના ' દીવાન ' તરીકે માનવંતી પદવીઓ ભોગવી છે આવું જ પારમાર્થિક જીવન પણ એમણે ઉત્તમ પ્રકારનું ગાળ્યું છે. વ્યાવહારિક ઉંચી સ્થિતિને પ્રાપ્ત છતાં તેમની નિરભિમાનતા આદર્શરૂપ હતી.

પૂ૦ શ્રી ઈશ્વરભાઈ, કવિયાજી વગેરે અગ્રગણ્ય વડીલ ગુરુબંધુપ્રતિ તેમનો નમ્ર ભાવ, શ્રી સદ્ગુરુભગવાન્ બાપજીશ્રીપ્રતિ અચલ શ્રદ્ધા, શ્રીગુરુદેવપ્રતિ સ્નેહભર્યો ઉંચો ભાવ, શ્રીગુરુદેવની આજ્ઞા તો ગમે તે કાર્યમાંથી અનુકૂલતા કાઢીને આવવાની તત્પરતા બાપજીશ્રીસાથે ચર્ચામાં થતો વિનોદ વ્યાખ્યાન તથા કીર્તન શ્રવણ કરતાં અમુક મર્યાદામાં સ્થાપેલી દૃષ્ટિ, ભાવભીનાં સ્નેહભર્યાં નેત્ર મધુર કંઠ, આકર્ષક વક્તૃત્વશક્તિ કોઈ પણ સાધકબંધુનું બનતા પ્રયત્ને કાર્ય કરવાનો મધુભાવ, નિરંતર શાસ્ત્રાભ્યાસી જીવન પુત્રપૌત્રાદિ તથા વૈભવ સત્તામાં રહેવા છતાં ધર્મચિંતનપરાયણતા, આવા વિરલ સુન્દર જીવનનું તિરોધાન શ્રેયસ્સાધકવર્ગને આઘાતરૂપ થાય એમ છે.

પ૦ પૂ૦ શ્રીમાન્ વિશ્વવંદ્ય, પૂ૦ શ્રી જેઠીસનદાસભાઈ વગેરે વરિષ્ઠ પુરુષોના દેહનું તિરોધાન થયા પછી પૂ૦ શ્રી નર્મદાશંકરભાઈનું જીવન સાહિત્યદૃષ્ટિએ વર્ગને આશ્વાસનરૂપ હતું. એમના

અંતરમાં પ્રમાદને તો સ્થાન જ નહોતું. શ્રી ઇષ્ટશ્રી લેખ મોકલવા જણાવે કે સર્વથી પ્રથમ એમનો લેખ આવે. અનેક જ્ઞાનપૂર્ણ લેખોથી, વ્યાખ્યાનથી ચર્ચાથી, જીવનભર આ વિદ્વદ્રત્ન પૂજ્ય બંધુએ વર્ગની શુશ્રૂષા કરી છે. આવાં આદર્શ જીવનનું સ્મરણ પણ જીવનને ઊર્ધ્વગામી કરે છે.

પરમાત્માની ઇચ્છાને વશ વર્તીને હૃદયમાં ઊંડના ભાવોને હૃદયમાં શમાવીને પૂ૦ શ્રી નર્મદાશંકરભાઈએ અર્પેલા જ્ઞાનના પ્રતિભદલામાં તેમનું પુણ્ય સ્મરણ કરીને શ્રી ઇષ્ટશ્રીને પ્રાર્થીશું કે—

પરમાત્મન્ ! આપના સંકેતથી આવાં ઉત્તમ જીવનો આપના સ્વરૂપમાં શમતાં જાય છે, દૃષ્ટિથી દૂર થાય છે, પરંતુ અમારા અંતરમાં તેમનું સ્મરણ જાગ્રત્ રાખીને આ જીવનમાંનો એકાદ સદ્ગુણ પણ હૃદયમાં સ્થિર કરીને પરિણામે આજના અલ્પ સામર્થ્યવાળા અમારા જીવનને ધન્ય કરજો.

---

### બીજા શોકજનક પ્રસંગો.

જેમનો પરિચય સહવાસી જનોને આનંદજનક હતો એવા આપણા સદ્ગત પ્રિય સાધકબંધુ શ્રી સુરમહમદ (ડયુરેન્ડસાહેબ)ના પત્ની શ્રી રહેમતબહેનનો દેહવિલય થયો. આ બહેને આપણાં આર્યશાસ્ત્રો તથા કુરાન વગેરે ગ્રંથોનો પણ સારો અભ્યાસ કર્યો હતો; છતાં સર્વની સાથે ભળવામાં કંઈ નથી જાણતાં એવી નિરભિમાનતા હતી. પતિની આદર્શ સેવાવૃત્તિઅનુસાર જીવનપર્યન્ત એમણે ગુરુશુશ્રૂષા કરી હતી. શ્રીગુરુદેવપતિની એમની નિષ્ઠા, ઉંમરલાયક છતાં સંયમાદિક ક્રિયામાં અપૂર્વ ઉત્સાહ, શાસ્ત્રાધ્યયન, ઉદારતા, શાંતિ વગેરે આદર્શરૂપ હતાં.

પરમાત્માં તેમનું સર્વ પ્રકારે સર્વોત્તમ કલ્યાણ સાધો.

* * *

આપણા શ્રેય ધ્યેય શ્રી બાપજીશ્રીના શરણાગત શ્રી મોતીરામ મહેતાના ધર્મપત્ની શ્રી જડાવબાનું અવસાન થયું. વૃદ્ધ વય થતાં પુત્રોને સમગ્ર વ્યવહારભાર સોંપીને ઈશ્વરપરાયણ રહેવું જોઈએ એ નિયમ શ્રી જડાવબાએ આચારચરિત કરી બતાવ્યો, અને ડૉ. મગનલાલભાઈ, શ્રી હીરાલાલભાઈ, જેવા સદ્ગુણસંપન્ન પુત્રોને ધર્મમાં મૂકીને ઇષ્ટચરણમાં શમાયાં.

શ્રી સદ્ગુરુભગવાન તેમનું શ્રેય સાધે એ જ શુભેચ્છા.

---

# સંબંધથી પ્રકટતું ફલ.

જ્યાં ત્યાં દષ્ટિ કરીને વિચારીએ કે નવું સર્જન, પરિવર્તન તથા વિકાસ શાથી થાય છે? તો સમજાય છે કે તેનો હેતુ પરસ્પરનો સંબંધ છે. વિશ્વની એક પણ વસ્તુ કે વ્યતિકર સ્વતઃ સર્જન થતી નથી. જેનું જગત્ નામ પડયું છે તે પણ પરમાત્મા ને પ્રકૃતિના સંયોગથી, વૃક્ષનું આદિકારણ પણ બીજ, ભૂમિ અને જળના સંબંધથી, રસવિદ્યાલિત જેને દિવ્યરસ કહે છે તેમાં પણ પારદ ગંધકનો સંબંધ સર્જનરૂપ છે. ઝરણાનું બૃહદ્‌પણું નદીના સંબંધથી, નદીનું બૃહદ્‌પણું સિંધુના સંબંધથી, યોગીઓ જેને અનાહતનાદ કહે છે તેનું કારણ પ્રાણ અપાનનો સંબંધ, સવિશેષ આંતરૂઅનુભવનું દર્શન શબ્દ, વૃત્તિ અને લક્ષણાવૃત્તિના સૂક્ષ્મ સંબંધથી, જીવનનું સુરમ્યપણું ભક્તિ અને જ્ઞાનના સંબંધથી, વિદ્યુત્પ્રવાહ વહેતો થાય છે તે પણ 'પ્રોટોન' અને 'ઇલેક્ટ્રોન.' ના સહકારથી, દૂરની વાત સંભળાય તે એડીસનના સંબંધથી, કરોડો ગાઉ દૂર ગ્રહની અસર માનવજીવનપર થાય છે તે તેની સાથેના સૂક્ષ્મ સંબંધથી, સૂર્યના એકત્રિત કિરણનું એક બિંદુ ભૂમિની વસ્તુને પ્રજ્જ્વલિત કરે તે મધ્યે રહેલા કાચના (Lens) સંબંધથી, વિદ્યાર્થી અભ્યાસમાં પ્રગતિ કરે છે તે સારા શિક્ષકના સંબંધથી, પશુપક્ષીમાં નવી શક્તિ પ્રકટેલી જણાય છે તે કુશલ પાલકના સહવાસથી, એક પથ્થર મૂર્તિરૂપે બની વિવિધ શક્તિસંપન્ન મનુષ્યથી પૂજાય છે, ઉંચે સ્થાને સ્થપાય છે તે કારીગરના સંબંધથી, એક અજ્ઞાન શિષ્ય તોટકાચાર્ય નામ ધારણ કરે છે તે શ્રી શંકરાચાર્યના સંબંધથી, મથુરા વૃન્દાવનની રેતીનો સ્પર્શ પુણ્યપ્રદ મનાય છે તે કૃષ્ણભગવાનના ચરણના સંબંધથી, આ પ્રમાણે દષ્ટાંતો તથા પ્રસંગો વિચારીએ તો તેનો પાર આવે એમ નથી. આ સર્વ પ્રકારના સ્થૂલ તથા માનસ દર્શનથી સ્પષ્ટ થાય છે કે સર્જન, વિસર્જન અને વિકાસ સંબંધથી પ્રતીત થાય છે.

આ વિષે સહજ શંકા થશે કે સંબંધથી અભિનવ સર્જન તથા વિકાસ થાય એ સ્વાભાવિક છે, પણ વિસર્જન શી રીતે થઈ શકે? પણ તેમ થાય છે. સંબંધમાં ઉભય શક્તિ છે. એક દીવાસળી પ્રકાશ પ્રસારતો દીવો પ્રકટાવે એ જ દીવાસળીનો ઘાસની ગંજીને સ્પર્શ થતાં તેને બાળી મૂકે. વૈદ્યની માત્રાનો યોગ્ય રીતે ઉપયોગ થાય તો વ્યાધિને નિવૃત્ત કરે, જીવનબળને વધારે, એ જ માત્રાનો અધિક અંશમાં ઉપયોગ થાય તો જીવનનો નાશ કરે. ડૉક્ટરો યોગ્ય રીતે વીજળીનો સંબંધ શરીરને કરાવે છે તો તેનાથી દૈહિક દુઃખ શમે છે, વગરવિચારથી તેને સ્પર્શીએ તો તે જ ક્ષણે દેહ અંતિમ ગતિને પામે છે. અને તેથી જ સુજ્ઞ પુરુષો વારંવાર કહે છે કે કોઈ પણ વસ્તુનો સંબંધ બાંધતા પૂર્વે આનાથી દુઃખ કે સુખ પ્રાપ્ત થશે, આ કેટલો લાભ ઉપજાવવાને સમર્થ છે, કેટલા અંશમાં આ સંબંધને ટકાવવો એ સર્વનો વિચાર કરવો જોઈએ. વિચાર કરવાનું સામર્થ્ય મનુષ્યને પ્રાપ્ત છે. સંબંધની અસર વિલક્ષણ છે. સંબંધથી પરિવર્તન, વિકાસ વગેરે થાય છે એ આપણે વિચારી ગયા. તે જ પ્રમાણે મનુષ્યોનો પરસ્પર સંબંધ પણ તેજ કરી

બાંધવાની–ટકાવવાની અગત્ય છે. સંબંધ સેવનાર પણ જો ન્યાયથી પોતાનું નિરીક્ષણ કરશે તો તેને પણ સ્પષ્ટ થશે કે સારી વા ખોટી સ્થિતિ થવામાં સંબંધ જ કારણરૂપ છે.

હવે જે સાધક વા મુમુક્ષુ છે તેને માટે કયો સહવાસ ઉપયોગી છે તે વિચારીએ.

જગત્ ગમે તે દિશાએ વહેતું હોય ત્યાં આપણે જવાનું નથી, એ નિશ્ચય આગ્રહથી પ્રથમ દૃઢ કરવાનો છે; કારણકે સાધકને પરમાત્માનું દર્શન કરવાનું હોય છે. અન્ય સમૂહને જગત્ નું દર્શન કરવાનું છે. ઉભયના નિશ્ચયમાં ભેદ છે તેથી ઉભયની ક્રિયામાં ભેદ રહે એ સ્વાભાવિક છે. બહારના કર્તવ્યો કરવાના હોય તેમાં જો ઈશ્વરવિષયક ધર્મભાવના હોય તો જ તે કર્તવ્ય વા સંબંધ યોગ્ય છે, નહિ તો તેના સંબંધથી–ચિંતનથી દૂર રહેવું ઉચિત છે

યોગ્ય સમાગમથી યોગ્ય વસ્તુની પ્રાપ્તિ થાય છે એ વિચારમાં દૃઢ રહીને તેવા સંબંધને સેવવાની આવશ્યકતા છે. ઉંચા સંબંધમાં આવીને તેમાં શ્રદ્ધાથી ભળીએ તો જ જીવનમાં ફેરફાર અનુભવાય છે, નહિ તો કડછીજેવું જીવન રહે છે એટલે ઉંચા સ્પર્શવિનાનું રહે છે.

કેવા પ્રકારનો સંબંધ ઉચ્ચ કરે છે તેવિષે શ્રીગુરુદેવના જ વચનોનું સ્મરણ કરીએ.

એક સ્નેહીની સંગતિ, બીજો શાસ્ત્રનો સંગ;
ત્રીજો સદ્ગુરુસંગ છે, સર્વોત્તમ નિજ સંગ. હાં કોઈ થાઓ૦

ઉત્તમ સ્નેહીના સંગમાં આવતાં બાહ્ય જીવનની રમણીયતારૂપ વિનય વિવેક મૃદુ વાણી વગેરે લક્ષણો પ્રકટતાં જાય છે; પ્રપંચરહિત પ્રાપ્ત વ્યવહાર સાધવાની કળા પ્રાપ્ત થાય છે. પરંતુ એટલાથી કર્તવ્ય પૂર્ણ થતુ નથી. બીજું આંતરજીવન છે ત્યાં સૌન્દર્ય ખીલવવાની અત્યંત જરૂર છે. અંદર જેમ જેમ ભવ્યતા આવતી જશે તેમ તેમ બાહ્ય જીવન આપોઆપ ભવ્ય થઈ રહેશે.

વાસ્તવ સુધારણા ભીતરના પરિવર્તનથી થઈ શકે છે. સમુદ્રના ઉંડાણમાં ખળભળાટ થતાં બહાર ભરતી ચઢે છે, તેમ જ્યારે અંતરમાં ક્રિયાનુ મંથન થાય છે ત્યારે જ વિવિધ સદ્ગુણોની ભરતી બાહ્ય જીવનમાં ચઢતી જાય છે આંતરજીવનને ભવ્ય કરવા માટે દૃષ્ટિથી જણાવે છે કે 'બીજો શાસ્ત્રનો સંગ' એ સંગથી અંતરના કર્તવ્યની દિશા ગમ્ય થાય છે. વળીવળીને શાસ્ત્રના સંબંધમાં આવીએ છીએ તો વાસ્તવ સુધારણાની ઈચ્છા બળવાન થઈ રહે છે; જે ઈચ્છા એથી ઉંચા સંબંધમાં પગલાં ભરાવે છે. તેથી ઉચ્ચ સ્નેહીનો સંગ પ્રથમ કર્તવ્યરૂપ અને શાસ્ત્રનો સંબંધ બીજા કર્તવ્યરૂપ છે. પરંતુ આ ઉભયથી અંતરમાં પૂર્ણ સૌન્દર્ય ખીલતું નથી. આયુર્વેદનું નિત્ય પઠન કરીએ તેટલામાત્રથી આપણે માટે કયુ ઔષધ અનુકૂલ છે તે નક્કી થતું નથી; જ્યારે કોઈ કુશલ વૈદ્યની પાસે જઈએ છીએ ત્યારે વ્યાધિ નિવૃત્ત થાય છે, તેમ કેવલ શાસ્ત્રપઠનથી કાર્યસિદ્ધિ થતી નથી; માટે સદ્ગુરુભગવાન્ વદે છે કે 'ત્રીજો સદ્ગુરુસંગ.' ઉપરના ઉભયને સેવીને મુમુક્ષુએ સદ્ગુરુનો સંગ સેવવો જોઈએ આ સંગથી શાસ્ત્રાભ્યાસથી જાણેલી ક્રિયા આચારસિદ્ધ કરવાનું બળ પ્રાપ્ત થાય છે. સૂક્ષ્મ વસ્તુને રમણીય કરવાને સૂક્ષ્મ સાધનોની અપેક્ષા રહે છે. તેથી એ સાધન

ના ગ્રાનાના સંબંધમાં આવ્યા વિના કદી પણ આંતર્જીવનમાં સુંદરતા પ્રકટતી નથી, માટે એ સંગની આવશ્યકતા ઉપનિષદ્ આદિમાં વર્ણવી છે. અવિદ્યાને સ્પર્શી રહેલાં સમગ્ર કરણો આંતર્જીવનને કલુષિત કરે છે. અને તેથી જ મનુષ્યની પ્રવૃત્તિમાં માયાનો અંશ પ્રધાનપણે જોવામાં આવે છે. જેને પરિણામે રાગ, દ્વેષ, ક્લેશ, ભય, ચિંતા વગેરે પ્રકટે છે. આ સર્વ વિકારની અંતરમાં વિદ્યમાનતા હોવાથી બાહ્ય જીવનને શોભાવવાનો પ્રયત્ન સફલ થતો નથી, એ વિકારોનું વિસર્જન સદ્ગુરુના સંગથી અને તેમના મંત્રથી થાય છે. સૂક્ષ્મ વસ્તુનું પરિવર્તન કરનાર બલવાન સાધન હોય તો તે મંત્ર છે. શબ્દવૃત્તિસહ લક્ષણાવૃત્તિને જોડીને તેનું રટન થતાં પ્રાપ્ત સંસ્કારોમાં ખળભળાટ થઈ મલિન સંસ્કારો ન્યૂન થતાં જાય છે. પરિણામે અનુદ્‌ભૂત વાસનાસંસ્કારો નિઃશેષ થઈ રહે છે. સ્વસ્વરૂપને છુપાવી રાખનાર માયાના આવરણથી રંગાયેલો સાધારણ ગણાતો જીવ જગતના ઇતિહાસમાં સમર્થ તત્ત્વજ્ઞરૂપે પ્રસિદ્ધ થાય છે. પ્રિય બંધુઓ ! આવો સમર્થ મંત્ર આપણને સદ્ગુરુભગવાને આપ્યો, મંત્રના પુરશ્ચરણો, કોટી જપ વગેરે કરાવ્યા તે શા માટે ? હૃદયના સૌન્દર્યમાટે અંતરમાં ભવ્યતા પ્રકટાવવાને. તેથી આપણે તેનું પુનઃ પુનઃ રટન કરવું એ કર્તવ્ય છે.

આપણને સુખ પ્રાપ્ત કરવાની ઇચ્છા છે તો તેને અનુરૂપ સાધન સાધવાં જોઈએ. સુખ કે દુઃખ આપણી ક્રિયાથી જ મળે છે. ઇષ્ટશ્રી પ્રસંગે પ્રસંગે જણાવતા કે જ્યાં જ્યાં આપણને સફલતા મળતી નથી તેનું કારણ આપણે જ છીએ. અંદરનું જેટલું અશુભ તેટલું અશુભ બહારથી આપણા પ્રતિ આકર્ષાઈ આવે છે, પ્રતિકૂલ વા અનુકૂલ સ્થિતિ આપણા વિચારનો જ પરિણામ છે બહિરની પરિસ્થિતિ ગૌણ કારણરૂપ છે. બંધુઓ ! આ ઉપદેશ શ્રવણ કરીને આપણે શું કરવાનું છે તે સહજમાં લક્ષમાં આવે તેમ છે. બાહ્ય જીવનને તથા જીવનનિર્વાહક સ્થૂલ વસ્તુને શોભાવવાને કાલક્ષેપ કરીએ છીએ તે ન કરતાં આંતર્જીવનને દીપાવવાનો યત્ન કરવો જોઈએ. ઇષ્ટશ્રીએ જે જે ક્રિયાઓ દર્શાવી છે તે સાધવાને નિરંતર વેગવાન રહેવાની અગત્ય છે.

માયુભગવાન્ સાધનશીલને શું જણાવે છે તે હવે વિચારીએ. તેઓશ્રી વદે છે કે—

' સર્વોત્તમ નિજ સંગ. હાં કોઈ૦ '

સદ્ગુરુ ! બહાર ! સબંધ અત્યંત કલ્યાણપ્રદ છે છતાં તે ભૌતિક સંબંધ છે. તેમના વાસ્તવ સ્વરૂપનો એટલે પરમતત્ત્વનો સંબંધ અવિનાશી છે. તેથી સ્થૂલ સંબંધમાં જ સાધક ન રમા કરે માટે દર્શાવ્યું કે ' સર્વોત્તમ નિજ સંગ. '

સદ્ગુરુનું અવતરણ એટલા માટે જ હોય છે કે સાધક પરમાત્માનો સંબંધ બાંધે. સ્વરૂપનો સંગ સંબંધમાત્રમાં સર્વોત્તમ છે. પરંતુ એ સહજમાં સિદ્ધ થઈ શકે એમ ન હોવાથી વિવિધ પ્રક્રિયા દર્શાવે છે. પરિણામે પોતે પરમતત્ત્વરૂપે તેના સંગી થાય છે.

ઇચ્છારૂપ રાગને લીધે તે સમયે જ તિરોધાનને પામ્યો છે, તેથી એ ક્ષણે આમોફોનપ્રતિનો રાગ વિચ્છિન્ન થયો કહેવાય છે એટલે કે એ રાગ વિચ્છિન્નતા અવસ્થાને પામ્યો છે. ક્ષણપછી પુનઃ ચિન્તના કામથી એ પુરુષ પરવારી રહે છે એટલે આમોફોન સાંભળવાની તેની ઇચ્છા ઉઠે છે અર્થાત્ એ આમોફોનપ્રતિનો રાગ ઉદાર થાય છે. આ જ પ્રમાણે એક પુરુષને તેના પુત્રપ્રતિ વાત્સલ્યરૂપ રાગ આ ક્ષણે છે. એટલામાં એ પુત્રે પિતાની દૃષ્ટિમાં અધિક જણાય તેવું કોઈ કાર્ય કર્યું તો તેથી તે પિતારૂપ પુરુષને તેના પ્રતિ ક્રોધનો ઉદય થાય છે એ સમયે ક્રોધ ઉદારતાને પામ્યો છે પણ તેટલાથી પુત્રપ્રતિનો રાગ જતો રહ્યો છે કે ન્યૂન થઈ ગયો છે એમ નથી પણ માત્ર વિચ્છિન્નતાને પામ્યો છે અને તેથી કરીને એ ક્રોધનો આવેશ શમી જાય છે કે પુનઃ એ રાગ ઉદય પામે છે, ઉદારતામાં આવી રહે છે. આપ્રમાણે જે ક્લેશો વર્તમાન અવસ્થામાં છે તે, તે ક્ષણે ઉદાર કહેવાય છે અને જો કોઈ ઇતર ક્લેશથી તેનું થોડો સમય તિરોધાન થાય છે તો તેટલો સમય તે વિચ્છિન્ન થયેલા કહેવાય છે. વિચ્છિન્ન ક્લેશો ભૂતકાલસંબંધી થયા છે અને ઉદાર ક્લેશો વર્તમાનકાલસંબંધી થયા છે.

આપણે નાનાં બાલકોને જોઈએ છીએ તેમને સ્ત્રીપ્રતિ રાગ દેખાતો નથી. સ્ત્રીસંસર્ગની તેમને ઇચ્છા નથી. પણ એનાં એ જ બાલકો થોડાં મોટાં થાય છે કે એમનામાં કામવૃત્તિ સ્ફુરે છે. આથી બાલ્યાવસ્થામાં કામવૃત્તિ વર્તમાનપણે કાર્ય કરતી નથી પણ તેટલાથી નથી એમ કહી શકાય તેમ નથી, કેમકે જો એ સાફ નહિ જ હોય તો જેમ પાષાણાદિમાં તેની સ્ફુર્તિ થતી નથી તેમ તે બાલકોમાં પણ સમય જતાં તેનું સ્ફુરણ થવું ન જોઈએ. તેથી એ કામવૃત્તિ ઉદાર નથી પણ છે ખરી. એ વિચ્છિન્ન છે એમ પણ કહેવાય તેમ નથી કેમકે એને વિચ્છેદ પમાડનાર કોઈ ક્લેશ તે સમયે દેખાતો નથી કે જેના બલને લીધે એ દબાઈ ગઈ છે. પણ એ વૃત્તિ એ બાલ્યાવસ્થારૂપ સમયે પ્રસુપ્ત છે, પ્રસુપ્તિદશામાં છે. પ્રસુપ્તિદશા એ ભૂતકાલસંબંધની જ દશા છે. એમાં અને વિચ્છિન્નતામાં એ ભેદ છે કે જે વૃત્તિ વિચ્છિન્ન છે તે કોઈ બીજી બલવાન્ વૃત્તિ ઉદાર થઈ છે તેને લીધે તે દબાઈ ગઈ છે, અને જે પ્રસુપ્ત છે તેનો ઉદય થયો નથી કેમકે તેને ઉદય કરનાર હેતુ પ્રાપ્ત નથી. જેમ દુધમાં દધિ સૂક્ષ્મરૂપે રહ્યું છે તેથી દુધમાં દધિ પ્રસુપ્ત છે એમ કહી શકાય, જેમ બીજમાં અંકુર સુપ્તરૂપે રહ્યું છે તેમ જ કામનાવૃત્તિ બાલ્યાવસ્થામાં સૂક્ષ્મરૂપે રહી છે તેથી પ્રસુપ્ત છે એમ કહેવાય છે, પ્રસુપ્ત થયેલા મનુષ્યમાં અને જાગ્રત્ રહેલા મનુષ્યમાં શક્તિઓ તેની તે જ છે. સુપ્ત થયેલો મનુષ્ય જ્યારે ઉઠે છે ત્યારે તે જે જે કાર્યો કરે છે તે સર્વ કાર્ય કરવાનું સામર્થ્ય તેનામાં સુષુપ્તિમાં પણ રહેલું જ છે. તે જ પ્રમાણે ઉદય પામેલા રાગાદિ ક્લેશો જે કાર્ય કરે છે તે સર્વ કાર્ય કરવાનું સામર્થ્ય એ ક્લેશો સુપ્ત હોય છે ત્યારે તેનામાં રહેલું હોય જ છે. ફેર એટલો કે એને જગાડનાર હેતુ મળે છે ત્યારે એ ક્લેશો જાગે છે અને તેથી પોતાના કાર્યને પ્રકટ દર્શાવે છે અને જ્યારે જગાડનાર હેતુ હોતા નથી ત્યારે એ સર્વ કાર્યના સામર્થ્યસહિત એ ક્લેશો ઉંઘે છે-પ્રસુપ્તિમાં પડેલા રહે છે. બાલ્યાવસ્થામાં કામવૃત્તિના અભિવ્યંજક શારીરસ્થિતિ નહિ હોવાથી એ કામવૃત્તિ સુષુપ્ત થઈ રહે છે. આ જ પ્રમાણે દેવશરીરને કર્મવશાત્ પામેલા જીવોને તે તે દેવલોક પમાડનાર

# શ્રી પુરુપાર્થસિદ્ધિ.

( અનુસંધાન ગતાંક ૩૧ ના પૃષ્ઠ ૨૪૮ થી )

[ લેખકઃ શ્રી જયન્તી દેવી. ]

જે કંઈ આવી પડે તે ભોગવવાને હું તત્પર થયો છું. ઉલૂખલમાં શિરને ઝુકાવ્યું છે તો મુશલના ભયથી શા માટે ધ્રૂજવું ? શૂળીએ ચઢ્યા પછી કંઠમાં ફાંસો આવી પડશે એ વિચારથી શું કરવા ભયભીત થવું ? એનો પરિણામ સિદ્ધ જ છે. કોઈ પણ કાર્ય કરતાં પૂર્વે તેનો સંપૂર્ણ વિચાર કરી જોવો એ નીતિ છે. આરંભ કર્યા પછી કોઈ નિમિત્તથી ડગી જવું એતો કાયરનું લક્ષણ છે. પ્રાણની પરવા મૂકીને હું પ્રવાસે નીકળ્યો છું. અનેક ઉપાધિઓ નડે છે એ પણ મેં જાણ્યું હતું છતાં આ યત્ન આદર્યો છે તો તેને જ્યાંસુધી દેહમાં પ્રાણ છે ત્યાંસુધી સિદ્ધ કરવો એ વીર પુરુષાર્થીનું કર્તવ્ય છે; માટે મારે તો આ પંથનો અનુભવ કરવો જ જોઈએ. મારી પાસે કોઈ અન્ય પદાર્થ નથી, માત્ર પ્રાણ છે. શુદ્ધ કામના સિદ્ધ કરતાં ભલે પ્રાણ પતી જાય. એવી રીતે ઉગ્ર નિશ્ચયને સેવતો પેલી જણાતી પગથીપ્રતિ ચાલતો થયો.

જેમણે કોઈ પણ ઉદ્દેશ સિદ્ધ કરવો હોય તેમણે ખરેખર આવા બલવાન્ નિશ્ચયને ધારણ કરવાની આવશ્યકતા છે. આરંભશૂરા તો સર્વ કોઈ થાય છે પણ પરિણામપર્યન્ત ટકનાર વિરલ જ હોય છે. નિશ્ચય કરવો સહેલો છે, અખંડ પાલન કરવો કઠિન છે, કારણ તેમાં અંતરબળની અપેક્ષા રહે છે જ્યારે મનુષ્ય સાચો પ્રયત્ન આદરે છે ત્યારે પ્રતિબંધક સંસ્કારો સામા આવીને પ્રતિબંધ કરે છે. પણ જેમ આકાશમાં વાદળાં અલ્પકાલ સૂર્યને ઢાંકી દે છે પરંતુ સ્થાયી છૂપાવી શકતાં નથી, તે પ્રમાણે પુરુષપ્રયત્ન એવી ઉપાધિઓથી અટકતો નથી પણ તેને વિખેરી પ્રગતિ કરે છે. માનવીપર ખરી રીતે કોઈની પણ સત્તા ચાલી શકતી નથી, કારણકે કર્મસત્તાને દબાવનાર સ્વભાવસત્તારૂપ બળ એને પ્રાપ્ત છે અને તેથી જ મનુષ્ય ધાર્યું કરી શકે છે. એ બળ પ્રાપ્ત ન હોત તો પશુ અને મનુષ્યમાં કશો જ ભેદ નથી એમ માની શકાય. કારણકે આહાર, ભય, મૈથુન આદિ ક્રિયાઓ તો પ્રાણીમાત્ર કરે છે પણ માનવમાં જે વિલક્ષણતા છે તે એ જ છે કે તે ઇચ્છાનુસાર કરી શકે છે. પૂર્વ યુગમાં તો અનેક મનુષ્યો અમાનુષી કાર્ય કરતાં હતાં એ આપણાં શાસ્ત્રપુરાણ દર્શાવે છે. અનસૂયાએ પ્રાર્થના કરી, દૂર રહેલા અગ્નિઋષિએ શ્રવણ કરી, વિશ્વામિત્રે સૃષ્ટિ રચી, વગેરે પ્રાચીન વાતોને ગપાટા માનનાર માનવીઓને પણ આજે પ્રત્યક્ષ થાય છે કે હજારો ગાઉ દૂર થતી વાતો પોતાના ગૃહમાં બેઠાં બેઠાં સંભળાય છે. તો જે કાલમાં આત્મબલ અધિક પ્રમાણમાં પ્રકાશિત હતું તે સમયે થતી ક્રિયા સત્ય જ હશે એમ સિદ્ધ થાય છે. આ સર્વ થવામાં કારણરૂપ સ્વભાવસત્તા છે. સત્ત્વપ્રધાન ઇચ્છા હોય તો તે સાત્વિક કાર્ય કરાવે છે. રજસ્પ્રધાન હોય તો રાજસ્ કાર્યને સિદ્ધ કરે છે. યોગીઓ પણ આ જ સત્તાબલથી પંચતત્ત્વનો જય કરી શકે છે. એવા બલને કંઈક અંશમાં પ્રકટાવનાર વીરેન્દ્ર વહી રહ્યો છે તેપ્રતિ આપણી નેત્રવૃત્તિને વાળીએ.

**વીરેન્દ્ર** નિર્ભયતાથી માર્ગ કાપતો જાય છે. એમ કરતાં એક અષ્ટકોણવાળી ગુફા આવી. આ ગુફા સુરમ્ય હતી પણ જે જે કંઈ આગળ જોયું હતું તેના કરતાં ભિન્ન આકારની હતી. પરમાત્માનું ચિંતન કરતો ત્યાં પ્રવેશ્યો. પ્રવાસથી થાકેલો હતો તેથી ત્યાં વિરામ લેવા બેઠો. અંતરમાં શબ્દશક્તિસાથે લક્ષણાને જોડતો સ્થિર થાય છે. થોડો કાળ વીત્યા પછી ભિન્ન ભિન્ન વસ્તુઓનો આ સ્થલે અનુભવ થવા માંડયો. પ્રથમ તો એ બેઠો હતો તેના અષ્ટ કોણમાંથી લાવણ્યમયી લલનાઓ પ્રકટ થતી જોઈ સર્વાંગે શોભીતી એક એકથી ચઢે એવી સ્વરૂપમાં સુંદર હતી. આ જોતાં **વીરેન્દ્ર** તો સ્તબ્ધસરખો થઈ ગયો અને વિચારવા લાગ્યો કે અરે મારુ ચિત્ત કેમ વિહ્વલ થાય છે. અરે, મેં મોટી ભૂલ કરી. દિવ્યસત્તાની પાછળ જવાનું મૂકીને એકાકી અહીં આવી ચઢયો. સ્ત્રીઓનું સામ્રાજ્ય આ સ્થલે પ્રવર્તે છે એવી ખબર હોત તો હું કદી આવત નહિ. અરે, હું તે જાગ્રત્ દશામાં આવ્યો કે સુષુપ્તિમાં તેનું પણ મને ભાન રહ્યું નથી. જ્યારે હું અહીં આવીને લક્ષ્યપ્રતિ દૃષ્ટિ સ્થાપીને બેઠો ત્યારે તો અંતરમાં રહેલાં મન, બુદ્ધિ, અહંકાર સર્વ શમી ગયા હોય એમ લાગતું હતું પણ હવે જણાય છે કે આ સ્ત્રીઓમાંથી કોઈએ શબ્દોચ્ચાર કરી મને જગાડયો હશે. હવે જે થવાનું હશે તે થશે, પણ મારે અધિક સાવધાન રહેવું પડશે. સ્ત્રીના પાશથી બચવું એ તો અત્યંત કઠિન કામ છે. એટલામાં તો ચિત્તને ઉન્મન કરે એવો દૈવી ગંધ ત્યાં પ્રસરી ગયો. ક્ષણમાં કોઈ સ્પર્શ કરી જતું હોય એમ **વીરેન્દ્ર** અનુભવ્યું. અદ્ભુત રસ ચઢી રહેલો જણાતો હતો, ક્ષણમાં મોહ પ્રકટાવે એવું સુંદર રૂપ એક સ્ત્રી ધરતી હતી, કોઈ વિલક્ષણ વાયુ ત્યાં પ્રસરી રહ્યો ચારે દિશાથી આ પ્રકારની ક્રિયા થતાં **વીરેન્દ્રને** પોતાનું બળ ક્ષીણ થઈ જતું લાગ્યું, અને તે દિગ્મૂઢસરખો થઈ ગયો.

આ આઠે સ્ત્રીઓ વિવિધ પ્રકારની મોહક ચેષ્ટા કરી રહી હતી. કંઈક મોહવૃત્તિથી **વીરેન્દ્ર** તેને અવલોકી રહ્યો હતો પણ એટલામાં 'સાવધાન થા' એવા શબ્દો કર્ણેન્દ્રિયપર અથડાયા. સ્ત્રીઓ-પ્રતિ અભિમુખ બનેલો અભિમાની જાગ્રત્ થયો. **વીરેન્દ્ર** તત્કાલ નેત્ર બંધ કરી ગુરુપ્રતિ અભિમુખતા સાધતો બેઠો.

પેલી સ્ત્રીઓએ આ પ્રવાસીને ચલિત કરવા ઘણા યત્ન કર્યા, પછી અંતે થાકીને અદશ્ય થઈ ગઈ. કંઈક ભયને પામેલો **વીરેન્દ્ર** દીર્ઘકાલ એ સ્થિતિમાં બેસી રહ્યો. પુનઃ સ્વર આવ્યો કે 'નેત્ર ઉઘાડ.' **વીરેન્દ્રે** નેત્ર ઉઘાડી જોયું તો શુભ્ર વસ્ત્ર ધારણ કરેલી એક સ્ત્રીને સંમુખ ઉભેલી જોઈ. આ જોતાં ગભરાયો કે આ વળી કોણ હશે ? ઈશ્વરાનુગ્રહથી પેલી સ્ત્રીઓના પાશથી છૂટયો ત્યાં વળી આ બીજી ઉપાધિ આવી. જોકે પેલી સ્ત્રીઓ કરતાં આ સત્ત્વવૃત્તિવાળી હોય એમ દેખાય છે, છતાં છલકપટ કરતી સ્ત્રીઓનો શો ભરોસો ? આવા વિચારમાં એને ગભરાતો જોઈ પેલી સ્ત્રીએ કહ્યું કે હે પ્રવાસિન્ ! તું શા માટે ગભરાય છે ? મારું દર્શન કોઈ વિરલ મોહજિતને થાય છે. અનેક સ્થલોએ તું વિચર્યો છે પણ મારા દર્શનવિના તને વિજયડંકો કદી પ્રાપ્ત થાત નહિ. થોડા કાલપૂર્વે આવેલી સ્ત્રીઓથી જો તું મોહવશ બન્યો હોત તો હું આ સ્થલે કદી પણ પ્રકટ ન થાત. ભલભલા

યોગીને પણ હું સહજમાં મળતી નથી, તારા સુભાગ્યે આજ હું પ્રકટ થઈ છું. આ સ્થલ મોહને જાગ્રત્ કરનાર છે, અને મોહને નિવૃત્ત કરનાર છે. ઘણું સારું થયું કે તું આ સ્થલમાં આવ્યો છે. હું સૂક્ષ્મ રૂપે આજથી તારા અંતરમાં વાસ કરીશ, જેથી તું સરલ રીતે ગંતવ્ય સ્થાનમાં પહોંચીશ. આમ બોલતા એ સ્રી સૂક્ષ્મ થતાં થતાં દ્રવ્યરૂપે બની વીરેન્દ્રમાં પ્રવેશ કરી ગઈ. પ્રવેશ થતાની સાથે જ વીરેન્દ્રને પોતાનું સ્વરૂપ પલટાતું હોય એમ ભાન થયું.

અનાદિકાળથી વિષયમાં વ્યુત્થાન કરનાર આસક્તિજન્ય સંસ્કારો ભસ્મીભૂત થવા લાગ્યા. નિરોધવૃત્તિને બળ આપી આપીને ટકાવવી પડતી હતી તે બળવાન્ બનીને હૃદયમાં પ્રસરેલી જોવામાં આવી. દૃષ્ટિગોચર થયેલી અપ્ટ સ્રીઓ કોણ હતી તેનો ખ્યાલ થયો. વાસ્તવે મિથ્યાસરખી વસ્તુઓ પણ સત્યરૂપે પ્રતીત થઈ ભ્રમને ઉપજાવે છે એ વિચારતાં હાસ્ય કરે છે.

ત્રિગુણાત્મક પ્રકૃતિપ્રતિ વિરક્તિ પ્રકટતી ગઈ અને જ્યાં ત્યાં પરમાત્માની ચમત્કૃતિ વિલસી રહી છે એ વિચારમાં વૃત્તિ લીન થતી હતી. એવામાં ત્યાં શુભ્ર પ્રકાશ છવાઈ રહ્યો. કોણ પ્રકાશને પ્રેરે છે એ સમજાયું નહિ પણ તેથી ચિત્તમાં આનંદનો અનુભવ થવા લાગ્યો. છતાં વિરાગને ધારણ કરતું એનું મન વ્યામોહને પામતું નથી ઈશ્વરની સૃષ્ટિમાં ગમે તે વ્યતિકર રચાતા હશે, માટે પ્રત્યેક પ્રસંગસાથે આસક્તિથી સંબંધવાળા થવાની આવશ્યકતા નથી. આ પ્રકારે વિચારતાં પુનઃ વિજયદંડનું સ્મરણ થઈ આવવાથી ઉઠ્યો. એ બલવત્તર સંસ્કાર હજી એનામાંથી લય પામ્યો નહોતો. જોકે હૃદયની કોઈ ગુપ્ત વસ્તુ અહીં ખોવાઈ હતી, છતાં પૂર્વોક્ત સંસ્કારબલથી ગુહાને વંદન કરતો બહાર નીકળ્યો. જે માર્ગે ગયો હતો તે જ પંથે પાછો વળ્યો. ત્વરિત ગતિથી આવી પહોંચ્યો તો પેલી શક્તિ એની રાહ જોતી જાણે ઉભી હોય એમ ભાસ્યું.

આ પ્રવાસીને આવતો જોઈ એણે આગળ ચાલવા માંડ્યું. વીરેન્દ્ર પણ આ પ્રકારના વિચારને સેવતો ચાલતો થયો:

અહો! મનોજય કરવામાં પ્રતિબંધક કરનાર વાસના જ છે, અને તેથી શાસ્ત્રો વારંવાર વાસનાનો ક્ષય કરવા વદે છે. વૃત્તિઓ ક્ષણે ક્ષણે હરવાકાર બની રહે છે તે પણ આ વાસનાનો જ પરિણામ છે. વાસનાનું કારણ અજ્ઞાન છે, તેથી અજ્ઞાનનો ઉચ્છેદ કરવો એ જ મુખ્ય કરવા યોગ્ય છે. બીજવિના વૃક્ષ થતું નથી અજ્ઞાનવિના વાસના બંધાતી નથી અને વાસનાવિના વૃત્તિઓ વિવિધાકારે પરિણામને પામતી નથી. અજ્ઞાનનો ઉચ્છેદ સામાન્ય અધિકારીને તત્કાલ થતો નથી. તેથી તેના અનેક ઉપાયો અનુભવી પુરુષોએ વર્ણવ્યા છે તેમાના બે માર્ગ—નિષ્કામ ઉપાસના. અને સકામ ઉપાસના.

કોઈ પણ કામનાના વિષયને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો તે સકામ ઉપાસના છે, અને પોતાના સ્વરૂપનો અનુભવ કરવા પ્રયત્ન કરવો તે નિષ્કામ ઉપાસના છે. એકથી ઈપ્સિતાર્થની સિદ્ધિ થાય, ત્યારે અન્યથી મોક્ષની પ્રાપ્તિ થાય છે. વિચારવાન્ મનુષ્ય તો નિષ્કામ ઉપાસનાને જ સાધતો રહે છે, અને કેટલાક અધિકારી સકામનો અનુભવ કરી પછી મોક્ષનાં સાધનો

કરવાપ્રતિ વેગ ધરે છે. વિહિત કામનાનો ઉપાસક પરિણામે મોક્ષનો અધિકારી બને છે. વિચાર કરતાં હું પણ એવા અધિકારને હાલ તો પ્રાપ્ત છું. વિજયદંડ પ્રાપ્ત કરવાની વાસના વા ઇચ્છાવિના મારામાં હવે અન્ય વાસનાઓ ઉઠતી જણાતી નથી, તેમાં પણ પેલી ગુહામાંથી આવ્યા પછી તો મારી વિલક્ષણ સ્થિતિ થઇ ગઈ છે. પ્રતિકૂલ વેગવાળી વૃત્તિ વા ઇન્દ્રિયનો સમળ ઉચ્છેદ થઇ ગયેલો ભાસે છે, અને તેથી પરિણામે મોક્ષરૂપ સ્થિતિને હું પામીશ એમ નિશ્ચય થાય છે. વળી સાધકના અંતરસ્વરૂપને જાણનાર સર્વજ્ઞ ગુરુએ પણ મને આ માર્ગને છોડી દેવાનો આગ્રહ દર્શાવ્યો નથી તેથી પણ નિર્ણય થાય છે કે આ જ માર્ગે મારે જવાનું છે. ગુરુઅનુગ્રહથી જ્યાં જેવી ઘટે તેવી સાવધાનતા રહે છે અને તેથી મનોજય કરવો મને સુગમ ભાસે છે.

આ પ્રકારના વિચારમાં લીન છે એટલામાં મધુર નાદ થતા સંભળાયો. પોતાના ચાલવાના માર્ગમાં જ આગળ થતો હોય એમ લાગ્યું. થોડી ક્ષણમાં એક વિશાળ ચોકમાં આવી પહોંચ્યો. મંગલ ઉત્સવ થઇ રહેલો જણાયો. બે દિવ્ય તત્ત્વનું ઘર્ષણ થતાં દિવ્યનાદ થાય છે એમ જોયું. આવો નાદ એણે જીવનમાં કદી પણ શ્રવણ કર્યો નહોતો.

( અપૂર્ણ )

---

## શું જાણવું ?

સંસારના પ્રત્યેક પદાર્થમાંથી સાર શોધવાનું--
જગતમાં રહેવા છતાં જગદાસક્ત ન થવાનું—
તુચ્છમાં ઉચ્ચ બુદ્ધિએ જોવાનું—
પ્રતિકૂલમાં અનુકૂલ ભાવ ધરવાનું—
હસતાં હસતાં સર્વ પ્રકારના દુઃખ સહેવાનું—
શરીર માત્ર ભોગ ભોગવવા માટે નથી પણ પોતાનું તથા
પરનું કલ્યાણ સાધવા માટે છે એ દર્શાવવાનું—
નિઃસ્વાર્થ ભાવે કોઈનું કંઈ પણ કરી બતાવવાનું--
અપકારપ્રતિ ઉપકાર કરી તે ઉપકાર કર્યાનું કથન ન કરવાનું—
અહિત કરનારપ્રતિ ઉપેક્ષાભાવે રહેવાનું—
અજ્ઞાનીના આચરણ જોઈ તેના અજ્ઞાનપ્રતિ ઉદાર ભાવ ધરવાનું—
સાચા કર્તવ્યનિષ્ઠ થવા આગ્રહ સેવવાનું—
કોઈની પણ સેવા કરવાનું વ્રત સ્વીકારવાનું--
સર્વ સ્થિતિમાં સમવૃત્તિ ધારણ કરવાનું--
કટુ વચનને અંતરમાં શમાવવાનું—
સહજ સહજમાં ભભૂકી ન ઉઠવાનું—

ઇન્દ્રિયનિગ્રહ સાધવાનું—
પ્રતિક્ષણની સાવધાનતાથી ઉંચે ઉંચે વધવાનું—
કદી પણ કશાથી ન લોભાવાનું—
મન, વાણી, કર્મથી અહિંસક બનવાનું—
અનેક પ્રકારનો લાભ જતો કરીને પણ પ્રમાણિક રહેવાનું—
નિત્ય કર્મ પણ કોઈને અર્પવાનું—
મોહના પ્રસંગે પૂર્ણ સંયમી રહેવાનું—
કોઈનાં પણ વ્યવહારમાં મિથ્યા માથું ન મારવાનું—
કર્તા છતાં અકર્તા રહેવાનું—
હૃદયમાં સર્વ કાંઈ શમાવવાનું—
એકને રાજી કરવા અન્યનું અહિત ન કરવાનું—
નિયમિત કામ કરવાને શરીર કેળવવાનું—
કોઈના પણ સાચા વિશ્વાસપાત્ર થવાનું—
સદ્ગુરુના સાચા શિષ્ય બનવાનું—
નિરુપયોગી કામમાં મિથ્યા કાલ ન ગાળવાનું—
આયુષ્‌ને અમૂલ્ય સમજી સત્કર્મ સાધી લેવાનું—
સર્વ સમયે અખંડ સંયમશીલ થવાનું—
અહવૃત્તિને મૂલમાંથી જ નિર્મૂલ કરવાનું—
પ્રભુનું સ્મરણ અખંડ જાગ્રત્ રાખવાનું—
જન્મીને સર્વ પ્રકારે ઉચ્ચ ઉચ્ચ થઈ જીવવાનું—
ઉચ્ચ પ્રકારે જીવીને ઉચ્ચ પ્રકારે મૃત્યુ પામવાનું—
આ જન્મમાં જ જીવન્મુક્તિનો આનંદ ભોગવવાનું—

પ્ર૦ બહેન.

---

## સમાચાર

અમદાવાદના મન્દિરમાં ચૈત્ર શુક્લ૦ પ્રતિપદા બુધવારે પરમપૂજ્ય શ્રી ભગવાન્શ્રીનો પાદુકાસ્થાપનનો વાર્ષિક ઉત્સવ પાલન કરવામાં આવ્યો હતો ગંગળવારે રાત્રિએ નવવાગે અભિષેકસહ૦ શ્રી ભગવત્સ્તોત્રનું પારાયણ આરંભી બાર કલાકપર્યંત કર્યું હતું. સાયંકાલે પ૦પૂ૦ શ્રીગુરુદેવનું લીલામૃત ગાઈને આરતી, પૂજન કરીને દશ વાગે ઉત્સવના કાર્યની સમાપ્તિ કરવામાં આવી.

શ્રી સાધનસમારંભમાં જેઓનાથી ભાગ ન લઈ શકાયો એવા બંધુ ઉમિયાશંકરે, ચંદુલાલે, દલપતરામે, તથા દયાબહેને સાત દિવસસુધી વિવિધ સત્ક્રિયા પોતાના ગૃહમાં રહીને સાધી હતી.

: : સા પ્તા હિ ક : :

Reg. No.B. 317

# શ્રેયસ્સાધક

એટલે

માનવજીવનની સર્વોત્તમતા.

' શ્રેયસ્સાધક 'નો નિત્યસન્દેશ

" જીવન ઘડો. "

વર્ષ: ૫ અંક : ૩૯
સં. ૧૯૯૫, વૈશાખ શુકલ૦ ૩
શનિવાર
તા૦ ૨૨ : ૪ : ૧૯૩૯.

પત્રવ્યવહાર:
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમઃ—
હિન્દમાં : રૂ. ૪-૦-૦
હિન્દબહાર : દશ શિલિંગ.

શ્રી ચારિત્ર્યમન્દિર :
વિદ્યાર્થીને ભણવા મૂકવા-યોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા
સહાય કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્યમાટે મથતી સંસ્થા.

સ્થલ : વડોદરા.
આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, ભાઉ કાળેની ગલીમાં-વડોદરામાં ઊંટાલાલ લાલભાઇ પરીખે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી
પ્રકાશક :
ગોવિન્દલાલ જ૦ ત્રિવેદી-માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી વિશ્વબંધુ-ઉદ્યાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૨૨ : ૪ : ૧૯૩૯

## नित्यसन्देश.

ગુરુવાર, તા૦ ૬ : ૮ : ૧૯૩૧

ચારિત્ર્ય એટલે વિચાર-વર્તનની શુદ્ધિ. જે શુદ્ધ છે તે હમેશ આગળ વધતું-વિકાસ પામતું-ઉચ્ચ થતું જતું જ હોય છે,-એટ બીજા શબ્દોમાં કહીએ: શુદ્ધિના સાધનોમાં ઉચ્ચ થતું જતું જીવન ચારિત્ર્યવાળું જીવન. અશુદ્ધ વસ્તુમાં ભલે આપણે આગળ વધ હોઈએ, પણ તે જીવનનું ચારિત્ર્ય ઘડાતું નથી. ચારિત્ર્યવા જીવનમાં નિર્દોષતા વધારે અને વધારે આવતી જાય છે. આપણે રસપૂર્વક આપણી ભૂલો સુધારવા મથીએ છીએ તો આપણે ચારિત્ર વાન્ બનતા જઈએ છીએ. ભૂલો એ દોષ છે, અને ચારિત્ર્યવા જીવન તે છે જે નિર્દોષ બનતું જાય છે, આથી ચારિત્ર્યવાન્ થ આપણે ભૂલો અથવા દોષોને જીતવા જોઈએ ભૂલોને જીતવી ઘણા કઠિન માને છે, અને એ વાત ખરી છે, છતાં આપણે તેને કો ઉપાયે સહેલી બનાવવી જોઈએ. તે આ રીતે બનેઃ સઉથી પહેલ આપણે કંટાળીને ભૂલ સુધારવા વિચારવું નહિ, પણ આનંદથી રસપૂર્વક-ભૂલો સુધારવા નિશ્ચય કરવો. ભૂલો આપણી બનાવેલી બ છે, આપણે તે ન કરવી હોય તો ન પણ કરી શકીએ. ભૂલ સુધાર માટે એક તો તેને છૂપાવવાનો પ્રયત્ન ન કરવો. એમ કરવાથી ભૂ સુધરતી નથી પણ દશ ગણી વધે છે. બેચાર વાતો કહી કો આપણને સપડાવે પછી વાંકા રહીને ભૂલ કબુલ કરવાની ટ આપણને બગાડે છે. સઉથી પહેલી તકે અને સરળપણે તર જ આપણે આપણી ભૂલ કબુલ કરી લેવી. પછી આપણી ભૂલે સુધારવા માટે અને તે પણ સરળપણે અથવા રસપૂર્વક ભૂલે સુધારવા માટે આપણે એક મિત્રમંડળ બનાવવું. તેમાં દરેકે શ શી ભૂલો કરી તે દરેકને કહેવું, અને પછી તે ભૂલોમાંથી શા રીત ઉગરવું તેના વિચાર કરવા-તેના ઉપાય શોધી કહાડવા અને

પ્રમાણે વર્તવા માંડવું. આપણે થોડાં મળીને આનંદવાર્તા જેમ વધારે સારી રીતે કરી શકીએ તેમ આપણી ભૂલ સુધારવાના ઉપાયો પણ આપણે સાથે મળી વધારે સારી રીતે અને રસપૂર્વક વિચારી શકીએ. કોઈ કોઈની નિંદા ન કરીએ, એકબીજાની ભૂલો સુધારવા એકબીજાને ઉપાયો સૂચવીએ, આપણને સમજણ ન પડે તો પછી બધા કોઈ વધારે સારા માણસ પાસે જઈએ, અને તેનો રસ્તો પૂછીએ, અને પછી તે પ્રમાણે વર્તીએ. એક બીજાને વખત આવ્યે મીઠાશથી-હસતાં રમતાં ભૂલ સુધારવા ટોકતા જઈએ. આમ ભૂલના કામને સહેલું અને રસવાળું કરીએ તો ભૂલો હોંસથી સુધારી શકીએ. જેમ જેમ ભૂલો સુધારીએ તેમ તેમ નિર્દોષ બનીએ અને તેમ તેમ વધારે ચારિત્ર્યવાળા થઈએ. ચારિત્ર્યવાન્ થઈએ એટલે વધારે ઉત્તમ થઈએ. આપણે ધારીએ તો હસતાં ખેલતાં ઉત્તમ થતા જઈએ. આપણે ઉત્તમ થવા જરૂર ધારીએ.

શ્રી ગુરુદેવ.

---

# ઉપનયનસંસ્કાર

અથવા

# મૃત્યુજિદ્વિદ્યા.

### [ લેખકઃ સ્વામી ત્રિવિક્રમતીર્થજી. ]

પ્રાચીન આર્યોમાં મનુષ્યને આર્યસંપ્રદાયમાં ગ્રહણ કરતી વખતે એટલે દાખલ કરતી વખતે જે ક્રિયાઓ કરવામાં અને કરાવવામાં આવતી એ સમસ્ત ક્રિયાઓનું એકઠું નામ ઉપનયન-સંસ્કાર એમ હતું અને એ સંસ્કારનું આર્યોમાં એટલું બધું ઉચ્ચ માન હતું કે એ સંસ્કાર જેને થયો હોય તેને તેઓ દ્વિજ કહેતા અને જેને ન થયો હોય એને એકજાત એટલે એકવાર જન્મેલો અર્થાત્ શૂદ્ર એમ કહેતા અને એ શૂદ્રને એઓ એટલો તો અધમ ગણતા કે તેને ચાલતું હાલતું એટલે કે જંગમ સ્મશાનતરીકે ઓળખાવીને તેને વેદ સંભળાવવાનો પણ દોષ ગણતા.

દ્વિજ એટલે બેવાર જન્મેલો. એક વાર તેનો જન્મ માતા અને પિતાદ્વારા થયો એ તો સર્વ સામાન્ય સર્વ દેશ અને સર્વ કાળમાં મનાયેલી વાત છે. બીજી વાર જન્મ થયો એટલે આચાર્યે સંસ્કાર કરીને વેદધર્મમાં દીક્ષિત કરેલો, અર્થાત્ વેદધર્મનું જ્ઞાન પ્રાપ્ત કરવાને યોગ્ય રીતે અધિકારી બનેલો. એ વેદધર્મનું અને વેદાર્થનું એટલું બધું માહાત્મ્ય પૂર્વના ઋષિઓ અલંકારરૂપે અને સંકેતરૂપે જણાવી ગયા છે કે મનુષ્યને મૃત્યુના પાશમાંથી બચાવનાર જો કાંઈ પણ વસ્તુ હોય તો તે વેદધર્મ છે અને વેદધર્મ એટલે વેદાર્થને અનુસરીને જીવન ગાળવું તે, અને એ પ્રકારે જીવન ગાળવામાં મુખ્ય ચાર વસ્તુઓ આવશ્યક ગણાવી છે. (૧) વેદનો સાર્થ અભ્યાસ. (૨) વેદમાં કહેલા આચાર પ્રમાણે વર્તવું તે. (૩) વેદમાં જણાવેલી પવિત્રતાવાળું અન્ન. (૪) વેદમાં કહેલા પોતાના વર્ણ અને આશ્રમને અનુકૂલ એવાં કર્મોમાં લાગ્યા રહેવું તે ચોથું

આપણે જરા વિચારીને જોઈએ તો વેદાભ્યાસના જ ઉપર બીજા ત્રણ આધાર રાખે છે અને એથી જ ઉપનયનસંસ્કારને વેદાર્થસંસ્કાર, વેદાધ્યયન પ્રાપ્ત કરવાને માટે કહેલો સયોગ્યતા આપનારો સંસ્કાર એમ મહર્ષિઓ કહેતા આવ્યા છે તે સાચું ઠરે છે.

ભગવાન યાજ્ઞવલ્ક્યમુનિ પોતાના શતપથ બ્રાહ્મણમાં આ સંસ્કારને મૃત્યુવિજય સંસ્કાર એમ જણાવે છે અને તે વાત એક આખ્યાયિકાદ્વારા સ્પષ્ટ કરે છે. એ આખ્યાયિકા નીચે પ્રમાણે છે.

પરબ્રહ્મે સમસ્ત પ્રજા ઉત્પન્ન કરી અને તે મૃત્યુને સોંપી પરંતુ તેણે બ્રહ્મચારીને તેને સોંપ્યો નહિ મૃત્યુએ પરબ્રહ્મને વિનતિ કરી કે બ્રહ્મચારી ઉપર પણ મારું આધિપત્ય હોવું જોઈએ. તેનો ઉત્તર આપ્યો કે જે દિવસ અને રાત્રિમાં બ્રહ્મચારી સમિદાધાન નહિ કરે તે દિવસ તારું આધિપત્ય.

આ કથા ઉપરથી સાર એ લેવાનો કે મનુષ્ય સમજદાર થાય, ધાર્મિક દિક્ષાને ગ્રહણ કરી ઇહલોક અને પરલોક બન્ને સુધારા ચાહે તેણે શાસ્ત્રમાં કહેલાં કર્મમાં જરા પણ આલસ્ય કરવું ઉચિત નથી. નાનામાં નાનું કર્મ પણ પૂર્ણ લક્ષથી અને ઉત્સાહથી તેણે અવશ્ય કરવું જોઈએ. જો એ પ્રમાણે તે જાતે ન વર્તે તો અગર તેને જાતે કરવાની ટેવ ન પાડવામાં આવે તો તે ધીમે ધીમે આળસનો ભોગ થઈને સ્વકર્મમાં પ્રમાદ કરે છે અને આખરે સમસ્ત જીવન યજ્ઞમય છે એ ઉંચો આદર્શભાવ વૈદિક ધર્મના મુખ્ય લક્ષણરૂપ જે છે તે ભૂલી જઈને આલોકનાં અને પરલોકનાં પુરુષાર્થથી હાથ ધોઈ બેસે છે.

ઉદાહરણમાં ઉપરની કથામાં સમિદાધાનનું નામ જણાવેલું છે એ ક્રિયા એ ઉપનયન થયા પછીનું પ્રથમ અને આવશ્યક અંગ છે. અને તે જ્યાંસુધી બ્રહ્મચર્ય આશ્રમ હોય ત્યાંસુધી દરરોજ બન્ને વખત કરવાનું છે. એ જો સમયસર ન કરવામાં આવે તો ધર્મશાસ્ત્રમાં એને માટે પ્રાયશ્ચિત પણ લખેલું છે.

ઉપનયનસંસ્કાર એ બ્રહ્મચર્યાશ્રમમાં પ્રવેશ કરાવનારો સંસ્કાર છે. અને તેમાં પ્રથમ આચાર્યપાસે શિષ્યે જઈ મને બ્રહ્મચર્યાશ્રમમાં દાખલ કરો એવી પ્રાર્થના કરવાની હોય છે.

આચાર્ય એ પ્રાર્થના પછી તેને તેની કેડે તે બાલક બ્રાહ્મણ હોય તો મુંજના દોરાની મેખલા બાંધે છે. ભગવા રંગના કપડાની લંગોટી પહેરાવે છે. લંગોટીઉપર એ જ રંગનું કપડું વીંટવાને આપે છે, ખાખરાનો દંડ પકડાવે છે, હરિણનું ચામડું ઉપરના અંગને ઢાંકવા માટે ઓઢાડે છે અને સુતરની બનાવેલી જનોઈ ધારણ કરાવે છે. ગાયત્રીમંત્રનો ઉપદેશ કે જે ગાયત્રીમંત્ર વેદનું પરમતત્ત્વ પ્રકાશે છે, અલૌકિક જીવનનો આદર્શ છે અને દુનિયાપરના સર્વ ધર્મોનો સારભૂત છે તે ભણાવે છે અને પછી ભગવાન સૂર્યને ઉદ્દેશીને અર્ધ્ય આપી અગ્નિની ઉપાસના જે પ્રાચીન આર્યોને પરમપ્રિય પરમપવિત્ર પરમઆવશ્યક લાગી હતી તેમાં પ્રવેશ કરાવે છે. એ અગ્નિની ઉપાસના કરવાનું બ્રહ્મચર્યઆશ્રમનો મુખ્ય ધર્મ અને આવશ્યક કર્તવ્ય તેનું નામ સમિદાધાન.

સમિદાધાનમાં પ્રથમમાં યજ્ઞિય વૃક્ષોની સલક્ષણ સપ્રમાણ સમિધો લાવવી જોઈએ, અને તે સમિધો ઓછામાં ઓછી દરેક વખતે ત્રણ તો જોઈએ. એ સમિધ લાવતી વખતે યજ્ઞિય કાષ્ઠના જે

કકડાઓ સપ્રમાણ કે સત્લક્ષણ ન હોય તેનો ઉપયોગ અગ્નિને પ્રજ્વલિત કરવામાં થાય છે. અગ્નિ પ્રજ્વલિત થયા પછી એ અગ્નિમાં જગતના અધિષ્ઠાતા સર્વ વિદ્યાના જ્ઞાતા પરમેશ્વરનું જગદ્‌ગુરુરૂપે ધ્યાન કરીને અત્યંત ભાવપુરઃસર વિનયથી અને આ સંસારમાં ઐહિક અને આમુષ્મિક બન્ને લોકમાં ગુરુઓએ જે આદર્શ શિષ્યની સામે રાખ્યો હોય તેના પૂર્વ સંસ્કારોને જોઈને તે આદર્શ પૂર્ણ કરવાને માટે ઉપયુક્ત બુદ્ધિબલ ઈશ્વર મને આપો એવી પ્રાર્થના પણ સાથે સાથે કરવાની હોય છે.

સમિદાધાન થઈ રહ્યા પછી પરમાત્માએ આપેલા પ્રસાદરૂપે એ જ અગ્નિમાં અર્પણ કરેલી એ સમિધોની ભસ્મને બ્રહ્મચારીએ પોતાના ભાલમાં વિધિપુરઃસર ધારણ કરવાની હોય છે.

પ્રાણીમાત્રમાં જન્મથી એક અંશ એનામાં પોતામાં રહેલો વ્યક્ત થાય છે પરંતુ બીજા ત્રણ અંશ તેણે બહારથી મેળવીને પોતાની સંપૂર્તિ પોતાની પરિપૂર્ણતા પ્રાપ્ત કરવાની હોય છે.

એક અંશ ઈશ્વરના આરાધનદ્વારા ઉપર જણાવેલાં સમિદાધાન જેવાં કર્મથી પણ પ્રાપ્ત કરવાની આવશ્યકતા ભગવાન્ યાજ્ઞવલ્કયમુનિ શતપથબ્રાહ્મણમાં જણાવી ગયા છે. અને એ ઈશ્વરારાધન દ્વારા બુદ્ધિની વિશુદ્ધિ પ્રાપ્ત થાય છે.

બીજો અંશ આચાર્યની કૃપાથી પ્રાપ્ત કરવાનો હોય છે અને તે વેદનું રહસ્યજ્ઞાન કે જેનો ઉપયોગ આ લોકમાં પણ ડગલે ડગલે ઋષિઓએ કર્યો છે અને પોતાના અનુભવદ્વારા જગતને કરવાનુ કહી ગયા છે. વેદના રહસ્યજ્ઞાનવડે જ મનુષ્ય દરેક કૃત્ય તેનાં કારણ અને તેનાં ફલ એ બન્નેનો યથાવસ્થિત, સુશ્લિષ્ટ અને અબાધિત જ્ઞાન આચાર્યના પોતાના અનુભવથી ભરપૂર અલ્પ પ્રયાસે મેળવી શકે છે.

વૈદિક આર્યો પોતાના સ્વપ્રયત્નથી ઉત્પન્ન કરેલા-પ્રાપ્ત કરેલા-અન્નને જ ગ્રાહ્ય સમજતા અને તેમાં જો ઉચિત પ્રયત્નની ખામી હોય તો તે અન્નને ગ્રહણ કરવામાં પાપ છે એમ પ્રબોધતા. કારણ કે એઓએ અનેક પ્રકારના આધ્યાત્મિક વિદ્યાના પ્રયોગો કરીને એ સિદ્ધ કરેલું છે કે જેવું અન્ન તેવું મન. અને એથી બ્રહ્મચારીમાં રહેલી ખામીઓ દૂર થાય અને સદ્‌ગુણો તેમાં દઢ થઈને પ્રકાશે એટલા માટે ગર્ભગત, કુટુંબગત અને પરિસ્થિતિગત સંસ્કારો જેનો મનુષ્યને ઘડવામાં મોટો હાથ હોય છે તે સંસ્કારોનો વિજય કરવાને માટે અને મનુષ્ય જાતમાં જણાઈ આવતા રજોગુણના વિકારો માન, દંભ, મત્સર, પરદુઃખ પ્રત્યે ઉપેક્ષા વગેરે દોષોને દૂર કરવા માટે અને આશ્રમધર્મને અનુકૂલ વિદ્યાભ્યાસમાં સહાયક થઈ પડે તેવો અન્નશુદ્ધિનો એક સરલ માર્ગ માધુકરી ભિક્ષાનો શોધી કાઢયો, આચારમાં મૂકયો પ્રાચીન મહર્ષિઓએ જાતે પાળ્યો અને બીજા પાસે પળાવ્યો તથા તેનાં મિષ્ટ ફલ અનેક દર્શનો અને ભૌતિકશાસ્ત્રો અને અનેક ધર્મપરાયણ રાજર્ષિઓનાં તથા સાધુચરિતમહાજનનાં દષ્ટાંતોદ્વારા જગતની સન્મુખ ધર્યાં. આ પ્રમાણે અન્નદ્વારા પણ મનઃશુદ્ધિનો એક અંશ બહારથી મેળવવાનો કહેલો છે.

ઉપર પ્રમાણે ઈશ્વરપાસેથી બુદ્ધિશુદ્ધિ, અન્નદ્વારા મનશુદ્ધિ, અને ગુરુદ્વારા જ્ઞાનશુદ્ધિ એ ત્રણ અંશ જ્યારે મનુષ્ય સંપાદન કરે અને પોતે પોતામાંથી નિદ્રા, પ્રમાદ અને આલસ્ય જેવા માનવજીવનને નષ્ટ કરનારા મહાન્ દુર્ગુણોને તજે તો તે માણસને મૃત્યુ (કાલ) ગ્રાસ કરી શકતો નથી.

આમ ઉપનયનસંસ્કારવિષે વેદમંત્રોમાં, બ્રાહ્મણગ્રંથોમાં, સ્મૃતિઓમાં, ઉપનિષદોમાં, પુરાણોમાં વર્ણવેલું છે.

એ સંસ્કારનું ખરું સ્વરૂપ ભૂલી જવાથી જ ક્રિયાઓ કેવલ (દમ્ભરૂપે) હેતુવિહિન દમ્ભરૂપે થાય છે અને ફલ કાંઈ જ થતું જોવામાં આવતું નથી. ટુંકામાં વિપ્ર (બ્રાહ્મણ) (દ્વિજ) ને મૃત્યુ કદી ખાઈ ન શકે એમ જે વૈદિક સિદ્ધાંત છે તેનો ઉત્તર સ્મૃતિઓએ એમ લખ્યો છે કે અમુક દોષો જો વિપ્રમાં હોય તો તેનો મૃત્યુ ગ્રાસ કરી જાય છે એમ લખવું પ્રાપ્ત થાય અને હાલ દેખાય છે.

હવે જો ભારતની જનતા પોતાના પ્રાચીન અને અબાધિત જ્ઞાનવાળા મહર્ષિઓની વાણીને સમજવા પ્રયત્ન કરે અને સમજીને આચારમાં ઉતારે તો તેનો બન્ને પ્રકારનો ઉદય સુશક્ય અને ઉત્તમ પ્રકારનો થાય એ નિઃસંશય છે. ઇતિશિવમ્ ॥

---

## સત્ત્વબલ.

[ અનુસંધાન ગતાંક ૩૬—૩૭ ના પૃષ્ઠ ૨૯૫ થી ]

વસ્તુનું યથાર્થ મૂલ્ય સમજાય ત્યારે તેના રક્ષણમાટે મનુષ્ય અત્યંત સાવધાનતા સેવે છે. હીરા, મોતી, કે સુવર્ણની સર્વ મનુષ્યો વિશેષ કાળજીપૂર્વક રક્ષા કરે છે તેનું કારણ પણ આ જ છે. વનસ્પતિના મૂળજેવી વસ્તુને મનુષ્યો કચરાજેવી ગણી ફેંકી દે છે અગર બાળી દે છે; પરંતુ તે મૂળ કોઈ મહાન્ વ્યાધિને નિવારવામાં કે સર્પાદિ ઝેરી પ્રાણીનું વિષ હરવામાં ઉપયોગી છે એવું જ્ઞાન થતાં તેને સુરક્ષિત સ્થાનમાં મૂકે છે અને તેના રક્ષણાર્થ વિશેષ સાવધ રહે છે. આ પ્રમાણે થવાનું કારણ શું ? કારણ કે તે વસ્તુની મહત્તા-ઉપયોગિતાનું જ્ઞાન. મનુષ્યોને સત્ત્વબલની યથાર્થ મહત્તાનું જ્ઞાન ન હોવાથી તેઓ પણ પોતાના સત્ત્વબલનો ક્ષણે ક્ષણે ક્ષય કરે છે અને પોતાની અધોગતિ-અવનતિ કરે છે. આથી અધ્યાત્મમાર્ગના પ્રવાસીને સત્ત્વબલનો ક્ષય કેવી રીતે થાય છે અને તે ક્ષયને અટકાવવા શું કરવું તે જાણવાની ખાસ અગત્ય છે.

એક સરોવરમાં વારંવાર અનેક તરંગો ઉઠતાં તેના જલમાં ક્ષોભ થાય છે. તે જ પ્રમાણે આપણા ચિત્તમાં અનેક વિકારરૂપી તરંગો ઉઠતાં તેમાં પણ ક્ષોભ પ્રકટે છે. ચિંતા, ક્લેશ, ભય, ક્રોધ, મોહાદિ અનેક પ્રકારના તરંગોથી, ચિત્તમાં પ્રકટતા ક્ષોભથી, ચિત્તવૃત્તિ તે વિકારાકાર થાય છે; તે વિકાર આપણાં વાણી, નેત્રાદિ કરણોમાં પ્રકટ થાય છે અને કોઈ કોઈ પ્રસંગે મહાન અનર્થને પ્રકટાવે છે. જ્યારે જ્યારે આ વિકારો પ્રકટે છે, ત્યારે જો સદ્વિચારદ્વારા તેમને શમાવવામાં આવે છે તો સત્ત્વબલનું રક્ષણ થાય છે; એટલું જ નહિ, પણ ચિત્તમાં બલની વૃદ્ધિ થાય છે અને જો તે વિકાર શમતા નથી, તો સત્ત્વબલનો ક્ષય થાય છે. આ પ્રમાણે વારંવાર બલનો ક્ષય થતાં ચિત્ત નિઃસત્વ અને દુર્બલ થતું જાય છે. સ્વામી વિવેકાનંદ કહે છે કે "If a man does evil to us, instantly we want to react evil, and every reaction of evil shows that we are not able to hold the *Chitt* down it comes out in waves towards the object and we lose power" × × × ×

" Each time we suppress hatred or a feeling of anger it is so much good energy stored up in our favour; that piece of energy will be converted into high powers."

આથી સુસ્પષ્ટ થાય છે કે ચિત્તમાં વિકાર પ્રકટતાં સાવધાનતા ન સેવાય તો તેથી બલનો ક્ષય થાય છે. ક્રોધ, પ્રકોપ, ભયાદિના મોટા પ્રસંગો વારંવાર બનતા ન હોવાથી તેમનાથી થતી હાનિ કરતાં ક્ષોભરૂપ નાના વિકાર વારંવાર બનવાથી મનુષ્યને વિશેષ હાનિ છે. પ્રવાસે જતાં પેલાં ચંચળબહેનપ્રતિ દૃષ્ટિ કરો. કોઈ એમને કહે છે કે ટ્રેનનો સમય થવા આવ્યો છે. આ શબ્દ એમના કર્ણમાં પ્રવેશતાં કેવો ગભરાટ થાય છે ? હાંફળાં ફાંફળાં બની જાય છે. ચિત્ત અસ્વસ્થ બને છે. દોડ ધામ કરી મૂકે છે. વાહનમાં સ્ટેશને જતાં પણ તેમના ચિત્તમાં કેવો ગભરાટ છે ! જાણે કે વાહનનો ભાર પણ તેમના માથાપર ન હોય ! શરીરની પણ કેવી તંગાવસ્થા ! ગાડીવાળા સાથે પણ વાક્‌યુદ્ધ થાય છે, સ્ટેશને પહોંચતાં પણ ગભરાટ શમતો નથી. એ બહેનની, શાંત ચિત્તથી સ્ટેશને જનાર શાંતાબહેનસાથે તુલના કરો. કેટલો બધો ફેર ? એક ચિત્તક્ષોભના વિકારથી અત્યંત શ્રમિત અને શરીરની તંગાવસ્થામાં છે જ્યારે અન્ય પૂર્ણ શાંત અને સ્વસ્થ છે. આવા મિથ્યા ક્ષોભનું પરિણામ શું ? અમૂલ્ય સત્ત્વબલનો ક્ષય. પરંતુ વ્યવહારમાં અનેક પ્રસગે સામાન્ય મનુષ્યો તો એમ કરે એમાં શું આશ્ચર્ય ! પણ વિદ્વાનો પણ ચિત્તક્ષોભથી સત્ત્વબલનો ક્ષય કરે છે. જેમને પોતાનું જીવન ઘડવું છે—જીવન ઉન્નત કરવું છે અને તેને માટે પ્રયત્ન કરવો છે તેવા સાધકો આને માટે સાવધાનતા સેવે છે અને તેઓ જ સત્ત્વબલની યથાર્થ કિંમત સમજે છે. તાવ કે કોઈ વ્યાધિનો ઉપદ્રવ ચાલતો હોય ત્યારે ગભરાટસાથે અન્યના સમીપ તેનું ભયંકર વર્ણન કરી અન્યના ચિત્તમાં ક્ષોભ પ્રકટાવી કેટલાક મનુષ્યો પોતાના હાથે પોતાના સત્ત્વબલનો ક્ષય કરે છે અને સાથે સાથે અન્યના બલનો ક્ષય કરી પોતે પાપભાગી થાય છે. જ્યારે જ્યારે મનુષ્ય ચિંતા, નિંદા, વિકલતા, દ્વેષાદિ વિકારોને વશ થાય છે ત્યારે ત્યારે તે જીવનબલ-સત્ત્વબલને ગુમાવે છે. આપણને સાવધાન કરવા કૃપાળુ ગુરુદેવ કહે છે કે :

ગમે તેમ થાયે છતાં, ક્ષોભ ન અંતર્ ધાર,
તુજ જીવનબલ બાળશે, તુજ ભયશોકવિકાર;

× × × × × ×

ચિંતા, નિંદા, કોઈની, શંકિતતાદિ દોષ,
સમર્થ આંતર સત્ત્વમાં, અવશ્ય કરશે ક્ષોભ;
મોહથી જ્યાં ત્યાં ભરતો ફાળ
મોહ પણ છે સાત્વિકતાનો કાળ; ઇત્યાદિ.

શ્રી ગીતાજી પણ ઘોષ કરે છે કે संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते । क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ॥ ( અ૦ ૨. શ્લો૦ ૬૨ ૬૩) કામનારૂપ અંકુરોમાંથી ક્રોધરૂપ ક્ષોભ પ્રકટે છે. ક્રોધમાંથી સંમોહ અને સંમોહ થવાથી સ્મૃતિમાં ભ્રમ થાય છે. અને સ્મૃતિભ્રમથી બુદ્ધિનો નાશ

છે. જેમ નાનકડા બીજમાંથી વૃક્ષ ઉત્પન્ન થાય છે તેમ એક નાનકડો વિકાર પ્રકટવાથી ક્રમે અન્ય મહાન વિકારો પ્રકટે છે. રણક્ષેત્રમાં ગુરુજનો, કાકાઓ, પુત્રો, મામા, પિતામહ, ત્રી તથા અન્ય સંબંધિવર્ગને જોઈ અર્જુન સ્વકર્તવ્યનું પાલન કરવાનું ત્યજી યુદ્ધ કરવા શાથી ના પાડે છે? શું એ યથાર્થ જ્ઞાની હતો? (प्रज्ञा वादांश्च भाषसे) નહિ જ. એ તો તમો ગુણથી વ્યાપ્ત થઈ હતી અને તેથી તે મોહવશ થયો હતો અને संमोहात् स्मृतिविभ्रमः એ ન્યાયે મોહથી બુદ્ધિ નાશ પામી હતી. જો એનામાં સત્ત્વગુણની–સત્ત્વબલની પ્રધાનતા હોત તો એ સ્વધર્મનું પાલન કરવામાં આ પ્રમાણે યુદ્ધ કરવા શા માટે ના પાડતે? તમોગુણને સત્ત્વગુણના વેશમાં વિહરવાની વારંવાર મોહાત્મક ઇચ્છા થઈ આવે છે; અને તે નિયમાનુસાર અર્જુનમાં દયારૂપે તમોગુણનો ઉદ્‌ભવ થયો હતો. આથી એ પોતે જ્ઞાનીની માફક બોલતો હતો. એનાં વચન શ્રવણ કરી શ્રીકૃષ્ણ ભગવાન્ અર્જુનને કહે છે:

क्लैब्यं मास्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥ (अ० २ श्लो० ३)

"હે પાર્થ ! તું તારામાં આમ કાયરતા–નિર્વીર્યતાનો સંચાર થવા દઈશ નહિ. તારા જેવાને એ છાજતું નથી, માટે હે પરંતપ! હૃદયની એ તુચ્છ દુર્બલતા ત્યાગી દે અને ખડો થઈ જા" આ પ્રમાણે ભગવાનની કૃપાથી અને ગીતારૂપી સુબોધથી અંતે શું પરિણામ આવે છે? नष्टो मोहः स्मृतिर्लब्धा: એનો મોહ નષ્ટ થાય છે અને તે નષ્ટ થતાં તે સંદેહરહિત અને સ્થિર થાય છે અને યુદ્ધ કરવા તૈયાર થાય છે. અર્જુનજેવા ભગવાનના સખાને પણ સત્ત્વબલના અભાવથી મિથ્યા મોહ પ્રકટ થયો અને દુર્બલતા આવી તો અન્યને માટે કહેવું જ શું? બંધુઓ! વાણીમાં નિંદા, ટીકા, અસત્ય, કે ક્રોધાદિ વિકાર પ્રકટતાં સત્ત્વબલનો ક્ષય. નેત્રમાં દ્વેષ, ઇર્ષ્યા કે મોહાદિ વિકાર પ્રકટતાં સત્ત્વબલનો ક્ષય. ચિત્તમાં ભય, ચિંતા, વિકલતા કે ક્રોધાદિ, વિકાર પ્રકટતાં સત્ત્વબલનો ક્ષય. શરીરનાં નિરુપયોગી હલનચલન થતાં પણ સત્ત્વબલનો ક્ષય. દુર્જનની સંગતિથી પણ તેનો ક્ષય. તામસ્ કે રાજસ્ આહારથી પણ તેનો ક્ષય. મિતાહારના ભંગથી પણ સત્ત્વબલનો ક્ષય. અનેક અવિહિત વિચાર કે સંકલ્પવિકલ્પથી પણ તેનો ક્ષય. અપવિત્ર સ્થાનમાં નિવાસ કરવાથી પણ તેનો ક્ષય. શરીરની કે મનની કોઈ પણ પ્રકારની તંગ ( tension ) અવસ્થામાં એ બલનો ક્ષય. મન વાણી કે કાયાથી થતી કોઈ પણ પ્રકારની અયોગ્ય ક્રિયાથી સત્ત્વબલનો ક્ષય.

આવક સારી હોય છતાં ખર્ચ કરવામાં સાવધાનતા ન રાખે તો સિલકમાં કેવી રીતે નાણું જ થાય? જલાશયમાં પાણી ભરવામાં આવે છતાં તેમાં છિદ્રો હોય તો જલ કેવી રીતે રહી શકે? આય માં વૃદ્ધિ થાય અને વ્યય કરવામાં સાવધાનતાનું પાલન થાય તો અલ્પ સમયમાં સારી મૂડી સંચય થાય. પાણીને આવવાની યોજના હોય અને છિદ્રો ન્યૂન થાય તો જલાશય અલ્પ સમયથી ભરાય. તે જ પ્રમાણે સાધકે પણ સત્ત્વબલની વૃદ્ધિ કરવા માટે ઇશ્વરચિંતન, જપ, કીર્તન ધ્યાનાદિ સત્ક્રિયા, ઇન્દ્રિયોદ્વારા સાત્ત્વિક વ્યાપાર, સત્સંગતિ, સદ્વિચાર, સાત્ત્વિક આહાર વગેરે

વિશેષ લક્ષ આપવા અને ઉપર દર્શાવેલી સાત્વિક બલનો ક્ષય કરનાર સર્વ ક્રિયાથી દૂર રહેવા ક્ષણે ક્ષણે સાવધાનતા સેવવી ઘટે છે. થોડી ઘણી સત્ત્વબલને ઉત્પન્ન કરનાર સત્ક્રિયાનું સેવન થાય પરંતુ તેનો ક્ષય કરનાર અવિચ્છિન ક્રિયાપ્રતિ લક્ષ ન અપાય તો કદાચ દેવાળું કાઢનારના જેવી સ્થિતિ થાય. એક નાની છતાં બોધક વાર્તાનું આ વખતે સ્મરણ થાય છે. એક મુસ્લિમ સંત હતા. તે કાળા રંગની અલફી (લાબુ પહેરણ) પહેરતા. એક વખત તે ભિક્ષા માગતા હતા ત્યારે એક મનુષ્યે પૂછ્યું " તમે હમેશાં કાળા રંગની અલફી કેમ ધારણ કરો છો?" સંતે ઉત્તર આપ્યો, "મારો ક્રોધરૂપી શત્રુ મરી ગયો છે તેના શોકમાં હું કાળા રંગની અલફી પહેરું છું." આ પ્રમાણે કહી પેલા સંત આગળ ચાલ્યા. થોડે ગયા એટલે પેલા મનુષ્યે સંતને જાણે કંઈ ભિક્ષા-ખાવાનું આપવાનો વિચાર હોય એવો ડોળ:કરી હાક મારી પાછા બોલાવ્યા. સંત પાછા આવ્યા એટલે એ મનુષ્યે ઘણા અપમાનકારક શબ્દોથી સંતનું અપમાન કર્યું અને કંઈ ખાવાનું ન આપ્યું. સંત તો તે સહન કરી શાંતિથી પોતાને રસ્તે ચાલ્યા. પુનઃ પેલા મનુષ્યે વળી સંતને બોલાવ્યા અને લોભી, લાલચુ આદિ વચનામૃતથી ! સત્કાર કર્યો અને કાળા રંગનું વસ્ત્ર શાથી પહેરો છો એ પ્રશ્ન પુનઃ કર્યો. સંતે તેના કારણમાં પ્રથમની માફક ઉત્તર આપ્યો. આ પ્રમાણે દસબાર વખત બન્યું છતાં તે સંતના મુખ, નેત્ર કે વાણીમાં કોઈ પ્રકારનો કિંચિત્ ક્ષોભ જણાયો નહિ. તેમના મુખપર આ પ્રમાણે તિરસ્કાર, અપમાન, ગાલિપ્રદાન, સર્વ થયા છતાં પૂર્વવત્ પ્રસન્નતા ઝળકી રહી હતી. આથી પેલો મનુષ્ય અત્યંત પ્રસન્ન થયો અને એ સંતે ક્રોધ જીત્યો હતો તેવિષે એને પૂર્ણ નિશ્ચય થયો. એણે તો માત્ર પરીક્ષાની બુદ્ધિથી આ પ્રમાણે કર્યું હતું. એ મનુષ્યે સંતની ક્ષમા માગી, તેમનો સત્કાર કર્યો, ભિક્ષા કરાવી અને સત્સંગનો લાભ પણ લીધો. બંધુઓ ! આનુ નામ દૃઢ નિશ્ચય. કૃપાળુ ગુરુદેવ એવા ભાવનું કહેતા હતા કે " પોતાના ગજાપ્રમાણે નાનો નિશ્ચય કરવો પરંતુ તેનું યથાર્થ પાલન કરવું. જો તેમાં સ્ખલન થાય તો પછી મનનું બલ ઘટે છે અને તે કોઈ પણ નિશ્ચયનું પાલન કરવાની યોગ્યતાવાળું રહેતું નથી. નાના નિશ્ચયોનું પાલન થતાં મોટા નિશ્ચય પાલન કરવાનું બલ સરળ રીતે પ્રાપ્ત થાય છે. અઠવાડિયામાં એક દિવસ અગર દિવસમા અમુક સમય ક્રોધ નહિ કરવા, અસત્ય નહિ બોલવા, કોઈની સેવા કરવા, દાન કરવા વગેરે સારા નિશ્ચયો કરવા. અને તેનું આગ્રહપૂર્વક પાલન કરવું."

બંધુઓ ! કેવો સુંદર અને સરળ ઉપાય ! એનું અનુસરણ થાય તો અલ્પ સમયમાં કેવી લાભપ્રાપ્તિ થાય ! જેમ જેમ આ સાત્વિકતા-સત્ત્વબલ વૃદ્ધિ પામે છે તેમ તેમ મનુષ્યની શાન્તિ અને પ્રસન્નતામાં વૃદ્ધિ થાય છે, તેની વિશેષ વૃદ્ધિ થતાં શાકબજારજેવું કોલાહલવાળું સ્થાન હિમાલય જેવું શાંતિપૂર્ણ જણાય છે. જ્યારે આ સત્ત્વબલવિનાના મનુષ્યને હિમાલયજેવું સ્થાન શાકબજાર જેવું ભાસે છે. કારણ ? સાત્વિકતાનો અભાવ. મનુષ્યમાં સાત્વિક બલ કેટલા પ્રમાણમાં છે તે તેની પ્રસન્નતા-મુખપર, વાણીમાં, નેત્રમાં, આસન, ચાલવાની ઢબ, તેમ જ અન્ય ક્રિયામાંની પ્રસન્નતાપરથી મપાય છે. પરમાત્મા આપણાપર અનુગ્રહ વર્ષાવે, રજતમને વિલાવે, સત્ત્વબલ ખીલાવે અને અંતે સત્ત્વના સત્ત્વરૂપ આત્મામાં શમાવે અને ગુણાતીત પદે ચઢાવે એ જ પ્રાર્થના.

મ૦ ૫૦ શેલત.

: : સા ૧લા હિ ૬ : :

Reg. No.B. 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવજીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ,
"જીવન ઘડો."

વર્ષ: ૫ અંક : ૩૯
સં. ૧૯૯૫, વૈશાખ શુકલ૦૧૧
શનિવાર
તા૦ ૨૯ : ૪ : ૧૯૩૯.

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૪-૦-૦
હિન્દબહાર : દશ શિલિંગ.

**શ્રી ચારિત્ર્યમન્દિર :**

વિદ્યાર્થીને વાનુષા મૂકવા-યોગ્ય સંસ્થા.

દાન દેવાયોગ્ય સંસ્થા.
સહાય કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્યમાટે મથની સંસ્થા.

સ્થલ : વડોદરા.
આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, બાઉ કાજેની મશીમાં-વડોદરામાં છોટાલાલ લાલભાઇ પરેખે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી પ્રકાશક :
ગોવિન્દલાલ ર્ચ૦ ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશક શ્રી વિશ્વવંદ્યસ્થાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૨૯ : ૪ : ૧૯૩૯

## नित्यसन्देश.

શુક્રવાર, તા૦ ૭ : ૮ : ૧૯૩૧.

કલાણો ઘોડો તો જાતવાન્ છે, એમ કોઈ કહે તો આપણે તે ઘોડામાટે શું સમજીએ ? તે ઘોડો ખૂબ કામ કરી શકે છે પોતાના ઉપર બેઠેલી સવારીને પજવતો કે પાડતો નથી, અને કદાચ સવારી અણઘડ હોય અને ઘોડાઉપરથી પડી જાય તો એ ઘોડો તેને છોડી દોડી જતો નથી, પણ પાસે જ ઉભો રહે છે; પોતાના ધણીની સંભાળ રાખે છે–કોઈ એને પજવે નહિ તેની કાળજી ઘોડો રાખે છે; પોતાનો ધણી માંદો જુએ–જાણે છે તો તે ખાતો પીતો નથી: આમ દરેક રીતે સ્વામીને અનુકૂલ રહેનાર–સ્વામીતરફ અભિમુખ રહેનાર અને સ્વામીખાતર જાન આપનાર ઘોડો તે જાતવાન્ કહેવાય છે બીજા શબ્દમાં કહીએ તો તે ઘોડો ચારિત્ર્યવાન્ કહેવાય છે. જે મનુષ્યમાં પણ આવી શક્તિ છે તે ચારિત્ર્યવાન્ કહેવાય છે. ચારિત્ર્યવાન્ કહેવાનું અથવા હોવું એટલે મનુષ્યથી મેળવી શકાતા બધા સદ્ગુણ અને સદાચાર સાધવા તે. એથી ચારિત્ર્યની જરા સહેલી વ્યાખ્યા કહીએ તો જે કાર્યમાટે મનુષ્ય કાર્યતત્પર બન્યો હોય એટલે જે કાંઈ કરવાનું તેણે સ્વીકાર્યું હોય તે સિદ્ધ કરવાની સંપૂર્ણ શક્તિ મેળવવી અને કેળવવી તથા તેનો સદુપયોગ કરતાં આવડવું એનું નામ ચારિત્ર્ય. તમે વિદ્યાર્થી છો વિદ્યા મેળવવી એ તમે કર્તવ્ય સ્વીકાર્યું છે તો ઉત્તમોત્તમ વિદ્યા મેળવો, વિદ્યા પામવા માટે જે જે જરૂરનાં લક્ષણ હોય તે બધાં સાધો, વિદ્યા મેળવવાનાં જે કષ્ટ પડે તે બધાં હોંસથી સહન કરો, વિદ્યા પામવાના પ્રયત્નમાં જીવનને રસવાળું, ઉત્સાહવાળું અને આગ્રહવાળું કરો, વિદ્યાર્થીઅવસ્થામાં જે જે દોષો આવવાના સંભવ છે તે બધાથી દૂર રહો, પામેલી વિદ્યાનો સર્વોત્તમ ઉપયોગ કરો, એ વિદ્યાથી પોતાનાં અને બીજાનાં દુઃખો ટાળો તો તમે માત્ર વિદ્યાર્થી નહિ પણ ચારિત્ર્યવાન્ વિદ્યાર્થી

કહેવાઓ. માત્ર નિશાળનું 'લેસન' તૈયાર કરો કે પરીક્ષામાં 'પાસ' થાઓ એટલા ઉપરથી તમે ચારિત્ર્યવાન્ વિદ્યાર્થી છો એમ નથી ઠરતું. વિદ્યાર્થી મેળવી શકે એવા બધા ગુણો અને શક્તિઓ-તથા વિદ્યા મેળવો ત્યારે જ તમે ચારિત્ર્યવાન્ કહેવાઓ. ટુંકામાં ચારિત્ર્યવાન્ થવું એટલે જે મુખ્ય પ્રકારનું જીવન આપણે ગાળવાનું હોય તે જીવનને યોગ્ય વધારેમાં વધારે ગુણ-લક્ષણ મેળવી તેને આપણા આચારમાં ઉતારવું તે. વ્યાપારી-વ્યાપારીજીવનના, શિક્ષક શિક્ષકજીવનના, નોકર નોકરજીવનના એમ દરેક પોતાના ધર્મોને સંપૂર્ણ રીતે પાર ઉતારે તે જીવનમાં ચારિત્ર્યવાન્ ગણાય છે. આપણે હાલ તો વિદ્યાર્થી છીએ તેથી તેને યોગ્ય લક્ષણો વધારેમાં વધારે પ્રમાણમાં મેળવીએ તો ચારિત્ર્યવાન્ વિદ્યાર્થી બનીએ. ચારિત્ર્યવાન્ સર્વત્ર સ્તુતિ પામે છે. આ રીતે સ્તુતિ પામીએ તેવા ચારિત્ર્યવાન્ વિદ્યાર્થી બનીએ.

શ્રી ગુરુદેવ.

---

# દિવ્ય દૂરબીન

કોઈ પણ સૂક્ષ્મ વસ્તુને જોવા સૂક્ષ્મ યંત્રની મદદ લેવામાં આવે છે તો તે વસ્તુ સ્પષ્ટ રીતે જણાય છે. કોઈ પણ સૂક્ષ્મ વાતને સમજવા માટે સૂક્ષ્મ બુદ્ધિની અગત્ય પડે છે. કોઈ પણ સૂક્ષ્મ પદાર્થને પકડવા સૂક્ષ્મ દ્રષ્ટિની જરૂર પડે છે. આ રીતે સૂક્ષ્મ મન, મતિ, દ્રષ્ટિને કેળવવા છતાં જોઈએ તેપ્રમાણમાં આપણે જેવુ મેળવવા- જોવા ઇચ્છયું હોય છે તેવું મેળવી શકતા નથી-જોઈ શકતા નથી જેથી, તેમાટે કોઈ બીજી શક્તિની અગત્ય હોવી જોઈએ એમ નિર્ણય થાય છે.

જગતના સાધારણ કાર્યોથી માંડી પરિણામે રહેતા પરમતત્વને અનુભવવા માટે પણ આવી કોઈ સૂક્ષ્મ શક્તિની અગત્ય રહે છે આવી એક સૂક્ષ્મ શક્તિ પ્રત્યેકમાં જન્મથી સ્થપાયેલી જ હોય છે પણ તે શક્તિનો યોગ્ય રૂપમાં ઉપયોગ ન થવાથી તે શક્તિના સામર્થ્યનું ભાન અનુભવાતું નથી જે લાભ મળવો જોઈએ તે મળી શકતો નથી. પણ ઉલટુ તેનુ બળ મિથ્યા ખપી જાય છે. જેમ જેમ ઉપયોગવિનાના ચિંતન ન્યૂન થતાં જાય છે તેમ તેમ આ શક્તિની સહાયથી ધારેલી વસ્તુ સત્વર સિદ્ધ થઈ શકે છે. એ શક્તિને બુદ્ધિપૂર્વક યોજવામાં આવતાં અનેક કાર્યો પાર પડે છે.

મનુષ્યમાં રહેલી અનેક અદ્દ્ભુત શક્તિઓમાંની આ પણ એક અલૌકિક શક્તિ છે.

આ શક્તિ તે એકાગ્રતા છે.

બાલકને જુઓ. એકાગ્રતા તેનામાં વિશેષ સ્પષ્ટ રૂપમાં જણાઈ આવશે. બાલક એક જ સમયે એક જ કામમાં તે પૂર્ણ રસપૂર્વક પૂર્ણ ઉત્સાહથી આજુબાજુના વિચારો ભૂલીને જોડાઈ શકે છે કારણ કે અનેક પ્રકારના તરંગો તેના મનમાં ઉઠતા નથી, તેથી જ મોટા કરતાં જગતના દુ:ખોનું ભાન બાલકને ઓછું જણાય છે. આ એકાગ્રતા જન્મથી જ સર્વમાં જાગ્રત્ હોય છે.

બાલકમાં સમજશક્તિ ન્યૂન હોવાથી એકાગ્રતાનો ક્યાં કેની રીતે ઉપયોગ કરવો એનો નિર્ણય તે કરી શકતું નથી અને તેથી શું લાભ છે તે સમજતો નથી તોપણ થોડા અંશમાં એકાગ્રતાના બળે તે આનંદને તથા વિજયને અનુભવે છે. કદી પડી જાય, કંઈ વાગે, ધાર્યું ન મળે, એવું એવું કંઈ કંઈ થતાં સહજ ક્લેશ કરે છતાં ક્ષણમાં કોઈ રમતમાં, ખાવામાં, એકાગ્ર થઈ સર્વ ભૂલી તન્મય બની જાય છે.

એક પણ કાર્ય એવું નથી કે જેમાં એકાગ્રતાની અગત્ય ન હોય. વાંચવામાં, વિચારવામાં, ચિત્ર કાઢવામાં, સંગીતમાં, કુદરત નિહાળવામાં, વ્યાખ્યાનો સાંભળવામાં, રમવામાં એકાગ્ર થયા સિવાય લાભ મળતો નથી, આનંદ મળતો નથી, ધારેલો અર્થ સિદ્ધ થતો નથી.

હવે વિચાર ઉઠે છે કે એકાગ્રતા જન્મથી પ્રાપ્ત છતાં એનાથી મળતો લાભ અનુભવમાં કેમ આવતો નથી ?

બાલકમાંથી મોટા થતાં અનેક અનેક પદાર્થોનાં ચિંતનોથી વૃત્તિનું ચાંચલ્ય અતિશય વૃદ્ધિ પામવાથી એ શક્તિનું બળ જામેલું રહેતું નથી અને તેથી અનેક વિષયમાં જોઈએ તે લાભ મળવો જોઈએ તે મળી શકતો નથી.

અનેક પદાર્થોની આસક્તિ વધી જતાં ઘડીમાં એકમાં, ઘડીમાં બીજામાં તો ઘડીમાં ત્રીજામાં વૃત્તિ રચપચ્યા કરે છે. અને તેથી એક નિશ્ચયમાં મન સ્થિર રહી શકતું નથી. વિવિધ ઇચ્છાઓના તરંગોમાં મન ઉછળતું હોવાથી એક પણ વિષયઉપર તે એકાગ્ર બની શકવા અસમર્થ થઈ જાય છે. નિત્ય આ પ્રકારનો અભ્યાસ પડી જવાથી જરૂર પડે જ્યાં એકાગ્ર થઈ લાભ મેળવવા જેવું હોય છે ત્યાં પણ એકાગ્ર થઈ શકાતું નથી. જેથી જન્મથી મળેલી આવી અમૂલ્ય સાચી શક્તિનો લગભગ વિનાશ થઈ જાય છે. પુનઃ પુનઃ તે માટે પ્રયત્ન કરવામાં આવે છે ત્યારે તે ખીલી ઉઠે છે.

આવાં કારણોથી જ કહેવામાં આવ્યું છે કે જે વખતે જે કામ કરો તેમાં સંપૂર્ણ લક્ષ આપો. એનો હેતુ એ જ છે કે એકાગ્રતાની શક્તિ તેથી જાગ્રત્ ને જાગ્રત્ રહી શકે છે અને વધારે વિકાસને પામી એનાથી મળતા લાભ આપી શકે છે,

કોઈ પણ વિષય સિદ્ધ કરવો હોય તો તેમાટે તેને જ અનુકૂલ વિચાર, ચિંતન કરવાથી એકાગ્રતાનો જમાવ થાય છે અને સત્વર તે વિષય સિદ્ધ થઈ શકે છે,

જેવું વિદ્યાર્થીજીવન, છે તેમજ તો એ અવસ્થામાં પોતાના અભ્યાસના ચિંતનસિવાય ઇતર વિષયનું ચિંતન કરવું એ એકાગ્રતાનો નાશ કરવા જેવું જ છે. વિદ્યાભ્યાસકાલે વિદ્યાને પોષક વાતાવરણમાં રહેતાં અલ્પ પ્રયત્ને સારું પરિણામ મળી જાય છે-નિષ્ફળતા હઠી જાય છે. વાંચેલું સ્મરણમાં ન રહેવામાં એકાગ્રતાની જ ખામી હોય છે અને એકાગ્રતા ન થવામાં અભ્યાસવિનાના માત્રવિનાનાં નિરર્થક ચિંતનો અંતરાયરૂપ છે.

...ફલાય નિર્દોષ વિચારોમાં કાલ જતો હોય છતાં જે વિષય પ્રાપ્ત કરવાનો છે એથી અન્ય વિષય મગજમાં રમે છે તો અભ્યાસમાં એ પ્રતિબંધ કરનાર છે. જે સમયે જેની જરૂર તેપ્રતિ જ સંપૂર્ણ લક્ષ. અપાય તો જ તેમાં વિજય મળે છે.

... ઘડીમાં કવિતા રચવામાં, તો ક્ષણમાં ચિત્રમાં, તો ક્ષણમાં ફરવા જવામાં, કોઈ કલ્પના કરવામાં વૃત્તિ સ્થપાયા કરે તો એકાગ્રતાનું બળ જામતુ નથી. એક જ ઇચ્છાને સિદ્ધ કરી બીજી ઇચ્છાઓ સિદ્ધ કરવા મંથન કરવું જેથી, સર્વમાં લાભ મળી શકે છે. એક જ પ્રબળ ઇચ્છા ઉપજાવી તે માટે જે પ્રબળ એકાગ્રતા કરવામા આવે છે તો સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિષય પ્રાપ્ત કરી શકાય તેમ છે.

ઇચ્છાને અંકુશમાં લાવવાથી એકાગ્ર થવાનું સહજમાં સિદ્ધ થાય તેમ છે.

બુદ્ધિનો અહીં ઉપયોગ કરવો ઘટે છે. વિચાર કરવાથી, વિવેકવિચારથી ઇચ્છાને અંકુશમાં લાવી શકાય છે, ઘટિત અઘટિત શું છે, એ સ્થિર બુદ્ધિવડે વિચારવાથી સમજી શકાય છે.

ઇચ્છાને અંકુશમાં લાવવા માટે સદ્‌વિચારની અને બીજા સાધનરૂપે પ્રેમની જરૂર છે.

સદ્‌વિચારવડે એક નિશ્ચય થયા પછી તેને સંપાદન કરવા એ વિષયઉપર અપૂર્વ અમર્યાદ પ્રેમ હોવો જોઈએ કે જે મેળવવા અત્યંત તાલાવેલી થઈ રહે. જ્યારે આવી તાલાવેલી થાય છે ત્યારે જ બીજાં નિરર્થક ચિંતનો છૂટે છે અને એવાં અનેક ચિંતનો છૂટે છે ત્યારે જ એકાગ્ર થઈ શકાય છે.

એક વિષયઉપર દીવાના બન્યા વિના કોઈને પણ કંઈ મળ્યું જાણ્યું છે ?.

ઉચ્ચ કે તુચ્છ ગમે તે વિષય મેળવવા ચાહો પણ આ નિયમ તો સર્વ સ્થલે એક જ પ્રકારે પ્રવર્તે છે. જેવી ઇચ્છાનો વિષય તેવું તેનું ફલ. ઇચ્છા ગમે તેવી હોય પણ તે એક જ પ્રકારની ઉકલી જોઈએ તો જ એ એકાગ્રતાને ઉપજાવે છે. ચિત્તની તરંગી અવસ્થા ગમે તેવી એકાગ્રતાના બળને તોડી નાંખશે જ.

આ રીતે એકાગ્રતાનું સામર્થ્ય અમર્યાદ છે. તે શાથી છૂપાઈ જાય છે–વિલાઈ જાય છે તે પણ વિચાર્યું, જેથી આવી શક્તિનો યોગ્ય ઉપયોગ કરી ઉચ્ચ પ્રકારની ઇચ્છાઓ સિદ્ધ કરવી ઘટે છે.

એકાગ્રતા સૂક્ષ્મમાં સૂક્ષ્મને ખોળી કાઢે છે, સાક્ષાત્ પ્રભુને પણ એકાગ્રતા સ્પર્શે છે, જગાવે છે. ટેલીફોનના તારનું સંધાન થતાં જ્યાં અવાજ સંભળાવવો હોય ત્યાં ભણકારો થાય છે તેમ આ એકાગ્રતાનો તાર પણ કામ કરે છે.

એકાગ્રતા મનુષ્યની ઇચ્છાપ્રમાણે નવું રચી આપે છે, નવું આકર્ષી લાવે છે. એકાગ્રતાનો દાવ મિથ્યા જતો જ નથી, એ સામર્થ્યપૂર્ણ છે.

એકાગ્રતાનું દૂરબીન લઇ જગતમાં ફરતાં સહજમાં ન જોયેલું જોઈ શકાશે, ન અનુભવેલું અનુભવી શકાશે, ધારેલું સિદ્ધ થશે.

પ્ર૦ અર્હેન.

# સ્ત્રીજાતિની આધ્યાત્મિક ઉન્નતિમાં પુરુષોનું કર્તવ્ય.

આખું વિશ્વ ઉત્ક્રાન્તિક્રમના નિયમમાં રચાયું છે. જડ, ચેતન–સર્વની ઉન્નતિ ઈશ્વરી નિયમે થયે જાય છે. પણ સર્વ ઉન્નતિમાં આધ્યાત્મિક ઉન્નતિ એ આપણી આર્યપ્રજાનું પરમ લક્ષ્ય છે. પ્રાચીન આર્યપ્રજાનાં જે યશોગાન આપણે મુક્તકંઠે ગાઈએ છીએ તે એ આધ્યાત્મિક ઉન્નતિને જ આભારી છે. આખી દુનિયાને જો આર્યપ્રજા પાસેથી કાંઈ પણ શીખવાનું હોય–જો આર્યપ્રજાએ આખી દુનિયાને કોઈ સંદેશ આપવાનો ઈશ્વરી સંકેત હોય તો તે આધ્યાત્મિક ઉન્નતિના રહસ્યનો જ છે.

જ્યારે આવું છે ત્યારે આપણને પોતાને તો એ વસ્તુ સાધ્ય હોવી જ જોઈએ. પ્રાચીન કાળમાં સ્ત્રિયોએ આધ્યાત્મિક ઉન્નતિ સાધી છે. હાલ પણ તેઓ તે માટે અનધિકારી ન જ હોઈ શકે પણ પરતંત્ર સ્થિતિ એ એવી સ્થિતિ છે કે તેમાં જેને આધારે રહ્યાં તેના વિચારપર જ ઉન્નતિનો આધાર છે. સ્ત્રિયો ત્રણે અવસ્થામાં પરતંત્ર છે. કન્યા, પત્ની, અને માતા–એ ત્રણે અવસ્થામાં પુરુષોને અધીન છે. અને તેથી પોતાની શારીરિક, માનસિક ઉન્નતિ કરવામાં પણ સ્વતંત્ર નથી તો તેઓની આધ્યાત્મિક ઉન્નતિમાટે પુરુષો પોતાને જવાબદાર ન માને તો સ્ત્રિયો શું કરી શકે ?

હાલ તો સર્વ સ્થળે દૃષ્ટિ નાંખતાં કોઈ કોઈ અપવાદસિવાય મોટે ભાગે સ્ત્રીજાતિની ઉન્નતિ ઇતર પ્રાણી, પદાર્થ અને વનસ્પતિના નિયમે થતી હોય એવું દેખાય છે. ચૈતન્ય જેનામાં સ્પષ્ટ રીતે વ્યક્ત થયું છે એવું બુદ્ધિવાળું મનુષ્યપ્રાણી જડ વસ્તુઓના નિયમની સ્થિતિએ મુકાય એ કેટલું શોચનીય ! આ સ્થિતિમાંથી વેગવાળી ઉન્નત સ્થિતિ ઉત્પન્ન કરવી એ પુરુષોનું કર્તવ્ય છે.

પુરુષોને માથે પિતાતરીકે, પતિતરીકે, અને પુત્રતરીકે સ્ત્રિયોની ઉન્નતિની–આધ્યાત્મિક ઉન્નતિની જવાબદારી ઈશ્વરે તો મૂકેલી જ છે. તેમાં જેટલી ખામી આવે તેટલો તેમને માથે દોષ અને એ કર્તવ્ય–એ ફરજ અદા કરવા ઇચ્છતા પુરુષોનો શ્રમ સાર્થક થાય એટલો પ્રયત્ન સ્ત્રીજાતિ ન કરે તો તેટલો તેમનો પણ દોષ; પણ પ્રયત્નની દિશા સમજ્યા વિના–દૃષ્ટાન્ત વિના–પ્રયત્ન થતો નથી અને પ્રયત્નવિના ફલસિદ્ધિની આશા નિરર્થક જ છે.

પિતાતરીકે પુરુષો કન્યાને માટે ઘણે ભાગે બેદરકાર જોવામાં આવે છે. આ બેદરકારીમાં સ્ત્રીજાતિની અવનતિનો કેટલોક અંશ સમાયેલો છે. જો કે હાલની અવનત સ્થિતિનાં બીજાં ઘણાં કારણો છે, ત્યાં પિતાની બેદરકારી એ પણ એક કારણ છે. સામાન્ય ઉન્નતિ પણ આવી બેદરકારીથી થતી નથી તો આધ્યાત્મિક ઉન્નતિની આશા શી રીતે રાખી શકાય ? આથી એમ કહેવાનું તાત્પર્ય નથી કે કન્યાઉપર પિતાની પ્રીતિ નથી હોતી. પ્રીતિ હોય છે પણ એમ છે કે અત્યારે તો આર્થિક ઉન્નતિની ખાતર પોતાની આધ્યાત્મિક ઉન્નતિ પણ ભુલાઈ જતી હોય એવો ભાસ થાય છે. મારું કહેવું એમ નથી કે આર્થિક ઉન્નતિ ન કરવી; અત્યારનો સમય એવો છે કે

રસ્તાની ધૂળ પણ પૈસાવિના મળે તેમ નથી એટલે એમાટે શુદ્ધ પ્રવૃત્તિ કર્યા વિના તો ચાલે તેમ નથી, પણ એને માત્ર વ્યવહારના સાધનરૂપે માનવી જોઈએ. જીવનનું કેંદ્ર આર્થિક પ્રવૃત્તિ ન થઈ જાય એટલી સાવધાનતા રાખવાની છે. પોતાનાં બાળકને-કન્યાને આધ્યાત્મિક ઉન્નતિને માર્ગે દોરનાર પિતાને ક્ષણે ક્ષણે પ્રત્યેક વિચારમાં અને ક્રિયામાં સાવધ રહેવાની ઘણી જ જરૂર છે. એવું કહેવાય છે કે મનુષ્ય આખા જીવનમાં જેટલું જ્ઞાન મેળવે છે તેટલું બાળક ત્રણ વરસની ઉમ્મરમાં મેળવે છે. આ ઉમ્મરે અંતઃકરણની નરમ મીણજેવી સ્થિતિ છે તેમાં જેવા સંસ્કાર પડે તેની ઉંડી છાપ પડે છે અને અનુકૂલ સંયોગ મળતાં તે પ્રમાણે જ જીવન ઘડાય છે.

જે પિતાના અંતરમાં બાલિકાની આધ્યાત્મિક ઉન્નતિ કરવાનું લક્ષ છે તે પિતાએ બાલાની છેક બાલવયમાં એટલી બધી સાવધાનતા રાખવાની છે કે તે સર્વનો યથાસ્થિત વિચાર કરતાં લેખ લાંબો થઈ જવાનો ભય રહે છે. તેથી ટુંકામાં જ કહેવું પડે છે કે પિતાએ પોતાનું જીવન પોતાની સર્વ શક્તિ વાપરીને બને તેટલું આધ્યાત્મિક કરવું જોઈએ. જો પિતા ધારે તો કન્યાની અંતઃકરણ-ભૂમિમાં આધ્યાત્મિક સંસ્કારનાં બીજ વાવી શકે-ઉછેરી શકે. બાલિકાની આત્મોન્નતિમાં પિતા બે રીતે સહાયક થઈ શકે: એક તો પોતાના દૃષ્ટાંતથી, બીજી રીત શિક્ષણથી. એક રીતનો પ્રયોગ સફળ ન થઈ શકે, બંનેની સરખી જ જરૂર છે. એવું પણ જોવામાં આવે છે કે પિતા સર્વગુણસંપન્ન હોય છતાં સંતાનમાં તેની ખામી હોય તેથી શિક્ષણની જરૂર તો છે જ પણ શિક્ષણની પદ્ધતિ જ એવી હોવી જોઈએ કે કન્યાના શરીરસહિત મન, બુદ્ધિની ખિલવણી થઈ આત્માને અસર કરનારી થાય અને ઉત્તમ ચારિત્ર્ય તથા અધ્યાત્મજીવનરૂપે ફલિત થાય. ભૂતકાળમાં આપણા ઋષિમુનિઓએ આ કર્તવ્ય પોતાનો ધર્મ સમજીને કર્યું છે, વર્તમાનમાં પુરુષોએ પિતારૂપે આ કર્તવ્ય કરવાનું છે.

હવે પતિતરીકે પુરુષોના કર્તવ્યનો વિચાર કરીએ. હિંદુધર્મમાં પતિને ઈશ્વરની પદવી અપાયેલી છે. જેનામાં ઈશ્વરી લક્ષણો વ્યક્ત નથી થયાં એવા મનુષ્યના ગુણઅવગુણસહિત દેહવાળા પતિને નીતિની દૃષ્ટિએ અને આધ્યાત્મિક દૃષ્ટિએ જ ઈશ્વર માનવાની ધર્મશાસ્ત્રની આજ્ઞા હોય એમ લાગે છે. પત્નીની આધ્યાત્મિક ઉન્નતિ ઇચ્છનાર પતિને આ શાસ્ત્રનું રહસ્ય દૃષ્ટિબહાર હોવું ન જોઈએ. શ્રદ્ધાળુ ભારતમહિલાઓ આ શાસ્ત્રવચનને માન આપતી જોવામાં આવે છે, પણ કેટલા પતિની ગણનાવાળા પુરુષોએ ઈશ્વરનાં લક્ષણ સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો ? વેદાન્તશાસ્ત્ર કહે છે કે પ્રત્યેક મનુષ્ય ઈશ્વર છે ને તેથી પ્રત્યેકમાં તેના સર્વ ગુણધર્મ હોઈ શકે. આ ગુણોનો વિકાસ કરવાનો પ્રયત્ન કરી પોતાની ધર્મપત્નીના અંતઃકરણમાં પોતાના સાચા ઈશ્વરત્વનું ભાન કરાવનાર આજે કેટલા પતિતરીકે ગણાતા પુરુષો હશે ? અને પતિમાં ઈશ્વરી લક્ષણો વ્યક્ત થયેલાં હોય તો તેને ઓળખીને ( આરોપણથી નહીં પણ ) સત્ય રીતે ઈશ્વર માનતી કેટલી સ્ત્રીઓ હશે ? મારી દૃષ્ટિએ તો વર્તમાનમાં એવાં એક જ દંપતિ દેખાય છે. અને તે શ્રેયસાધકઅધિકારિ-વર્ગના પરમપૂજ્ય સદ્‌ગુરુ શ્રીમદ્ ઉપેંદ્રભગવાન્ અને તેમનાં ધર્મપત્ની શ્રીજયંતીદેવી. શ્રીજયંતી-દેવીએ પોતાના લગ્નપછી પોતાની જે આધ્યાત્મિક ઉન્નતિ પ્રત્યક્ષ કરાવી છે તેથી વર્ગના પુરુષોની

દષ્ટિસમીપ એક એવો આદર્શ છે કે જે આદર્શ સદોદિત દષ્ટિસન્મુખ રાખી પોતાના જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કરનાર પુરુષ પોતાની સ્ત્રીની આધ્યાત્મિક ઉન્નતિ પ્રયત્નના પ્રમાણમાં અવશ્ય કરી શકે છે.

મારાથી જરા સખ્ત ભાષા વપરાય તો મારા બંધુઓની ક્ષમા માગીને પણ કહેવાનું સાહસ કરું છું કે પતિતરીકેના અધિકારવાળી સર્વ પુરુષજાતિની વાત તો રહી, પણ આપણા દેશના ધાર્મિક ગણાતા પુરુષો અને તેમાં પણ આપણા વર્ગના જ પુરુષો કે જેમણે આધ્યાત્મિક ઉન્નતિને પોતાના લક્ષ્યરૂપે સ્વીકારેલી છે તેમણે જ પોતાની પત્નીની આધ્યાત્મિક ઉન્નતિઅર્થે કેટલો પ્રયત્ન કર્યો ? પોતાનું જીવન જેમણે આધ્યાત્મિક બનાવેલું પ્રત્યક્ષ કરી બતાવ્યું છે તેવા ગણ્યા ગાંઠ્યા અગ્રગણ્ય ગુરુબંધુઓને હું નથી કહેતી. જેઓ આખા વર્ગને માટે શ્રમ લે તેઓ પોતાની જીવનસખીમાટે ઉપેક્ષાવૃત્તિ રાખે એમ માનવા કરતાં એમ જ માનવું યોગ્ય છે કે તેમના પ્રયત્નનું ઝરણ ઝીલવા યોગ્ય અંતઃકરણવાળાં સ્ત્રીપાત્રો નહીં હોવાથી પણ તે પ્રયત્ન નિષ્ફળ જાય વળી કવચિત્ એમ પણ હશે કે તેમના પ્રયત્નવડે તેમનાં ધર્મપત્નીની આધ્યાત્મિક ઉન્નતિ થયેલી હશે પણ મને પરિચય નહીં હોવાથી હું તેથી અજ્ઞાન છું. આ તો ઘણે ભાગે જેવું જણાય છે તેવું કહેવાની ધૃષ્ટતા કરી છે.

સ્ત્રીઓની આધ્યાત્મિક ઉન્નતિમાટે, પુરુષો પોતાની આધ્યાત્મિક ઉન્નતિમાટે જેવો અને જેટલો પ્રયાસ કરે તેવો અને તેટલો જ પ્રયાસ કરવો જોઇએ અને તેમાટે પતિતરીકે પુરુષોએ પોતાની પત્નીસહિત પ્રથમ શાસ્ત્રાભ્યાસવડે ઈશ્વરઉપરની શ્રદ્ધાભક્તિ દઢ કરી યમનું પાલન કરવું જોઇએ. એ યમનાં મુખ્ય પાંચ અંગ છે: અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અને અપરિગ્રહ. આ પાંચ અંગવાળા મહાવ્રતનું પાલન સહજસાધ્ય નથી, દઢ પ્રયત્નની અપેક્ષાવાળું છે; છતાં અસાધ્ય તો નથી જ. આ યમના પાલનવડે શુદ્ધ-પવિત્ર બનેલા પુરુષો જ પોતાની પત્નીને આધ્યાત્મિક ઉન્નતિને માર્ગે દોરવાની વૃત્તિવાળા અને કાંઈક અંશે શક્તિવાળા હોય છે. આધ્યાત્મિક ઉન્નતિની ઇચ્છાવાળા સર્વ વિષયોના દાસ ન હોવા જોઈએ, વિષયોને પોતાના દાસ બનાવવા જોઈએ. એના, એ જ વિષયો દાસ બનવાથી-પ્રવાસમાં આપણો નોકર આપણી કેટલી સગવડ સાચવી શકે છે! તેની રીતે-આધ્યાત્મિક માર્ગમાં આપણી ઇચ્છાપ્રમાણે સહાય આપે છે; તેથી યમવડે પવિત્રતા પ્રાપ્ત કરવી ને પોતાની પત્નીને કરાવવી એ તેમનું ( પતિતરીકે પુરુષોનું ) કર્તવ્ય છે. જો કે આટલેથી પ્રયત્નનો અવધિ આવી રહેતો નથી, આ તો માત્ર પહેલા જ પગથિયારૂપ છે. પણ નિસરણી ચઢવાનું દ્વાર ખોળી કાઢી નિસરણીનું પહેલું પગથિયું ચઢ્યા કે આખી નિસરણી સરળતાથી ચઢી શકાય છે; પણ અત્યારની સ્થિતિ તો નિરાશા જ ઉત્પન્ન કરાવે છે. એ સ્થિતિ પ્રાપ્ત કરવાને માટે જે મનોબળ, હૃદયબળ. અને આત્મબળ જોઇએ તેનો પુરુષોમાં દુષ્કાળ હોય એવું જણાય છે, ત્યાં સ્ત્રીઓને આધ્યાત્મિક ઉન્નતિને માર્ગે દોરવાની આશા સ્વપ્નવત્ જ હોય ને ? સ્ત્રીઓ બિચારી એક તો અજ્ઞાન, વળી કન્યાઅવસ્થામાં પિતાને ત્યાં પણ શિક્ષણ કે સત્સંસ્કાર નહીં પામેલી સ્થિતિમાં ગૃહજંજાળ

અને સંતાનોને ઉછેરવામાં જ ગૂંચવાઈ જાય છે. અને એ દશામાં જ સર્વ ઉન્નતિની ઈતિ થાય છે. ક્યાં આધ્યાત્મિક ઉન્નતિ જેવું સર્વોત્તમ લક્ષ્ય, અને ક્યાં આ તે લક્ષ્યથી કેવળ વિપરીત વર્તન !

વળી પોતાના પૂર્વ સંસ્કારસહિત જન્મેલી અને કન્યાઅવસ્થામાં પિતૃગૃહે સત્સંસ્કાર પામેલી સ્ત્રી પતિગૃહે પોતાના સંસ્કારકરતાં વિપરીત પરિસ્થિતિમાં મુકવાથી આર્યસ્ત્રી મનને સમાધાનમાં રાખી નિર્વાહ તો કરે છે જ છતાં તેની આધ્યાત્મિક ઉન્નતિમાં ઘણાં વિઘ્નો નડે છે. વખતે વૃત્તિની દિશા બદલાઈ જવાનો પણ ભય ઉભો થાય છે તથા દઢ સંસ્કાર ન હોય તો વૃત્તિ બીજે માર્ગે વળી પણ જાય છે. ક્વચિત્ જો પોતાના સત્સંસ્કાર દઢ હોય છે તોપણ તે વિઘ્નોસામે અંતઃકરણનું બળ ટકાવી રાખવા પ્રયત્ન કરતા જતાં તેનો વેગ ઘણો મંદ પડે છે. માટે સદ્ભાગ્યે જો કોઈ પતિને તેવી સત્સંસ્કારી પત્ની મળી હોય તો તેની આધ્યાત્મિક ઉન્નતિમાં સહાયક ન થાય તો ખેર ! પણ વિઘ્નકર્તા તો ન જ થઈ પડવું એટલું તો કર્તવ્યરૂપે સ્વીકારવું જોઈએ. સ્ત્રિયોએ તેવી પરિસ્થિતિમાં અંતરાયોથી ગભરાઈ ન જતાં પોતાનું લક્ષ્ય ચુકાય નહીં એટલી સાવધાનતા રાખવાની છે, કેમકે અનંતકાળની ગણનામાં પરિસ્થિતિ ક્ષણ જેવી જ છે.

છેવટે પુત્રતરીકે પુરુષો સ્ત્રિયોની આધ્યાત્મિક ઉન્નતિમાટે શું કર્તવ્ય કરી શકે તે વિચારી લઈએ. જીવનનો ઘણો ભાગ અજ્ઞાનદશામાં અને સંસારવ્યવહારમાં રચીપચી રહેલી સ્ત્રિયોને જો પતિ આધ્યાત્મિક ઉન્નતિને માર્ગે ન દોરી શકે તો પછી પોતાનું જીવન આધ્યાત્મિક બનાવેલું હોય તેવો પુત્ર ખરા અંતઃકરણપૂર્વક માતાની આધ્યાત્મિક ઉન્નતિમાટે પ્રયત્ન કરે તોપણ મને લાગે છે કે નિષ્ફળ જ જાય,-છતાં પણ પુત્રે તો તે માટે પ્રયત્ન કરવો એ જ કર્તવ્ય છે. ક્વચિત્ પુત્રના પ્રયત્નને અનુકૂલ વૃત્તિથી માતા ગ્રહણ કરી જીવનમાં ઉતારવાનો યથાશક્તિ પ્રયત્ન કરે તો "પ્રયત્ને પ્રભુ સહાય" એ કહેવત સત્ય થવાની શુભાશા રાખી શકાય.

પુત્રતરીકે પુરુષના કર્તવ્યમાં ઉપર લખાઈ ગયેલી વસ્તુની પ્રકારાન્તરે પુનરાવૃત્તિ ન કરતાં વિશેષમાં એટલું જ કહી લઉં છું કે પોતાની માતા ગમે તેવી અજ્ઞાન હોય તોપણ વૃત્તિથીયે તેનો અનાદર ન કરતાં ભક્તિભાવવડે પોતાથી બને તેટલો પ્રયત્ન માતાની આધ્યાત્મિક ઉન્નતિમાટે કરવો. કપિલમુનિએ પોતાની માતા દેવહુતિની આધ્યાત્મિક ઉન્નતિ કર્યાનું દષ્ટાન્ત સર્વની જાણમાં જ છે.

એ તો નિશ્ચિત જ છે કે પુરુષજાતિની ત્રણે સ્થિતિવાળી વ્યક્તિઓનું સ્ત્રીજાતિની ત્રણે અવસ્થાઓમાં તેઓની આધ્યાત્મિક ઉન્નતિ કરવાનું કર્તવ્ય છે જ. તે માટે શુદ્ધ મનથી તેમણે પ્રયત્ન કરવો જ જોઈએ. આ લઘુ લેખની સમાપ્તિ કરતાં ઇશ્વરપાસે એ જ યાચના કરું છું કે હાલના પુરુષોને પિતા, પતિ અને પુત્રોને-એવું જ્ઞાન મનોબલ અને આત્મબલ અર્પે કે તેઓ સ્ત્રીજાતિની આધ્યાત્મિક ઉન્નતિ સધાતી આપવાની પોતાની ફરજ અદા કરી શકે.

સૌ૦ શાંતાબ્હેન ચોક્સી.

: : સાપ્તાહિક : :

Reg. No.B. 3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવજીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ.

" જીવન ઘડો. "

વર્ષ: ૫ અંક : ૪૦
સં. ૧૯૯૫, વૈશાખ કૃષ્ણ૦ ૩
શનિવાર
તા૦ ૬ : ૫ : ૧૯૩૯.

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૪-૦-૦
હિન્દબહાર : દશ શિલિંગ.



સ્થલ : વડોદરા.
આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, ભાઉ કાળેની ગલીમાં-વડોદરામાં છોટાલાલ લાલભાઇ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી પ્રકાશક : ગોવિન્દલાલ ત્ર્યં૦ ત્રિવેદી-માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી વિશ્વવંદ્ય-ઉદ્યાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૬ : ૫ : ૧૯૩૯

## सद्वचनो.

મનને ઘડી ઘડી અકળામણવાળું કરવું, મનને વારંવાર ઉત્તેજિત થવા દેવું, મનને વારંવાર શિથિલ થવા દેવું, એ તેને હલકું બનાવનાર છે; એવું મન સુખ આપતું નથી.

× × × ×

દુર્બલ વિચારોને, દુર્બલ ભાવનાને, દુર્બલ સંકલ્પોને, દુર્બલ કલ્પનાને તત્કાલ તિલાંજલિ આપી દો, સમર્થ ચિંતનથી મનને પ્રભાવશાળી રાખો.

× × × ×

શાંતિવાળી સ્થિતિ એ કર્તવ્યમાટે સર્વોત્તમ સ્થિતિ છે. શાંતિવાળી સ્થિતિ એ મનને વિકાસ પામવા માટે સર્વોત્તમ સ્થિતિ છે. મનની શાંત અવસ્થામાં મનમાંથી કાંઈ સર્જાય છે. શાંતિ મનના સંકલ્પોને શિથિલ કરે છે. શાંતિ આત્માના અંશને જાગ્રત્ કરે છે.

× × × ×

જીવનનો ઉપયોગ ક્ષોભમાં નહિ પણ શાંતિની સાધનામાં થવો જોઇએ.

× × × ×

જીવનનો આનંદ જીવનની શાંત અવસ્થામાં પ્રકટે છે.

---

श्रीगुरुदेव.

# શ્રી પુરુષાર્થસિદ્ધિ.

( અનુસંધાન ગતાંક ૩૪-૩૫ ના પૃષ્ઠ ૨૮૧ થી )

ધ્વનિ પણ અણુઅણુમાં કેવી અસર પ્રકટાવે છે તેનું ભાન થયું, છતાં કોઈ પણ પ્રકારના વિકારની પ્રતીતિ ન થઈ. નાદ બ્રહ્મનું સ્વરૂપ છે એ ચિંતનમાં લીન થઈ ગયો.

દશે દિશાઓ સુવર્ણજેવા વર્ણથી રસાયેલી પ્રતીત થતી હતી. પ્રવાસી આનંદાનુભવ કરે છે એવામાં એક દિવ્યસરખા જણાતા પુરુષ ત્યાં પધાર્યા. જેમ લોહ લોહચુંબકપ્રતિ છટકીને સ્પર્શ કરે છે તેમ **વીરેન્દ્ર**ની વૃત્તિ ચિંતનમાંથી છટકી તેમના પ્રતિ વળી. સુંદર વસ્ત્રાલંકાર આ પુરુષે ધારણ કર્યાં નહોતા. શિરપર જટા અને શરીરે વ્યાઘ્રાંબર વીંટાળ્યું હતું; લલાટ ચંદ્રજેવા દિવ્ય વર્ચસ્થી પ્રકાશિત લાગતું હતું; ક્ષણભર તો એમ જણાતું કે આ લલાટ નથી પણ ચંદ્ર જ છે. નયનમાં અદ્ભુત ખુમારી વ્યાપી રહી હતી. સર્વાંગે ભસ્મનું વિલેપન કર્યું હતું.

એક બાજુએ જુએ છે તો નાના પ્રકારના ઉત્સવો થઈ રહ્યા છે, અખંડ નાદ થઈ રહ્યો છે. આવા વૈભવયુક્ત સ્થાનમાં તપસ્વીસરખા આ પુરુષ કોણ હશે? અનંતઐશ્વર્યાધિપતિ વિષ્ણુ હોય ત્યાં વૈભવની પ્રતીતિ હોય એ સ્વાભાવિક છે પણ આ તો વિરુદ્ધ ભાસે છે. જો મારી પેઠે આ પણ પ્રવાસ કરતા આવી ચઢ્યા હોય તો તો ઉભયને સંબંધ નથી એમ સિદ્ધ થાય, પણ અત્રના નાનાવિધ મનુષ્યોના ભાવ તથા ચેષ્ટા જોતાં એમ અનુમાન જાય છે કે એ એમના ઉપાસ્ય પુરુષ હશે; ગમે તેમ હોય પણ આ કોઈ અલૌકિક મૂર્તિ છે. પરમાત્મા આવાં આવાં દર્શન આપી મારા પુણ્યબલની વૃદ્ધિ કરતા હોય એમ લાગે છે.

એટલામાં પેલા પુરુષ નિકટ આવી પહોંચ્યા. સર્વએ ઉભા થઈ વંદન કર્યું. મેં પણ પ્રણામ કર્યા. તેમણે મારાપ્રતિ દૃષ્ટિ સ્થાપી કહ્યું કે હે પુરુષાર્થી વીર! તને શંકા થતી હોય તે દૂર કર તારા આગમનને લીધે જ આ પ્રકારનો ઉત્સવ તથા નાદ થઈ રહ્યો છે. સર્વ સ્થલોમાં કોઈ નિયામક સત્તા હોય છે, પણ તે સત્તા એવી વિલક્ષણ છે કે સ્વતઃ કંઈ કરતી નથી. એવી સત્તા વા વિભૂતિઓ પરના નિમિત્તથી જ વ્યવહાર કરે છે. ઊર્ધ્વ માર્ગે ચઢતો ચઢતો પ્રવાસી જ્યારે અહીં આવે છે ત્યારે તેને આ પ્રકારનું ભાન થાય છે. હવે અહીંથી તું આગળ જા. ઇપ્સિત વસ્તુની પ્રાપ્તિ થવામાં હજી વિલંબ છે, પરંતુ હવે તે તને શીઘ્ર પ્રાપ્ત થશે. આ પ્રકારના આશીર્વચન ઉચ્ચારતા આ પુરુષ અદૃશ્ય થઈ ગયા. રૂપ અને શબ્દો આ વિસ્તૃત વાતાવરણમાં વીખરાઈ ગયા.

વિચારસરિતામાં અવગાહન કરતો **વીરેન્દ્ર** વિચારમાંથી જાગ્રત્ થાય છે. સત્યનું પ્રકાશન હવે હૃદયમાં થતું હોવાથી બનતા વ્યતિકરથી અંતરમાં ભ્રાંતિગૃહ રચાતું નહોતું.

આ સ્થળનો આનંદાનુભવ લેવાં અદૃશ્ય પટમાંથી હજી જો કંઈ આવવાનું હોય તે અનુભવવા માટે ઉલ્લાસભર્યો ઉઠ્યો અને તીવ્ર વેગથી પ્રાપ્ત પંથને કાપવા લાગ્યો.

આકાશમાં વિદ્યુતની રેખાઓ અભ્રમાંથી ચમકી ઉઠી વિલાઈ જાય છે અને જેમ અભ્ર પુનઃ મૂળ રંગમાં પ્રલીન થાય છે તેમ આનંદના ચમકારા વીરેન્દ્રના અંતરતમમાં ઉઠી આવતા પણ ક્ષણમાં સમસ્થિતિમાં આવી જતા.

પ્રવાસ કરતા એક રાત્રિએ માર્ગમાં કોઈ વસ્તુ એના પગે અથડાઈ. વાંકો વળીને જુએ છે તો ત્યાં એક મોટો કૂપ જણાયો. સામે દૃષ્ટિ કરી જુએ છે તો પેલી શક્તિ કૂપ ઉલ્લંઘીને ઉભી હતી. હવે શું કરવું તે વિચારે છે. એક બાજુ ગબડે ખડખડ કરતી કોઈ વસ્તુ પડે છે એમ સંભળાય છે. રાત્રિનો સમય છે. સૃષ્ટિમાં અંધકાર પ્રસરી રહ્યો છે. વીરેન્દ્રે તો નેત્રમાં અંજન આંજ્યું હતું તેથી એ તો ત્યાંના સર્વ પદાર્થો જોઈ શકતો હતો, અને કોઈ વસ્તુપ્રતિ ધ્યાન કરી રહ્યો હતો.

વીરેન્દ્રની વૃત્તિમાં અપૂર્વ બલનો વેગ પ્રકટ્યો અને તત્કાલ એક મોટી છલંગ મારી ઉંડા મોટા ખડ્ડને કુદી ગયો. આ સ્થલે વિશેષ અનુભવ ન થયો પણ ક્ષુધાતૃષાનો કેવલ જય થઈ ગયો.

પૂર્વે એણે સાંભળ્યું હતું કે વિજયદંડ લેનારને મોટો કૂપ ઉલ્લંઘવો પડે છે. કેટલાએ પ્રવાસી આ વિકટતા જોતાં પાછા ફરી જાય છે. આવો અમાપ જગવાળો કૂપ ઉલ્લંઘીને પોતાને આવેલો જોઈને એને આનંદ થયો. પણ વળી વિચાર આવે છે કે જેમ મહાસાગરનો પાર જણાતો નથી તેમ આ પ્રવાસનો પણ ક્યારે અવધિ આવશે તે કળી શકાતું નથી. અહીં મને કાલનું ભાન થતું નથી તેથી કેટલા વર્ષથી હું નીકળ્યો છું તે લક્ષમાં આવતું નથી. માત્ર આગળને આગળ માર્ગ જતો હોય એટલું જોઈ શકું છું. આ સ્થલમાં કાલનું માપ નથી એમ તો સ્પષ્ટ થાય છે. જેવા વાતાવરણમાં મનુષ્યો પ્રવેશે છે તે પ્રમાણે તેની આકૃતિ રચાય છે એ તો મેં જાણ્યું હતું.

દેવો જ્યારે મનુષ્યલોકમાં આવે છે ત્યારે તેને અનુરૂપ તેનું શરીર રચાય છે. લીલાતનુઓ જ્યારે ભૂલોકમાં પ્રકટે છે ત્યારે બહારથી અવિદ્યાજનક વ્યવહાર સેવે છે કારણ અવિદ્યાપ્રધાન ભૂલોક છે; પરંતુ વાતાવરણથી આ પ્રકારનું માનસ પલટાઈ જાય એ તો મેં આ પ્રવાસમાં જ અનુભવ્યું. કાલ પણ કલ્પિત છે એ સિદ્ધ થાય છે.

કાલનું માપ સત્ય હોય તો સર્વત્ર એ જ પ્રમાણે ચાલી રહે. કારણ સત્ય વસ્તુ સદા એક રૂપે રહે છે. જેમ ધ્રુવનો તારો જ્યારે જોઈએ ત્યારે ઉત્તર દિશામાં એક સ્થલે રહે છે, એની આસપાસ ફરતા સપ્તર્ષિઓ ફરે છે, પણ ધ્રુવ તો સદા નિશ્ચલ રહે છે, જેને આધારે સમુદ્રના પ્રવાસીઓ ગતિ કરે છે, તેમ સત્યમાં કદી વિકૃતિ થતી નથી; તેમ કાલ એવી વસ્તુ સત્ય હોય તો તેમાં ફેરફાર થઈ શકે જ નહિ માટે એ પણ મિથ્યા છે.

. . . આ પ્રકારના વિવિધ ઉચ્ચ નિશ્ચયોને કરતો ગતિ કરી રહ્યો છે. એને કાલનું ભાન નથી, છતાં જીવની દૃષ્ટિએ સાચો મનાતો થોડો કાલ વહી ગયો. પ્રાતઃકાલનો સમય થઈ રહ્યો છે. ગિરિ ઉપરથી વહેતા સરિતાના પ્રવાહ એક સ્થલે એકત્ર થાય છે એવા પુણ્યમય સંગમસ્થાનઆગળ એ આવી પહોંચ્યો. દીર્ઘકાલે સરિતાનું દર્શન થવાથી હર્ષ થયો. એક બાજુ સુંદર ગિરિરાજ, નદીના પ્રવાહ, એકાંત સ્થલ આદિ કુદરતના વૈભવને જોતા વીરેન્દ્રના ચિત્તમાં અદ્‌ભુત શાંતિનો પ્રવાહ વહી રહ્યો, અને વિચાર પ્રકટ્યો કે અરે ! મેં અનેક વૈભવો જોયા, પરમ પાવન કરનાર દર્શન કર્યાં, પણ કોઈ સ્થલે ગુરુનાં દર્શન ન થયાં. જેના સત્તાબલે મેં અનેક અનુભવો પ્રવાસમાં કર્યા તે ગુરુના દર્શનવિના મારા ચિત્તમાં હજી પૂર્ણ સ્વસ્થતા અનુભવાતી નથી. આ સર્વ નિહાળતાં મને દઢ થતું જાય છે કે વિશ્વમાં સર્વોપરી સત્તા હોય તો તે એક સદ્‌ગુરુની જ છે.

પૂર્વે હું માનતો હતો કે માનવની, નથી અધિક દેવની–દેવીની સત્તા છે. આજે મને એ વિચારઉપર હાસ્ય પ્રકટે છે. અનંત બ્રહ્માંડની શક્તિઓ ગુરુને અધીન વર્તે છે એ જ વાત સત્ય છે. વિણઅનુભવી ગમે તે નિશ્ચય બાંધે એમાં એની મૂર્ખતા છે. શર્કરા ખાનાર જ શર્કરાનો સ્વાદ અનુભવે છે. નદીમાં નિમજ્જન કરનાર જ શીતલતાના સુખનો અનુભવ કરે છે. શ્રીમંત મનુષ્યો જ સંપત્તિની નિશ્ચિંતતા જાણી શકે છે. જે અનુભવનો વિષય હોય તે કદી વૈખરીથી વર્ણવી શકાતા નથી, એ તો અનુભવીનું હૃદય જ સમજી શકે તેમ છે.

અરે, પણ ગુરુએ કહ્યું હતું કે યથાસમયે હું તને મળીશ, પણ અદ્યાપિ ગુરુનું દર્શન થતું નથી. આ પ્રકારના વિચારને સેવતો ગુરુનું ધ્યાન કરતાં સ્તુતિ શબ્દો બોલે છે કેઃ

હે અંતર્યામી પ્રભો ! આપની કૃપાદૃષ્ટિથી નિર્વિઘ્ને આ સંગમસ્થલમાં આવી પહોંચ્યો છું. આપના અલૌકિક સામર્થ્યનુ સ્વરૂપ અંશમા ભાન થતુ જાય છે. સાચા રત્નની પરીક્ષા તો ઝવેરી જ કરી શકે છે, તેમ આ અલ્પમતિ આપના સ્વરૂપમહિમાનું ભાન શું કરી શકે ? છતાં સ્વલ્પ અંશમા પણ થતાં વૃત્તિ અહોભાવમાં લીન થઈ જાય છે. થોડા કાલ પૂર્વની મારી અંતરની સ્થિતિ અને આજની સ્થિતિ જોતા વિલક્ષણ ભેદ જણાય છે. આ સર્વનો હેતુ આપનો અનુગ્રહ જ છે. પાષાણમા પ્રાણ પૂરનાર આપજેવા કારીગરને ધન્ય છે. જડસમા હૃદયમાં ચેતનતત્ત્વ પ્રકટાવનાર આપને મારા પુનઃ પુનઃ પ્રણામ છે, આપ સદા આ દૃશ્ય પ્રપંચથી એક દૃષ્ટિએ પર છો અને અભિન્ન પણ છો, અને તે વિચારથી પ્રાર્થના પણ કરવાની રહેતી નથી. કારણ વાસ્તવ સ્વરૂપે આપણો અભેદ છે, ત્યાં જીવત્વવાળો હું અજ્ઞાનથી ભેદદૃષ્ટિ ધરી પ્રાર્થના કરું છું. આપનું સ્વરૂપ સમસર્વવ્યાપક છે, છતાં એક દેહમાં ઈશ્વરત્વને સ્વીકારતી મારી મતિ આજે આપના મંગલમય દર્શન કરવાને આતુર થઈ રહી છે. સ્થૂલ દૃષ્ટિ સ્થૂલ વસ્તુથી સંતોષ પામે એ સ્વાભાવિક છે. અનેક સ્થલોમાં મેં દૃષ્ટિ કરી પણ મને આપની ઝાંખી ન થઈ, તેથી ચિત્તમાં એક પ્રકારની

અશાંતિ પ્રકટી રહી છે. માટે કૃપા કરીને દર્શન આપો. આ પ્રકારે પ્રાર્થના કરે છે એટલામાં પોતાની પાછળ પાદુકાનો અવાજ સંભળાયો. પાછું ફરીને જુએ છે તો ગુરુની રમ્ય મૂર્તિ મંદ મંદ હાસ્ય કરતી પ્રકટ થયેલી જોઈ, તત્કાળ વીરેન્દ્ર અત્યંત આનંદથી ચરણમાં ઢળી પડયો. ગુરુએ મસ્તકે હસ્ત સ્થાપનાં તેને ઉઠાડયો અને પ્રેમભર્યાં વચનો બોલ્યા કે, હે વત્સ ! તું શા માટે વ્યગ્રતાને ધારણ કરી રહ્યો છું ? શાંત થા. હું સદા તારી નિકટ જ હતો અને રહીશ. સ્થૂલ દૃષ્ટિએ જણાતી સમીપતાની અમુક સમયપર્યંત આવશ્યકતા હોય છે, અને કદી કદી વિદૂરતાની પણ આવશ્યકતા છે. બાળકને માતા જો નિરંતર આંગળી પકડી ચલાવે તો એ કદી સ્વતંત્રપણે ચાલી શકતો નથી, તેમ મનુષ્ય આ ભવપ્રવાસમાં અન્યની સહાયથી જ જો ચાલે છે તો સ્વતંત્રપણે થતી કેટલીક શક્તિનો વિકાસ થતો નથી. સત્પુરુષના શુદ્ધ વાતાવરણમાં તો વિકારોનો જય થઈ ગયો હોય તેમ ભાસે છે, પરંતુ કોઇ કાલે જ્યારે મનુષ્ય સ્વતંત્ર વિચારે છે, ત્યારે દરમાં છૂપાયેલો વિષધર બહાર મુખ કાઢે છે તેમ હૃદયને સ્પર્શતી વૃત્તિઓ પુનઃ જાગ્રત્ થાય છે. માટે પોતાના પ્રયત્નથી તેનો જય કરવાની જરૂર રહે છે, તેથી અનુભવી પુરુષો શરણાગતને કોઈ કોઈ સમય એકાકી વિચરવા દે છે.

( અપૂર્ણ )

---

# श्रीयोगसार.

( અનુસંધાન ગતાંક ૩૬-૩૭ ના પૃષ્ઠ ૨૮૮ થી )

પ્રકારાન્તરથી જોતાં એ કર્માશયના ફલઉપરથી એના આ પ્રમાણે વિભાગ પાડી શકાય છે. એ કર્માશય-કર્મસંસ્કારો ચિત્તમાં પડી રહે છે અને ત્યાં પોતાના ફલને રચતાં રહે છે. જેમ ભૂમિમાં નાંખેલું બીજ પોતાના કાર્યરૂપ વૃક્ષને પ્રકટાવવા નિરંતર ટાંપી રહે છે અને વૃષ્ટિ, જલ, પ્રકાશાદિ સહકારીની સહાય મળે છે એટલે વધીને પોતાના કાર્યરૂપ વૃક્ષને પ્રકટ કરે છે, તેમ આ કર્માશય પણ ચિત્તમાં પડી રહે છે અને અનુકૂલ દેશ, કાલ અને નિમિત્તની સહાયની અપેક્ષા રાખે છે. એ મળતાં એ પાકે છે અને પોતાના ફળને પ્રકટાવે છે. આ જે ફલો પ્રકટે છે તે વિપાક કહેવાય છે. એ વિપાક ત્રણ પ્રકારના છેઃ જાતિ, આયુષ્ અને ભોગ. જાતિ એટલે જન્મ અથવા મનુષ્યત્વ, પશુત્વાદિ જાતિઓ. એક શરીર ( સ્થૂલ ) છૂટે અને બીજું ગ્રહણ થાય તેનું નામ જન્મ છે. લિંગશરીર હવે મનુષ્ય-શરીરમાં ચેષ્ટા કરતું રહ્યું છે પણ એ શરીર કેટલોક સમય ગયા પછી છૂટે છે અને ત્યારે એ લિંગ-શરીર પોતાનાં કર્મપ્રમાણે ધારો કે દેવશરીરને પામ્યું એટલે એનો દેવજાતિના સ્થૂલ શરીરસાથે સંયોગ થયો તો એ સંયોગનું નામ જન્મ છે. એ દેવશરીરમાં કર્માનુસાર કેટલોક સમય એ લિંગશરીર રહે છે. પુનઃ એ કર્માશયના અવસાને એ દેવશરીર અને એ લિંગશરીરનો વિયોગ થાય

છે અને પછી એ લિંગશરીરનો ઇતર કોઇ જાતિના સ્થૂલ શરીરસાથે—ધારો કે મનુષ્યજાતિના સ્થૂલ શરીરસાથે—સંયોગ થયો તો એ જન્મ કહેવાય છે. સાધારણ રીતે આ પ્રમાણે એક સ્થૂલ શરીરનો ત્યાગ થઈ ઇતર સ્થૂલ શરીરનું ગ્રહણ થાય છે અને તે જન્મ કહેવાય છે. પણ કોઈ કોઈ વાર આમ થતું નથી પણ એક સ્થૂલ શરીર જ ઇતર સ્થૂલ શરીરરૂપે પરિણામ પામી જાય છે. ઉર્વશી નામની અપ્સરા ભૂમિઉપર વિહાર કરતી હતી ત્યારે ભૂલથી કુમારવનમાં એણે પ્રવેશ કર્યો. કુમારવનના સંબંધમાં એવી મર્યાદા બાંધેલી હતી કે જે કોઈ સ્ત્રી એમાં પ્રવેશ કરે તે લતા થઈ જાય. આ શાપ કે મર્યાદાને લીધે ઉર્વશી પ્રવેશ કરતાં જ લતારૂપ થઈ ગઈ છે અહીં ઉર્વશીનો સ્થૂલ દેહ છૂટી જઈ એને લતાદેહની પ્રાપ્તિ થઈ નથી પણ ઉર્વશીનો જે સ્થૂલ દેહ હતો તે જ લતારૂપ પરિણામને પામી ગયો છે. જેમ ઘાસની ગંજી ખડકીને તૈયાર કરી હોય તેમાં અગ્નિનો એક તનખો પડે છે તો એ આખી ગંજી વહ્નિરૂપ પરિણામને પામી જાય છે, જેમ હાઇડ્રોજન અને ઓક્સીજન નામના બે વાયુમાં વિદ્યુતનો એક તનખો પડતાં એ બંને જલરૂપ પરિણામને પામી જાય છે તે જ પ્રમાણે ઉર્વશીનું માનુષ સ્ત્રી-શરીર લતારૂપ થઈ ગયું છે. આનું નામ જાત્યન્તર પરિણામ છે. અને તે આવી રીતે થાય છે. શ્રી યોગસૂત્રકાર જણાવે છે કે जात्यन्तरपरिणामः प्रकृत्यापूरात् ॥ ४-२ ॥ जात्यन्तरपरिणाम એટલે અન્ય જાતિરૂપે પરિણામ થવો તે. प्रकृत्यापूरात्–પ્રકૃતિરૂપ ઉપાદાનકારણનો પ્રવેશ થવાથી. आपूर એટલે પૂરવું, ભરવું તે. આ સૂત્રથી એ જણાવ્યું કે જ્યાં જ્યાં એક જાતની વસ્તુ બદલાઈને તેને બદલે બીજી થાય છે, જ્યાં જ્યાં એક જાતિની વસ્તુનો બીજી જાતિની વસ્તુરૂપે પરિણામ થાય છે ત્યાં તે બીજી જાતિની વસ્તુનું જે ઉપાદાનકારણ તેનો પ્રથમની વસ્તુમાં પ્રવેશ થવાથી જ એ પરિણામ થાય છે. એક યોગી મહાત્માએ એક દોરડીનો સર્પ બનાવ્યો તો ત્યાં દોરડી એક જાતિની વસ્તુ છે અને સર્પ એ બીજી જાતિની વસ્તુ છે. દોરડીપણું અને સર્પપણું એ બંને ભિન્ન ભિન્ન જાતિ છે આથી દોરડી કંઈ સર્પનું ઉપાદાનકારણ નથી તેથી જેમ મૃત્તિકારૂપ ઉપાદાનકારણમાંથી ઘટ થાય, જેમ મૃત્તિકા ઘટરૂપ પરિણામને પામી જાય તે પ્રકારે દોરડીમાંથી સર્પ થઈ શકે તેમ નથી, દોરડીનો સર્પાકાર પરિણામ થઈ શકે તેમ નથી. પણ અહીં એ મહાત્માના સિદ્ધ સંકલ્પના બળે, સર્પનું જે ઉપાદાનકારણ છે તે ઉપાદાનકારણરૂપ અણુઓ આકર્ષાઈ દોરડીમાં પ્રવેશે છે. અને એ પ્રવેશ થવાથી જેમ વહ્નિનો કણ ઘાસની ગંજીમાં પ્રવેશતાં આખી ગંજીને વહ્નિરૂપ કરી મૂકે છે તેમ, એ અણુઓ દોરડીને સર્પરૂપ કરી મૂકે છે; દોરડીને દોરડીપણાથી રહિત કરી એ પરમાણુમાં તે સર્પ થઈ રહે છે સામાન્ય પ્રસંગ લઈએ તો જ્યારે હાઇડ્રોજન અને ઓક્સીજનમાંથી જલ થાય છે ત્યારે એ બંને કારણરૂપ મનાયેલા પદાર્થો જલથી ભિન્ન જાતિના છે તેથી એ બેનો જલરૂપ પરિણામ થઈ શકે તેમ નથી. પણ જ્યારે વિદ્યુતનો તનખો એ બેમાં મૂકવામાં આવે છે ત્યારે એ બે વાયુના જે અણુઓ જેમાં જલનું ઉપાદાનકારણ જે રસતન્માત્રા તે પ્રવેશે છે અને તે તન્માત્રા આ બે વાયુના અણુને પણ તન્માત્રારૂપ બનાવી દે છે અને તેમાંથી જળરૂપ પરિણામ થાય છે. અન્યરૂપે

કહીએ તો એ બે વાયુના પરમાણુઓ પોતાના રૂપથી રહિત થઈ જાય છે અને એનું જે કારણ
રૂપે પૃથક્કરણ પામી જાય છે અને એ પછી તેમાંથી જલરૂપ નવીન દેખાતા પદાર્થની ઉત્પત્તિ થ
છે. શ્રી અગસ્ત્ય ઋષિએ સમુદ્રનું આચમન કરી દીધું ત્યાં પણ આ જ ન્યાય લાગે છે. એ સમ
ઋષિના માહાત્મ્યને લીધે જે સંકલ્પ એમણે આચમન કરતી વખતે કર્યો તે સંકલ્પને લીધે સમુદ્ર
પ્રકૃતિ સંકુચિત થઈ જઈ અને અન્ય સૂક્ષ્મ પ્રકૃતિ ( ઉપાદાન કારણ ) એમાં પ્રવેશ્યું અને
પ્રવેશતાં જ સમુદ્ર સૂક્ષ્મરૂપ થઈ અદૃશ્ય થઈ ગયો. આ જ પ્રમાણે પુનઃ સંકલ્પવશાત્ એ સૂક્ષ્મ
થઈ ગએલા સમુદ્રમાં સ્થૂલતા આણનાર ઉપાદાનકારણનો પ્રવેશ કરાવ્યો એટલે એ જ અણુઓમાં
પુનઃ સ્થૂલરૂપ સમુદ્રનો પ્રાદુર્ભાવ થયો. શ્રીકૃષ્ણે સુદામાને જે માયા બતાવી હતી, શ્રી અર્જુનને
વિરાટ સ્વરૂપનું દર્શન કરાવ્યું હતું અને ક્ષણમાત્રમાં પુનઃ પોતાના સુરમ્ય મનોહર શરીરની પ્રતીતિ
કરાવી હતી તે આ જ નિયમને અનુસરીને કરાવ્યું હતું. જ્યારે માયાનો વિસ્તાર કરવાનો સંકલ્પ
કર્યો ત્યારે તે સંકલ્પથી આકર્ષાઈ સ્થૂલતા કરનાર અણુઓરૂપ પ્રકૃતિનો તેમાં પ્રવેશ થયો એટલે
આખો પદાર્થ તે સ્થૂલરૂપ થઈ ગયો; અને એ સંકલ્પ ખેંચી લીધો અથવા એથી વિરોધી સંકલ્પ
કર્યો એટલે પુનઃ સૂક્ષ્મતા કરનાર અણુંઓનો તે સ્થૂલ પદાર્થમાં પ્રવેશ થયો અને તેથ
આખો પદાર્થ પુનઃ સૂક્ષ્મ થઈ ગયો. અણિમા, મહિમા, આદિ સિદ્ધિના પ્રયોગો આ જ સિદ્ધાંત
અનુસરીને થાય છે. વર્તમાન શરીર સ્થૂલ છે, ભારે છે પણ જ્યારે સિદ્ધિને પ્રાપ્ત યોગીનો સંકલ્પ
થાય છે ત્યારે એ સંકલ્પ તે તે પ્રકૃતિને આકર્ષી લાવી એ શરીરમાં દાખલ કરી દે છે અને એ
પ્રકૃતિનો સ્થૂલ શરીરને સ્પર્શ થતાં એ આખું સ્થૂલ શરીર તેરૂપ થઈ રહે છે. આથી જો એ
પ્રકૃતિ સૂક્ષ્મરૂપતાને પમાડનાર હોય છે તો આખું શરીર અણુ થઈ રહે છે, જો હલકું કરનાર
હોય છે તો આખું શરીર હલકું રૂજેવું થઈ રહે છે, જો ભારે કરનાર હોય છે તો કોઈથી એ ચ
ન શકાય તેટલું એ શરીર ભારે થઈ જાય છે, વિસ્તૃત કરનાર હોય છે તો આખું શરીર મોટું પર્વત
જેવું થઈ રહે છે વગેરે. આ નિયમને અનુસરીને જ જાત્યન્તર પરિણામ થાય છે.

( અપૂર્ણ )

---

## શ્રીઉપેન્દ્રજયન્તીમહોત્સવનું સાહિત્ય—( સં૦ ૧૯૯૨ )

( ઉત્તીર્ણ લેખો. )

યુવક વિભાગ.

### " મિત્રને પત્ર "

[ લેખક : ચૈતન્યપ્રસાદ ત્રિવેદી. ]

પ્રિય મિત્ર,

" પ્રાચી હસે નવપ્રકાશ પ્રસન્ન કેવી,
ને ચેતનાદ્યુતિ વડે જગ સર્વ રેલી;

ગંદેહ ગૂઢ કંઈ એહ એ પ્રકાશ ધારે,
તે માનવી પ્રકૃતિ સર્વ વળી જગાડે."

ઉદયાચળને આંગણે ઉષા રંગોળી પૂરી રહી છે. અહા ! શું અદ્ભુત તેનું સૌન્દર્ય ! શું દિવ્ય તેની કાન્તિ ! સૂર્યદેવ પધાર્યા. ભાનુના ભર્ગની ઝડીઓ વરસી. નિત્ય નિયમમુજબ મેં ઉચ્ચાર્યું :—

" અસત્યો માંહીથી પ્રભુ પરમ સત્યે તું લઈ જા,
ઊંડા અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઈ જા;
મહા મૃત્યુમાંથી અમૃતસમીપે નાથ લઈ જા,
તું, હીણો હું છું તો તુજ દર્શનનાં દાન દઈ જા"

દેવ હસી રહ્યા છે. આશિષ્ વર્ષાવી રહ્યા છે. પ્રાણ પ્રેરી રહ્યા છે. અદ્ભુત શાન્તિથી હૃદયના ઊંડાણમાંથી પ્રત્યુત્તર મળ્યો :—

" ભવમાં પ્રકાશજે તું, શાન્તિ પ્રસારજે તું;
અમૃત પ્રેરજે તું, ચૈતન્ય છે તું જાતે."

ઉપર ઉગતી ઉષાના આછા અજવાળાં પડે છે, દૂર દૂરના રમ્ય પ્રદેશોઉપર રમણીય પ્રાતઃકાલના તેજ પડી રહ્યાં છે. તળેટીપરના કોઈ ગામડામાં શંખનો ધ્વનિ થઈ રહ્યો છે. પાસેના ડુંગરઉપરથી મંદિરની આરતીનો અવાજ કર્ણગોચર થાય છે. શાંત પરમ શાંત પ્રભાતમાં જાણે કોઈ નિગૂઢ સંદેશો લાવતા હોય તેમ અવારનવાર આવતા અવાજે ચિત્તને વધારેને વધારે શાંત બનાવે છે અને એથી એકાદ ક્ષણમાં સ્વયંસ્ફુર્યો હોય તેમ—જાણે ગગનમાંથી આવી પડ્યો હોય તેમ —એક વિચાર આવ્યો: " જીવન ક્ષણિક હશે પણ એની દરેક ક્ષણ અનંતતાની સાથે જોડેલી છે. અને તેથી એ (જીવન) પણ અનંત છે " *એટલા માટે જ જે ક્ષણમાં સાચું જીવન જીવે છે તે* અનંતમાં પણ સાચું જ જીવન જીવે છે"

આ પૃથ્વીઉપર આ સ્વરૂપમાં ફરી આવવાનું નથી. અને જે રીતે જે મળે છે તે જ રીતે ફરી મળવાનું નથી, માટે એક ક્ષણની પણ—રેડીયમના એક અણુની માફક બહુ મૂલ્ય ગણીને—જે હેતુપૂર્વક યોજના કરે છે તે રસપૂર્ણ જીવન ગાળી શકે છે.

જીવનની આ મર્મકથા જાણનારને કોઈ પણ જાતની અતૃપ્તિ નથી, સાધનોની ખોટ નથી, વૈભવનો મોહ નથી. જ્યાં પળપળ, એ જ રત્નની રજ છે ત્યાં પોતાના જીવનની અંતરંગ શક્તિ જ મનુષ્યને સત્ય દર્શન કરાવી શકે છે. જેમ એને એક પળ નકામી ખોવી નથી, તેમ એને એક પળની ઉતાવળ પણ નથી. તેનું જીવન રસભર હેતુપૂર્ણ, આનંદમય અને અનંત સુખમય છે.

એજ
ચૈતન્યના જયગુરુ વંદન.

———

# શ્રેયસ્સાધક

એટલે

માનવજીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશ.

" જીવન ઘડો. "

વર્ષ: ૫ અંક : ૪૨
સં. ૧૯૯૫, વૈશાખ કૃષ્ણ ૯
શનિવાર
તા. ૧૩ : ૫ : ૧૯૩૯.

---

પત્રવ્યવહાર:
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

---

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૪-૦-૦
હિન્દબહાર : દશ શિલિંગ.

---

**શ્રી ચારિત્ર્યમન્દિર :**
વિદ્યાર્થીને વાંચવા મૂકવા યોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા
સહાય કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્યમાટે મથતી સંસ્થા.

સ્થલ : વડોદરા.
આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, બાઉ કાલેની ગલીમાં-વડોદરામાં ઉત્તમભાઈ લાલભાઈ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ વતી પ્રકાશક : ગોવિન્દલાલ જ૦ ત્રિવેદી-માટે છાપ્યું અને પ્રકાશક શ્રી વિશ્વબંધુ-રૂપાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૩ : ૫ : ૧૯૩૯

## नित्यसन्देश.

તા. ૮ : ૮ : ૧૯૩૧

કૂંચી બનાવનારાઓ દરેક તાળાંની જેમ જુદી જુદી કૂંચી બનાવે છે, તેમ એક બીજી જાતની ચાવી પણ બનાવે છે એને અંગ્રેજીમાં Master key કહે છે, એટલે તે કૂંચી, કૂંચીમાંતનો રાજા અથવા રાણી-જે ઉપમા આપો તે છે. એ 'માસ્ટર કી' દરેક તાળાંને લાગુ પડે છે. એટલે એ કૂંચીથી બધાં જ તાળાં ઉઘડે છે. જેની પાસે એ કૂંચી છે તેને જુદી જુદી કૂંચીઓના ઝૂમખાનો ભાર કેડે કે હાથે વહેવો પડતો નથી. આવી મનુષ્ય મેળવી શકે એવી એક 'માસ્ટર કી' છે જેનાથી જીવનનાં અનેક જાતનાં તાળાં ઉઘડે છે-જીવનની દરેક શાખામાં તેનો ઉપયોગ થઈ શકે છે. આ 'માસ્ટર કી' તે ચારિત્ર્યનો ગુણ છે. ચારિત્ર્ય દરેક વસ્તુનો આગળ વિકાસ કરે છે, ચારિત્ર્ય મનુષ્યની મનુષ્યઆગળ મહત્તા વધારે છે. ચારિત્ર્ય મનુષ્યઆગળ મનુષ્યનું આકર્ષણ કરે છે. ચારિત્ર્ય મનુષ્યના અંતરના ગુણોને પ્રકાશિત કરે છે-બીજાઆગળ પ્રતિષ્ઠા અપાવે છે. ચારિત્ર્ય આપણે માટે બીજાને ગરજ પડાવે છે. જે ચારિત્ર્યવાન્ છે તેની પાસે અનેક સારી વસ્તુ આકર્ષાઈ આવે છે, છતાં ચારિત્ર્યવાન્ તેના તરફ આકર્ષાતો નથી. કશું પણ ન મળે ત્યાંએ ચારિત્ર્યવાન્ નિરાશ કે દુર્બલ નથી થતો. પણ મળે તો તેનો કેવી રીતે સર્વોત્તમ ઉપયોગ કરવો, અને કશું ન મળે તો કશાએ વિના કેવી રીતે આનંદથી ચલાવવું-એ બન્ને કળા જાણે છે. ઉપર કહ્યું તેમ ચારિત્ર્ય અથવા ચારિત્ર્યવાન્ એ એવી કૂંચી છે કે જે દરેક પરિસ્થિતિરૂપી તાળાંને અનુકૂલ પડી જાય છે. તે સુખને જેમ ભોગવે છે-enjoy કરે છે-તેમ દુઃખને પણ ભોગવે છે-enjoy કરે છે. તે ગમે તેવી સ્થિતિમાંથી સફળતાથી પસાર થઈ જાય છે ચારિત્ર્યવાનને દબાવનાં અને દબાવવાનાં બને આવો છે ચારિત્ર્યવાન્ પોતાના મનનો રાજા હોવાથી કશા

ખોટાથી તે દબાતો નથી. બીજા જેનાથી અકળાઈ જાય તેને એ હસી કહાડે છે. બીજા જેમાં ખોટું જુએ છે તેના ગર્ભભાગમાં એટલે ઉંડાણમાં ચારિત્ર્યવાન્ નજર નાંખી કાંઈ સારું શોધી કહાડે છે. ચારિત્ર્યવાન્ અશાંતિના પ્રસંગમાં શાંતિ જાળવી શકે છે. એ ઘણા માણસવચ્ચે સુખપૂર્વક રહેવાની કળા જાણે છે, તેમ એકાંતમાં રહેવાની કળાને પણ જાણે છે. તે વિદ્વાનને રુચિકર થાય છે તેમ અવિદ્વાનને પણ રુચિકર થાય છે. ચારિત્ર્યવાન્ ગંભીર પણ થાય છે અને વિનોદી પણ થાય છે. ચારિત્ર્વાન્ બીજાને બોલીને પણ સુધારે છે અને વગરબોલ્યે પણ સુધારે છે. ચારિત્ર્યવાન્ શત્રુતરફ પણ પ્રેમ રાખે છે, શત્રુની પણ યોગ્ય પ્રશંસા કરે છે. શત્રુમાંથી પણ કાંઈ સદ્ગુણ શિખી લે છે. પોતાની ભૂલ સમજતાં તેને તે નમે પણ છે. ચારિત્ર્યવાન્ ઈશ્વરની સાથે પણ સંબંધ રાખે છે. આમ ચારિત્ર્યવાન્ બધે લાગુ પડતી " માસ્ટર કી " છે.

श्रीगुरुदेव

---

# श्रीयोगसार.

( અનુસંધાન ગતાંક ૪૦ ના પૃષ્ઠ ૩૨૧ થી )

ઉર્વશીનું સ્થૂલ શરીર ભારે કંઇ એવું નહોતું કે એમાંથી લતા ઉગે, એ કંઇ લતાના બીજરૂપ નહોતું, એ કંઇ લતારૂપ આકૃતિનું ઉપાદાનકારણ નહોતું. પણ કુમારવનની બાંધેલી મર્યાદાના બાંધનારના સિદ્ધ સંકલ્પાનુસાર ઉર્વશીએ કુમારવનમાં પ્રવેશ કર્યો કે તરત જ એનાં શરીરમાં લતાશરીરને અનુરૂપ તન્માત્રા અને ઇન્દ્રિયોનો પ્રવેશ થયો અને એ થતાં જ ઉર્વશીના આખા શરીરનો લતારૂપ પરિણામ થઈ ગયો. આમ હોવાથી જ જ્યારે સંગમનીયમણિનો એ લતાને સ્પર્શ થયો એટલે તરત જ એ તન્માત્રા અને ઇન્દ્રિયો એમાંથી નીકળી ગઈ એટલે તરત જ પુનઃ લતાને સ્થાને ઉર્વશી થઈ રહી. આ જ નિયમથી શ્રી નંદીશ્વરે અપાર પુણ્યકર્માશય રચેલો હતો તે કર્માશયના બળથી એમને શ્રીશંકરના દર્શન થયાં અને એ દર્શનના પ્રભાવથી દિવ્ય દેહના ઉપાદાનકારણરૂપ પાંચ ભૂતના અણુઓ તથા દિવ્ય દેહને અનુરૂપ અહંકારના અણુઓનો એમના શરીરમાં પ્રવેશ થયો અને એ પ્રવેશ થતાં જ એમનો વર્તમાન દેહ દિવ્ય દેહરૂપે પરિણત થઈ ગયો. આ જ નિયમથી જ્યારે કર્મવશાત્ દેવત્વને પામેલા નહુષ રાજાએ પોતાના વાહનમાં ઋષિઓને જોડ્યા અને તેમને બળદની માફક સર્પ, સર્પ—ચાલ, ચાલ–કહી હાંકવા માંડ્યા ત્યારે તે ઋષિઓએ શાપ આપ્યો કે તું જ સર્પ થાઓ એ શાપરૂપ સિદ્ધ સંકલ્પના પ્રભાવે નહુષના દિવ્યદેહમાં સર્પદેહના ઉપાદાનકારણરૂપ પાંચ ભૂતના અણુઓ અને અહંકારનો પ્રવેશ થયો અને એ પ્રવેશ થતાં જ જેમ ઘાસની ગંઠ વહ્નિરૂપ થઈ રહે છે તેમ એ દિવ્ય દેહનો સર્પરૂપે પરિણામ તત્ક્ષણ જ થઈ ગયો. આ જ નિયમ પ્રમાણે ઇતર જાત્યન્તરનાં ઉદાહરણો સમજવાનાં છે જ્યાં જ્યાં જાત્યન્તર થાય છે ત્યાં સર્વ ! આ નિયમ જ પ્રવર્તે છે. જન્મમાં અને જાત્યન્તર થવામાં એ ભેદ છે કે જ્યારે જન્મ

થાય છે ત્યારે તે ઉત્તર જન્મના ઉપાદાનકારણ જે પંચમહાભૂત આદિ તેની તે લિંગશરીરમાં સ્થિતિ થાય છે પણ તે સમયે વર્તમાન સ્થૂલ દેહ છૂટે છે તેથી એ પંચભૂતાદિમાંથી જ નવો દેહ રચાય છે અને તેસાથે તે લિંગશરીરનો સંબંધ થાય છે અને જ્યારે જાત્યન્તર પરિણામ થાય છે ત્યારે એ પંચભૂતાદિનો પ્રવેશ તો આપમેળે જ થાય છે. પણ એ પંચભૂતાદિમાં કર્માશયવશાત્ એવો ત્વરિત વેગ આવેલો હોય છે કે એ પંચભૂતાદિ એમને એમ પડી રહેતા નથી પણ પોતાની સત્તાથી તે વર્તમાન દેહને પણ ઉત્તર થનાર દેહરૂપે પરિણત કરી દે છે. આ બંને પ્રકારની સ્થિતિ-જન્મ તથા જાત્યન્તર-ને જાતિ નામનો વિપાક છે, તે જાતિ નામનું કર્માશયનું ફલ છે. એ નવીન શરીર- સાથેનો સંયોગ લિંગદેહને જેટલો સમય રહે છે તે સમય તે આયુઃ કહેવાય છે. એટલે એ સમયની મર્યાદા તે આયુઃ નામનું કર્માશયનું દ્વિતીય ફલ છે, દ્વિતીય વિપાક છે. તૃતીય વિપાક તે ભોગ છે જે શરીરની પ્રાપ્તિ થઈ હોય તેમાં સુખદુઃખનો સાક્ષાત્કાર થવો સુખદુઃખની વેદના થવી (જ્ઞાન થવું) તે ભોગ છે. તેમ જ એ સુખદુઃખનું સંવેદન થવાને યોગ્ય સ્થિતિ થવી તે પણ ભોગ છે. શરીર વ્યાધિગ્રસ્ત હોય ત્યારે એ વ્યાધિને લીધે દુઃખનું સંવેદન થાય છે. એ વ્યાધિ એ દુઃખસંવેદનરૂપ ભોગનો હેતુ છે તે એ ભોગ છે. શરીરમાં દૃઢતા હોવી, નીરોગ સ્થિતિ હોવી એ સુખસંવેદનનો હેતુ છે માટે એ પણ ભોગ છે. અંતઃકરણમાં સુખદુઃખરૂપ વૃત્તિ ઉઠવી કે જેને લીધે પછી હું સુખી, હું દુઃખી એ પ્રકારે સુખદુઃખના સંવેદનરૂપ ભોગ થાય છે તે પણ આ જ કારણથી ભોગ છે. સંક્ષેપમાં એ જ કે જે કર્માશયના ફલરૂપ હોય અને જાતિ તથા આયુષ્‌માં નહિ આવે તે સર્વ ભોગ છે. આથી ધનની પ્રાપ્તિ, ધનનો વિનાશ, સ્ત્રીપુત્રાદિની પ્રાપ્તિ, તેમની હાનિ, તેમનાં સુખદુઃખ આદિ સર્વ-સંક્ષેપમાં સારા માઠા સર્વ શબ્દાદિ વિષયોની પ્રાપ્તિ તથા તેમનું જતું રહેવું, સર્વ ઇન્દ્રિયોના ગુણો તથા દોષો તથા એ સર્વથી થતી સુખિપણાની અને દુઃખિપણાની પ્રતીતિ એ સર્વ ભોગ છે. ભોગ શબ્દની ત્રણ વ્યુત્પત્તિ થાય છે.-જે ભોગવાય છે તે ભોગ છે, ભોગવવું તે ભોગ અને જેવડે ભોગ ભોગવાય તે ભોગ આ ત્રણ વ્યુત્પત્તિને અનુસરી કર્માશયના ફલરૂપ વિષયો, ઇન્દ્રિયો અને સુખદુઃખનો સાક્ષાત્કાર એ સર્વ ભોગ શબ્દમાં આવી જાય છે. જે પુરુષો ઉપાસનાના બળથી પ્રકૃતિલય કે વિદેહ આદિ સ્થિતિને પામે છે અથવા અધમ કર્માશયવશાત્ જડ, પાષાણાદિ સ્થિતિને પામે છે તેમની એ પ્રકૃતિલયાદિ અવસ્થા સાધારણ રીતે ભોગ કહેવાય છે પણ તેનો સમાવેશ જન્મમાં જાતિમાં થાય છે. કેમકે જેવી મનુષ્યત્વાદિ જાતિ છે તે જ પ્રકારની પ્રકૃતિલયત્વાદિ પણ જાતિ છે માટે જેમ મનુષ્યજન્મ આપનાર કર્માશય જાતિરૂપ વિપાકને આપનાર છે તેમ પ્રકૃતિલયત્વ પાષાણત્વાદિ સ્થિતિને લાવનાર કર્માશય પણ જાતિરૂપ વિપાકને આપનાર કર્માશય છે માટે એને ભોગરૂપ વિપાકને આપનાર કર્માશય ગણવો ઘટતો નથી. જે જાતિ અને આયુષ્‌થી ઇતર હોય તેનો જ ભોગમાં સમાવેશ થાય છે.

આ ત્રણ-જાતિ, આયુષ્ અને ભોગ-એ કર્માશયના ફલરૂપ છે અને તેને અનુસરીને કર્માશયના કેટલાક ભેદ પડે છે. પણ એ ભેદમાં ઉતરતા પૂર્વે અન્ય ભેદ જે પડે છે તે જોવા ,

છે. તે ભેદ તે આ છે. કર્મની સ્વાભાવિક ગતિ હમેશાં તરત જ ફલ આપવાની છે. બીજનો ભૂમિમાં પ્રક્ષેપ કર્યો કે તરત જ ઉગી વૃક્ષરૂપ થવું એ તેનો સ્વભાવ છે. પણ તે તેમ થઈ શકતું નથી. શા માટે ? કારણ એ છે કે એને પ્રતિબંધ નડે છે. એ બીજ વૃક્ષરૂપ થાય તેમાં પ્રતિબંધક હોય તેને દૂર કરવા પડે છે અને તે દૂર કરવા માટે તેને સહકારીની અપેક્ષા રહે છે. આથી સહકારીની જેમ જેમ પ્રાપ્તિ થતી જાય તેમ તેમ પ્રતિબંધો દૂર થતા જાય છે અને જેમ જેમ પ્રતિબંધો દૂર થતા જાય છે તેમ તેમ બીજનો વિકાસ થઈ વૃક્ષરૂપ પરિણામ થઈ રહે છે. આ સિદ્ધાન્તનું પૂર્વે પ્રકૃતિની સ્વતંત્રતાના પ્રતિપાદનમાં વિસ્તારથી પ્રતિપાદન કર્યું છે તેથી અત્ર સંક્ષેપમાં જ સૂચવીએ છીએ કે चलं च गुणवृत्तम्-પ્રકૃતિનો નિરંતર પરિણામ પામ્યા કરવાનો-સર્વ પ્રકારે પરિણામ પામ્યા કરવાનો સ્વભાવ જ છે પણ ધર્માધર્મરૂપ પ્રતિબંધને લીધે તેનો અમુક પ્રકારમાં પરિણામ થઈ ઇતર પ્રકારે પરિણામ થતો નથી. એ પ્રતિબંધો દૂર થઈ જાય છે એટલે જે પ્રકારના પ્રતિબંધો દૂર થયા તે પ્રકારે પરિણામ સ્વભાવથી થઈ રહે છે. આ જ નિયમથી કર્માશય થયો એટલે તરત જ પોતાનું કાર્ય કરવા તે તત્પર થાય છે પણ તેમ તે સદા કરી શકતો નથી. જ્યોતિષ્ટોમયાગ કર્યો એટલે તેથી ધર્મરૂપ અથવા પુણ્યરૂપ કર્માશય બંધાયો. એ કર્માશય તરત જ સ્વર્ગપ્રાપ્તિ કરાવવા, તે કર્તા શરીરને સ્વર્ગમાં લઈ જવા પ્રયત્ન કરે છે પણ તેમ સદા કરી શકતો નથી. કારણ કે મનુષ્યશરીરને નિભાવનાર જે કર્માશય છે તે બલવાન્ છે મનુષ્યશરીર અને દેવશરીર એ બેનું સાથે ગ્રહણ થઈ શકતું નથી તેથી મનુષ્ય-શરીર દેવશરીરનુ વિરોધી છે માટે મનુષ્યશરીરને ચાલુ રાખનાર જે કર્માશય તે દેવશરીરની પ્રાપ્તિ કરાવનાર કર્માશયનો વિરોધી છે. તેથી દેવશરીરની પ્રાપ્તિ કરાવનાર, જ્યોતિષ્ટોમયાગથી બંધાયેલો પુણ્યરૂપ કર્માશય આ મનુષ્યશરીરને ચાલુ રાખનાર કર્માશયરૂપ પ્રતિબંધના બલને લીધે જ એ પ્રતિબંધથી અભિભવને પામી પોતાના કાર્યને પ્રકટાવી શકતો નથી. સાધારણ રીતે જ્યાં આવી રીતે કર્માશયનો વિરોધ હોય છે ત્યાં આમ થાય છે. તેથી એ જ્યોતિષ્ટોમયાગથી બંધાયેલો કર્માશય ગુપ્તપણે પડી રહે છે અને જે ક્ષણે પોતાના પ્રતિસ્પર્ધારૂપ મનુષ્યશરીરનિર્વાહક કર્માશયનો અન્ત આવે છે એટલે તે શરીર મરે છે કે તે જ ક્ષણે પોતાનું કાર્ય કરવા પ્રવૃત્ત થાય છે, પોતાના કર્તા શરીરને દેવદેહસાથે સંબંધ કરાવે છે, અર્થાત્ આ જન્મમાં ફલ નથી આપતો પણ ભાવિજન્મમાં ફલ આપે છે. આ કર્માશય અદૃષ્ટજન્મવેદનીય કહેવાય છે, અદૃષ્ટ એટલે ભાવી, અને વેદનીય એટલે ભોગ્ય. જે ભાવી જન્મમાં ભોગ્ય થનાર છે, જે ભાવી જન્મમાં પોતાનો ભોગ આપનાર છે તે અદૃષ્ટજન્મવેદનીય. અદૃષ્ટજન્મવેદનીય યોગશાસ્ત્રનો પારિભાષિક શબ્દ છે. સાદી ભાષામાં કહીએ તો ભાવિજન્મભોગ્ય અથવા ઉત્તરજન્મભોગ્ય કહી શકાય તેમ છે. પણ આથી બીજા પ્રકારનો કર્માશય પણ બાંધી શકાય છે. કોઈ કર્મ અતિ આદરથી, અતિ તીવ્રતાથી અને અધિમાત્ર ઉપાયવડે કરવામાં આવે છે તો તે કર્મ બલવાળું થાય છે અને તેથી બંધાતો કર્માશય પણ વેગવાળો રચાય છે. આ કર્માશયને પણ વર્તમાનજન્મનિર્વાહક કર્માશય પ્રતિબંધક તો હોય છે પણ એ પ્રતિબંધકની સત્તા-એનુ બલ ન્યૂન હોવાથી આ નવો થયેલો કર્માશય એ પ્રતિબંધથી અભિભવ

પામતો નથી પણ પોતે એનો અભિભવ કરે છે અને તેથી મનુષ્યાદિ વર્તમાન શરીરના પતનની રાહ જોઈ પડી રહેતો નથી પણ પોતાનું ફળ વહેલું અને પહેલું પ્રવર્તાવે છે. સાધારણ રીતે આમ્રવૃક્ષ પાંચ વર્ષે ફળે છે પણ જ્યારે કલમ કરવા રૂપ ઉપાય યોજવામાં આવે છે ત્યારે તે આમ્રવૃક્ષપર બીજે વર્ષે જ ફળની પ્રાપ્તિ થાય છે.

( અપૂર્ણ )

---

# ઈશ્વરનિમિત્ત આદર્શ કર્તવ્ય.

ઘણાં વર્ષપૂર્વે બલ્ક નગરમાં ઈબ્રાહિમ નામનો પાદશાહ રાજ્ય કરતો હતો અને એ ઈબ્ન-આદમના નામથી મુસ્લિમપ્રાન્તમાં મહાન સંતતરીકે સુપ્રસિદ્ધ છે. પોતે પાદશાહ હોવાથી અનેક પ્રકારના વૈભવ અને સંપત્તિ પ્રાપ્ત હોય એ સ્વાભાવિક છે પરંતુ ઉત્તરાવસ્થામાં તેમને પરમાત્મા-પ્રતિ એવો ઉચ્ચ પ્રેમ અને શ્રદ્ધા ઉત્પન્ન થયાં કે તે એક આદર્શ ત્યાગી પુરુષતરીકે રહેતા અને તેમની સાચી ફકીરીમાટે અત્યંત મશહૂર હતા. હજારો જીજ્ઞાસુઓ તેમનો સદ્બોધ શ્રવણ કરવા એકત્ર થતા અને સેંકડો શિષ્યો તેમની આસપાસ બેઠેલા જણાતા. એમના સુબોધનો મુખ્ય સાર એ હતો કે મનુષ્યે પોતાની મહેનતથી કમાવું જોઈએ અને પોતાની કમાણીમાં-પેદાશથી પોતાનો નિત્યનો ખોરાક ખાવો જોઈએ. એ પોતે જંગલમાંથી લાકડાં કાપી લાવી ને લાકડાંની ભારી વેચી તેમાંથી જે કંઈ પૈસા પ્રાપ્ત થાય તે પૈસાથી રોટલી અને ખજૂર ખરીદતા. ક્ષુધા તૃપ્ત થાય તેટલો જ આહાર તેમાંથી ગ્રહણ કરતા અને બાકીનો ખોરાક પોતાના શિષ્યો અને ગરીબોમાં વહેંચી દેતા. એ પોતે અત્યંત પરોપકારી હતા અને પોતાનો ઘણો સમય ખુદાની બંદગીમાં ગાળતા હતા. પરને સુખી કરવા માટે પોતે કેવું કષ્ટ ઉઠાવતા તે નીચેના દૃષ્ટાંતથી સ્પષ્ટ થશે.

એક પ્રસંગે એ પોતે એક અન્ય ફકીરસાથે મુસાફરી કરતા હતા. આ વખતે પેલો ફકીર વ્યાધિથી સપડાયો. એની પોતે સારવાર કરવા લાગ્યા અને તે સારવારનિમિત્ત પોતાની પાસે જે કંઈ હતું તે પણ વાપરી દીધું. પેલા માંદા ફકીરની સારવારમાટે થોડા દ્રવ્યની જરૂર પડી. હવે શું કરવું ! હવે તેમની પાસે માત્ર તેમનું એક ટટ્ટુ હતું. અને તે પણ આવા પરોપકારના કામમાટે વેચી દીધું. આ પ્રમાણે સારવારથી પેલા ફકીરની પ્રકૃતિમાં સહજ સુધારો થયો. કાંઈક ઠીક જણાયું એટલે બંને આગળ ચાલ્યા. પરંતુ થોડું ચાલ્યા પશ્ચાત્ પેલો ફકીર રસ્તામાં ચાલવાના શ્રમથી થાકી ગયો અને આગળ ચાલી શક્યો નહિ. આ પ્રસંગે એને પોતાના ખભાપર બેસાડી ઠેઠ મજલસુધી લઈ ગયા. परोपकाराय सतां विभूतय. એ વાત સત્યથી પૂર્ણ છે. સજ્જનોની વિભૂતિ પરાર્થે જ હોય છે.

પરને સુખી કરવા સજ્જનો પોતાની સર્વ સંપત્તિ ત્યજે છે, એટલું જ નહિ પણ જરૂર પડે તો પ્રાણ અર્પે છે અને આ રીતે અમર થાય છે

આ સુલતાન ફકીરને કોઈએ એક પ્રસંગે પૂછયું કે "સાંઈ, આપ અનેક સંતોના સમાગમમાં આવ્યા હશો, એમાં આપને વિશેષ લાભ થયો હોય એવા સર્વોત્તમ સત્પુરુષ કોણ હતા ?" ઉત્તરમાં એમણે જણાવ્યું કે "એક હજામ. મારી પાસે હજામત કરાવવા એક કોડી પણ હતી નહીં. મેં એ હજામને કહ્યું. 'બિરાદર ! ખુદાખાતર મારી હજામત બનાવ ' કોઈ ઉમરાવ કે સુલતાનની હજામત કરે તેના કરતાં પણ વિશેષ ભાવથી તેણે મારી હજામત બનાવી. ફૂટી બદામ પણ મળવાની નહોતી છતાં આટલા બધા ભાવપૂર્વક ઉત્તમ પ્રકારે તેણે મારા જેવા ભિક્ષુકની હજામત બનાવી તે જોઈ મને પણ આશ્ચર્ય થયુ. પૈસા લેવા છતાં અનેક મનુષ્યો બરાબર નિષ્ઠા અને કાળજીપૂર્વક સ્વકર્તવ્ય કરતા નથી, તેમ છતા મારા જેવા એક ફકીરની ખુદાખાતર એણે પૂર્ણ ભાવથી હજામત બનાવી, તેથી મારા મનપર અસર થાય એમાં પણ શું કહેવું ? મારી પાસે તો કોડી પણ નહોતી, છતાં તે જ ક્ષણે મેં મનમા સંકલ્પ કર્યો કે આજે સૌથી પ્રથમ મને જે કંઈ પ્રાપ્તિ થશે તે એ હજામને આપી દેવી. તે દિવસે એવુ બન્યુ કે હજામત કરાવ્યા પશ્ચાત્ અલ્પ સમયબાદ મારા એક શિષ્યે સુવર્ણમહોરોથી ભરેલી એક થેલી મારા પર મોકલી. થેલી પ્રાપ્ત થઈ કે તરત જ હું પેલા હજામપાસે ગયો અને તેને થેલી સ્વીકારવા કહ્યું. ત્યારે તેણે કહ્યું 'સાંઈ, આપે નહોતું કહ્યું કે ખુદાખાતર હજામત બનાવ. ત્યારે મેં કહ્યું, 'ભાઈ, જરા થેલીની અંદર નજર તો કર. આ તો હજાર સોનામહોરથી ભરેલી થેલી છે.' હજામે હસીને ઉત્તર આપ્યો: 'સાંઈ બાવા, સાચી સોનામહોરો એ થેલીમા નથી, પણ ખુદાખાતર કામ કરવામાં રહેલી છે.' આ હજામે મારા મનપર ધાર્મિક સંસ્કારની એવી છાપ પાડી કે એવી અન્ય કોઈ દરવેશ કે ફકીરથી પડી નહો !! અને તે સમયથી હું તેને મારા આદર્શરૂપે સ્વીકારું છું."

પ્રિય વાચક ! એ શનારાતનો ભાઈ ! છતાં કેવી નિષ્કામતા ! કેવી અનાસક્તિ ! શું એ ગીતાના નિષ્કામ કર્મના શ્લોકોનો પાઠ કરતો હશે ? ગીતાની નિષ્કામતાના શ્લોક શુકવત્ બોલનાર પેલા પુસ્તકિયા પંડિતો ક્યાં અને ક્યાં આ હજામ ! હજામજેવી બાહ્ય ઉપાધિમાં છુપાયેલી એના હૃદયની ઈશ્વરપરની શ્રદ્ધા ઈશ્વરનું માહાત્મ્ય અને ઈશ્વરખાતર કરવાની ક્રિયામાટે એનામાં રહેલી રસવૃત્તિ ક્યાં છે ! કેવો સુંદર આદર્શ ! સોળ માથાં મૂંડે ત્યારે સુવર્ણમુદ્રાનાં ( રૂપિયો ) દર્શન પામનાર શનારાતનો ભાઈ પીળી ચમકજેવી સોનામહોરથી ન લલચાયો અને ખુદાખાતર હજામત બનાવવામા એને રસ સમજાયો એ તે જેવી તેવી વાત !

મનુષ્યો પોતાની તુલાના ત્રાજવા ક્યા રીતે સમતોલ રહે તેની જ હમેશાં કાળજી કરે છે. અમુક કાર્ય—પરોપકાર કર્યો કે તરત જ ફલ મેળવવાની ઇચ્છા. તરત જ પ્રતિફળનું ચિંતન. બ્રાહ્મણ-

ભોજન કે અન્ય પુણ્યકર્મ કર્યું કે તરત જ પોતાના યશની ગર્જના શ્રવણ કરવા આતુર. ધર્મના વિષયમાં પણ આમ છે. સંધ્યા, જપ, ઉપવાસ વગેરે સાધનનો સહજ આરંભ કર્યો કે એવી ઇચ્છા થાય કે 'અમુક ભાઈ ઈશ્વરાનુરાગી કે ધાર્મિક છે' એમ આપણા સંબંધમાં કહે તો જ સંતોષ થાય. કોઈના બે ફેરા ખાધા કે મનમાં પ્રતિફલ માટે તાલાવેલી અને 'પરગજુ 'નો ચાંદ મેળવવાની ચિંતા. કેટલાક તો પાન ખવડાવવું એવી પણ દાનમાં ગણના કરે. ચાનો પ્યાલો પાયો હોય તો તેને ત્યાં બદલામાં ભોજનની ઇચ્છા રાખે, અને કદી ભોજન કરાવ્યું તો પાંચ પરોણાસાથે પાંચ દિવસ લાભ લે ત્યારે તેમને નિરાંત થાય.

બંધુઓ ! આપણા કૃપાળુ ગુરુદેવનું જીવન बहुजनहिताय बहुजनसुखाय હતું. તેઓશ્રીની અનેક પ્રવૃત્તિ માત્ર પરહિતાર્થે હતી. નિષ્કામના અને પ્રેમની તો પોતે મૂર્તિ હતા એ દિવ્ય મૂર્તિનાં આપણે બાળક. ખુદાખાતર આપણે કંઈ કંઈ ક્રિયા ન કરીએ અને આનંદ ન લઈએ તો પછી સાધકનો ચાંદ શું કરવાનો ? આપણા પૂ૦ શ્રીવિશ્વવંદ્યે જે જે કર્યું તે શાની ખાતર ? માત્ર ખુદાખાતર. લૌકિક સંપત્તિ કરતાં ખુદાખાતર-શ્રી ઇષ્ટાર્પણબુદ્ધિથી-થની સેવાનો મહિમા કેવો અગાધ છે તે સમજાય, એવી સેવા સધાય, એવી પરમાત્મા આપણા પર કૃપા વર્ષાવે અનેસિદ્ધપદે ચઢાવે એ જ પ્રાર્થના.

( મ૦ ચ૦ શેલત. )

---

## श्रीउपेन्द्रजयन्तीमहोत्सवનું સાહિત્ય—( સં૦ ૧૯૮૮ )

### ( ઉત્તીર્ણ લેખો. )

**સામુદાયિક વિભાગઃ**

### " છતી આંખથી અંધ. "

૧. [ લેખકઃ શ્રી જયન્તી દેવી. ]

**દોહરા.**

અમૃત પીતાં દેવને, મોહિનીરૂપમાં લુબ્ધ.
થઈ, દીઠા ન અસુર તે, છતી આંખથી અંધ.
અંધ પતિને પામતાં, ગાંધારી જે વિશુદ્ધ,
પાટા બાંધી થઈ રહી, છતી આંખથી અંધ.
ઉત્તરાસહ અભિમન્યુને, નેત્ર બાંધી અંધ
પરણાવ્યો કરી કૃષ્ણએ, છતી આંખથી અંધ.
સર્પ ને શત્ર જોયા નહિ પ્રેમથી થઈને બદ્ધ
કામાવેશે થઈ રહ્યો, છતી આંખથી અંધ.
દિવસે પશુઓ માનવી, ભોગવી રહે આનંદ,

ત્યારે ઉલૂકો થઈ રહે છતી આંખથી અંધ..
અયોગ્ય પતિસહ પુત્રીનો કરી દેતા સંબંધ,
દ્રવ્યલોભથી બની જઈ છતી આંખથી અંધ.
ગાફલ રહેવું ન અંધ લહી, મળે અજાણ્યા પંથ,
કાં જે ધૂર્ત બહુ બની ફરે છતી આંખથી અંધ.
જનીમૃતિદ્રહમાં પડી પડી થતાં દુઃખે જે દગ્ધ,
તો પણ ધસતાં તેહ ત્યાં, છતી આંખથી અંધ.
ગાડરસમ વહી એકની-પાછળ થઈ મતિમંદ
અનિષ્ટમાં પડતા જનો છતી આંખથી અંધ.
શાંભવીમુદ્રા જે કરે, ધ્યાને થઈને પ્રબુદ્ધ
દશ્ય નીરખવા માંહી તે. છતી આંખથી અંધ.
પ્રભુદર્શન કરે જન્મીને, જપીને હૃદયારવિંદ,
ગણાય અંધ ન તે, બીજા, છતી આંખથી અંધ.

૨. [ લેખક: પ્રમીલા બહેન. ]

રંભા ઉર્વશી મોકલી ઇન્દ્રે કરી પ્રબંધ,
ચળ્યા ન શુક ધ્રુવ જે છતી આંખથી અંધ.
સાચા સંયમી તેહ છે, તેને ન કો પ્રતિબંધ,
સ્ત્રીસમૂહે કે વન વસે, છતી આંખથી અંધ.
દ્રવ્યતણી મહા લાલચે, કંઈક જનો મતિમંદ,
ગુણહીનને કન્યા દીએ છતી આંખથી અંધ.
સર્વ જનો લઈને જતા, સ્મશાને શબ નિજસ્કંધ.
વિરાગ પણ ના ઉર ધરે છતી આંખથી અંધ.
જેમ ભ્રમર બંધાય છે, લેતાં પુષ્પસુગંધ,
તેમ જ વિષયે બુદ્ધિમંત, છતી આંખથી અંધ.
જોનારા અભિમાનીનો, હતો આત્મસંબંધ,
નેત્ર ઉઘાડાં તોય પણ, છતી આંખથી અંધ.
ભોગે રોગ ખચીત છે, તેથી થતો ભવબંધ,
જાણે પણ ત્યજતા ન તે છતી આંખથી અંધ.

---

**સુજ્ઞ ગ્રાહકોને વિજ્ઞપ્તિ.**

આ પત્રના ચાળીસ અંકો થઈ ચૂક્યા છે, માટે જેમનું લવાજમ મોકલવાનું બાકી હોય તે હવે વગરવિલંબે મોકલી આપવા કૃપા કરે.

( ન્યૂ૦ શ્રેયસ્સાધક. )

: : સાપ્તાહિક : :

*Reg. No. B5171

# શ્રેયસ્સાધક

એટલે

માનવજીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક' નો નિત્યસન્દેશ

" જીવન ઘડો. "

વર્ષ : ૫ અંક : ૪૨

સં. ૧૯૯૫, જ્યેષ્ઠ શુકલ૦ ૧

શનિવાર

તા૦ ૨૦ : ૫ : ૧૯૩૯.

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૪-૦-૦
હિન્દબહાર : દશ શિલિંગ.



આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, ભાઉ કાળેની ગલીમાં–વડોદરામાં છોટાલાલ લાલભાઇ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી પ્રકાશક : ગોવિન્દલાલ અં૦ ત્રિવેદી-માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી વિશ્વબંધ-કુટીર, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૨૦ : ૫ : ૧૯૩૯

## नित्यसन्देश.

રવિવાર, તા૦ ૬ : ૮ : ૧૯૩

જે જે વસ્તુ આપણે જોઇએ છીએ–પછી તે પદાર્થરૂપે હોય પ્રસંગરૂપે, પણ તેમાં સમતા પ્રવર્તતી હોય છે તો તે તેનો અનુકૂ યોગ ગણાય છે. સંધિકાલ એટલે રાત્રિમાંથી સવાર થવાનો સમ અને સાયંકાલ એટલે દિવસમાંથી રાત્રિ થવાનો સમય, તેમ જ એ ઋતુમાંથી બીજી ઋતુમાં પ્રવેશવાનો સમય–એવામાં મો ભાગે વિષમતા પ્રવર્તતી હોય છે, અને તેથી ઘણી વખત એ સમ ઉપાધિકારક થઇ પડે છે. એટલે દરેક બાબતમાં સમતા સારી ગણા છે, વિષમતા હાનિકારક ગણાય છે. રોગ વિષમતા છે–અથવા શરીરમ પ્રકટતી વિષમતા એ રોગ છે. તેને ટાળી ત્યાં સમતા લાવવા વૈદ્ પ્રયત્ન કરે છે; અને તે સફળ થાય છે એટલે દરદીને આરોગ્ય મ છે. વેપારીઓ વેપારમાં પણ શેરના એકદમ ભાવ ચઢે અથવા એ પ્રસંગ બને છે તો તેને વિષમતા કહે છે, અને તેવા વખતમાં ઘણ નુકસાન થઇ બેસે છે. અત્યંત વરસાદ આવવો કે બિલકુલ ન આવવ અતિ તાપ કે ટાઢ પડવાં વગેરે કુદરતી તત્ત્વોના અતિયોગ અથ હીનયોગ કહેવાય છે, અને તે કુદરતમાં વિષમતા ઉપજાવે છે; અ તે હાનિ કરે છે. આમ હોવાથી વિષમતા એ દરેક બાબતમાં નુકસા કરનાર છે. એક બાજુ વધારે વજન આવે અને બીજી બાજુ ઓ વજન આવે તો તે વિષમયોગ કહેવાય. સાઇકલઉપર બેસનાર એ બાજુતરફ વધારે ભાર દે અને એકતરફ ઓછો ભાર દે પડી જાય.

આવો વિષમયોગ અથવા અસરખાપણું મનુષ્યજીવનમાં થ છે ત્યારે ત્યાં પણ નુકશાન પ્રકટે છે. અત્યંત ક્રોધવાળો કે આવેશ

વાળો સ્વભાવ તેમ જ અત્યંત દુર્બલ અથવા દબાઈ જવાનો સ્વભાવ એ બંને વિષમયોગ છે. અત્યંત ઉડાઉપણું તેમ અત્યંત કંજૂસપણું એ પણ વિષમયોગ છે. અતિશય બોલબોલ કરવાપણું તેમ જરૂર પૂરતું પણ ન બોલવાપણું એ વિષમયોગ છે. એકલા દુનિયાદારીના જ વિચારો—એકલા સ્વાર્થના વિચારો—એ પણ વિષમયોગ છે. વિદ્યાર્થી એકલું ભણ્યાભણ્યા કરે અને શરીરઉપર કે મનનાં ખરા વિકાસતરફ ધ્યાન ન આપે તો તે પણ વિષમયોગ છે. આ બધા નુકસાન કરનાર છે. આપણા જીવનમાં સમતા જોઈએ. સમતા સુખ આપે છે. એ સમતા આપણામાં શી રીતે પ્રકટે ? આપણામાં ચારિત્ર્ય ઉત્પન્ન થાય તો. અને તેથી જ ચારિત્ર્યની, દરેક સમજુ મનુષ્ય ઘણી કિંમત આંકે છે. જે મનુષ્ય ચારિત્ર્યવાન્ છે તે પોતાના જીવનમાં દરેક બાબતમાં સમતા જાળવવા ખાસ સાવધાન રહે છે. યથાર્થ ચારિત્ર્યવાન્ મનુષ્ય અનુકૂલતા જોઈ રાજી થઈ જતો નથી, પ્રતિકૂલતા જોઈ દુઃખી થઈ જતો નથી; કોઈમાં અત્યંત વિદ્યા જુએ તો તેથી તેના ઉપર વારી જતો નથી અને કોઈમાં વિદ્યા જરાય ન દેખાય છતાં તેનો તિરસ્કાર કરી કાઢતો નથી; વાણીના વાચાળપણાથી મોહ પામતો નથી તેમ એકલાં કામો કરનારઉપર પણ પ્રસન્ન થઈ જતો નથી. ચારિત્ર્યવાન્ દરેક વસ્તુની ચારે બાજુની યથાર્થતા—સમતા—જુએ છે; અને જ્યાં સમતા જણાય છે ત્યાં જ તે મહત્બુદ્ધિ પ્રકટાવે છે. પોતાનામાં પણ દરેક રીતે ચારિત્ર્યવાન્ સમતા પ્રકટાવેલી રાખે છે. આપણે ચારિત્ર્યવાન્ બની સુખી થઈએ.

श्रीगुरुदेव.

---

# श्रीपुरुषार्थसिद्धि.

[ અનુસંધાન ગતાંક ૪૦ ના પૃષ્ઠ ૩૧૯ થી. ]

મત્સ્યેન્દ્રનાથે ભતૃહરીને આવા જ હેતુથી પુનઃ એના રાજમહેલમાં મોકલ્યો છે. વિવિધ કામનાની જાગૃતિ તે તે પદાર્થોનો સંબંધ થાય છે ત્યારે જ જાગે છે. શાંત થઈને બેઠેલો માંજર ઉંદરને જોતાં તત્કાલ તરાપ મારે છે. અચલ ધ્યાન ધરતો હોય એવો બગલો શિકાર દૃષ્ટિએ ચડતાં અસ્થિર થઈ જાય છે. તે જ પ્રમાણે મનુષ્યના અંતરમાં પણ થાય છે. તારા આ પ્રવાસમાં એકાકી વિચરીને તે સ્વપ્રયત્ને મનનો જય કર્યો છે તો હવે તેની સિદ્ધિ થઈ છે એમ જાણજે. હવે આ પ્રવાસનો અવધિ નિકટ આવે છે. આ ત્રણ નદીના સંગમપર જે આવે છે તેને વિકારનો સ્પર્શ થતો નથી. કોઈ ભયનું કારણ આવતું નથી. તેથી તું આ અમૃતસમા ઝરણાનું જળ પીને નિર્ભયપણે આગળ જા.

આ પ્રકારના વચનો શ્રવણ કરતાં, પ્રવાસનો અવધિ નિકટ જાણતાં આનંદ અને પુનઃ ગુરુવિયોગ થશે એ વિચારથી કંઈક ખેદને અનુભવતો વીરેન્દ્ર ગુરુચરણમાં સાષ્ટાંગદંડવત્ પ્રણામ કરી ઉઠ્યો અને બોલ્યો કે, હે પરમાત્મન્ ! ઇપ્સિતાર્થની સિદ્ધિ સમીપ છે જાણી સંતોષ પ્રકટે છે.

આપની આજ્ઞા છે તો આગળ જાઉં છું નહિતો વિજયદંડની ઇચ્છા પણ હવે શમી જતી હોય એમ ભાસે છે. આપથી ઇતર એવી શ્રેષ્ઠ વસ્તુ કઈ છે કે જેને માટે હવે વૃત્તિ આગ્રહ ધરે ? છતાં આપની દૃષ્ટિમાં જે હોય તે જ યોગ્ય છે એમ વિચારી હું આગળ પગલાં ભરું છું. સદા મારું રક્ષણ કરતા આવ્યા છો એમ કરજો. આમ બોલતો આગળ જાય છે.

ગુરુનાં પુનઃ દર્શન થયા પછી વિલક્ષણ ભેદ અંતરમાં અનુભવતો હતો. રૂપ તથા નામવડે પ્રતીત થતો આ સંસાર મિથ્યા છે એ દઢ થતું ગયું. નામવડે ઓળખાતો વિજયદંડ પણ સત્ય નથી. પદાર્થમાત્ર દુઃખરૂપ છે, છતાં ગુરુઆજ્ઞા છે માટે જવું જોઈએ એમ વિચારતો વહી રહ્યો છે. થોડો પંથ કાપ્યા પછી પ્રકાશ વિસ્તરતો હોય એમ જણાયું. સહસા વીરેન્દ્રની દૃષ્ટિ તેપ્રતિ સ્થપાઈ મધ્યરાત્રિનો સમય થઈ રહ્યો છે. આવા અંધકારમાં આ પ્રકાશ ક્યાંથી આવે છે તે સંબંધી વિવિધ વિચાર કરવા લાગ્યો કે, આ પ્રકાશ શું કોઈ મણિનો હશે ? ઘણી વખતે સાંભળ્યું છે કે મણિ ધારણ કરનારા મોટા નાગો પૃથ્વીઉપર વિચરે છે; કે શું આગળ દાવાનલ વ્યાપીને વનને બાળતો હશે ? કે એક મહાત્માએ સૂર્યની ઉપાસના કરી પ્રકાશને માગ્યો હતો તેવા કોઈ તપસ્વીની ઉપાસનાથી આ પ્રકાશ પ્રસરતો હશે ? કે મધ્યરાત્રિએ દૈવી સત્તાઓ વિચરે છે તે પ્રમાણે કોઈ દેવના અંગમાંથી આ પ્રકાશ આવતો હશે ? કંઇ નિર્ણય થઈ શકતો નથી.

આ સમયે વીરેન્દ્ર એવા અધિકારને પ્રાપ્ત હતો કે અંતરમાં ઉતરીને જો જુએ તો એને સર્વ સ્પષ્ટ ભાન થાય એમ હતું, પણ એની વૃત્તિઓ હવે એ જાણવા માટે આગ્રહ ધરનારી રહી નહોતી. તેથી બહિર્વૃત્તિના સ્વભાવપ્રમાણે ઉપરના વિચાર સેવતો પ્રકાશપ્રતિ ચાલવા લાગ્યો. સમીપ જતાં જતાં આગળ એક મોટા મહાલય હોય એમ જણાયું. વધારે સમીપ જતાં તો એમાંથી જ તેજનાં કિરણો નીકળતાં હોય એમ ભાસ થયો. છેક નિકટ આવ્યો ત્યારે તો એ ગગનચુંબિ મહાલય સ્પષ્ટ થયો. આ જોતાં આશ્ચર્યઆદિ ભાવોથી પર થયેલી વૃત્તિમાં પણ આશ્ચર્યભાવ જાગ્રત્ થયો.

આ ભુવન આકાશને સ્પર્શી ગયું છે કે એને ભેદીને પણ પાર ગયું છે તે સમજાયું નહિ. સહજમાં જેની ગણના ન થાય એવી અનેક અટારીઓ આ મહાલયપર હતી. જેમ સહસ્ર ફેણુથી શેષનાગ શોભે છે, અનેક પાંખડીઓથી ખીલેલું પદ્મ સુંદર જણાય છે, તેમ આ ભુવન અટારીઓથી શોભતું હતું. પ્રત્યેકમાંથી ચમકતાં કિરણો નીકળતાં હતાં. બહારથી જેની આટલી સુંદરતા છે તો એના ગર્ભભાગમાં તો કેવીએ દિવ્યતા ભરી હશે એમ વિચારતો વીરેન્દ્ર ભીતર પ્રવેશ્યો.

પગલે પગલે કોઈ અગમ્ય ભૂમિકામાં પોતે જતો હોય એમ લાગ્યું. આસપાસ વિવિધ વર્ણવાળી જ્યોતિઓ પ્રકાશી રહી છે. જેમ નભોમંડલમાં મંગળ લાલ વર્ણનો, શુક્ર ચળકતા હીરાસમો શનિ જરા રંગનો પ્રતીત થાય છે, તેમ આ મહાલયમાં પણ વિવિધ રંગનો પ્રકાશ

પ્રસરતો હતો. જ્યોતિઓ સ્વયં જ્વલંત રહેતી હોય એમ જણાયું. જેમ ઉંચે જઈએ ત્યારે શુદ્ધ હવાનો અનુભવ થાય છે, તેમ **વીરેન્દ્ર**ને ઊર્ધ્વે આવેલા આ મહાલયમાં આવતાં દૈવી વાતાવરણનો સવિશેષ અનુભવ થયો. એની સાથે પ્રવાસ કરતી પેલી દિવ્ય શક્તિ તો આ સ્થાનમાં પ્રવેશતાં જ અદૃશ્ય થઈ હતી, તેથી આ અંતિમ સ્થાન છે એવો નિશ્ચય થઈ ગયો.

વરિષ્ઠ સત્તા નિરંતર ઊર્ધ્વમાં રહે છે એ તો **વીરેન્દ્રે** જીવનમાં કરેલા નાના પ્રવાસોથી જોઈ લીધું હતું. શ્રીષ્ટવિભૂતિમાં પ્રથમ લીલાતનુને ધારણ કરનાર સદાશિવ હિમગિરિના કૈલાસ નામના શિખરે નિવાસ કરે છે. યોગીમાં વરિષ્ઠ મનાતા દત્તાત્રેય પણ પર્વતના અંતિમ ઉંચા સ્થાનમાં રહે છે એવું લોકકથા તથા શાસ્ત્રના આધારે એણે જાણ્યું હતું; તે જ નિયમે શિખરરૂપ આ સ્થાનમાં પણ કોઈ અગમ્ય સત્તા નિવાસ કરતી હશે એવો નિર્ણય થઈ ગયો હતો. સમગ્ર વિશ્વવૈભવ આ સ્થલે એકત્ર થયો હોય એમ ત્યાંનો વૈભવ જોતાં **વીરેન્દ્રના** મનમાં થતું હતું.

એક એક પડદા ઉચકાતા હતા અને નવા નવા વૈભવનું દર્શન થતું હતું. ચિત્ત પરમપ્રસાદને પામી રહ્યું છે. દૃષ્ટકારણ ન હોવા છતાં પ્રસન્નતા પ્રકટે છે. કોઈ પણ વસ્તુ ગ્રહણ કર્યા વિના પરમતૃપ્તિ અનુભવાય છે જગત્ જેને દુઃખ કહે છે એવા દુઃખનો કેવલ અભાવ થઈ રહ્યો ભાસે છે. જીવનમલના ઓઘ ઉડી રહ્યા છે. પોતે કોઈ મહાસાગરની મધ્યમાં ખેલી રહ્યો છે. આવા અનુભવને અનુભવતો આ પ્રવાસી વિચાર કરે છે કે, અહો ! સાગરમાં જેમ લવણની પુત્તલિકા ગળી જાય છે તેમ મારું અહમ્ ગળાઈ જતું જણાય છે. જેના આધારે સર્વ કરણો વ્યાપાર કરી રહ્યા છે તે પણ આધારવિના વીખરાઈ જતા ભાસે છે. મારામાં વિશ્વ અને હું વિશ્વમાં શમાઈ જતો હોઉં એમ પ્રતીત થાય છે. ત્યારે આજસુધી મે જોયું તે સત્ય કે આ સત્ય ! આ સત્ય હોય એમ લાગે છે. મેં જોયું તે નક્કી સ્વપ્નસૃષ્ટિમાં જોયું હશે. સ્વપ્નના અનુભવો જાગ્રત્‌માં મિથ્યા ઠરે છે. જ્ઞાનીઓ વર્ણવે છે કે આ જગત્ સ્વપ્નરૂપ છે. ખરેખર એ વાત સાચી છે. સ્વપ્નમાં ભોક્તા, ભોગ આદિ અનેક પદાર્થો જણાય છે, જાગીને જોતાં તેનું નામનિશાન પણ રહેતું નથી, તે જ પ્રમાણે આ ક્ષણે આ દૃષ્ટિએ કશું પણ આવતું નથી.

આ પ્રકારના વિચારતરંગમાં પ્રવાસી ઉછળી રહ્યો છે એટલામાં બ્રહ્માંડને ભેદી નાંખે એવો ગડગડાટ થયો.

**વીરેન્દ્ર** જાગ્રત્ થઈ ગયો. સાવધ થઈ જુએ છે તો અત્યંત મનોરમ એક સ્વરૂપ સિંહાસન-પર આરૂઢ થયેલું જોયું. નિમેષોન્મેષરહિત નેત્રે **વીરેન્દ્ર** તેપ્રતિ જોઈ રહ્યો. થોડી ક્ષણો ચાલી ગઈ. એટલામાં દક્ષિણ દિશાપ્રતિનું એક દ્વાર ઉઘડ્યું અને તેમાંથી દિવ્ય સામર્થ્યની ખુમારી પ્રતીત કરાવતી એક શક્તિ હસ્તમાં દંડ લઈને આ અલૌકિક મૂર્તિની બાજુએ ઉભી રહી. આ દર્શન થતાં **વીરેન્દ્ર**ને લાગ્યું કે આ શક્તિનાં મેં પ્રવાસમાં દર્શન કર્યાં છે. પ્રવાસમાં મારે સત્વર આગળ જવાનું હતું તેથી મેં એની ઉપેક્ષા કરી હતી. એટલામાં વામ દિશાનું બીજું દ્વાર ઉઘડી ગયું અને

તેમાંથી એક બીજી શક્તિ પ્રકટ થઈ. પ્રથમ કરતાં આ ગૌણ સામર્થ્યવાળી હોય એમ **વીરેન્દ્રને** જણાયું. આ શક્તિ પણ પેલા દિવ્ય સ્વરૂપની વામ દિશાએ ઉભી રહી.

**વીરેન્દ્ર** તેમના પ્રતિ કર જોડીને ઉભો છે. થોડી ક્ષણપછી મધ્યસ્થ વિરાજેલા દેવ આ પ્રકારનાં વચનો બોલ્યાઃ—

હે વિશુદ્ધાત્મન્! આજ તારા ઉપર હું પ્રસન્ન છું. તારી ઇચ્છામાં આવે તે વર માગી લે.

આ શ્રવણ કરતાં ઇચ્છામાત્રના અવધિને પામ્યા સરખો **વીરેન્દ્ર** બોલ્યોઃ હે સૃષ્ટિના આરંભમાં પ્રથમ સાકારરૂપે પ્રતીત થનાર ભગવન્! આપને વંદન કરું છું. આ દશ્યપ્રપંચના મૂલકારણરૂપ અને આવરણથી તેને સત્યરૂપે દર્શાવનાર ઉભય શક્તિઓને પ્રણામ કરું છું.

હે સર્વજ્ઞ! આપના જ સંકલ્પથી આજે વૈખરી વાણી બોલવા વેગ ધરે છે. આ અગમ્ય ભુવનમાં આવ્યા પછી વાણી એના મૂલ સ્થાનમાં શમી ગઈ હતી.

( અપૂર્ણ )

---

# સદ્‌બોધસુધાસ્ત્રવણ.

[ ભાઈલાલભાઈની નોંધપોથીમાંથી ]

જ્યારે કોઈ મોટા મનુષ્યોની સાથે આપણે ભળીએ છીએ ત્યારે મોટા મનુષ્યને કાંઈ લાભ થતો નથી પણ આપણને લાભ થાય છે.

× × × × × ×

આપણામાં જે કામ, ક્રોધ, મોહ આદિ જણાય છે તે અનાત્માના છે. પણ શાસ્ત્રો કહે છે કે તું તો બ્રહ્મ છે તો આ વિરોધનો નિર્ણય શી રીતે થાય! આ નિર્ણય જ્યારે અનુભવમાં આણીએ છીએ ત્યારે જ થાય છે.

આત્માની સિદ્ધિ જ્યારે ક્રિયા કરી અનુભવમાં આણીએ છીએ ત્યારે જ જણાય છે. કોઇ પણ વિષયના પ્રમાણભૂત થવા ઇચ્છનાર મનુષ્યે તે ક્રિયાને અનુભવમાં આણવી જોઈએ.

કોઈ પણ વસ્તુના સત્યનો નિર્ણય અનુભવપૂર્વક કરવો જોઈએ. અનુભવરહિત સ્થિતિથી કરેલો નિર્ણય કેટલાક સમયે સત્ય હોતો નથી. અનુભવ પણ યોગ્ય કરવો જોઈએ.

વ્યવહારમાં આપણે કેટલાક ખોટા નિર્ણય કરી બેઠા છીએ તે છોડવા જોઈએ કારણ કે આ નિર્ણયો અનુભવથી કરેલા નથી.

કોઈ વસ્તુનું સત્ય જાણવા ક્રિયા અગત્યની છે કારણ ક્રિયા કોઈ પણ વસ્તુનું સત્ય દર્શાવનાર છે.

× × × × × ×

શ્રેયસ્ સાધવામાં વ્યવહારના સાધનોની ઉત્તમતા લાભ કરનાર છે.

---

## શ્રીઉપેન્દ્રજયન્તીમહોત્સવનું સાહિત્ય—( સં૦ ૧૯૮૮ )

( ઉત્તીર્ણ લેખો. )

સ્ત્રી વિભાગ- 'કે (૦।) કલાકમાં સત્કારમાટે થતી ખાવાની વસ્તુઓ'

[ લેખક : શ્રીજયન્તીદેવી

| | |
|---|---|
| મૂઠિયાં તળેલાં ને—ચા. | પૂડા ને–ચટણી |
| રતાળુના ગોળ ચક્કર તળેલાં ને–ચટણી. | શીરો ને–ભજિયાં |
| ગોળપાપડી ને–ચોખાપાપડી તળેલી | બટાકાની કાતરી ને-કોફી. |
| ચોપડાં, ખાંડ ભભરાવેલાં ને–અંગાળી અથાણું | પૌંઆ દાળિયા તળેલા. |
| ખારી પૂરી ને–પાકી કેરીનું શાક. | પાપડ પૌંઆ વઘારેલા |
| પકવડાં ને–મસાલાનું પાણી. | કુલેર ને–ચટણી |
| પૂરી ને–પાકા કેળાંના સંભારિયાં. | દૂધ શરબતવાળું. |
| સક્કરપારા ખારાગળ્યા–ને કોકો. | ધાણીમમરા વઘારેલા. |
| પૌંઆ તળેલા ખાંડવાળા–ને કોઈ કચુંબર | પાનકી ને–આદાચીરી |
| દૂધીની ભાખરી ને–પાપડ તળેલો. | સાબુદાણાની કાંજી-પાન સોપારી |

દૂધ, બદામ વગેરે મસાલાવાળું (જો મસાલો તૈયાર હોય તો થાય )
ગલકાં, કેળાં, વેગણ, કાંદાં, મરચાં, કેળાંનાં ભજિયાં થઈ શકે.
ઉપર લખેલી વસ્તુઓમાંથી ગમે તે (૦।) કલાકમાં બનાવી શકાય.

---

'યાત્રામાં નીકળતાં મુસાફરીમાં રાખવાની વસ્તુઓ'

( રચનાર : શ્રીમતી જયન્તીદેવી )

**પરચૂરણ વસ્તુઓ-**

ફાનસ.
બેટરી.
મીણબત્તી.
દીવાસળી.
સ્ટવ.
ડોલચી કંતાનની.
દોરીલોટો.
તાળુંકૂંચી.
નાહવાધોવાનો સાબુ.

**બેડીંગમાં-**

શેત્રંજી, બે ગરમ ઓઢવાનાં ઓશીકાં,
જરૂર પૂરતાં પટા, અથવા દોરી

---

**વાસણમાં-**

૪ તપેલી.
૪ ઢાંકણાં.
૪ વાડકા.
૩ થાળી.
૨ ચમચા.

ધુપેલ.
કાંસકી.
કંકુની શીસી.
આરસી.
સોય દોરા.
ચપ્પુ–સ્ક્રૂ–કાતર.
કાર્ડ, કવર, કાગળ, ડાયરી, પેન્સિલ.
નાનું ઘડિયાળ.
રેલ્વેગાઈડ.
યાત્રાનું પુસ્તક.
કીર્તનનાં એકબે ગ્રંથો.
બીઝીક વગેરે રમવાનું સાધન.
શેકની બેગ.
પાનસોપારીમાટે વાટવો.
ચા, કોફી, ખાંડ, ચાનો મસાલો.
દર્ભની એક સાવરણી.
મીઠું, મરચું, હળદર વગેરે.
પૂજાની પેટી. (પૂજાના સાહિત્યસાથે.)
દંતમંજન.
બ્રશ.
ઉલિયું.
(જુના લુગડાંના કકડા–કાકડી મૂકવા માટે.)
ગળણાનો કકડો.
ટાઢ હોય તો ઑવરકોટ.
સગડી.

પેણી.
તવેથો.
સાણુસી.
કડછી.
વેલણ.
કુકર–હોય તો.
ટિફિનબોકસ.
પાણીને માટે પેચનો લોટો.

ગળણી.
છીણી.
લોટ ચાળવાની ચાળણી.
પવાલાં.
ત્રાંબાનો લોટો.

---

**બાળક નાનું હોય તો–**
એક બે ઝોળી.
વાપરવાના કકડા.
બાળકને ઉપયોગી દવા.

---

**દવામાં–**
ક્વિનાઈન.
અમૃતાંજન.
ચૂરણની ગોળી.
ટીંકચર આયોડીન.
ટરપેન્ટાઈન.
ગમપલાસ.
જુલાબની ફાકી.

મુસાફરીની વસ્તુમાટે યોગ્ય લખનાર અન્ય બહેનોનાં નામો:—

સુલોચનાબહેન. | કમળાબહેન ત્રિવેદી.
શિવલક્ષ્મીબહેન. | શાંતાબહેન દેસાઈ.
પ્રમીલાબહેન | હીરાબહેન.

---

# પ્રશ્નોત્તર.*

પ્રઃ સુખનો હેતુ ?

ઉઃ ભક્તિ કે અન્ય સાધનદ્વારા પ્રાપ્ત કરેલું ચિત્તસ્થૈર્ય–ચિત્તની સ્થિરતા સુખનો હેતુ છે.

પ્રઃ પ્રાણાયામનું ફલ શું ?

ઉઃ પ્રાણાયામનું ફલ ચિત્તની સ્થિરતા—જ્ઞાનપ્રતિબંધક આવરણનો નાશ.

પ્રઃ કર્મની સફલતા શામાં છે ?

ઉઃ કર્મની સફલતા ચિત્તશુદ્ધિમાં છે.

પ્રઃ સર્વોત્તમ અધિકારી શિષ્ય કયો ?

ઉઃ અચલ શ્રદ્ધાવાળો, તીવ્ર જિજ્ઞાસાવાળો અને પ્રમાદવિનાનો (સાધન સાધવામાં દૃઢ પ્રયત્ન કરનાર ) શિષ્ય સર્વોત્તમ અધિકારી છે.

પ્રઃ નવધા ભક્તિમાં સુગમ અને સર્વોત્તમ ભક્તિ કઈ ?

ઉઃ સ્મરણભક્તિ નવધા ભક્તિમાં સર્વોત્તમ છે.

પ્રઃ તમે અંતઃકરણની કેવા પ્રકારની સ્થિતિને સર્વોત્તમ માનો છો ?

ઉઃ અંતઃકરણની સત્ત્વપ્રધાન—સાત્ત્વિક—અવસ્થા સર્વોત્તમ છે.

પ્રઃ મનુષ્યજીવનને નિર્દોષપણે સર્વપ્રિય થવાનું સાધન કયું ?

ઉઃ સર્વપ્રિય થવાનું સાધન સેવા છે.

પ્રઃ नगुरोरधिकम् (ગુરુથી અધિક કશું નથી. ) એવું કહેવાય છે તેનું પ્રયોજન શું ?

ઉઃ સર્વથી દુર્લભ આત્મજ્ઞાન—સ્વરૂપસાક્ષાત્કાર—તેનું દાન ગુરુ કરે છે. પરમ પ્રાપ્તવ્ય ઈશ્વર-સાક્ષાત્કાર તે પણ ગુરુ કરાવે છે. તો પછી એમનાથી અધિક અન્ય શું હોઈ શકે ?

પ્રઃ શ્રદ્ધામાં બુદ્ધિનો ઉપયોગ ક્યાં છે ?

ઉઃ શ્રદ્ધાને પોષણ આપવામાં બુદ્ધિનો ઉપયોગ કરવો.

પ્રઃ કર્મના બંધનથી મુક્ત થવાનો સર્વોત્તમ માર્ગ કયો ?

ઉઃ કર્મના બંધનથી મુક્ત થવા માટે ઈશ્વરપ્રીત્યર્થ—ફલની આસક્તિસિવાય નિષ્કામ કર્મ કરવાં ( કર્મથી ઉપજતી લાભહાનિનો અંતઃકરણને સ્પર્શ ન થાય ત્યારે જાણવું કે એ નિષ્કામ કર્મ થયું. ) કર્મ કરવામાં પોતાના અહંનો ત્યાગ કરવો અને ઈશ્વરના સાધનરૂપ બનવું આવી રીતે કર્મ કરવાથી કર્મ બંધન કરતું નથી.

( મ૦ ચ૦ શેલત. )

---

* સંવત ૧૯૮૪ ના શ્રી ઉપેન્દ્રજયન્તીમહોત્સવના સાહિત્યમાં પૂછાયેલા પ્રશ્નોના ઉત્તર.

: : સાપ્તાહિક : :

Reg. No. B3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવજીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક' નો નિત્યસન્દેશ.

"જીવન ચડો."

વર્ષ: ૫ અંક : ૪૩
સં. ૧૯૯૫, જ્યેષ્ઠ શુક્લ૦ ૯
શનિવાર
તા૦ ૨૭: ૫ : ૧૯૩૯.

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૪-૦-૦
હિન્દબહાર : દશ શિલિંગ.



સ્થલ : વડોદરા.
આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, બાઉ કાળેની ગલીમાં-વડોદરામાં છોટાલાલ લાલભાઇ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી
પ્રકાશક :
ગોવિન્દલાલ ર્વ્ય૦ ત્રિવેદી-માટે છાપ્યું અને પ્રકાશકે
શ્રી વિશ્વબંધ-ઉદ્યાન,
વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૨૭: ૫ : ૧૯૩૯

## नित्यसन्देश.

સોમવાર, તા૦ ૧૦ : ૮ : ૧૯૩૧

ચારિત્ર્ય એટલે ? ચારિત્ર્ય એટલે યોગ્ય માર્ગથી આજ કરતાં આવતી કાલ વધારે સારા થવાની શક્તિ. ચારિત્ર્ય એટલે આપણા પોતાનામાં આત્માના પ્રભાવે જે ઘણાં સામર્થ્યો વિણવિકસ્યાં રહ્યાં છે તેને શ્રદ્ધાપૂર્વક માનીને તેને પ્રકટાવવાનો શુદ્ધ પ્રયત્ન. ચારિત્ર્ય એટલે આપણા પોતાના અંતરનું ઉચ્ચ બલ-જેનાવડે આપણું જીવન ઉત્તમોત્તમ બની શકે. ચારિત્ર્ય એટલે ગમે તેવી પ્રતિકૂલ સ્થિતિ-માંથી સારામાં સારી અને નિર્દોષ રીતે પસાર થતાં આવડવું તે. ચારિત્ર્ય એટલે દરેક પ્રસંગમાંથી કાંઈ ને કાંઈ શુદ્ધ સાર ખેંચી સર્વ પ્રસંગમાંથી લાભ મેળવી લેવાની કળા. ચારિત્ર્ય એટલે માત્ર બહારથી જણાતી વસ્તુસ્થિતિઉપરથી કોઈ અનુમાન નક્કી ન કરતાં દરેક વસ્તુનું ભીતરથી શોધન કરી કોઈ પણ સારું તત્ત્વ ખેંચી કાઢી તેનું દર્શન કરવું-અર્થાત્ વાસ્તવ શુભ દર્શન. ચારિત્ર્ય એટલે ચીડાઈ જવાનો પ્રસંગ આવે તે વખતે ચીડાવા કરતાં શાંતિ રાખવી એ આપણા જીવનને ઉચ્ચ કરનાર છે એમ સમજી અકળાવું નહિ તે. ચારિત્ર્ય એટલે દુઃખમાં ધૈર્ય રાખવું એ મનને સુધારનાર છે એમ સમજી શાંતિસહિત ધૈર્ય રાખવું તે. ચારિત્ર્ય એટલે મનને વિકલ કરનાર સર્વ વિકારોને દબાવી તેસાથે પ્રસન્નતા રાખવી તે. ચારિત્ર્ય એટલે આપણા બળનો પારકાના હિતમાટે ઉપયોગ કરવો તે. ચારિત્ર્ય એટલે આપણા સુખના ભોગે પણ બીજાના કામમાં આવવું અથવા બીજાને સુખી કરવા તે. ચારિત્ર્ય એટલે સારું જાણવા કરતાં સારું કરવાનું સામર્થ્ય. ચારિત્ર્ય એટલે આપણા બહારના કરતાં આપણા અંદરની વધારે ઉન્નતા, ચારિત્ર્ય એટલે ઉત્તમોત્તમ થવાની તીવ્ર

ઇચ્છાસાથે તેને માટે પ્રયત્ન હોવો તે. ચારિત્ર્ય એટલે પોતે સ્વીકારેલા ધર્મનું સંપૂર્ણ અનુસરણ. ચારિત્ર્ય એટલે અંતરથી મહાનમાં મહાન્ થવાનો પ્રયત્ન સાધવા છતાં બહારથી બીજાતરફ સંપૂર્ણ સન્માન, સદ્ભાવ, અને સદ્વર્તન સેવવાં તે. ચારિત્ર્ય એટલે કોઈએ કરેલા નાના સરખા ઉપકારનો ઘણા મોટા પ્રમાણમાં બદલો વાળવો તે. ચારિત્ર્ય એટલે ખાનગીમાં ખાનગી જગાએ પણ કોઈના ગુણનું જ ચિંતન, અને આપણું સદ્વર્તન. ચારિત્ર્ય એટલે નીતિ, ધર્મ, તથા આપણા અધિકારના યથાર્થ જ્ઞાનપૂર્વક યથાઘટિત આચારો સેવવા તે. ચારિત્ર્ય એટલે સત્ય, શીલ, સદાચાર, સેવા, સત્પુરુષનિમિત્ત આપણું સર્વ કાંઈ અર્પણ કરવાની શ્રદ્ધા, સત્પુરુષની કદી નિંદા-ટીકા ન કરવી તે. ચારિત્ર્ય એટલે નિઃસ્વાર્થ પ્રેમનો પરાવધિ. ચારિત્ર્ય એટલે આરંભમાં અન્યાયથી મળતા અને પરિણામે ન્યાયથી છતાં ઘણા જ શ્રમ અને સમયના ભોગથી મળતા જગતના પદાર્થોતરફ વિરાગ હોવો તે. ચારિત્ર્ય એટલે આપણા અને ઈશ્વરના સંબંધમાં વિશ્વાસ. ચારિત્ર્ય એટલે પ્રભુના સામર્થ્યનું આપણામાં ભાન ઉઠવું તે. આપણે આવું **ચારિત્ર્ય** રચીએ.

---

श्रीगुरुदेव

## પાંચ.

| | | |
|---|---|---|
| ૧ | જ્ઞાનેન્દ્રિયઃ— | શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા, ઘ્રાણ. |
| ૨ | તત્ત્વોઃ— | આકાશ, વાયુ, તેજ, જલ, પૃથ્વી. |
| ૩ | કર્મોઃ— | નિત્ય, નૈમિત્તિક, કામ્ય, નિષિદ્ધ, પ્રાયશ્ચિત્ત. |
| ૪ | કોશઃ— | અન્નમય પ્રાણમય, મનોમય વિજ્ઞાનમય, આનન્દમય. |
| ૫ | ખ્યાતિઃ— | આત્મખ્યાતિ, અસત્ખ્યાતિ, અખ્યાતિ, અન્યથાખ્યાતિ અનિર્વચનીયખ્યાતિ. |
| ૬ | દૃષ્ટાન્તઃ— | બિમ્બ-પ્રતિબિમ્બ, લોહિતસ્ફટિક, ઘટાકાશ રજ્જુ-સર્પ, લોહખડ્ગ |
| ૭ | પ્રલયઃ— | નિત્યપ્રલય, નૈમિત્તિકપ્રલય, દૈનંદિનપ્રલય, મહાપ્રલય આત્યન્તિકપ્રલય. |
| ૮ | પ્રાણના પ્રકારઃ— | પ્રાણ અપાન, સમાન, ઉદાન, વ્યાન. |
| ૯ | ચિત્તની ભૂમિકાઃ— | ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત, એકાગ્ર, નિરુદ્ધ. |
| ૧૦ | જપના પ્રકારઃ— | વાચક, ઉપાંશુ, મનોમય, ધ્યાન, શૂન્ય. |
| ૧૧ | તન્માત્રાઃ— | શબ્દ, સ્પર્શ, રસ રૂપ ગંધ. |
| ૧૨ | વૃત્તિના પ્રકારઃ— | પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા, સ્મૃતિ. |
| ૧૩ | યમના પ્રકારઃ— | અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ. |
| ૧૪ | નિયમઃ— | શૌચ. સંતોષ, તપ, સ્વાધ્યાય ઈશ્વરપ્રણિધાન. |
| ૧૫ | પાંડુના પુત્રોઃ— | યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, સહદેવ, નકુલ. |
| ૧૬ | આંગળાં (હાથના).— | અંગુષ્ઠ. તર્જની, મધ્યમા, અનામિકા. કનિષ્ઠિકા. |

| | |
|---|---|
| ૧૭ અલંકાર:— | ભામિનીભૂષણના. |
| ૧૮ ગવ્ય:— | ગૌમૂત્ર, છાણ, દૂધ, દહીં, ઘી. |
| ૧૯ સુગંધી દ્રવ્યો:— | કેસર, અગરુ, કપૂર, કસ્તૂરી, ચંદન. |
| ૨૦ પંચામૃતની વસ્તુઓ:— | દૂધ, દહીં, ઘી, મધ, શર્કરા. |
| ૨૧ ઉપચાર:— | સ્નાન, ગંધ, અક્ષત, પુષ્પ, નૈવેદ્ય. |
| ૨૨ મુખ:— | શ્રીશંકર ભગવાનનાં. |
| ૨૩ દિવસ:— | પંચકના. |
| ૨૪ પંજાબની મુખ્ય નદીઓ:— | સતલજ, રાવી, જેલમ, ચીનાબ, બિઆસ. |
| ૨૫ પૃથ્વીના ખંડો:— | એશિયા, યુરોપ, અમેરિકા, આફ્રિકા, ઓસ્ટ્રેલિયા. |
| ૨૬ પાતક(નિત્ય થતા):— | દળવામાં, ખાંડવામાં, ઝાટકવામાં, વાળવામાં, રાંધવામાં. |
| ૨૭ મુખ:— | હનુમાનનાં. |
| ૨૮ પવિત્ર વૃક્ષ:— | પીપળો, ઉદમ્બર, આમળી, બીલી, વડ. |
| ૨૯ પતિ:— | દ્રૌપદીના. |
| ૩૦ પ્રસિદ્ધ મંત્રના અક્ષરો— | नमः शिवाय। |
| ૩૧ મંત્રો:— | અપોશનના. |
| ૩૨ બાબાશાહી પૈસા:— | આનાના. |
| ૩૩ નિત્યકર્મના પ્રકાર:— | સંધ્યાવંદન, પિતૃતર્પણ, વૈશ્વદેવ, બ્રહ્મયજ્ઞ, દેવપૂજા. |
| ૩૪ મહાયજ્ઞ:— | દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, ભૂતયજ્ઞ, બ્રહ્મયજ્ઞ, નૃયજ્ઞ. |
| ૩૫ મહાપાપ:— | સુરાપાન, ગુરુતલ્પગમન, ચોરી, બ્રહ્મહત્યા, આ પાપ કરનારનો સંગ. |
| ૩૬ શર (પુષ્પધન્વાનાં):— | અરવિંદ, અશોક, નવમાલિકા, આંબામોર, નીલોત્પલ. |
| ૩૭ મકાર:— | મદ્ય મત્સ્ય માંસ. મુદ્રા, મૈથુન. |
| ૩૮ અગ્નિ:— | ગાર્હપત્ય, આહવનીય, દક્ષિણ, સભ્ય, આવસથ્ય. |
| ૩૯ પંચાયતન:— | ગણપતિ, શક્તિ, સૂર્ય, વિષ્ણુ, શિવ. |
| ૪૦ પંચભાગ:— | ચોખા, દાળ, લોટ, ઘી, મીઠું. |
| ૪૧ તાલવ્ય અક્ષરો:— | ચ. છ. જ. ઝ. ञ. |
| ૪૨ મુખ:— | ગાયત્રીનાં. |
| ૪૩ કંઠસ્થ અક્ષરો:— | ક. ખ. ગ. ઘ. ङ. |
| ૪૪ મહા સતીઓ:— | સીતા, મંદોદરી દ્રૌપદી, અહલ્યા, તારા. |
| ૪૫ શીખના કક્કા:— | કેશ, કાંસકો કડું, કચ્છ, કિરપાણ. |
| ૪૬ રત્નો:— | ભગવદ્ગીતાના. |
| ૪૭ ફૂકા:— | રમવાના. |

૪૮ પંચવિષયમાં લુબ્ધ થતા પ્રાણીઓ:— હસ્તી, મૃગ, ભ્રમર, પતંગ, મીન.
૪૯ મૂર્ધન્ય અક્ષરો:— ટ. ઠ. ડ. ઢ. ણ.
૫૦ રામપંચાયતન:— રામ, સીતા, લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન.
૫૧ આસ — બ્રાહ્મણને ભોજનના આરંભમાં લેવાના.
૫૨ સૌભાગ્યદ્રવ્ય (પૂજનનું):— કંકુ, અબીલ, ગુલાલ, સિંદૂર, હળદર.
૫૩ શિલિંગ:— એક ક્રાઉનના.
૫૪ ગુલાબની બનતી વસ્તુઓ:— ગુલાબજળ, શરબત, અત્તર, ઍસેન્સ, ગુલકંદ.
૫૫ વસ્તુઓ:— પંચઝરીની.
૫૬ અનાત્મજગતમાં થતી પ્રતીતિ:— સત્તા, સ્ફૂર્તિ, આનંદ, નામ, રૂપ.
૫૭ યોગના બહિરંગ સાધનો:— યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર.
૫૮ ક્લેશ:— અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અભિનિવેશ.
૫૯ કર્મેન્દ્રિય:— વાક્, પાણિ, પાદ, પાયુ, ઉપસ્થ.
૬૦ પવિત્ર સરોવરો— પુષ્કર, માન, બિંદુ, પંપા, નારાયણ.
૬૧ મુખ્ય ઘાટ (કાશીના):— અસિસંગમ દશાશ્વમેધ, મણિકર્ણિકા, પંચગંગા, વરુણાસંગમ.
૬૨ દંતસ્થ અક્ષરો:— ત થ. દ. ધ. ન.
૬૩ ઓષ્ઠસ્થ અક્ષરો:— પ. ફ. બ. ભ. મ.
૬૪ લવણ:— સિંધવ, સંચળ, બિડલવણ, સમુદ્રલુણ, કાચલવણ.
૬૫ પંચાંગના અંગો:— તિથિ, વાર નક્ષત્ર, યોગ, કરણ.
૬૬ ઉપાસનાના પ્રકાર (રામાનુજના):— અભિગમન, ઉપાદાન, ઇજ્યા, સ્વાધ્યાય, યોગ.
૬૭ સિદ્ધિના કારણો:— જન્મ, વનસ્પતિ, મંત્ર, તપ, સમાધિ.
૬૮ કર્મેન્દ્રિયના દેવતા:— ઉપેન્દ્ર, ઇન્દ્ર, અગ્નિ, યમ, પ્રજાપતિ.
૬૯ જ્ઞાનેન્દ્રિયના દેવતા:— દિક્પાલ, વાયુ, સૂર્ય, વરુણ, ભૂમિદેવી.
૭૦ ઉપપ્રાણ:— નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત, ધનંજય.
૭૧ આહુતિ:— પ્રાણને આપવાની
૭૨ રામાનુજમતમાં ઈશ્વરની સ્થિતિના પ્રકાર:— પર, વ્યૂહ, વિભવ, અંતર્યામી, અર્ચાવતાર.
૭૩ દૂધમાંથી બનતી વસ્તુઓ:— દહીં છાશ, માખણ, ઘી, મલાઈ.
૭૪ ચતુર્થાશ્રમીની ભિક્ષાના પ્રકાર:— માધુકર, પ્રાક્પ્રણીત, અયાચિત, તાત્કાલિક, ઉપપન્ન,
૭૫ પદ—: પંચદશીના.
૭૬ સૂક્ષ્મ વર્તમાન:— નિષ્કામ, નિર્લોભ, નિઃસ્વાદ, નિર્માન, નિર્મોહ.

| | | |
|---|---|---|
| ૭૭ | જ્ઞાનેન્દ્રિયના વ્યાપારઃ— | શ્રવણ, દર્શન, સ્પર્શ, સ્વાદ લેવો, સુંઘવું. |
| ૭૮ | કર્મેન્દ્રિયના વ્યાપારઃ— | શબ્દોચ્ચાર, ગ્રહણ, ગમન, મલોત્સર્ગ, કામવિષયસેવન. |
| ૭૯ | શારીર તપના પ્રકારઃ— | પૂજા પવિત્રતા, સરળતા, બ્રહ્મચર્ય, અહિંસા. |
| ૮૦ | કર્મ થવાનાં કારણોઃ— | શરીર, અહંકાર, ઇન્દ્રિયો. પ્રાણ, અંતર્યામી. |
| ૮૧ | તત્ત્વધારણાના પ્રકારઃ— | સ્તંભિની, દ્રાવિણી, વૈશ્વાનરી, ભ્રામરી, શોષણી. |
| ૮૨ | લૌકિક ધર્મઃ— | કર્મેન્દ્રિયના |
| ૮૩ | પારમાર્થિક ધર્મઃ— | જ્ઞાનેન્દ્રિયના. |
| ૮૪ | મંડલવિષે મૂકેલા અન્નરસને ગ્રહણ કરનાર દેવોઃ— | બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર શ્રી, હુતાશન. |
| ૮૫ | પારમાર્થિક ધર્મઃ— | કર્મેન્દ્રિયના. |
| ૮૬ | પંચશોભાઃ— | ચંદ્રથી રાત્રિ, કમલથી સરોવર, સૈન્યથી ભૂપતિ, સૂર્યથી દિવસ, સુપુત્રથી વંશ. |
| ૮૭ | લૌકિક ધર્મઃ— | જ્ઞાનેન્દ્રિયના. |
| ૮૮ | વૃક્ષના અંગઃ— | મૂળ, છાલ, પત્ર, પુષ્પ. ફળ. |
| ૮૯ | પંચક્ષેત્રઃ— | નૈમિષારણ્ય ગયા, હરદ્વાર, કુરુક્ષેત્ર, પ્રયાગ. |
| ૯૦ | સ્વર્ગીય વૃક્ષોઃ— | હરિચંદન, સન્તાન, કલ્પવૃક્ષ, મન્દાર, પારિજાતક. |
| ૯૧ | પુરાણનાં લક્ષણઃ — | સર્ગ, પ્રતિસર્ગ, વંશ, મન્વંતર, વંશાનુચરિત. |
| ૯૨ | શુદ્ધ ધાતુઓઃ— | લોહ, સુવર્ણ, રજત, તામ્ર, સીસું. |
| ૯૩ | મહાસાગરઃ— | ઉત્તર, દક્ષિણ, એટ્લેન્ટિક, હિંદી, પેસિફિક. |
| ૯૪ | સ્થાનોઃ— | પંચકેશના. |
| ૯૫ | પંચખાદ્ય. | |
| ૯૬ | સ્વરઃ— | અંગ્રેજી ભાષામાં |
| ૯૭ | ભૂસંસ્કારઃ— | પરિસમૂહન, ઉપલેપન સમુદ્ધ, ઉલ્લેખ અભ્યુક્ષ. |
| ૯૮ | પંચપિતાઃ— | જનક, ઉપનયનસંસ્કાર કરનાર, વિદ્યાગુરુ, અન્નદાતા, ભયત્રાતા. |
| ૯૯ | પંચરત્નઃ— | નીલક, વજ્રક, પદ્મરાગ, મૌક્તિક, પ્રવાલ. |
| ૧૦૦ | સંસ્કારઉદ્‌બોધક મુખ્ય હેતુઓઃ— | અદષ્ટ, ચિંતા, સાદૃશ્યજ્ઞાન, સંબંધિદર્શન. સંબંધિસ્મરણ. |

શ્રી જ૦ દેવી.

## દુર્બલતા શામાટે ?

મનુષ્યને ઈશ્વરે સર્વ સાધનો આપ્યાં છે છતાં દુર્બલતા શામાટે બતાવવી જોઈએ ? મનુષ્યને પોતાનું ભાન ન હોય ત્યારે જ તે દુર્બલતા બતાવે છે. દેહ એ શું છે ? મન. બુદ્ધિ, પ્રાણ, આદિ

ઇન્દ્રિયોમાં કેટલા પ્રકારનું અને કેવું બલ રહેલું છે, એનું ભાન મનુષ્યને ન હોય ત્યારે જ તે દુર્બલ બને છે. મનુષ્યને પોતાના આત્માનું ભાન હોય, પોતાના દેહ અને મન, પ્રાણ આદિમાં શું ચમત્કારિક શક્તિઓ રહેલી છે તેની ખબર હોય, તો તે તરત જ દુર્બલતાને ફેંકી દે, અને વીર કેસરીતરીકે નિર્ભયતાથી પોતાના વિશાલ ક્ષેત્રમાં વિચરવા માંડે. આ જગતમાં આવીને મનુષ્યે પોતે કોણ છે તે પ્રથમ જાણવું જોઈએ. તે જાણવાથી જ તે નિર્ભય અને બળવાન્ બને છે. મનુષ્યને પોતાનું ભાન કરાવવું, પોતાના વિષે સંપૂર્ણ જ્ઞાન સંપાદન કરવું, એ શિક્ષણમાત્ર અને ધર્મમાત્રનો ઉદ્દેશ છે. જ્યાંસુધી પોતાનું અજ્ઞાન છે ત્યાંસુધી ધર્મ, વિદ્યા, કલા, સાહિત્ય ઉદ્યોગ કોઈ પણ ઉચ્ચ પુરુષાર્થતરફ લક્ષ જતું નથી. અને જ્યારે પોતાનું ભાન થવા માંડે છે ત્યારે એક સરખાં સર્વ ઉચ્ચ મનોરથોતરફ દૃષ્ટિ દોડે છે, અને પુરુષાર્થના વેગથી ધારેલી વસ્તુઓની સિદ્ધિ મળે છે.

બાળકને, યુવાનને, સ્ત્રીને કે પુરુષને, સર્વને તેના પોતાપણાનું યથાર્થ ભાન, નજીવી દુર્બલતાની બેડીઓને તોડી નાંખવા, જાગ્રત્ અને બળવાન્ બનાવે છે. દુર્બલતા પોતાને નહિ ઓળખવાથી જ ઉભી થાય છે. વેદાંતના અભ્યાસીઓને અજાના ટોળામાં કેસરીનાં બાળકની મનોદશાનો દૃષ્ટાંત સારી રીતે જાણીતો છે. મનુષ્યને ઘણી દુર્બલતાની બેડીઓ કલ્પિત અને મિથ્યા ભય અને ખોટા અભ્યાસથી દૃઢ થયેલી હોય છે. યોગ્ય ગુરુ મળતાં તે મિથ્યાભ્યાસ ત્રુટી જાય છે અને પોતાના સ્વયંબળ અને જ્ઞાનઉપર તે ઉભા થતાં શીખે છે.

અયોગ્ય બંધનો પોતાના વિચારથી, પોતાની આજુબાજુના મનુષ્યોનાં વિચારથી કે અયોગ્ય શિક્ષણથી પેસી જાય છે, અને તેનું વારંવાર મનન કરવાથી તે સુદૃઢ થાય છે. આ બંધનો દૂર કરવા, અનેક નાની મોટી દુર્બલતાને ફેંકી દેવા, દેહ, મન ઇન્દ્રિય, પ્રાણ આદિને શુદ્ધ અને તેજસ્વી કરવાની અનિવાર્ય અગત્ય છે. અનુકૂલ દ્વારથી સાધન શોધી મનુષ્ય નિત્ય પ્રયત્ન કરતો રહે તો તેની સર્વ દુર્બલતાઓ ઓછી થઈ જાય અને તે નિર્ભય અને નિઃશંક થઈ મુક્ત થઈ વિચરે. વ્યવહારમાં આજસુધી મનુષ્યોને બહુ બહુ બાબતોમાં નજીવા કારણસર દુર્બલતા બતાવતા આપણે જોઈએ છીએ. સહજ તન, મનનો ઉપાધિ જણાતાં ભયભીત થઈ જાય છે અને મહાન્ વિપત્તિ ઉતરી પડી હોય તેવો દેખાવ કરે છે. અલ્પ બાબતને અત્યંત મહત્ત્વનું સ્વરૂપ આપે છે. પણ આ સર્વ પોતાના મહાન્ આત્મબલ અને આત્મગૌરવની શોધખોળ કરી હોતી નથી ત્યાંસુધી જ રહે છે. જે સુભાગી પુરુષોને સદ્વિચાર અને સત્સંગ પ્રાપ્ત થાય છે, પુરુષાર્થમાં પ્રીતિ છે, આત્મઅભિમાન જાગ્રત્ થયું છે તેમને દુર્બલતા છે જ નહિ, તેઓ સર્વ સ્થલે અને સર્વ સમયમાં વિજયડંકો વગાડી રહ્યા છે.

સ્વદેશે કે પરદેશે, ગૃહમાં કે બહાર, આવા વીર પુરુષોનો જય છે તેમનામાંથી દુર્બલતા પલાયન કરી ગઈ છે તેમને લોકપણા, વિત્તૈષણા કે બીજી કોઈ ઇષણાઓ દબાવતી નથી. તેઓ

સર્વ વસ્તુને પોતાના પગતળે દબાવી બેઠા છે. અને નમ્રતાથી પ્રભુના સામ્રાજ્યમાં સુખથી મહાલી રહ્યા છે. આત્માના જ્ઞાન અને બળથી પોતે દુર્બલતાનો જય કરી રહ્યા છે અને પોતાના પ્રકાશથી જગત આખાને દુર્બલતામાત્ર ખંખેરી નાંખવા પુરુષાર્થની પ્રેરણાઓ કરી રહ્યા છે પ્રત્યેક દેશના મહાન પુરુષો અને અવતારો, મનુષ્યમાં અનેક કારણથી ઘર કરેલી રહેલી દુર્બલતાઓને દૂર કરવા મચી રહ્યા હતા અને આજે પણ તેવા પુરુષો તે દૂર કરવા પ્રેરણા આપી રહ્યા છે. પરમાત્માની કૃપાથી દુર્બલતામાત્ર દૂર હઠે અને સબલતાનું સામ્રાજ્ય તપે એ જ શુભેચ્છા,

ભોગીલાલ જ૦ ઓઝા.

---

## प्रणवध्वनिनी अद्‌भुतता.

પદ. ( વ્યોમે ચંદ આ ધવલ ઉગતો૦ એ લય. )

ગાજે ૐ આ પરમ ઉરમાં, પ્રસન્નતા ઉભરાતી,
દિવ્ય પ્રણવધ્વનિથી આ ઉરમાં, બ્રહ્મશક્તિ લહાતી; ગાજે૦
 ન્દર ગંભીર ધ્વનિ આ આનંદ-સ્ફૂર્તિ ભરતો,
 શમતું આક્રંદ, મિથ્યા આક્રંદ;
 મનનું મનપણું ખરતું ખરરર, પ્રજ્ઞા પ્રતિષ્ઠિત થાતી; ગાજે૦
પ્રણવઘુંકાર શાન્તિ ભરતો, ચિન્મય સન્મય મુજને કરતો,
ન્યારો અનુભવ જાગે હૃદયે, મસ્તી અજબ ભળાતી; ગાજે૦
 આનંદસ્પંદન પ્રણવ નિસ્પંદ ચિત્ત કરતો.
 શમતી દ્વંદ્વ, અહા !, આ દ્વંદ્વ;
 અભિમાની સરતો સરરર, મૂલમાં આનંદમાંથી; ગાજે૦
કાર્યકારણમાં વિલસતું, અણુજતું આ પ્રકટ વસતું,
પરાપાર આ નીરવ લક્ષ્યે, અભેદ સ્થિતિ થઈ જાતી; ગાજે૦

શ્રી જ૦ દેવી.

---

## श्रीउपेन्द्रजयन्तीमहोत्सवनुं साहित्य—( सं० १९८७ )

( ઉત્તીર્ણ લેખો. )

યુવક વિભાગ :— " પ્રાચીન અર્વાચીન પ્રસિદ્ધ પુરુષોનાં નામો તથા વિશિષ્ટ ગુણો-મહિમાવાળી સંપત્તિ."

[ લેખક : શંકરલાલ ન૦ દવે ]

ઉપમન્યુ-શ્રદ્ધા. —નિર્ભયતા.

હરિશ્ચંદ્ર–સત્ય.
કર્ણ–દાનવૃત્તિ.
ધ્રુવ–નિશ્ચય.
સનત્કુમાર–વિદ્યા.
વિશ્વામિત્ર–તપ.
નારદ–ભક્તિ.
રામ–ત્યાગવૃત્તિ.
જાબાલ–સત્ય
શ્રવણ–સેવાપરાયણતા.
વસિષ્ઠ–ક્ષમા.
વિદુરજી–નીતિ.
ભર્તૃહરિ–વિરાગ
રામાનુજ–વિષ્ણુભક્તિ
કબીર–ભક્તિ.
ગોરખનાથ–ગુરુભક્તિ.
નરસિંહ મહેતા–હરિભક્તિ.
યુધિષ્ઠિર–ધર્મપરાયણતા
ભીષ્મ–પ્રતિજ્ઞાપાલન.
વિક્રમ–પરોપકાર.
ચૈતન્યસ્વામી–સંન્યાસ.
વિવેકાનંદ–ચારિત્ર્ય.
શ્રીનૃસિંહાચાર્યજી–અનુકમ્પા.
શ્રીઉપેન્દ્રાચાર્યજી–સમસ્થિતિ

અષ્ટાવક્ર–જ્ઞાન.
માર્કંડ–આયુષ.
શંકરાચાર્ય–ત્યાગ.
બુદ્ધ–દયા.
પ્રહ્લાદ–શ્રદ્ધા.
મત્સ્યેન્દ્રનાથ–યોગ.
ઋષભદેવ–અહિંસા.
લવ તથા કુશ–બળ.
અર્જુન–પરાક્રમ.
વાલ્મિકિ–રામભક્તિ.
હનુમાન–બ્રહ્મચર્ય.
ગોપીચંદ–ત્યાગ.
જનક–જીવન્મુક્તત્વ.
દત્તાત્રેય–જિજ્ઞાસાવૃત્તિ.
એકનાથ–આજ્ઞાપાલન.
શ્રીકૃષ્ણ–ભક્તવત્સલતા.
સુદામા–નિરભિમાનતા.
શુકદેવ–કીર્તનભક્તિ.
મહાત્મા ગાંધીજી–નિયમિતતા
હંસદેવજી–સ્વચ્છતા.
કૈવલ્યાનંદ–શાંતિ.
મહાવીર–અહિંસા.
શ્રીવિશ્વબંધુ–હૃદ્બળ.

---

**શોકજનક સમાચાર:–**

કરાંચીમંડળના અગ્રણી સાધકબંધુ શ્રી હીરજીભાઈનો વૈશાખ વદ ૮ ગુરુવારે દેહવિલય થયો. શ્રીઇષ્ટપ્રતિ તેમનો અનુરાગ, ઇષ્ટાજ્ઞાને અનુસરવાનો તેમનો આગ્રહ વગેરે આદર્શરૂપ હતાં પરમાત્મા તેમનું ઉત્તરોત્તર અધિક હિત સાધો એ જ પ્રાર્થના

: : સાપ્તાહિક : :

.Reg. No. B3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવજીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક' નો નિત્યસન્દેશ,

" જીવન ઘડો. "

વર્ષ : ૫ અંક : ૪૪
સં. ૧૯૯૫, જ્યેષ્ઠ કૃષ્ણ૦ ૧
શનિવાર
તા૦ ૩ : ૬ : ૧૯૩૯.

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૪-૦-૦
હિન્દબહાર : દશ શિલિંગ.



આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, બાઉ કાજીની ગલીમાં-વડોદરામાં છોટાલાલ લાલભાઇ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી પ્રકાશક : ગોવિન્દલાલ ર્ય૦ ત્રિવેદી-માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી વિશ્વવંદ્ય-ઉદ્યાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૩ : ૬ : ૧૯૩૯

## नित्यसन्देश.

મંગળવાર, તા૦ ૧૧ : ૮ : ૧૯૩૧

ચારિત્ર્ય એટલે જીવનવસ્ત્રનો કુમાસ. જેના ભીતરમાં અનેક સદ્ગુણો અને શુભ શક્તિઓ છે અને જ્યાં તેનો નિર્દોષ ઉપયોગ થાય છે તે ચારિત્ર્ય ચારિત્ર્ય એટલે સદ્ગુણ અને સચ્છક્તિની ગર્ભ-શ્રીમંતાઈ. જેનામાં ચારિત્ર્ય છે તે પોતાના વિકાસમાટે કદી દુર્બલ કે નિરાશ બનતો નથી. નિષ્ફલતાની મધ્યમાં રહેવા છતાં ચારિત્ર્યવાન્ નિઃસત્વ બનતો નથી. ચારિત્ર્યવાનનો ઉત્સાહ પ્રતિકૂલતાને ભેદી-પાર નીકળી જાય છે. ચારિત્ર્યવાનનો આનંદ દુઃખને ઓગાળી નાંખે છે. ચારિત્ર્યવાનની શ્રદ્ધા વિશ્વમાં નવું સર્જે છે. જગતના બલકરતાં સૂક્ષ્મ વસ્તુ-પરમાત્મસત્તા-ના બલઉપર વિશેષ આધાર તે ચારિત્ર્ય. કહેવા કરતાં કરી બતાવવાનું બળ તે ચારિત્ર્ય. કોઈના દોષને વા કોઈની દુર્બલતાને ભૂલી જવાની શક્તિ તે ચારિત્ર્ય. ઉચ્ચ વસ્તુ સાધવા માટેની જે સુખરૂપતાભરી સહનશીલતા તે ચારિત્ર્ય. પોતાની શક્તિનો વ્યર્થ ક્ષય કર્યા વિના બીજાને ઉન્નતિમાં સહાય આપવાની વૃત્તિ અથવા કૃતિ તે ચારિત્ર્ય. બીજા વખાણ કરે એવી ક્રિયા કરવા છતાં પોતાના મહોડે પોતાનાં-વખાણ સાંભળવાની અનિચ્છા તે ચારિત્ર્ય. બીજાને યશ આપવાની વૃત્તિ તે ચારિત્ર્ય. સર્વોત્તમ કરવા છતાં તેનું મનમાં જરાએ અભિમાન ન ઉત્પન્ન થવું તે ચારિત્ર્ય. ચારે બાજુથી આપણાં વખાણ થવા છતાં હજી પણ વધારે ઉત્તમ બનવાની પ્રયત્નશાલી વૃત્તિ, અને પોતાના સૂક્ષ્મ દોષોને શોધી શોધી, તેને ટાળવાની આગ્રહવાળી કૃતિ તે ચારિત્ર્ય. કલ્પનાથી ઉદર્શે રચીને મનની તેમાં વિશ્વાસવાળી સ્થિતિ તે ચારિત્ર્ય. સદ્વસ્તુની પ્રાપ્તિ-માટે તથા બીજાના લાભને ખાતર દેહ તથા મનનું દમન તે ચારિત્ર્ય શુભની પ્રાપ્તિમાં ગમે તે કારણથી નિરાશ ન થતાં તેને મેળવવાનો પુનઃ પુનઃ

એની એ જ ઋતુઓ, રાત્રિ, દિન; એના એ જ સૂર્ય, ચંદ્ર, નક્ષત્રો, ગ્રહો, રાશિઓ, આકાશગંગા; એના એ જ ટાઢ, તડકો, વૃષ્ટિ; સર્વ કાંઇ એનુ એ જ ફરી ફરીને આવે છે, અળપાય છે

આવી રીતે એ નું એ જ થવાનો નિયમ જ્યારે આખા વિશ્વમાં પ્રવર્તી રહ્યો છે, તો આપણે પણ એનું એ જ ફરી ફરીને, ફરી ફરીને કરતાં શામાટે અકળાવું ? એકનું એક કર્તવ્ય કરતાં શાથી પાછા પડવું ? એનું એ જ ઇષ્ટચિંતન કરતાં શામાટે નિરુત્સાહી થવું ? એનું એ જ શ્રવણ, મનન, નિદિધ્યાસન શામાટે ત્યજી દેવું ? એનુ એ જ વારંવાર, વારંવાર કરતાં વિશ્વવ્યવસ્થાપક સત્તા થાકતી નથી તો આપણે તે જોઈ તેમાંથી આ બોધ સ્વીકારી એ જ પંથે ચાલતાં આપણો માર્ગ સરલ સુગમ અને કંઈ નવીન દર્શાવનાર થશે જ.

એના એ જ સદ્વિચાર, એનું એ જ સદ્ચિંતન, એના એ જ સત્ સમાગમ, એવી રીતે એના એ જ સર્વ પ્રકારના શુદ્ધ સાધનો કરતાં શામાટે કંટાળી નિત્ય કંઈ ને કંઈ નવીન ઇચ્છા પ્રકટાવવી? એકનું એક જ સાધન વારંવાર થતાં તે સુદૃઢ બની રહે છે. વૃત્તિને, મનને, ઇન્દ્રિયને તેનો અભ્યાસ પડે છે. એનું એ જ ચિંતન અખંડ થતાં અખંડ ગતિવાળા રહેવાથી એ જ સાધનોમાંથી નૂતન રહસ્ય આપોઆપ મળી રહે છે, વારંવાર એનું એ જ થવાથી જ કાર્યસિદ્ધિ અનુભવાય છે. કોઈ પણ પ્રકારના અનુભવ લેવાનો આ જ સિદ્ધ માર્ગ છે.

બાલકને જુઓ; તે પડે છે, પુનઃ ઉભું થાય છે; પુનઃ પડે છે, વળી ઉભું થાય છે; પણ પ્રયત્નથી થાકતું નથી. આ જાતનો તેનો એનો એ જ પ્રયત્ન પરિણામે તેને ચાલતાં શીખવે છે. બાલકમાં વ્યાપી રહેલી સત્તા તેની પાસે વારંવાર એનું એ જ કરાવી તે બાલકને ચાલતું, બોલતું બનાવે છે.

વૃક્ષમાં વ્યાપી રહેલી એ જ સત્તા તેને કાપવા છતાં બમણા વેગથી પુનઃ વધવાનું બળ આપી પ્રફુલ્લ કરે છે.

સૃષ્ટિનો ક્રમ આ નિયમે જ અણુમાત્રને આ રીતે કાર્ય કરવા પ્રેરણા કરતાં અટકતી નથી. બાલક વાંકાચુંકા લીટા કરતાં કરતાં તેમાંથી એકડો લખતાં શીખે છે. અનેક વાર એનો એ જ એકડો ઘૂંટનાર પરિણામે અનેક વિદ્યામાં નિષ્ણાત થાય છે પ્રત્યેક કાર્યના આરંભમાં એનું એ જ કર્યા કરવાનું હોય છે. નિષ્ફળતા મળતાં હારી થાકી કાર્ય નાંખી દેતાં ક્યાંહિ પણ વિકાસ થયો નથી, થતો નથી, થવાનો પણ નથી,

પૂર્વ કાલથી તે આજપર્યંત અનેક સત્પુરુષો, સત્ શાસ્ત્રો જે કાંઈ કહી રહ્યા છે, બોલી રહ્યા છે, તે પણ એનું એ જ અને તે એક જ ' તમે બ્રહ્મસ્વરૂપ થાઓ. ' આ સત્ય દૃઢ કરવા સર્વ ધર્મના નિયામકોએ એના એ જ પ્રયત્ન કર્યા છે, સાધનો દર્શાવ્યાં છે, અને તેપ્રમાણે વર્તનાર બ્રહ્મસ્વરૂપ થયા છે.

જે કોઈ નિત્ય નવીનની ઇચ્છા રાખે છે તે તસુ પણ આગળ વધી શકતા નથી જે કાંઈ સત્ય છે તે એક જ છે અને તે એના એ જ પ્રયત્નથી પામી શકાય છે.

ક્ષણુ ક્ષણુમાં પ્રાપ્ત સાધનોપ્રતિ અરુચિ, નવાં નવાં શાસ્ત્રો, નવા માર્ગોપ્રતિ જવાની તાલા-

વેલી ફળને પ્રકટવા દેતી નથી પરંતુ ફલ પ્રકટતું હોય તેને દૂર ધકેલી દે છે. આવા ઢંગધડાવિનાના પ્રયત્નમાં સમય જાય છે, આયુષ્ય વહી જાય છે, અને મનુષ્ય પોતે જ પોતાની ક્રિયાથી જ્યાં હોય છે ત્યાંથી આગળ વધવાને સ્થાને અનેક પગલાં પાછો પડે છે.

જે સાચા પ્રયત્નવાળા છે તે તો પુનઃ પુનઃ એક જ માર્ગે વહ્યા જાય છે. જ્યાં સાચો પ્રયત્ન છે, ત્યાં નિરુત્સાહ, ચંચલતા કે કંટાળાવાપણું હોતું જ નથી. ધાર્યું મેળવવા પ્રતિજ્ઞ તેમનું લક્ષ્ય સ્થપાયેલું હોવાથી ફરી ફરીને એના એ જ પ્રયત્નમાં વળગી રહે છે.

આપણને સારું શું છે? સારુ શી રીતે મળે છે? તે જાણવું અવશિષ્ટ નથી. સર્વ કાંઈ પ્રાપ્ત છે માત્ર એનું એ જ કરતાં કંટાળીએ છીએ. નવીન માર્ગમાટે ફાંફાં મારીએ છીએ. જેથી ઇષ્ટ પદાર્થ મળતાં વિલંબ થાય છે. આ રીતે આપણી જ ક્રિયાથી આપણે નિરુત્સાહી બનીએ છીએ. આ પ્રકારની સ્થિતિ થતાં શ્રદ્ધાનું બળ જામેલું રહેતું નથી ક્રિયામાત્રમાં શ્રદ્ધાવિના કંઈ જ મળતું નથી.

કર્મકોશમાં પડેલાં અનેક કર્મો એની એ જ સતક્રિયાઓથી કપાતાં જાય છે- તેનું ભાન ભલે તત્કાલ ન થાય પણ પ્રત્યેક શુભ ક્રિયા સતફલને પ્રકટાવતી હોવાથી વિશ્વાસે એના એ જ કાર્યોમાં પ્રેમ પ્રકટાવી કર્યા કરવામાં જ સામર્થ્ય સમાયેલું છે.

ધ્યાન, જ્ઞાન, યોગ, વગેરે સર્વ સતત સધાયા કરે છે ત્યારે જ તેનું બળ જામે છે.

જેમ વિશ્વવ્યવસ્થાપક સત્તા એનું એ જ ચલાવી અનેક રીતે વિશ્વને વ્યવસ્થામાં રાખવા સમર્થ બને છે તેમ પ્રત્યેક શુભ ક્રિયા થતાં કર્મપ્રદાતા સત્તા તે તે ક્રિયાપ્રમાણે મનુષ્યના સદ્ અસદ્ કર્મનો ભેદ જોઈ તેને તે તે માર્ગે સ્થાપ્યા જ કરે છે. આ નિયમ જ્યાં પ્રવર્તતો હોય છે તેમાં ક્ષણ ક્ષણમાં ચાંચલ્યથી એકધારાવત્ પ્રયત્ન ન થતાં, ફેરફાર થવાથી નિષ્ફલતા જ મળે છે.

મહાપુરુષો જે જે સાધનો જે જે અધિકારીને દર્શાવે છે તે તેના અધિકારાનુસાર જ હોય છે. તે સાધનો વિશ્વાસથી એકધારાવત્ કર્યા જ કરવાથી સહજમાં ધારેલી સ્થિતિ પમાય છે વળી એના એ જ સાધનો રસપૂર્વક, શ્રદ્ધાપૂર્વક, ઉત્સાહપૂર્વક સધાવાં જોઈએ. નીરસતાથી કહાય ' કહ્યું છે એટલે કરીએ ' એમ કરવાથી તે નકામું જાય છે અને આવો ભાવ પ્રકટવો તે પણ વૃત્તિચાંચલ્ય છે.

વૃત્તિની ચંચલતાને લીધે જ એના એ સાધનો રસપૂર્વક સધાતાં ન હોવાથી ફલની પ્રતીતિ અનુભવાતી નથી ઘણાંએ એવાં અનુષ્ઠાનો, પુરશ્ચરણો, ઉપાસનાના પ્રયોગો છે કે તે લાંબા કાલે દુરિત કર્મને દહન કરી અર્થસિદ્ધિ દર્શાવે છે. આવાં આવાં વિધાનો શ્રદ્ધાપૂર્વક કર્યાં જ કરવાનાં હોય છે.

એકનું એક પુસ્તક પુનઃ પુનઃ અભ્યાસ કરતાં તેમાંથી જ તેમાંના નવીન નવીન મર્મો સ્પષ્ટ થાય છે અને ઉંડાણમાં તેના સંસ્કાર સ્થપાય છે.

નવીન નવીન જાણવાનો ઉપર ઉપરનો મોહ કોઈ પણ રીતે કોઈની પણ પ્રગતિ કરાવી

શકતો નથી. આથી જ જે જે કંઈ ઉત્તમ જાણ્યું હોય, સાંભળ્યું હોય, પ્રબોધાયું હોય તેને સાધવામાં કંટાળ્યા વિના મચ્યા રહેવું, જેથી અમુક કાલે અવશ્ય વિજય મળી શકે છે.

આ કરવામાં વૃત્તિનું ધૈર્ય, સ્થૈર્ય, અને સતત પ્રયત્ન, આવશ્યક છે. આ પ્રકારની વૃત્તિ જેની કેળવાયેલી છે તેને સર્વમાં નિરુત્સાહ ઉપજતો નથી અને તેથી પ્રતિકાર્ય સર્વોત્તમ કરી શકાતાં, વિશેષ, વિશેષ જ્ઞાનનું ભાન પ્રકટતું જાય છે, આત્મવિશ્વાસ વધે છે.

કોઈ કઠિન વસ્તુને તોડવા એકની એક જગાએ ઘા કર્યા કરવાથી તે ભેદાય છે તેમ એક નિશ્ચય કરી તેની પ્રાપ્તિમાટે યોગ્ય પુરુષપાસે યોગ્ય માર્ગ જાણી શાંતિપૂર્વક, એનું એ જ કર્તવ્ય કર્યા કરવું એ પ્રાપ્તવ્ય સિદ્ધિનો સરલ અને સુગમ માર્ગ છે.

પ્ર૦ બહેન.

---

# समत्वं.

## योग उच्यते ( गीता અ૦ ૨. શ્લો૦ ૪૮ )

જેની સમવૃત્તિ ચલિત ન થાય,
કદી જાગ્રત્ સ્વપ્નની માંહ્ય;
ભાવો પ્રિય અપ્રિય ન લહાય,
મહિમા તેનો કહો કેમ જાય. (શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી)

કેવો સુંદર મર્મપૂર્ણ અને શ્રીકૃષ્ણે પોતાના આપ્તજનને પ્રબોધેલો શબ્દ ! આચારમાં મૂકનારને મહાપદે ચઢાવે અને સર્વ કર્તા છતાં અકર્તા બનાવે. કૃપાળુ ગુરુદેવ પણ પોતાની કાવ્યપંક્તિમાં એના મહિમાવિષે શ્રુતિ ભગવતીની માફક 'નેતિ,' 'નેતિ' જેવો ભાવ દર્શાવે છે. તો પછી મારી લેખિની એનો પ્રભાવ કેવી રીતે આલેખી શકે ! એના ચિંતન અને મનનથી કંઈ ને કંઈ લાભ થાય એ સ્વાભાવિક હોવાથી હું મારી અલ્પ મતિઅનુસાર એવિષે વિચારો દર્શાવવા પ્રયત્ન કરીશ.

મનુષ્યમાત્ર રાત્રિદિન કંઈ ને કંઈ પ્રવૃત્તિ કર્યા જ કરે છે. આ પ્રવૃત્તિમાં કેટલીક સ્થૂલ હોય છે અને કેટલીક સૂક્ષ્મ–માનસિક હોય છે. મનની વિચાર કે સંકલ્પવિકલ્પરૂપ પ્રવૃત્તિ તો અખંડ ચાલું જ હોય છે. પરંતુ સાધક કે મુમુક્ષુને પોતાની પ્રવૃત્તિ કેવા પ્રકારની છે, તેનું સૂક્ષ્મ નિરીક્ષણ–તેને જાણવાની અગત્ય છે એટલું જ નહિ, પણ તે પ્રવૃત્તિ સેવતાં અંતઃકરણનું સમત્વ જળવાય છે કે કેમ તેનું ઝીણું બારીક નિરીક્ષણ કરવાની અનિવાર્ય અગત્ય છે. સામાન્ય મનુષ્યો તેપ્રતિ ભલે બેદરકાર રહે, પરંતુ જેણે સાધક કે મુમુક્ષુપદ ધારણ કર્યું હોય. તેણે તો પ્રવૃત્તિ સેવ્યા પશ્ચાત્ તેથી થતા સંયોગાદિ વિકારોથી અલિપ્ત રહેવાય છે કે કેમ તેનું નિરીક્ષણ કરવાની જરૂર છે. સાધકનો પ્રત્યેક વ્યવહાર–પ્રવૃત્તિ આપ્રમાણે થવી જોઈએ. આપ્રમાણે પોતાની પ્રવૃત્તિનું નિરીક્ષણ કરવાની અને સમત્વ સિદ્ધ કરવા ક્ષણે ક્ષણે સાવધાનતાપૂર્વક પ્રયત્ન કરવાની જરૂર છે. તેમ કર્યા વિના સાધકમંડળ

કેવી રીતે સાર્થક થાય ? સાધકને તો ષડરિપુઓ સાથે સંગ્રામમાં ઉતરવાનું છે. સાધક એટલે બાપડો કે દુર્બલ નહિ. બાપજીશ્રી એને કેવી રીતે સંબોધે છે ? " સાધકશૂરા ! જો જીતો તો મનરિપુ એક જ જીતજો." આ પ્રમાણે " શૂરા " એટલે વીરત્વવાળા શબ્દથી સંબોધે છે. ષડ્રિપુને એ ન દબાવે તો પછી કોણ દબાવે ? માટે એણે તો ચિત્તની સમતોલના જાળવવા સામાન્ય નહિ, પણ સવિશેષ પ્રયત્ન કરવો એ એનું કર્તવ્ય ગણાય. ગીતા કહે છે કે: समत्वं योग उच्यते એટલે ગમે તેટલી પ્રવૃત્તિનું સેવન કરવા છતાં ચિત્ત તે પ્રવૃત્તિથી થતા લાભાલાભથી અને તેથી થતા હર્ષશોકાદિ વિકારોથી અલિપ્ત રહે અને વિષમતાને ધારણ ન કરે, ત્યારે જ તે સાચો કર્મયોગી કહેવાય. નદીમાં હોડી બે બાજુમાંથી કોઈ પણ બાજુપર ડોલી ન જતાં જે પ્રમાણે સ્થિર સીધી ચાલી જાય છે તેપ્રમાણે વ્યવહારમાં પ્રવૃત્તિ સેવવા છતાં આપણી જીવનનૌકા કોઈ પણ બાજુએ ડોલી ન જવી જોઈએ એટલે કે ચિત્તનું સમત્વ જાળવવું જોઈએ. કૃપાળુ ગુરુદેવ આપણી જીવનનૌકાને કેવી રીતે ચલાવવી તે વિષે કેવો સુંદર બોધ આપે છે ! શ્રવણ કરો;

મધ્યમાં જ નાવને ચલાવો, ઓ જીવનનૌકાના નાવિકો!
મધ્યમાં જ નાવને ચલાવો. ઓ૦
આણી તીરે રાગ અને પેલી તીરે દ્વેષ છે,
મધ્યે ઉભયરહિત પદે વહાવો; ઓ૦
\+ + + + + +
સુખ વા દુઃખો ચાલ તે આવી મળે,
કશામાં ન ચિત્તને લેપાવો; ઓ૦
સમસ્થિતિમાં સદા વહેતું મન રાખજો,
આમ કે ન આમ ક્યાંહિ હલાવો; ઓ૦

ઉદય કે અસ્ત, લાભ કે અલાભ, સુખ કે દુઃખ, સર્વ પ્રસંગોમાં હર્ષશોકાદિ વિકારોને વશ ન થતાં ચિત્તનું સમત્વ જાળવવું એનું નામ જ જીવનનૌકાને મધ્યમાં ચલાવી કહેવાય. જો તે વિકારથી અલિપ્ત ન રહેતાં એકાદ વિકારને વશ થાય તો સમજવું કે જીવનનૌકા ઉભય બાજુમાંથી એક બાજુપર ડોલી જાય છે અને તેથી તે ધારેલે સ્થાને પહોંચવાને બદલે ડૂબવાનો સંભવ છે; આથી પ્રત્યેક પ્રવૃત્તિ સેવતાં ચિત્ત રાગદ્વેષ, હર્ષશોક, કોઈ પણ દ્વંદ્વથી અલિપ્ત રહે તેને માટે-ચિત્તનું સમત્વ જાળવવા માટે-કેટલી સાવધાનતાની સાધકને અગત્ય છે તે સુસ્પષ્ટ થાય છે. સાધક એટલે સિદ્ધ નહિ; તેથી ભલે સ્ખલન થાય, પરંતુ પ્રયત્ન તો સેવવો જ જોઈએ.

કુદરતપ્રતિ દૃષ્ટિ કરો કુદરત સમત્વમાટે શું બોધ આપે છે; કુદરતમાં વાયુદેવ સમત્વનો ત્યાગ કરે—હદઉપરાંત વાય તો કેટલું નુકશાન થાય ? અનેક મંદિર અને વૃક્ષાદિનો ઘાણ વળી જાય અને મંદિરને સ્થાને ખંડિયેર થાય. તે જ પ્રમાણે જલતત્ત્વ સમત્વમાં ન રહે તો શો પરિણામ આવે ? આનો તો થોડાં વર્ષ પૂર્વે આવેલી રેલથી થયેલા ચમત્કારનો સર્વને અનુભવ છે.

જ્વાળામુખીનું સમત્વ નષ્ટ થતાં કેવો ભયંકર ઉત્પાત થાય ? એનો ઉત્તર તો જાપાનીઓ અગર વિસુવિયસસમીપના ઇટાલિયનો આપશે. એ તો જલને સ્થાને સ્થલ અને સ્થલને સ્થાને જલ પણ થાય અને પ્રાણી, પશુ અને પદાર્થના વિનાશનું તો કહેવું શું ?

તે જ પ્રમાણે અગ્નિતત્ત્વમાટે પણ સમજવું. પેલો ઘૂઘવતો મહાસાગર સમત્વ ન જાળવે તો શું થાય ? કહે છે કે જલપ્રલય શરીરમાં પણ વાત, કફ અને પિત્તના પ્રમાણમાં વિષમતા થતાં શું થાય ? મનુષ્ય વ્યાધિમાં સપડાય. ભોજનમાં ખાંડ, ઘી, કે અન્ય પદાર્થના સમપ્રમાણપ્રતિ લક્ષ ન અપાય અને તેમાં વિષમતા થાય તો સ્વાદ ચાલ્યો જાય અને પૈસા પાણીમાં જાય ઔષધમાં સમપ્રમાણ ન સચવાય તો દરદીને હાનિ થાય અને કદાચ પ્રાણ પણ જાય.

ગીતામાં કહેવામાં આવ્યું છે કે " युक्ताहारविहारस्य युक्तचेष्टस्यकर्मसु " જે આહાર વિહારમાં, કર્મ કરવામાં, નિદ્રામાં તેમજ જાગવામાં યુક્ત હોય છે—પ્રમાણસર હોય છે તેને જ આ યોગ સંસારદુઃખને હણનાર થાય છે. આથી સુસ્પષ્ટ થાય છે કે સાધકમાત્રને ચિત્તની સમતા જાળવવાની જરૂર છે. ઉચ્ચ ભૂમિકાના શિખરે સ્થિત થવાની જેની ઇચ્છા હોય તેણે સાધનશ્રેણીનાં સોપાન વટાવવાં પડે છે, તે જ પ્રમાણે સમચિત્તત્વરૂપી ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે પણ પ્રયત્ન આદરવો પડે છે. સાધનમાત્રનો સાર તે સમચિત્તત્વ જ છે. એ જ નિષ્કામતા કે અનાસક્તિની ભૂમિકા છે. સદ્‌ગુરુ પરમાત્મા બાપજીશ્રી સદ્‌બોધપારિજાતકમાં લખે છે કે " બનતા સુધી ગમે એવા કારણસર પણ મનની થતી વિષમતાને શમાવી પ્રસન્ન રહેવું." વિષમતાને શમાવવી એટલે કે ચિત્તની સમતા રાખવી. તદુપરાંત એ પણ આથી સ્પષ્ટ થાય છે કે વિષમતા હોય ત્યાંસુધી પ્રસન્નતા પણ ક્યાંથી ? આથી ચિત્તના સમત્વનો કેવો મહિમા છે તે સમજાય છે.

( અપૂર્ણ )

મ૦ ય૦ શેલત.

---

: : સાપ્તાહિક : :

.Reg. No. B3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવજીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક' નો નિત્યસન્દેશ.

" જીવન ઘડો. "

વર્ષ : ૫   અંક : ૪૫
સં. ૧૯૯૫, જ્યેષ્ઠ કૃષ્ણ ૮
શનિવાર
તા૦ ૧૦ : ૬ : ૧૯૩૯.

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૪-૦-૦
હિન્દબહાર : દશ શિલિંગ.



સ્થળ : વડોદરા.
આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, બારકાસની ગલીમાં-વડોદરામાં છોટાલાલ લાલભાઇ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી પ્રકાશક : શાન્તિલાલ જ૦ ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી નિર્વંધ-સદન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૧૦ : ૬ : ૧૯૩૯

## नित्यसंन्देश.

બુધવાર, તા૦ ૧૨ : ૮ : ૧૯૩૧

ચારિત્ર્ય એટલે જીવનપુષ્પની સુવાસ, જેણે બોલવા વિના કે ધમાધમ કર્યા વિના શાંતપણે પ્રસર્યા જ કરે. માનવજીવનમાં જે અગાધ શક્તિઓ રહી છે તેને શોધી શોધી પ્રયત્નપૂર્વક પોતાનામાં વિકસાવવાનો સ્વભાવ અથવા વેગ તે ચારિત્ર્ય. બગીચાના પુષ્પછોડમાં અને માનવજીવનના પુષ્પછોડમાં ભેદ છે. ગુલાબનો છોડ ગુલાબનું જ પુષ્પ પ્રકટાવે છે અને ગુલાબનો જ સુવાસ પ્રસરાવે છે. મોગરો મોગરાનો અને બોરસળી બોરસળીનો જ સુગન્ધ ઉપજાવે અને પ્રસારે છે. પરન્તુ માનવજીવનનો છોડ તો એવો અદ્ભુત છે કે તેની ડાળીએ ડાળીએથી નવી નવી જાતનો સુગન્ધ પ્રકટયા જ કરે છે. એક મનુષ્યમાં અનેક જાતના સુગુણસુગન્ધ ઉત્પન્ન થઈ શકે છે; અને જેટલા વધારે પ્રમાણમાં સદ્ગુણો ખીલે તેટલા વધારે પ્રમાણમાં ચારિત્ર્ય કહેવાય. આપણી આંખમાંથી, વાણીમાંથી, હાથમાંથી તેમ જ વિચારમાંથી, મનમાંથી, બુદ્ધિમાંથી, એમ આપણા દરેક અંગમાંથી ઉત્તમ ઉત્તમ સદ્ગુણો પ્રકટી ઉઠે તો તેટલું વધતું જતું ચારિત્ર્ય સમજવું.

જેમ ફુલનો છોડ કશી પણ ગરબડ કર્યા વિના ફુલ પ્રકટાવે છે, તેમ માનવજીવન પણ બહારની કશી જ હોહાવિના પોતાનામાં ચારિત્ર્ય પ્રકટાવે છે. ફુલનો છોડ પોતાની આસપાસની માટી વગેરે વસ્તુમાંથી ફુલ ઉગાડવાનું તત્ત્વ મેળવી લે છે, તેમ મનુષ્ય પણ પોતાના આસપાસના સંજોગોમાંથી પોતાનું ચારિત્ર્યપુષ્પ ઉગાડવાનું તત્ત્વ મેળવી ઉગાડી શકે છે. આપણે ધારીએ તો ગમે તેવી સ્થિતિમાંથી પણ કોઈ ને કોઈ પ્રકારનું ચારિત્ર્યપુષ્પ અવશ્ય ઉગાડીએ. આપણને મનને કેળવવાની અનુકૂળતા ન મળી હોય તે સમયે શરીર કેળવીએ,

ફલ છે, અને તેથી દુઃખ ભોગવવાથી તે દુઃખ આપનાર પાપનો ક્ષય થાય છે. માટે પાપનો ક્ષય કરનાર દુઃખભોગ પણ સુખરૂપ મનાવો ઘટે છે. આ ક્ષણે હું સંકટથી મને મુક્ત થયો માનું છું, તોપણ અદૃષ્ટ મને આગળ કેવી સ્થિતિમાં મૂકવા ધારે છે એ હું જાણતો નથી. તેથી ખરું જોતાં તો મારે આવનાર સારા કે નઠારા સમયને માન આપવાને નિર્ભયપણે સાવધાન રહેવું જોઇએ. આ અન્તઃકરણ એક વાર કુટુંબીજનોનો સંયોગ ઇચ્છે છે, તે ઇશિસત્તાથી પૂર્ણ થાય તો ઘણું સારું. જેથી હું આ મનુષ્યોનો ઉપકાર વાળવા અને સત્કર્મ કરવા સમર્થ થાઉં. હે દીનવત્સલ! સર્વના રક્ષક! આપને શરણ છું. જેમ આપને યોગ્ય લાગે તેમ કરો."

વિચાર : ૩

"હે ભાઈ! આ ધન એક રાજ્યકરતાં કેટલાગણું અધિક છે તે હું કળી શકતો નથી, તોપણ મારી દૃષ્ટિથી આ ધન અપારજેવું જ છે. પરન્તુ એ ધન જડેલું છે. આપણે પોતાના શ્રમથી મેળવેલું નથી, કે કોઈએ આપણને બક્ષિસ આપેલું નથી. તેથી ન્યાયદૃષ્ટિથી તો આ ધન આપણે જેનું તેને પાછું આપી દેવું યોગ્ય છે. એમાંના લેખોથી પુરુષનું નામ તથા નગર નિકળી શકે એમ છે; તો હવે આપણે શો ઉપાય કરવો? કોઈનો પદાર્થ આપણને યોગ્ય વિધિવડે ન પ્રાપ્ત થયો હોય તો તે રાખવા યોગ્ય નથી. અન્યનો પદાર્થ માર્ગમાંથી મળ્યા છતાં આપણા અધિકારવિના આપણે ઓળવવો એ પણ એક પ્રકારની ચોરી છે. તે ધણીનો માલ તો ગયેલો જ હતો, પણ આપણને જડ્યો છે તો તેને પાછો આપવો ઘટે છે આવો મૂલ્યવાન્ ભંડાર પાછો મળવાથી તેના ધણીને કેટલો હર્ષ થશે એ કળી શકાતું નથી. આપણને ઈશ્વરે જે જોઇએ તે આપ્યું છે, અને વળી જોઇશે તો આપશે. પણ સર્વ સંપત્તિ અને જન્મજન્માંતરમાં સુખ આપનાર કારણરૂપ આપણાં પુણ્યકર્મનો ક્ષય કરનાર આ પારકા પદાર્થને ઓળવવારૂપ અનાચાર કરવો એ અત્યન્ત અયોગ્ય છે. આ ધનાદિ પદાર્થ જે આપણને મળ્યા છે, એ આપણે હાલ તો સુખપૂર્વક ઓળવી શકીએ, પણ સર્વ જાણનાર અને સર્વને સર્વના કર્મનું સમયે સમયે ફલ આપનાર સર્વપતિ ઈશ્વર આપણા આ દોષને જાણે છે, અને તે કદાચિત્ ક્ષમા આપે એમ નથી. પ્રિય ભાઈ! આ સંસારમાં જે જે મનુષ્યને જે જે સમયે જે જે પદાર્થ અવશ્ય પ્રાપ્ત થનાર હોય છે તે તો પ્રસિદ્ધ રીતે અવશ્ય પ્રાપ્ત થાય છે; જેમ તમને આ રાજ્ય મળ્યું છે. આ પ્રકારના યોગ્ય નિશ્ચયમાં સ્થપાયેલા આપણા અન્તઃકરણને આ પદાર્થલાલસાવડે દૂષિત કરવું એ યોગ્ય નથી. માટે આ માલ જેનો હોય તેને આપણે હાથે પાછો મળે એવો આપણે શો ઉપાય કરીએ?"

:: સાપ્તાહિક ::

.Reg. No. B3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવજીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક' નો નિત્યસન્દેશ.

"જીવન ઘડો."

વર્ષ: ૫ અંક: ૪૧
સં. ૧૯૯૫, જ્યેષ્ઠ કૃષ્ણ ૩૦
શનિવાર
તા૦ ૧૭ : ૬ : ૧૯૩૯.

પત્રવ્યવહાર:
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૪-૦-૦
હિન્દ બહાર: દશ શિલિંગ.

**શ્રી ચારિત્ર્યમન્દિર :**
વિદ્યાર્થીને કાયમ મૂકવાયોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા.
સહાય કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનારી સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્યભાવ ભરતી સંસ્થા.
સ્થળ: વડોદરા.

આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, બાગ કાજેની ગલીમાં-વડોદરામાં છોટાલાલ લાલભાઈ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી પ્રકાશક: ગોવિન્દલાલ મં૦ ત્રિવેદી માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી વિશ્વબંધુ-સદન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૧૭ : ૬ : ૧૯૩૯

## नित्यसन्देश.

ગુરુવાર, ત

મનુષ્યમાત્રના બીજરના ઊંડાણમાં ઘણું ઘણું મહત્ત્વવાળું રહ્યું છે. જેમ એક દાણામાં અનેક દાણા ઉપજાવવાનું બળ રહ્યું છે, તેમ આપણા પોતાનામાં અસંખ્ય ઉત્તમ વસ્તુ પ્રકટાવવાનું બળ રહ્યું છે. આમલીનું બીજ, કેરીનું બીજ કે બાજરીના બીજમાં પોતાની સજાતીય એક જ પ્રકારની વસ્તુ, એટલે આમલીમાંથી આમલી, કેરીમાંથી કેરી અને બાજરીમાંથી બાજરી જ ઉત્પન્ન કરવાનું બળ રહ્યું છે. પરંતુ મનુષ્યના મૂળ બીજમાં અનેક પ્રકારનાં સામર્થ્યો ઉપજાવવાનું બળ રહ્યું છે; અને તેથી મનુષ્ય ધારે તે પ્રકારની શક્તિ પોતાનામાં જગાવી શકે છે—મનુષ્યના ઊંડાણમાં ઉત્તમ સત્ય, ઉત્તમ જ્ઞાન, ઉત્તમ સર્જનશક્તિ, ઉત્તમ ભક્તિ, ઉત્તમ નીતિ, ઉત્તમ કર્તવ્યબળ, ઉત્તમ મનોબળ, શરીરબળ, આત્મબળ અને એવું ઘણું ઘણું રહ્યું છે; આવા સર્વોત્તમનું બહાર પ્રકાશિત થવું તે ચારિત્ર્ય. કણમાંથી મણ નિપજાવવાની શક્તિ તે ચારિત્ર્ય. અશક્યને શક્ય કરનાર શક્તિ તે ચારિત્ર્ય. કશાથી ન ડરતાં, પ્રતિબંધને ન ગણકારતાં તેને ભેદીને ધારેલા લક્ષ્યને સિદ્ધ કરવાની શક્તિ તે ચારિત્ર્ય. વિષને અમૃત કરી લેવાની શક્તિ તે ચારિત્ર્ય. મૃતમાંથી જીવનતત્ત્વ જગવવાની શક્તિ તે ચારિત્ર્ય. આપણા પોતાનામાં જે ઘણું ઘણું રહ્યું છે તેને અનેક માર્ગેથી બહાર ખેંચી લાવનાર વસ્તુ તે ચારિત્ર્ય. અને તેથી જ ચારિત્ર્યનું અસાધારણ મૂલ્ય છે ચારિત્ર્યની અપૂર્વ મહત્તા છે; જેનામાં ચારિત્ર્ય છે તે પોતાને ધારે તેવો કરી શકે છે. ચારિત્ર્યના બળથી મનુષ્ય કશાથી અકળાતો નથી, કશાથી ગભરાતો નથી, કશાથી બીતો નથી કે કદી લાચાર બની જતો નથી. તે ખૂબ ઉત્સાહમાં, આનંદમાં, પ્રેમમાં, શાંતિમાં, રહે છે. તે ઘણું ઘણું ખેંચવા પ્રયત્ન

કરતો છતાં અંતઃપ્રજ્વો રહેતો નથી. અસંતોષ સેવી દુઃખી થતો નથી, છતાં ધારેલું ન મળતાં સુધી યત્ન ત્યજતો નથી, નિરાશ બનતો નથી, અવિશ્વાસ ધરતો નથી. તેનું ચારિત્ર્યબલ તેની પાસે કલ્પી પણ ન શકાય એવાં ઘણાં જ સમર્થ કાર્યો કરાવે છે. ચારિત્ર્યનું બલ તે છે જે વધારે વધારે ઉત્તમ કાર્યોમાં મનને દોરી તેને સિદ્ધ કરવા આગ્રહ ઉપજાવે છે. ચારિત્ર્ય દુઃખ કે કલેશને ભુલાવી મનને જલદી પ્રસન્નતામાં લાવે છે. ચારિત્ર્ય હાર જોવા છતાં હિંમત ગુમાવતું નથી પણ ઉલટું જ મનુષ્યને વધારે જોરથી અને શ્રદ્ધાથી દોરી જાય છે. ચારિત્ર્ય મનુષ્યની પોતાની શક્તિને પ્રકટાવી અટકતું નથી, પણ દૈવી શક્તિ અને ઈશ્વરી શક્તિને મનુષ્યમાં ઉપજાવવા યત્ન કરે છે. ચારિત્ર્ય સઉમાંથી ઉત્તમ શોધવા મથે છે, અને તેને પોતાનામાં અનુભવવા આગ્રહ રાખે છે. ચારિત્ર્ય મનુષ્યને ઉત્તમ આચાર અને વિચાર કરાવી તેની અખંડ આગળ અને આગળ ઉન્નતિ કર્યા કરે છે. ચારિત્ર્ય મનુષ્ય મેળવી શકે છે, આપણે મનુષ્ય છીએ, શું મેળવીશું ?

શ્રીગુરુદેવ.

---

# જાગવું અને ઉંઘવું.

જાગવું અને ઉંઘવું એ પ્રાણિમાત્રની નિરંતરની ક્રિયા છે. વિજ્ઞાનીઓ તો કહે છે કે વનસ્પતિ પણ ઉંઘે છે, જાગે છે; અને તેથી આ ઉભય ક્રિયામાં બળ વા સુખ છે, એ સહજ નિશ્ચય થાય એવી વાત છે. જગતનું સર્જન થયું ત્યારથી આ ક્રિયા ચાલતી આવે છે.

દિવસભર વિવિધ પ્રવૃત્તિ કરીને મનુષ્ય નિદ્રા લે છે તો જ બીજે દિવસે પ્રાતઃકાલે તેના શરીરમાં, મનમાં કાર્ય કરવાનો ઉત્સાહ પ્રકટે છે. જેને પૂર્ણ નિદ્રા આવતી નથી એવા મનુષ્યનું મુખ જોઈશું તો તેના મુખઉપર અસ્વસ્થતા, વિષાદ, ક્રોધ વગેરેની છાયા જણાશે. કેવલ નિદ્રારહિત અંતે ઉન્માદી થઈ જાય છે. દિવસ અને રાત્રિએ નિદ્રા લેનાર નાનાં બાલક અધિક પુષ્ટ હોય છે. કુશલ માતા તેને સમયસર નિદ્રાવશ કરે છે. રાત્રે અધિક જાગનારને ઘરના વૃદ્ધો કહે છે કે 'હવે સૂઈ જાઓ' તેથી ઉંઘવું એ ઉપયોગી છે, તેટલું જ જાગવું એ પણ આવશ્યક છે; કારણ કે જાગવામાં પ્રવૃત્તિમાત્રનું અસ્તિત્વ છે, પ્રાપ્ત વ્યવહારની સફલતા છે. દીર્ઘકાલ નિદ્રાવશ રહેનાર કુંભકર્ણ પોતાની ઇચ્છાસિદ્ધિ ન કરી શક્યો, માટે અખંડ ઉંઘવું એ પણ નિરર્થક છે, તેમ અખંડ જાગવું એ પણ નિરર્થક છે. ઉભય ક્રિયાની આવશ્યકતાસૂચક દિવસ અને રાત્રિનું,—પ્રકાશ અને અંધકારનું સર્જન થયું છે. ઉભય ક્રિયા જો નિયમપ્રમાણે થાય છે તો તે બળ તથા આરોગ્યને પ્રાપ્ત કરાવે છે.

જાગવું અને ઉંઘવું એ જ ક્રિયા સાધકને કરવાની છે. પણ તે પ્રચલિત નિયમથી કંઈક ભેદવાળી છે. ઉપરની ક્રિયા તો જગતભરમાં થઈ રહી છે પણ તેનાથી આત્માનું સાચું બળ, આત્માની ચેતનતા પ્રકટતી નથી એ આપણે જોઈએ છીએ માટે સાચા સાધક કે જેમણે એ સામર્થ્ય પ્રાપ્ત

કર્યું છે તેમનું જાગવું અને ઉંઘવું કોઈ વિલક્ષણ પ્રકારનું હશે એવું અનુમાન જાય-છે. આ સંબંધી શ્રીકૃષ્ણ ભગવાન્ શું વદે છે તે શ્રવણ કરવાની આતુરતા પ્રકટે છે ? શ્રવણ કરો.

या निशा सर्व भूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥

મનુષ્યો જે રાત્રિમાં ઉંઘે છે એટલે અસાવધાન રહે છે તેમાં સંયમી થઈને જાગવાનું અને જેમાં મનુષ્યો જાગતા રહે છે, સાવધાન રહે છે તેમાં નિદ્રા લેવી એવું સૂચવે છે. આ વચનો શ્રવણ કરી આપણને ક્ષણભર થશે કે આ વાત કેવી ! નિત્યના નિયમથી આ કર્તવ્ય વિરુદ્ધ છે પણ યથાર્થ રીતે એ જ વાસ્તવ કર્તવ્યરૂપ છે.

અજ્ઞાની એમ જાણે છે કે આપણે જાગતા છીએ તેને જ્ઞાની કહે છે કે 'તમે ઉંઘો છો' આ પ્રકારે વારંવાર દર્શાવે છે તો તે સંબંધીના સત્યનો વિચાર કરવાની અગત્ય છે. અનુભવીના પ્રત્યેક શબ્દનું તાત્પર્ય લક્ષમાં આણવાથી કેવી ક્રિયા હિતકર છે તેનું જ્ઞાન થાય છે,

જગત્ જાગતું જણાય છે પણ વાસ્તવ વિચારથી તે ઉંઘે છે. કેટલાક મનુષ્યો ઉંઘમાં ઉઠે છે, ચાલે છે, વિવિધ ક્રિયા કરે છે છતાં તે જાગ્રત્ નથી એ પણ સિદ્ધ છે. તેપ્રમાણે જીવમાત્ર વ્યવહાર ચલાવી રહ્યા છે પણ તેને તત્ત્વજ્ઞો જાગે છે એમ કહેતા નથી. કારણ કે તે અસાવધાન છે. વ્યાવહારિક પ્રવૃત્તિની સાવધાનતા જાગ્રતક્રિયા નથી, પરંતુ એ ઉંઘતા મનુષ્યની ક્રિયાજેવી ક્રિયા છે, એ શાથી થાય છે ? માયાની નિદ્રાથી. એ નિદ્રા એવી વિલક્ષણ છે કે જેનાથી સત્ય ભાન છૂપાઈ રહે છે, ને મિથ્યા જાગ્રત્પણાનું ભાન રાખે છે.

નિદ્રામાં જેમ સ્વપ્નમાં બનતા પ્રસંગોથી મન સુખદુઃખનો અનુભવ કરે છે તેમ માયાથી ઉંઘમાં આવેલા-સ્વપ્નરૂપ સંસારમાં નિદ્રિત મનુષ્ય હું કર્તા, હું ભોક્તા, એમ માની સુખદુઃખનો અનુભવ કરે છે; સાચી નિવૃત્તિ પામવાના કર્તવ્યમાં અસાવધાન રહેતો જણાય છે. આ પ્રકારની ઉંઘથી જાગેલા અને સંસાર સ્વપ્નરૂપ છે એ અનુભવને પામેલા શ્રીમાન્ વિશ્વવંદ્ય પણ નિદ્રિતને પ્રબોધ કરે છે કે "ભૂતો ઉંઘે તેમાં સંયમી થઈ જાગતો જા." માયાઉંઘની પ્રવૃત્તિથી જે સુખ મળે છે તે વિનાશી અને ક્ષણિક છે. એ પ્રવૃત્તિની ઉંઘથી-અયોગ્ય વસ્તુના શમનથી-આત્માની સ્ફૂર્તિ પ્રકટે છે. સાચી નિવૃત્તિમાં જે જાગતો રહે છે તે ચિરસ્થાયી આનંદ, સુખ પ્રાપ્ત કરે છે,

આ વિચારો શ્રવણ કરતાં મનમાં પ્રશ્ન ઉઠશે કે સાધકને શું નિરંતર જાગતા રહેવું એમ કરે છે ? ના, એમ નથી. પૂર્ણ જાગતા રહેવાને એને પણ કેટલીક સૂક્ષ્મ વસ્તુમાં પ્રથમ નિદ્રા લાવવાની જરૂર છે.

મનુષ્ય સૂએ છે ત્યારે શું કરે છે? એકાંતમાં જાય છે, શયનના સ્થાનરૂપ પથારીમાં સૂએ છે, શરીરને એક સ્થિતિમાં રાખે છે, આંખ મીચે છે. તેવું કર્તવ્ય આપણે પણ કરવાનું છે. માત્ર ભેદ એટલો જ કે અન્ય મનુષ્યોકરતાં કોઈ જુદી વસ્તુને ઉંઘાડવાની છે, આપણે જાગતા રહેવાનું છે. આ ક્રિયા સંયમથી સિદ્ધ થાય છે. તેથી જ શ્રી વિશ્વવંદ્ય જણાવે છે કે, "સંયમી થઈ જાગતો જા".

નિદ્રા લેનાર જેમ એકાંતમાં જાય છે તેમ આપણે જવાનું છે. એ જેમ શરીરને એક સ્થિતિમાં રાખે છે તેમ સંયમના આરંભમાં કોઈ આસનયુક્ત શરીરને સ્થિર કરવાનું છે. એ જેમ આંખ મીચે છે તેમ આપણે પણ મીચવાની છે. હવે આપણી અને તેમની ક્રિયામાં ભેદ પડે છે. સાધારણ નિદ્રામાં પ્રવૃત્ત થનારનાં નેત્ર બંધ થાય છે પણ તેના સંકલ્પ અટકતા નથી. સ્વપ્નરૂપ સ્થિતિમાં મન અનેક સંકલ્પવિકલ્પ કરે છે. આપણે સંયમમાં સંકલ્પને મીચવાના છે. સંકલ્પ જેમ જેમ શમે છે તેમ તેમ અધિક જાગ્રત્ થઈએ છીએ. નિદ્રામાં બહારથી શાંત જણાઈએ છતાં તેમાં અંતરની કામના શાંત થતી નથી, સંયમમાં એકાગ્ર થતાં કામના મીચાય છે. બહારની ઉંઘમાં બહારની સૃષ્ટિને જોતું મન તે જ પ્રકારની સ્વપ્નસૃષ્ટિમાં લીન થાય છે. સંયમમાં બહારથી અંદર આવતું મન આરંભમાં કંઈ કંઈ અલૌકિક દર્શન કરે છે, પછી એ મન મીચાઈ જાય છે અર્થાત્ અમન થઈ રહે છે. સર્વ ઇન્દ્રિયોની ગતિ અટકી જાય છે. સાચી નિવૃત્તિની સ્થિતિ અધિક નિકટ જણાય છે. ગતિ કરાવનાર મન, ઇન્દ્રિયો ઉંઘી જાય અર્થાત્ શમી જાય ત્યારે 'સંયમી થઈ જાગતો જા' એ શીરીતે બને એ વિચાર પ્રકટશે. પણ આ પ્રકારનું ન બનતું હોય તો આ સત્પુરુષ 'સંયમી થઈ જાગતો જા' એ પ્રબોધ કરે જ નહિ. આપણામાં જે મારું મારું બોલી રહ્યો છે તે અભિમાનીને જાગતા રહેવાનું સૂચવે છે. એ જ્યાંપર્યંત હું દેહ, હું પ્રાણ, હું મન, એમ કલ્પે છે ત્યાંસુધી તે જાગતો છે એમ કહી શકાય નહિ. મન, ઇન્દ્રિયોનું શમન થાય છતાં તેનાથી આગળનો અનુભવ જે કરે છે તે પણ એ જ અભિમાની છે.

પ્રિય બંધુઓ ! સંયમી પુરુષો જ ખરું જાગવું તથા ઉંઘવું એ કળાને સિદ્ધ કરે છે. આપણી બહારની જાગવાની ઉંઘવાની ક્રિયા વ્યર્થ છે, કારણ બાહ્યનું જાગ્રતપણું જગતના સંસ્કારોને હૃદયમાં ભરે છે. બહિર્ મન ઉંઘે છે ત્યારે આંતર મન પ્રાપ્ત સંસ્કારની વૃદ્ધિ કરે છે. ધાતુમાં કોતરાયેલા અક્ષરોની છાપપ્રમાણે અનેક જન્મોપર્યંત એ સંસ્કારને કર્માશયમાં ટકાવે છે.

સંયમી એવા જાગે છે અને કોઈ વિષયમાં એવા ઉંઘે છે કે જેનાથી નિરંતર આત્મસામર્થ્ય પ્રકટતું રહે છે, અને તેથી જ સર્વોત્તમ સાધનરૂપે સંયમની આવશ્યકતા વર્ણાઈ છે.

સંયમથી સંકલ્પ, કામના, મન વગેરે મીચાઈ જાય છે એ આપણે વિચાર્યું તો હવે એ સંયમની કળાને સિદ્ધ કરવા બહારથી અંદર ઉતરવું જોઈએ. એ ક્યારે ઉતરાય છે કે જ્યારે બાહ્ય નિદ્રાથી સાવધાન થવાય છે ત્યારે. જગત્ ભલે ઉંઘતું હોય, પણ આપણે માટે આ નિદ્રા અહિત કરનારી છે એ નિશ્ચયને અખંડ દ્રઢાવી આગળનાં પગલાં ભરવાં ઘટે છે.

પ્રથમ શરીરને સ્થિર કરવાને કોઈ પણ આસન સિદ્ધ કરીને, નેત્ર બંધ કરીને, ઇષ્ટમંત્રનો જપ કરતાં આપણે કંઈક શાંત થઈએ છીએ, પછી શબ્દવૃત્તિસહ લક્ષણાને જોડતાં આપણા સંકલ્પોને નિદ્રા આવવાનો આરંભ થાય છે, ક્લિષ્ટ કામનાઓનું શમન થતું જાય છે, વૈખરીથી મધ્યમામાં મંત્રોચ્ચાર થતાં બહારનું જાગ્રતપણું કંઈક શિથિલ થાય છે. બાળક જેમ સંગીતથી સત્વર

નિદ્રાવશ થાય છે તેમ એક પછી એક મંત્રોચ્ચારથી મન નિદ્રાવશ વા શાંત થતું જાય છે. મંત્રના શબ્દસાથે તેના અર્થમાં આપણે સંલગ્ન થઈએ છીએ ત્યારે વેગથી સંકલ્પો ભીંચાતા જાય છે, મધ્યમાથી ઉંડે પશ્યંતીમાં મંત્ર રટાય છે ત્યારે અંતરમાં અધિક જાગીએ છીએ.

દેહ, મન અને પ્રાણરૂપે પોતાને કલ્પતો અભિમાની એ ભાન વીસરી જાય છે, આપણે આપણને કર્તાભોક્તારૂપે અનુભવીએ છીએ. ઉંડાણનું સર્વ ઉંઘે છે પરંતુ સંયમની સાચી કળાથી જાગતો અભિમાની પરામાં ઉતરે છે, ત્યાં મંત્રના દિવ્ય ધ્વનિમાં લીન થઈ આનંદનો અનુભવ કરે છે, અપૂર્વ વિશ્રાંતિને ભોગવે છે, છેવટે અનાયાસે આપણો અભિમાની પોતાને ઓળખે છે.

પ્રિય બંધુઓ ! શ્રીમાન્ વિશ્વવંદ્ય મહાત્માએ જે જણાવ્યું તે આ અનુભવઅર્થે જ. સાચી જાગ્રત્ દશા સંયમથી મળે છે તેને સત્વર સુસિદ્ધ કરવાનો આપણો ઉદ્દેશ છે. સંયમને અનુકૂલ સર્વ સામગ્રી પ્રાપ્ત છે. બહારની પ્રવૃત્તિમાં જાગવું કે ખરી નિવૃત્તિમાં જાગવું એ આપણા હાથની વાત છે. જેવો પ્રયત્ન કરીશું તેવી સ્થિતિને અનુભવીશું.

જગતની પ્રવૃત્તિમાં નિદ્રાવશ રાખીને પરમ નિવૃત્તિનો પરમાત્મા અનુભવ કરાવો એ પ્રાર્થનાપૂર્વક વૈખરીનો વેગ શમે છે.



શ્રી જ० દેવી.

# શ્રીયોગસાર.

( અનુસંધાન ગતાંક ૪૫ ના પૃષ્ઠ ૩૫૭ થી. )

અત્યારસુધીના કર્માશયના ચિંતનમાં આપણે આ ભેદો જોયા : (૧) ધર્મ, (૨) અધર્મ, (૩) જાતિરૂપ વિપાકને આપનાર, (૪) આયુરૂપ વિપાકને આપનાર, (૫) ભોગરૂપ વિપાકને આપનાર, (૬) વર્તમાન જન્મમાં ફલ આપનાર અને (૭) ઉત્તર જન્મમાં ફલ આપનાર. આમાં વર્તમાન જન્મમાં ફલ આપનાર તથા ઉત્તર જન્મમાં ફલ આપનાર એ પ્રત્યેક શુભ અને અશુભ એટલે ધર્મરૂપ અને અધર્મરૂપ હોય છે અને એ બંનેના ઉદાહરણો ઉપર દર્શાવાઈ ગયાં છે. તેથી કર્માશય ચાર પ્રકારના થયા. હવે એ ચારે પ્રકારના કર્માશયમાં પ્રત્યેક, જાતિ (જન્મ), આયુ, અને ભોગરૂપ ત્રણે ફલને પ્રકટાવી શકનાર છે કે કેવી રીતે તે સંક્ષેપમાં વિચારીએ. ત્યાં પ્રત્યેક કર્મનું અને તેથી કર્માશયનું પાર્યન્તિક-પરિણામી ફલ સુખદુઃખનો ભોગ જ છે. જે સુખ દુઃખનો ભોગ આપી શકે તેમ નથી તે કર્માશય જ નથી. પ્રત્યેક સાભિમાન કર્મનું અનુષ્ઠાન જે કરવામાં આવે છે તેમાં પરિણામે સુખની પ્રાપ્તિ અને દુઃખનો ત્યાગ એ જ લક્ષ્ય હોય છે. તેથી પ્રત્યેક કર્માશય ભોગરૂપ વિપાકને-ફલને આપનાર છે એ સિદ્ધ છે. શુભ અશુભ સર્વ કર્માશય એક સરખી રીતે ભોગને આપનાર છે. મરણ પામેલું બાલક કોઈ કોઈ વાર જન્મે છે તેમાં કોઈને લાગશે કે એ જન્મ આપનાર કર્માશયે કશો ભોગ આપ્યો હશે જ નહિ. પણ એ ભૂલ છે. એમાં પણ ગર્ભમાં રહેલા બાલકને સૂક્ષ્મ ભોગ હોય જ છે. જો આમ નહિ હોય તો જડ પદાર્થની સ્થિતિમાં લાવી મૂકનાર કર્માશય પણ ભોગ આપનાર

નહિ કરે. પણ તેમ નથી. જડ પદાર્થને પણ લાગણી હોય છે એ પદાર્થવિજ્ઞાનશાસ્ત્રે નિર્વિવાદપણે સિદ્ધ કર્યું છે. તેથી એ સ્થિતિમાં પણ ભોગની પ્રાપ્તિ થાય છે તો ગર્ભસ્થ બાલકને થાય એમાં સંશયસરખું નથી. તેથી સર્વ કર્માશય ભોગ આપનાર છે એ સિદ્ધ છે. પણ સર્વ કર્માશય જાતિરૂપ વિપાકને,–જન્મરૂપ ફલને આપી શકે તેમ નથી. આપણે જોઈએ છીએ કે પ્રત્યેક જન્મમાં અસંખ્ય કર્મો થાય છે અને તેથી અસંખ્ય કર્માશય બંધાય છે. મનુષ્યશરીર જ હાલ લઈએ તો મનુષ્ય-શરીરમાં રહી ચેષ્ટા કરનાર શરીરી નાનાવિધ અનેક શુભાશુભ કર્મોને કરે છે. પ્રત્યેક દિવસમાં જ તે અનેક કર્મોને કરતો જણાય છે તો તેની પ્રવૃત્તિ પ્રતિમાસની, પ્રતિવર્ષની જોતાં આખા જન્મમાં તેને કરેલાં કર્મોનો પાર રહેતો નથી, અર્થાત્ એ કર્મો ઘણાં છે, અને તેથી એથી બંધાતા કર્માશય પણ સંખ્યામાં એટલા જ થશે તેથી તે પણ અગણિત છે. હવે જો પ્રત્યેક કર્માશય જાતિરૂપ વિપાક-ને–જન્મરૂપ ફલને ઉત્પન્ન કરે તો આ સર્વ કર્માશયમાંથી પ્રત્યેક કર્માશય જન્મને આપનાર થયો. તેથી આ એક જન્મમાં કરેલાં કર્મનાં ફલરૂપે જ અગણિત જન્મો થવાની આવશ્યકતા થઈ. વળી તે ધરાના જન્મોમાં પુનઃ કર્મ થયા જ કરવાનાં અને તેથી નવીન કર્માશય બંધાયા જ કરવાનાં અને તેમાંના પ્રત્યેકના ફલરૂપે એક એક જન્મ તો ઓછામાં ઓછો થવાનો જ. આથી એવો પરિણામ આવે છે કે કર્મોને ફલ આપવાનો અવકાશ જ રહે નહિ. એક જન્મમાં કરેલાં કર્મોનાં ફલ મળી રહેતાં ધારો કે ૧૦,૦૦૦ જન્મ થયા તો એ દશહજાર જન્મમાં કરેલાં કર્મોનાં ફલ મળવાનો તો યોગ જ નહિ આવે અને કદાચ એ યોગ આવે તોપણ એ દશહજાર જન્મોમાં કરેલાં કર્મોનાં ફલ મળ-વાનો યોગ નહિ આવે. તેથી આમ થવાથી પુરુષોને કર્મમાં પ્રવૃત્તિ કરતાં જ સંશય થશે. જ્યોતિષ્ટોમ-યાગ સ્વર્ગનું સાધન છે એ વેદ ભલે કહે પણ તેટલાપરથી કોઈની એ યાગ કરવા પ્રવૃત્તિ નહિ થાય. કેમકે આજ એ યાગ કર્યો પણ તેનું ફલ ક્યારે મળશે, મળવાનો યોગ આવશે કે નહિ એ સર્વ સંશયગ્રસ્ત થઈ રહે છે. તે જ પ્રમાણે નીતિને માર્ગે પણ પ્રવૃત્તિ કોઈની નહિ થાય. કેમકે એ માર્ગે પ્રવૃત્તિ થાય તોપણ તેના ફલમાં શંકા રહેવાની, તેથી સુખાર્થે એ માર્ગનું જ મારે સદા અવલંબન કરવું જોઈએ એવો નિર્ણય તે નહિ કરે. તેમ જ અનીતિને માર્ગે પ્રવૃત્તિ કરતાં પણ દુર્જન મનુષ્યોને આંચકો નહિ પડે. અસત્ય ભાષણનું ફલ તરત મળતું નથી, ચોરી કરી અને તે નિયમે કરીને પકડાતી નથી–એટલાઉપરથી જ, કર્મ કરવામાં અને ફલ મળવામાં થોડા સમયનો જ અંતર રહે છે તો પણ એ અંતરને લીધે મનુષ્યો અંધ બની જ્યારે અનીતિને માર્ગે વહેતા જણાય છે ત્યારે જો આજે અનીતિમાર્ગનું સેવન કર્યું અને તેનું ફલ દશહજાર કે લક્ષ જન્મપછી મળે એમ છે એવું હોય તો એમની પ્રવૃત્તિ નિઃશંકપણે જ થશે. તાત્પર્ય કે સર્વ નીતિનાં તથા ધર્મનાં બંધનો શિથિલ થઈ જશે અને શાસ્ત્રને નિરર્થકપણું જ લગભગ પ્રાપ્ત થશે. તેથી પ્રત્યેક કર્માશય જન્મરૂપ ફલને આપે એ માનવું શાસ્ત્રમર્યાદાથી બહાર છે. વળી જો પ્રત્યેક કર્માશય જન્મરૂપ ફલને આપનાર હોય તો એ કર્માશય–ધર્મરૂપ, અધર્મરૂપ હોવા જોઈએ. અને તેમ હોતાં તેનાં ફલમાં કેવલ સુખ અથવા કેવલ દુઃખ મળવું જોઈએ પણ કોઈ પણ જન્મ એવો નથી કે જેમાં કેવલ સુખ અથવા કેવલ દુઃખ હોય. જન્મમાત્ર-સ્થિતિમાત્ર સુખદુઃખથી મિશ્રિત જ છે. જેમાં સુખની પ્રધાનતા હોય છે તે સુખરૂપ

મનાય છે અને જેમાં દુઃખની પ્રધાનતા છે તે દુઃખરૂપ મનાય છે. સ્વર્ગ એ સુખપ્રધાન લોક છે માટે એ સુખરૂપ કહેવાય છે અને નરક એ દુઃખપ્રધાન હોવાથી દુઃખરૂપ કહેવાય છે. પણ સ્વર્ગમાં પણ ક્ષય, સાતિશય આદિનાં દુઃખો છે અને નરકમાં પણ અતિન્યૂનપણે સુખનો અંશ રહેલો છે કેવળ દુઃખ અથવા કેવળ સુખનો અનુભવ થતાં કોઈ શરીર રહી શકતું નથી પણ સર્વ શરીરો છૂટી જાય છે. તેથી સર્વ સ્થિતિ સુખપ્રધાન અને દુઃખપ્રધાન હોય છે. જો પ્રત્યેક કર્માશય જન્મનું કારણ હોય તો આ સંભવતું નથી કેમકે એ કર્માશય ધર્મરૂપ હોય તો કેવળ સુખરૂપ જન્મને પ્રાપ્ત કરે અને અધર્મરૂપ હોય તો કેવળ દુઃખરૂપ જન્મને પ્રાપ્ત કરે, પણ સર્વત્ર દેખાતી મિશ્ર સ્થિતિને પ્રાપ્ત કરી શકે નહિ, તેથી પ્રત્યેક કર્માશય જન્મને આપી શકે તેમ નથી. વળી જે વર્તમાન જન્મમાં જ ફળ આપનાર કર્માશય ઉપર વર્ણવ્યો છે અને જેનાં અનેક ઉદાહરણો શાસ્ત્રમાં દેખાય છે તે તો સ્પષ્ટપણે જન્મને આપનાર નથી જ, જન્મને આપનાર હોય તો તે વર્તમાન જન્મમાં ફળ આપનાર જ કહેવાય નહિ. તેથી એ સિદ્ધ થાય છે કે જાતિનો અર્થ જન્મ લઈએ તો પ્રત્યેક કર્માશય એ ફલને આપતો નથી. આ કહેવાનો ભાવ એવો નથી કે કોઈ પણ કર્માશય જન્મને આપતો નથી. એ પક્ષ પણ ઉપરના પક્ષજેટલો જ અયુક્ત છે. જન્મ એટલે સ્થૂલ શરીરસાથેનો સંયોગ. સ્થૂલ શરીર એ ભોગાયતન છે અને એના સંબંધવિના યથાર્થ ભોગ પ્રાપ્ત થતોજ નથી. તેથી કોઈ પણ કર્માશય જન્મને આપતો નથી, એમ માનનારે, કોઈપણ કર્માશય આયુષ્‌ને પણ આપતો નથી અને ભોગને પણ આપતો નથી એ અવશ્ય માનવું જોઈએ કેમકે જન્મરૂપ પાયાઉપર જ આયુષ્ અને ભોગ રહેલા છે. તેથી કેટલાક કર્માશય જન્મને આપે છે એ તો સિદ્ધજ છે, એટલું જ નહિ પણ કોઈ કોઈ કર્માશય તો એવા છે કે તેનો વેગ અનેક જન્મપર્યન્ત ચાલે છે. તેના ફલરૂપે એક નહિ પણ અનેક જન્મોની પ્રાપ્તિ થાય છે.

( અપૂર્ણ )

---

## શ્રીઉપેન્દ્રજયન્તીમહોત્સવનું સાહિત્ય—( સં૦ ૧૯૮૮ )

સામુદાયિક વિભાગઃ— ( ઉત્તીર્ણ લેખો. )

### શ્રેયસ્સાધક સ્ત્રીએ પોતાની પુત્રીમાં ખાસ કરીને કયા કયા વિશેષ સંસ્કાર પાડવાઉપર લક્ષ આપવું જોઈએ.

[ લેખકઃ શ્રી જયન્તી દેવી. ]

| | |
|---|---|
| પતિમાં ઈશ્વરબુદ્ધિ. | વ્યવહાર પરમાર્થરૂપ અને એવી પ્રત્યેક ક્રિયામાં સાવધાનતા. |
| પ્રતિકૂલતામાં સહનશીલતા. | બાલકોને યોગ્ય શિક્ષણ આપવાનો પ્રયત્ન. |
| સત્સાધનોમાં પ્રીતિ. | વિવિધ કળા જાણવાનો ઉત્સાહ તથા આગ્રહ. |
| અતિથિસત્કારમાં પ્રીતિ. | સંસારના સુખદુઃખમાં દ્રષ્ટારૂપે રહેવાનો અભ્યાસ. |

| | |
|---|---|
| આરોગ્ય પ્રેમ કરવાનું જ્ઞાન | હૃદયની સરળતા તથા મનની નિરભિમાનતા. |
| પરાર્થે કંઈ કંઈ કરવાની વૃત્તિ. | પતિ અનુકૂલ હોય તો નિત્ય ગુરુદર્શન કરવાનો તથા ત્યાં થતી પ્રત્યેક ક્રિયામાં ભળવાનો આગ્રહ. |
| મર્યાદિત સ્વતંત્રતા. | પ્રપંચરહિત પ્રેમ વ્યવહારની કુશળતા. |
| વડીલોપ્રતિ વિવેકભર્યું વર્તન. | સર્વમાંથી શુભને આકર્ષવા પ્રયત્ન. |
| કાથાકથલાપ્રતિ અભાવ | નીતિ, પ્રમાણિકતા, ઔદાર્ય, વગેરે કેળવવાપ્રતિ લક્ષ. |
| પૈસે કરકસર. | પતિ આસ્તિક ન હોય તો બહારથી તેને અનુકૂલ વર્તન તથા હૃદયમાં ઈશ્વરનું સ્મરણચિંતન. |
| ગુરુના ગ્રંથોનું નિત્યવાચન. | પતિને અનુકૂલ રહી તેનો પ્રેમ મેળવી ક્રમે ક્રમે પતિને ધર્મપ્રતિ વાળવાનો યત્ન. |
| કોઈના પ્રતિ ક્રોધ ન કરવાની ટેવ. | ગૃહસ્થાશ્રમ સેવતા છતાં પણ તેમાં અત્યંત મોહથી લુબ્ધ ન રહેવાય એવી હૃદયની સ્થિતિ. |

[ લેખક : પ્રમીલાબહેન. ]

| | |
|---|---|
| પ્રતિકૂલમાં અનુકૂલ બુદ્ધિ ધરવાની ટેવ. | પતિમાં ઈશ્વરબુદ્ધિ. |
| વડીલોપ્રતિ સન્માન તથા પૂજ્ય ભાવ. | નમ્રતા તથા સહનશીલતા. |
| સર્વના દોષપ્રતિ ઉપેક્ષાબુદ્ધિ. | વિવિધ કળા શીખવાનો ઉત્સાહ. |
| જે સમયે જે મળે તેમાં સંતોષ. | હૃદયની વિશાળતા. |
| કુટુંબીજનોપ્રતિ પ્રેમભાવ. | પ્રસન્ન સ્વભાવ. |
| જગતનું સ્વરૂપ સમજી તેમાંથી સારરૂપ ઈશ્વર જ સત્ય છે એ જાણવાની બુદ્ધિ. | પરમેશ્વરપ્રતિ શ્રદ્ધાભક્તિ. |
| શબ્દો ગળી જવાની ટેવ એટલે પ્રત્યુત્તર ન આપવાપણું. | વિવેકભરી સર્વ ક્રિયા. |

---

: : સા પ્તા હિ ક : :

.Reg. No. B3171

# શ્રેયસ્સાધક

એટલે

માનવજીવનની સર્વોત્તમતા.

વર્ષ : ૫  અંક : ૪૭
સં. ૧૯૯૫, આષાઢ શુક્લ ૮
શનિવાર
તા૦ ૨૪ : ૬ : ૧૯૩૯.

પત્રવ્યવહાર :
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૪-૦-૦
હિન્દબહાર : દશ શિલિંગ.



સ્થલ : વડોદરા.
આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, આર્ટ્સ કૉલેજની ગલીમાં-વડોદરામાં છોટાલાલ લાલભાઇ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી
· પ્રકાશક :
ગોવિન્દલાલ જ્યં૦ ત્રિવેદી-માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી વિશ્વવંદ્ય-સ્થાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૧૭ : ૬ : ૧૯૩૯

'શ્રેયસ્સાધક' નો નિત્યસન્દેશ.

" જીવન ઘડો. "

॥ ૐ શ્રીઁ ॥

## नित्यसन्देश.

શુક્રવાર, તા૦ ૧૪ : ૮ : ૧૯૩૧

આખોયે દેહ ઘણો જ સુન્દર, યુવાવસ્થાવાળો અને બલવાન્ હોય, છતાં એમાં પ્રાણ ન હોય તો એ દેહનો બાળવા કે દાટવાવિના બીજો કશો ઉપયોગ નથી, તેમ જેનામાં સાચું ચારિત્ર્ય નથી તે મનુષ્ય ભલે શરીરથી જીવતો ગણાય, પણ તેને જીવનથી જીવતો ન જાણવો. જીવન તે વસ્તુ છે જેનાથી મનુષ્ય ઉત્તમ સામર્થ્યો મેળવવામાટે અતિ વેગપૂર્વક પ્રયત્ન કરે છે. નાના બાલકને જુઓ. તે મોટું થવાને કેટલું મંથન કરે છે! એને પ્રાપ્ત શક્તિમાં સંતોષ નથી. તે શક્તિઓ તેને મર્યાદિત-સાંકડી-લાગે છે. કેમ કરીને વધારે વધારે શક્તિ મેળવું એવું તેનામાં રહેલું કોઇક પુકારી રહ્યું હોય છે. તે જાગ્રત્ અવસ્થાની થોડી ક્ષણ પણ કશા વ્યાપારવિના પડયું રહેતું નથી. જેમ જેમ મોટું થતું જાય છે તેમ તેમ ક્રિયા વેગવાળી અને બળવાળી કરે છે. પથારીમાં પડયું પડયું હાલ હાલ કરે છે—આંખોથી કંઈ કંઈ જુએ છે, કાનથી કંઈ કંઈ સાંભળે છે અને એ દરેક દ્વારથી વધારે અને વધારે મોટું થવા પ્રયત્ન કરે છે. તે જરા મોટું થતાં તેને જંપીને બેસવાનું કહેતાં જંપતું નથી પરન્તુ એક નહિ તો બીજું કામ કર્યા જ કરે છે. આ તેની ગડમથલ તેના ભીતરમાં રહેલા જીવનતત્ત્વને બહાર વિકસવાની ક્રિયા છે. તેવી રીતે મોટી વયના મનુષ્યમાં જો યથાર્થ જીવનતત્ત્વ હોય છે તો તેને નિંદ્રની પેઠે ગમે તેમ પડયું રહેવા દેતું નથી એ કોઈ પણ રીતે પોતાનો વિકાસ કરવા મથતું જ હોય છે. જે મનુષ્યમાં પોતાનો અનેક રીતે વિકાસ સાધવાનો અત્યંત બલવાન્ વેગ નથી ઉઠતો અને તેને માટે જે નથી મથતો તે મનુષ્ય જીવનપૂર્ણ નથી અને આવી રીતે યોગ્ય માર્ગમાં વિકાસ પામવો એ જ ચારિત્ર્ય છે. ચારિત્ર્યવાન્ નવીન ઉત્તમ અનુભવમાટે સદા મથતો

જ હોય છે. કેમ કરી 'વિકાસ પામું':-આ તેના અંતરમાં અહોરાત્ર ઉઠતો પ્રશ્ન છે. અને આ પ્રશ્ન ઉઠાડી બેસી રહેતો નથી. પોતાના અણુઅણુમાં તે વધારે ઉત્તમતાને અનુભવવા યત્ન સેવે છે. આમ ઉત્તમ પ્રાપ્તવ્યમાટે મનમાં તીવ્ર ઇચ્છા રહ્યા જ કરવી અને પ્રયત્નમાં ધૃસવું એ ચારિત્ર્ય છે. ચારિત્ર્યવાન્ ઉત્તમ વસ્તુમાટે કદી પાછી પાની કરતો નથી. ચારિત્ર્યવિનાનું જીવન એ હાલતી ચાલતી મનુષ્યોની કબર છે—અભિવગરની અને ગતિમાન્ ચિતા છે. ચારિત્ર્યવાન્ થવું એટલે ઉત્તમોત્તમ સ્થિતિમાટે છલંગો મારવી તે. ચારિત્ર્યવાન્ થવું એટલે ઉત્તમ થવામાટે પોતાના સઘળાં સુખનો ભોગ આપવો પડે તો તે આપવાની શક્તિ. આવો ચારિત્ર્યવાન્ મનુષ્ય માત્ર ઉત્તમ રીતે જીવી જ જાણતો નથી, પણ ઉત્તમ જીવાડી પણ જાણે છે. ચારિત્ર્યવાન્ મનુષ્ય સુખ ભોગવીને જ માત્ર શોભતો નથી, પરંતુ દુઃખ ભોગવીને પણ શોભે છે. ચારિત્ર્યવાનનું દુઃખ પણ શોભારૂપ બની જાય છે. ચારિત્ર્યવાન્ પોતે દુઃખ ભોગવવા છતાં બીજાનાં દુઃખ કાપે છે. અશાંતિની મધ્યમાં પણ શાંત, વિકળતાની મધ્યમાં સ્થિર, કલેશની મધ્યમાં સુસ્મિત, ભયની મધ્યમાં નિર્ભય, હાનિની મધ્યમાં ઉત્સાહી, નિરાશાની મધ્યમાં આશાવંત, નિરાધારતાની મધ્યમાં સમર્થ અને સુખદુઃખના ગમે તેવા વમળમાં પણ ઈશ્વરતરફ સ્થિર શ્રદ્ધાવાન્ તે ચારિત્ર્યવાન્ છે. આવું દિવ્ય ચારિત્ર્ય આપણે કેમ ન મેળવીએ ?

શ્રીગુરુદેવ.

---

# श्रीयोगसार.

( અનુસંધાન ગતાંક ૪૬ ના પૃષ્ઠ ૩૬૯ થી. )

શ્રી મનુસ્મૃતિમાં કહ્યું છે કે श्वसूकरखरोष्ट्राणां गोजाविमृगपक्षिणाम्। चण्डालपुक्कसानां च ब्रह्महा योनिमृच्छति ॥ १२–५५ ॥ कृमिकीटपतङ्गानां विड्भुजां चैव पक्षिणाम्। हिंसाणां चैव सत्वानां सुरापो ब्राह्मणो व्रजेत ॥ १२–५६ ॥ જે બ્રહ્મહત્યા કરનાર છે તેને એ બ્રહ્મહત્યાના ફલરૂપે શ્વાન, સુકર (ડુક્કર) ખર, ઉષ્ટ્ર, (ઉંટ) બળદ, બકરો, મેંષ, પક્ષિ, ચણ્ડાલ અને પુક્કસ ( નિષાદ અને શૂદ્ર સ્ત્રીના સંબંધથી ઉત્પન્ન થયેલી જાતિ. ) એટલા જન્મ પ્રાપ્ત થાય છે. જે બ્રાહ્મણ હોઈને સુરાપાન કરે છે તેને એ સુરાપાનરૂપ કર્મથી રચાયેલો કર્માશય કૃમિ, કીટ. ( કીડો ) પતંગ, ( પતંગિયું, ) પુરષભક્ષણ કરનાર પક્ષિ તથા હિંસ્રપ્રાણીની યોનિને પમાડે છે. તેથી આવા પણ કર્માશય હોય છે કે જે અનેક જન્મોને આપે છે. અત્ર કહેવાનું માત્ર એટલું જ છે કે પ્રત્યેક કર્માશય આમ એક અથવા અનેક જન્મનું કારણ નથી. કયો કર્માશય જન્મ આપે છે અને કયો નથી આપતો એ શાસ્ત્રનો વિષય છે, એ વિચારદ્વારા જણાય તેમ નથી તેથી એ માટે તે તે શાસ્ત્રને જોવું જોઇએ અથવા સંયમબલ પ્રાપ્ત કરવું જોઈએ કે જેથી આ સર્વ પદાર્થોનું સ્પષ્ટ જ્ઞાન થઈ શકે છે. તેથી એ સિદ્ધ થયું કે પ્રત્યેક કર્મ અથવા કર્માશય એક જન્મને આપતો નથી, તેમ જ અનેક

જન્મને પણ આપતા નથી, પણ સિદ્ધાન્ત એ છે કે અનેક કર્મો મળી, અનેક કર્માશય એક જન્મને રચે છે, તે આ રીતે. અગર જો લિંગદેહનો પ્રવાસ અનાદિ કાળથી ચાલે છે તેથી આદિ એવું કંઈ નથી જ, છતાં આ કર્મપ્રક્રિયા લક્ષમાં આવવા ગમે તે એક જન્મથી શરૂઆત કરીએ. સ્પષ્ટ હોવાથી મનુષ્યજન્મના પૂર્વજન્મથી શરૂઆત કરીએ. તો આ વર્તમાન મનુષ્યજન્મ દેવદત્તને થયો તે સમયે એણે પૂર્વે કરેલાં અનેક કર્મો કે ફલ આપવાને બાકી રહ્યાં છે તેમાંથી કેટલાંક ફલ આપવા તત્પર થઈ તેમણે આ દેવદત્તશરીર, દેવદત્તજન્મ રચ્યો છે. એ કર્મો તે દેવદત્તનાં પ્રારબ્ધ છે અને જે કર્મો બાકી રહ્યાં તે એનાં સંચિત કર્મો છે. પ્રારબ્ધ અને સંચિત એ બેને વારસામાં લઈ દેવદત્તશરીરમાં વિહાર કરનાર લિંગશરીર મનુષ્યજન્મમાં આવ્યું છે. એ જન્મમાં દેવદત્ત નાનાવિધ કર્મો કરે છે અને તે કર્મવડે એ નવા કર્માશયને બાંધે છે. આ કર્મો કરાતી વખતે ક્રિયમાણ કર્મો કહેવાય છે. એ કર્મો થઈ રહ્યાં એટલે એ પોતાનું ફલ પ્રકટાવવા તૈયાર થાય છે. પણ જો દેવદત્તશરીરમાં ભોગ આપનાર પ્રારબ્ધકર્મ તેના વિરોધી હોય છે તો એ કર્મો એ શરીરમાં ભોગ આપી શકતાં નથી પણ હાલ તરત સંચિતરૂપે પડી રહે છે એટલે કે એ કર્મજન્ય સંસ્કારો સંચિત કર્મકોષમાં જઈ સ્થિતિ કરે છે. એ સંચિત કર્મકોષ તે કંદસ્થાનઆગળ આવેલી અને કુંડલિનીશક્તિ શક્તિવડે બદ્ધમુખ થયેલી સુષુમ્નાનાડીના માર્ગમાં છે. સ્થૂલરૂપે કહીએ તો એ સંચિત કર્મકોષનું સ્થાન કંદ નામનો ભાગ છે. એ ભાગમાં કર્માશય પડે છે. પણ તે શામાટે, શેને લીધે કે વર્તમાન શરીરના પ્રારબ્ધથી પ્રતિબંધને, પરાભવને એ પામ્યા છે તેથી. હવે જ્યારે દેવદત્તનું શરીર પડે છે એટલે કે દેવદત્તશરીરને ઉત્પન્ન કરનાર પ્રારબ્ધનો અંત આવી ગયેથી એ શરીરને નિભાવનાર કોઈ હેતુ રહેતો નથી. એ શરીરમાં ફલ આપનાર કોઈ કર્માશય રહેતો નથી ત્યારે દેવદત્તશરીરમાં આવનાપૂર્વે રહેલા સંચિત કર્માશયો તથા દેવદત્તશરીરમાં આવી કરેલાં કર્મથી થયેલા સંચિત કર્માશય, એ સર્વ સંચિત કર્માશય જાગ્રત્ થાય છે, એ સર્વ ફલ આપવા ઉન્મુખ થાય છે. બલવાન્ શત્રુના ત્રાસથી ગુહામાં ભરાઈ બેઠેલો પુરુષ જેમ તે શત્રુ જતો રહે છે એટલે બહાર નીકળી આવે છે તેમ બલવાન્ પ્રારબ્ધરૂપ શત્રુથી પરાભવને પામેલા એ સંચિત કર્મો સંચિતકર્મકોષરૂપ ગુહામાં ભરાઈ બેઠા હતા તે હવે એ પ્રારબ્ધરૂપ શત્રુનો નાશ થયો એટલે એ ગુહામાંથી બહાર નીકળવા તૈયાર થાય છે અર્થાત્ પોતાનું ફલ આપવા તૈયાર થાય છે. પણ એ સર્વ કર્માશય પણ એક પ્રકારના નથી, પરસ્પર ના મિત્રરૂપ નથી. એમાં ઘણા કર્માશય એવા પણ હોય છે કે જે વિરોધી જન્મમાં જ ફલ આપી શકે. ધારો કે એ કર્માશયમાં બ્રહ્મહત્યાથી થયેલો એક કર્માશય છે અને બીજો જ્યોતિષ્ટોમયાગથી થયેલો કર્માશય છે. બ્રહ્મહત્યા નીચે યોનિમાં લઈ જનાર છે અને જ્યોતિષ્ટોમયાગ ઊર્ધ્વલોકમાં લઈ જનાર છે. આ બંને કર્માશય દેવદત્તનું શરીર પડવાથી તૈયાર તો થઈ ગયા પણ એ બંને એક શરીરમાં ફલ આપી શકે તેમ નથી. તેથી એ કર્માશયથી જે બલવાન્ હોય તે જ પોતાનું ફલ પહેલું આપવા તૈયાર થાય છે, અર્થાત્ પોતે ફલ આપી શકે તેવું શરીર રચવા પ્રયત્નશીલ થાય છે અને જે ન્યૂન બલવાળો છે તે આ બલવાન્ શત્રુથી અભિભવ પામી પુનઃ સંચિત કર્મકોષમાં પડી રહે છે. ધારો કે આ પ્રમાણે જ્યોતિષ્ટોમયાગથી થયેલો કર્માશય

બલવાન્ હોવાથી તે પ્રથમ ફલ આપવા તૈયાર થયો, અને તેથી એના વિરોધી જે બ્રહ્મહત્યાજનિત કર્માંશય તે સંચિત કર્મકોષમાં પાછો પડ્યો, પણ એ બે સિવાય બીજા જે કર્માશય રહ્યા તેનું શું થાય છે? એ કર્માશય પણ આ જ નિયમથી બે પ્રકારના છેઃ (૧) જન્મ આપવા તૈયાર થયેલા કર્માશયના વિરોધી અને (૨) એના અવિરોધી. તેમાં જે વિરોધી છે તે તો બ્રહ્મહત્યાના કર્માંશયની માફક પરાભવ પામીને સંચિતકોષમાં ચાલ્યા જાય છે. પણ જે અવિરોધી છે તે અગર જો સંચિતકર્મકોષમાં જનાર કર્માશય કરતાં બલવાન્ નહિ હોય તો પણ પ્રધાનકર્મના અવિરોધી હોવાથી જ તે જે જન્મ રચે છે તેમાં પોતાનું ફલ આપી શકે તેમ છે, તેથી જ તે પણ ફલ આપવા તૈયાર થઈ જાય છે. અને આ સર્વ કર્માંશય મળીને એક શરીર રચે છે—જ્યોતિષ્ટોમયાગપ્રધાન કર્મ દૃષ્ટાન્તમાં લીધું છે તેથી–દિવ્ય શરીરને રચે છે, દિવ્ય ઇન્દ્રિયોની જીવને પ્રાપ્તિ કરાવે છે, એ દિવ્ય દેહ તથા દિવ્ય ઇન્દ્રિયોવડે ભોગવાતા દિવ્ય વિષયોનો ભોગ કરાવે છે અને એની મર્યાદારૂપ સમય એટલે આયુષ્‌ને સ્થાપે છે. આ પ્રમાણે જ્યોતિષ્ટોમયાગ એ ત્રણે વિપાકને આપનાર છે અને એની સાથે એના અવિરોધને ઉન્મુખ થયેલાં કર્મો તે ભોગ તથા આયુષ્‌રૂપ બે વિપાકને આપે છે. આ સર્વ પ્રારબ્ધરૂપ થયેલાં કર્મોનું ફલ નિયત થયું છે, નિશ્ચયે કરીને હવે મળનાર છે તેથી એ કર્મોને શાસ્ત્ર નિયતવિપાકકર્માશય કહે છે અને એની અપેક્ષાએ, જે હવે સંચિતકોષમાં પડી રહેલાં કર્મો છે તેને અનિયતવિપાક કહેવામાં આવે છે. અનિયતવિપાકનો અર્થ એ છે કે જેનો વિપાક, જેનું ફલ ક્યારે મળશે તે નિર્ણય નથી તેવાં. આ સંચિતકોષમાં પડેલા કર્માશયોનું ફલ ક્યારે મળશે, એમનો પાક ક્યારે થઈએ ફળશે તે નિશ્ચય કરી શકાય તેમ નથી. કેમકે હાલ તરત તો એ સંચિતકોષમાં પડ્યા છે. હવે ધારો કે હાલની સ્થિતિમાં એ સર્વ કર્મમાંથી એક અમુક કર્માંશય સૌથી બળવાન્ છે એમ જણાય છે, તોપણ એ કર્માંશય હવે દેવશરીરના અંતે ફળ આપશે જ એમ કહી શકાય તેમ નથી. કારણકે એ જ શરીરી દેવશરીરમાં જઈ નહુષ રાજાના જેવું કોઈ આચરણ કરે અથવા એ દેવલોકની મર્યાદાનું ઉલ્લંઘન કરે અથવા કોઈ પણ કર્મ તીવ્રવેગથી કરે તો તે કર્મ પ્રધાન થઈ જાય અને તે પણ પ્રથમ ફલ આપી જાય, એવું બને. આથી આ સંચિતકોષમાં પડેલા કર્મોનું ફળ ક્યારે મળશે તે નિર્ણીત થઈ શકે તેમ નથી. એ કર્માંશયની ત્રણ ગતિ થાય છે : (૧) જપ, તપ, સંયમાદિના અનુષ્ઠાનથી અથવા શ્રીસદ્‌ગુરુ, મહાત્માઆદિના આશિર્વાદથી તથા શાપથી, તત્ત્વજ્ઞાનનો ઉદય થવાથી અથવા પ્રાયશ્ચિત્ત કર્મોનું અનુષ્ઠાન કરવાથી એનો નાશ થાય છે એ પ્રથમ ગતિ છે. તેમાં જે પાપરૂપ કર્મો છે તેનો પ્રાયશ્ચિત્તથી નાશ થાય છે, સંધ્યાવંદન, પ્રાણાયામ અને સંયમ એ ત્રણથી પાપનો નાશ થાય છે તથા કામ્ય પુણ્ય કર્મોની શિથિલતા થાય છે એટલે એ નાશને ઉન્મુખ થાય છે અને તત્ત્વજ્ઞાનથી સર્વ સંચિત કર્માંશયનો દાહ થાય છે એટલે તે પોતાનું ફલ ન આપી શકે તેવી સ્થિતિ થાય છે અને જે ચિત્તમાં એ સર્વ રહે છે તે ચિત્તનો નાશ થઈ જાય છે તો પુણ્યપાપરૂપ સર્વનો નાશ થાય છે. આ નાશરૂપ ગતિનું પ્રતિપાદન કરતાં શ્રુતિ જણાવે છે કે **द्वे द्वे ह वै कर्मणी वेदितव्ये पापकस्यैको राशिः पुण्यकृतोऽपहन्ति**—કર્મો બે પ્રકારનાં છે, પુણ્ય અને પાપ; તેમાં પુણ્યકર્મો પાપકર્મના સમૂહને નાશ કરે છે ઇત્યાદિ.

બીજી ગતિ તે આ છે. જેમ જ્યોતિષ્ટોમયાગનો કર્માશય પ્રધાન થઈ ફલ આપવા તૈયાર થયો ત્યારે તે જન્મમાં ફલ આપી શકે તેવાં સર્વ કર્માશય ફલ આપવા તૈયાર થઈ જાય છે તેમ આ સંચિતકર્મોમાંથી કોઈ પ્રધાનકર્મ ફલ આપવા પ્રધાનરૂપે જ્યારે થઈ રહે ત્યારે તેની સાથે તેને અનુકૂલ કર્મો પણ તૈયાર થઈ ફલ આપે. અર્થાત્ આમાંથી કોઈ કોઈ પોતાનું સ્વતંત્રપણે અથવા આ પ્રમાણે પ્રધાનના અંગરૂપે ગૌણરૂપે ફલ આપે એ બીજી ગતિ છે.

ત્રીજી ગતિ તે નિરંતર સંચિતરૂપે જ પડી રહેવું તે છે. જેમ હાલ ઇતર બલવાન્ પ્રારબ્ધથી અભિભવ પામીને એ સંચિતરૂપે પડી રહ્યા તેમ જ ઉત્તર સમયે પણ ઇતર બલવાન્ પ્રારબ્ધથી અભિભવ પામી પડી રહે. આ ત્રણ ગતિને યોગશાસ્ત્રમાં અનુક્રમે નાશ, પ્રધાન કર્મમાં આવાપગમન, અને સંચિતરૂપે જ રહેવું એ નામો પણ આપવામાં આવે છે. આમ ત્રણ ગતિ હોવાથી એની કેવી ગતિ થશે એ નિશ્ચય થઈ શકે તેમ નથી તેથી આ કર્માશયને અનિયતવિપાક કહેવામાં આવે છે અને તેવા સંબંધમાં શાસ્ત્ર પણ જણાવે છે કે गहना कर्मणो गतिः—એ કર્મની ગતિ ગહન છે. કળી શકાય તેવી નથી.

( અપૂર્ણ )

---

## क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ।

## "દુર્બલ ન જીવો" (શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી)

વિશ્વમાં સર્વ પાપોમાં શિરોમણિ પાપ તે દુર્બલતા. દુર્બલતા તમોગુણનું પરિણામ. પરલોક અને આ લોક ઉભયથી ભ્રષ્ટ કરનાર પણ દુર્બલતા. દુર્બલતા સર્વ દુઃખ અને પાતકોની જનની. દુર્બલતા અનેક પાપોનું ફલ. દુર્બલતા અવનતિનો સરળ માર્ગદર્શક. સ્વરૂપ ભુલાવી ઉત્ક્રાંતિની ભ્રાંતિમાં ભમાવનાર પણ દુર્બલતા. જેમ કાષ્ઠની કોઈ પણ વસ્તુમાં ઉધઈનો પ્રવેશ થતાં તે વસ્તુનો નાશ થાય છે તે જ પ્રમાણે મનુષ્યમાં દુર્બલતાનો પ્રવેશ થતાં તેની અવનતિ થાય છે. ઉત્સાહ પ્રસન્નતા, આશા, ધૈર્ય, વિવેકાદિ સર્વ અલોપ.

શરીરમાં દુર્બલતા આવતાં બલબલા પણ કંગાલ. ગૃહકાર્ય, વ્યાપાર, નોકરી, સર્વ કાર્યોમાં શિથિલતા. ભોજનાનંદ, વાતાનંદ, વિનોદાનંદ, સંગીતાનંદ, વ્યાયામાનંદ વગેરે સર્વ ભોગાનંદો પણ દુર્બલતા દેવીની સ્થાપના થતાં અદૃશ્ય. પોતે દુર્બલ થતાં આખા વિશ્વમાં દુર્બલતાનાં દર્શન થાય છે. મનમાં દુર્બલતાનો પ્રવેશ થતાં આશાને સ્થાને નિરાશા, ધૈર્યને સ્થાને કાયરતા, પ્રસન્નતાને સ્થાને ચિંતા પ્રકટે છે અને વિશ્વમાં જ્યાં ત્યાં દુઃખપૂર્ણ ભાસે છે અને શુભમાં પણ અશુભનાં દર્શન થાય છે. સર્વ સબળ વિચારો ચાલ્યા જાય છે અને નિર્બળ-નિઃસત્ત્વ વિચારો ચિત્તમાં ઉભરાય છે. સુંદર ભાવિની કલ્પનાને સ્થાને દુઃખમય ભાવિની કલ્પનાઓ રચાય છે.

હશે એવો ભાવ પ્રકટ્યો. રાજાએ તેને પ્રણામ કર્યા અને ભેટ અર્પણ કરી. યોગીરાજ સમાધિમાં છે એમ સમજી રાજાએ તેને તે સમયે નહિ બોલાવવા નિશ્ચય કર્યો અને પુનઃ એ જાગૃત થાય ત્યારે ત્યાં આવવા નિર્ણય કર્યો. આ પ્રસંગે પેલા માછીમારને વિચાર થયો કે - માત્ર સાધુનો આવો ઢોંગ કરવાથી રાજાજેવા મારા ચરણમાં પડ્યા ત્યારે જો સાચા સાધુ થવાય તો તો કેવો મહાન લાભ પ્રાપ્ત થતો હશે. આ વિચારથી તેનામાં વૈરાગ્ય ઉદ્ભવ્યો અને ત્યાંથી સ્વસ્થાને જવાને બદલે સર્વ ત્યાગ કરી ચાલી નીકળ્યો. હરદ્વારજેવા ક્ષેત્રમાં તે ગયો. ત્યાં કોઈ ઉચ્ચ કોટિના મહાપુરુષનો સમાગમ થયો અને તેમણે તેને દીક્ષા આપી. છેવટે તે સાચો સંત બને છે અને પુનઃ લાંબે કાળે સ્વસ્થાનમાં ફરતો ફરતો આવે છે. તેની સાચી સાધુતાની સુવાસ નગરમાં ફેલાય છે અને દર્શનનિમિત્ત સર્વ સજ્જનો જાય છે. છેવટે રાજાજી પણ આવે છે અને સંતને મહેલમાં પધરાવે છે. એ સંતે આવું ઉચ્ચપદ કેવી રીતે પ્રાપ્ત કર્યું તે વાર્તા શ્રવણ કરતાં સર્વ ચકિત થાય છે. સારી વસ્તુનો દંભ કરતાં આ પ્રમાણે બન્યું તો યથાર્થ ભાવના શું ન કરી શકે ? બંધુઓ ! પૂજ્ય શ્રી વિજયવંદે તેમ જ પરમ દયાળુ ગુરુદેવે આ ભાવનાનું રહસ્ય આપણને દર્શાવ્યું છે. તેદ્વારા આપણે આપણા અંતરના સામર્થ્યને વ્યક્ત દશામાં લાવવાનું છે. ભારતવર્ષમા નાનકડા બાલકને માતાઓ હિંદોલની તે પ્રસંગે હાલરડાથી પણ તેનામાં બ્રહ્મ-ભાવનાના સંસ્કાર ભરતી. મદાલસા પોતાના ધાવણા બાલને કેવાં તત્વજ્ઞાનપૂર્ણ હાલરડાં ગાતાં તે શ્રવણ કરો :

शुद्धोसि बुद्धोसि निरंजनोसि
संसारमायापरिवर्जितोसि ।

" હે બાલ ! તું શુદ્ધ છે, તું જ્ઞાનસ્વરૂપ છે, તું નિરંજન છે, તું માયાથી રહિત છે. " જેની માતાઓ ગળથૂથીમાં આવી બલિષ્ઠ ભાવનાનું પાન કરાવે તેનાં બાલક અદ્ભુત સામર્થ્યવાન, નિર્ભય અને તત્ત્વજ્ઞાની થાય એમાં શું આશ્ચર્ય ? આપણા ગુરુદેવે પણ મનોહર અને ચેતન વાણીમાં શું ગાયું છે ?

હું છું નિત્ય નિરંજન,
હું સ્વતંત્ર સ્વાત્માનંદન,
હું નિઃસ્પંદન, પરમાત્મ ચિદ્ઘન બ્રહ્મ ૐ.

પ્રિય બંધુઓ ! અણુઅણુમાં, રગેરગમાં આ ભાવના ભરો; દુર્બલતાને દૂર કરો, અને શરક્રૃપા વરો અને અંતે શંકરની નીચે આપેલી પંક્તિઓસાથે સૂર મિલાવતાં ઉપેન્દ્રપ્રભુની જય ગર્જાવતા સિદ્ધપદે ફરો,

" न मृत्युर्न शंका न मे जातिभेदः
पिता नैव मे नैव माता न जन्म ।
न बंधुर्न मित्रं गुरुर्नैव शिष्यः
चिदानंदरूपः शिवोऽहं शिवोऽहं " ॥

———

મ૦ પ૦ શેલત.

: : સાપ્તાહિક : :

.Reg. No. B. 3171.

# શ્રેયસ્સાધક

એટલે

માનવજીવનની સર્વોત્તમતા.

‘ શ્રેયસ્સાધક ’ નો નિત્યસન્દેશ:

“ જીવન ઘડો. ”

વર્ષ: ૫ અંક : ૪૮

સં. ૧૯૯૫, આષાઢ શુક્લ ૧૫

શનિવાર

તા૦ ૧ : ૭ : ૧૯૩૯.

પત્રવ્યવહાર:
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૪-૦-૦
હિન્દબહાર : છ શિલિંગ.

**શ્રી ચારિત્ર્યમન્દિર :**
વિદ્યાર્થીને ભણવા મૂકવા-યોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા.
સહાય કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્યમાટે મથતી સંસ્થા.
સ્થળ : વડોદરા.

આ પત્ર પીતામ્બર છોટાલાલ પ્રિં. પ્રેસ, રાવપુરા, ભાઉ કાલેની ગલીમાં-વડોદરામાં છોટાલાલ લાલભાઈ ચોક્સી, શ્રી શ્રેયસ્સાધકવર્ગવતી પ્રકાશક : ગોવિન્દલાલ હ૦ ત્રિવેદી-માટે છાપ્યું અને પ્રકાશક શ્રી વિશ્વબંધુ-ઉદ્યાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૧ : ૭ : ૧૯૩૯

॥ ॐ श्रीँ. ॥

## नित्यसन्देश.

બુધવાર, તા૦ ૨૯ : ૭ : ૧૯૩૧

આજે ગુરુપૂર્ણિમા. ગુરુ તે કે જે લઘુને ગુરુ કરે. ગુરુ તે કે જે અપૂર્ણને પૂર્ણ કરે. ગુરુ તે કે જે અલ્પને મહાન્ કરે. આમ શીરીતે બને? જગતમાં મનુષ્ય એકબીજાનું લઇને જ વ્યવહાર ચલાવી રહે છે તેમ કહેવાનો મનુષ્ય એકબીજાનું લઇને જ વાસ્તવ મનુષ્ય, દેવ અથવા પશુ કે રાક્ષસ બને છે. જ્યારે આપણે સારી વસ્તુમાંથી કાંઈ લઈએ છીએ ત્યારે આપણે સારા બનીએ છીએ. ગુરુ એ સારી-સર્વોત્તમ વસ્તુ છે; એમાંથી જે મળે છે તે સારું જ મળે છે. કારણ જેનામાં સારું જ છે તે જ ગુરુ છે. અને તેથી ગુરુ હમેશાં સારું જ આપે છે. આથી સારી વસ્તુ પામવાથી આપણામાં જે લઘુતા અથવા નાનાપણું એટલે અપૂર્ણતા અથવા મલિનતા હોય છે તે ગુરુના સંબંધથી જતી રહી ત્યાં ગુરુપણું એટલે મોટાપણું, પૂર્ણતા અથવા નિર્મળતા ઉપજે છે. ગુરુનું એ જ કામ છે કે નાનાને મોટું કરવું. આપણે પૂર્ણ થવા ઇચ્છીએ? સાચા થવા, જ્ઞાની થવા, મોટા થવા, ઇચ્છીએ? તો આપણે ગુરુને મેળવવા જોઇએ. ગુરુ આપણામાં જે હલકાપણું છે તે ટાળી ઉચ્ચપણું આપે છે. હલકાપણું દુઃખ, કલેશ, કષ્ટ અને એવું એવું ન મેળવવા જેવું આપણામાં પ્રકટાવે છે; ઉચ્ચપણું આપણને સુખ, આનંદ, શાંતિ, ઉન્માદ, ધૈર્ય, વધારે અને વધારે ઉત્તમ વસ્તુ મેળવવાનું બળ આપે છે. જે પૂર્ણ છે, જે શુદ્ધ છે, જે સર્વજ્ઞ છે, સર્વશક્તિમાન્ છે તેના તરફ ઉચ્ચપણું આપણને લઇ જાય છે. ઉચ્ચપણું આપણને દેવ બનાવે છે. ઉચ્ચપણું આપણને ગુરુ આપે છે. આપણે ઘણી વખત નિર્બળ થઇએ છીએ, ચિંતાવાળા થઇએ છીએ. ક્રોધવાળા, ખેદવાળા, થઇએ છીએ. આવું આવું આપણામાંથી જાય તો આપણે મનુષ્યમાંથી દેવ બનીએ. આપણી મલિનતામાત્ર ટાળનાર

ગુરુ છે. ગુરુનો ઉપદેશ આપણે માનીએ, ગુરનું જ્ઞાન આપણે લઈએ તો ગુરનું ગુરુપણું આપણામાં આવે. આપણે ગુરુ બનીએ. ગુરુ બનવાનું સાધન ગુરુ કહે તેમ કરવું, એ જ છે.

શ્રીગુરુદેવ.

---

# શ્રીપુરુપાર્થસિદ્ધિ.

( અનુસંધાન ગતાંક ૪૨ ના પૃષ્ઠ ૩૩૫ થી. )

બ્રહ્માનંદરૂપ અખંડ સુખની અભિવ્યક્તિ જ્યાં પ્રકટ છે, ત્યાં કોઈપણ ઇચ્છાની જાગૃતિ ક્યાંથી થાય ? જેમ સમગ્ર સૃષ્ટિનો ક્રમ લય પામતાં આપ ચૈતન્યતત્ત્વરૂપે પ્રકાશી રહ્યા છો, તેમ ઇચ્છાને પ્રકટાવનાર મન, બુદ્ધિ તેના મૂલ કારણમાં શમી ગયેલાં ભાસે છે. ઇચ્છાનો કોઈ વિષય શેષ રહેલો જણાતો નથી. આપની આ ઉભય શક્તિની પ્રેરણાથી એક કાલે વિજયદંડ પ્રાપ્ત કરવો એવી ઇચ્છા ઉદ્‌ભવી હતી, તેમના જ અનુગ્રહથી એ ઇચ્છાનો લય થઈ ગયો છે. આપ ચેતનતત્ત્વરૂપે નિરંતર પ્રકટ રહો એ જ યાચું છું.

વીરેન્દ્રનાં વચન શ્રવણ કરી દેવાધિદેવ આ પ્રકારનાં વચનો બોલ્યા, કે હે વીરેન્દ્ર ! અનેક વિકારોનો જય કરીને જે આ સ્થલમાં આવે છે તેને જ વિજયદંડ પ્રાપ્ત થાય છે. આ દંડ લઈને તું હવે તારા ગૃહપ્રતિ પાછો વળી જા. તારા પ્રવાસના અનુભવો યોગ્ય અધિકારીને કહેતાં તેને આ માર્ગે વાળવા એ જ હવે પછીનું તારું કર્તવ્ય છે. ઇચ્છામાત્રના અવધિને પામેલા તારા સરખાને હવે વિશ્વમાં કંઈ પણ પ્રાપ્તવ્ય શેષ નથી. પરંપરાથી તારા સર્વ વ્યવહારો થશે તે સાધતાં પરિણામે તારી યાચનારૂપે તું ચેતનતત્ત્વરૂપે થઈ રહીશ. મારી ઇચ્છાથી તું અમુક સ્થલે પહોંચી જઈશ.

વીરેન્દ્ર વૈખરીને ગતિ આપવા જાય છે ત્યાં તો આ સર્વ દૃશ્ય અળપાઈ ગયું. એના નેત્ર બંધ થયાં. પુનઃ નેત્ર ઉઘાડી જુએ છે તો પોતે અલકાપુરી નગરના દરવાજાસમીપ ઉભો રહેલો જણાયો. ધારીધારીને જોતાં નક્કી થયું કે આ તો અલકાપુરી જ છે. શારીતે આવ્યો ? જે જોયું તે સત્ય કે અસત્ય. વિજયદંડ હાથમાં જોતાં અનુભવેલો પ્રસંગ સાચો છે એમ નિર્ણય કર્યો, નહીંતો આ દંડ ક્યાંથી પ્રાપ્ત થાય ? આમ વિવિધ વિચારને સેવતો એક સ્થલે બેસે છે.

હવે પ્રદ્યોતનદેવને ત્યાં શું થઈ રહ્યું છે તેનું અવલોકન કરીએ. વીરેન્દ્રના ગયા પછી ઉત્તરોત્તર આ અલકાપુરીના મહારાજા પ્રદ્યોતનદેવ કેવલ તટસ્થ ભાવથી વ્યવહાર સેવતા આ રાજપુત્રના આવવાની રાહ જોઈ રહ્યા હતા. એ સત્વર નિર્વિઘ્ને કાર્ય સિદ્ધ કરીને આવે તન્નિમિત્ત પોતાની કન્યાપાસે વિવિધ સત્કર્મ કરાવતા હતા, અને તેથી રાજકન્યાનું અંતર્ પણ દિવસે દિવસે શુદ્ધિને પામતું હતું. વીરેન્દ્રને યોગ્ય પોતાની કન્યા થતી જાય છે એ જોઈને મહારાજાને પ્રસન્નતા થતી હતી. સંબંધ પામનાર સ્ત્રી અને પુરુષ જો સર્વ રીતે અનુકૂલ હોય તો તેમનો ગૃહસ્થાશ્રમ આદર્શરૂપ થાય છે.

રાજપુત્ર મળ્યો ત્યારે તથા આવશે ત્યારે કેવા ઉચ્ચ અધિકારનો હશે એ સમજનાર પિતા કન્યાને યોગ્ય શિક્ષણ આપી રહ્યા છે. એક દિવસ રાત્રિએ પ્રદ્યોતનદેવને સ્વપ્ન આવ્યું અને તેમાં વિજયદંડ લઈને **વીરેન્દ્ર** નગરબહાર આવ્યો છે, એવું જોયું. જાગૃત થયા તો જણાયું કે સમય બ્રાહ્મ-મુહૂર્તનો હતો તેથી નિશ્ચય થયો કે જરૂર રાજપુત્ર આવી પહોંચ્યા હશે. પ્રાતઃકાલે સેવકોને ખબર આપી કે **વીરેન્દ્ર**ની તપાસ કરો. તપાસ કરતાં **વીરેન્દ્ર**ને બેઠેલો જોયો. સેવકોમાંના મુખ્ય પુરુષે નિકટ જઈને નમસ્કાર કરી કહ્યું કે મહારાજાની આજ્ઞા છે કે આપ રાજમહેલમાં પધારો, વાહન તૈયાર છે. **વીરેન્દ્ર** કંઈ પણ ન બોલતાં તેમની સાથે ચાલ્યો. આ સમયે મહેલના દ્વારઆગળ મહારાજા ઉભા હતા. **વીરેન્દ્રે** જઈને પ્રણામ કર્યા. પ્રદ્યોતનદેવ પ્રેમથી તેના હાથ ઝાલી અંદર લઈ ગયા. પરસ્પર કુશલતા પૂછી આનંદવાર્તા કરી. પછી સ્નાનભોજનાદિ કાર્યથી પરવારી પુનઃ એકાંતમાં ઉભય બેઠા.

મહારાજાએ કહ્યું, કે રાજપુત્ર ! તમારું વર્ચસ જોતાં જણાય છે કે તમે પ્રવાસમાં ઉત્તમ અનુભવ કરીને આવ્યા છો. તમારી પૂર્વની અને આજની સર્વ ચેષ્ટામાં મહાન પરિવર્તન થયેલું લાગે છે જેથી જરૂર તમારું અંતર કોઈ ઉંચી વસ્તુને સ્પર્શી રહ્યું છે. આ વિજયદંડ તમારી પાસે જોઉં છું પણ તેના આનંદની યત્કિંચિત્ પણ છાયા તમારા મુખઉપર પ્રતીત થતી નથી તેમ કોઈ વિષાદ પણ દેખાતો નથી. સ્વરૂપમાં માત્ર દેહથી તમે **વીરેન્દ્ર** છો એમ ઓળખાઓ છો પણ તમે પૂર્વના **વીરેન્દ્ર** નથી એ તો નિશ્ચય થાય છે.

આવો વિલક્ષણ ફેરફાર શાથી થયો છે તથા પ્રવાસમાં શા શા અનુભવો થયા તે અડચણ ન હોય તો કહો.

**વીરેન્દ્રે** કહ્યું : મહારાજ ! આપની શુભ દૃષ્ટિથી આમ જણાય છે. કંઈ પણ ફેર જણાતો હોય તો તેમાં નિમિત્તરૂપ આપનો આશીર્વાદ તથા દિવ્ય અંજન છે એમ વદી પછી સ્વરૂપમાં કહેવા યોગ્ય વૃત્તાંત કહી સંભળાવ્યો.

પ્રદ્યોતનદેવ શ્રવણ કરી આનંદ પામ્યા અને બોલ્યા કે તમારું અહોભાગ્ય કે આવા સમર્થ ગુરુ તમને મળી ગયા. મારી યુવાવસ્થામાં મને એ મહાપુરુષનાં દર્શન થયાં હતાં. પછી એમની ઘણી શોધ કરાવી પણ તેમનો પત્તો લાગ્યો નહોતો. આવા ગુરુ તમને મળી ગયા જાણી મને અતિ હર્ષ થાય છે. તમે તમારું સામર્થ્ય નથી દર્શાવતા પણ આ વૃદ્ધનાં નયનો જોઈ શકે છે કે પ્રવાસમાં જઈને તમે જીવન્મુક્તપદને પ્રાપ્ત કરી લીધું છે. હવે સમય ઘણો વીતી ગયો છે અને તમે શ્રમિત હશો તેથી શયન કરો એમ બોલતા પોતપોતાના સ્થાનમાં ઉભય ગયા.

પ્રાતઃકાલે નિત્યકર્મથી પરવારી મહારાજાપાસે **વીરેન્દ્ર** ગયો. આનંદવાર્તા કરી છૂટા પડ્યા. આ પ્રકારે આનંદમાં થોડા દિવસ વ્યતીત થયા. પછી એક દિવસે **વીરેન્દ્રે** કહ્યું કે હવે ગૃહપતિ જવાની મને આજ્ઞા આપો એમ વદતાં અંજનની દાબડી પ્રદ્યોતનદેવના હાથમાં આપી.

મહારાજાએ કહ્યું : મારી કન્યાનાં લગ્ન કરી પછી તમને મોકલવાનો નિશ્ચય મેં કુલદેવી-આગળ કર્યો છે. તેથી એ વિધિ થયા પછી કન્યાને લઈને જજો. તમારા આવ્યા પછી **ભૂપેન્દ્ર**

મહારાજાને તમારા આગમનની અને લગ્નની વાત જણાવી છે અને હું ધારું છું કે પાંચસાત દિવસમાં સર્વ આવી પહોંચશે, માટે ત્યાંસુધી આનંદથી કાળ વીતાવો.

આ પછી કંઈ કંઈ વાતો કરી વીરેન્દ્ર પોતાના નિવાસસ્થાને જઈ વિચારવા લાગ્યો કે, અહો ! પરેચ્છાને વશ વર્તીને મારે આ લગ્નઉપાધિમાં પડવાનું છે. સ્વતઃ ઇચ્છાનો ઉદય મારામાં નથી તેમ કોઈ પણ પરિસ્થિતિપ્રતિ અભાવ નથી. જેમ ચક્રને ગતિ આપ્યા પછી ચક્ર ફર્યા કરે છે તેમ મારે પણ ઇષ્ટસત્તાથી વિચરવાનું છે, કારણ કે 'હુંપણું' રહ્યું નથી. તેથી હવે તો માત્ર "જે જે આવી મળે ભવમાં તે, સદા મારું સારું કહેવું." એ ગાન કરતાં પ્રસન્ન રહેવાનું છે. વળી આ રાજકન્યાનો પ્રારબ્ધયોગ મારી સાથે સંબંધ પામવાનો હશે તો એ પણ મિથ્યા થાય તેમ નથી, મિથ્યા કરવાની આવશ્યકતા પણ નથી. અદૃષ્ટકર્મબલથી ભોક્તાભોગનો સંબંધ થાય છે, એ અનુભવનાર મારા જેવાને જેમ થાય તેમ થવા દો એ વિચારથી વિરમવું યોગ્ય છે.

( અપૂર્ણ )

---

# श्रीयोगसार.

[ અનુસંધાન ગતાંક ૪૭ ના પૃષ્ઠ ૩૭૫થી. ]

હવે આ અનિયત વિપાકરૂપ કર્માશયનો વિચાર અહિંથી અટકાવી નિયતવિપાક-ફલ આપવા તૈયાર થયેલાં અર્થાત્ પ્રારબ્ધરૂપ કર્મનો વિચાર કરીએ તો એમાં કેટલાંક જાતિ, આયુષ્ અને ભોગ એ ત્રણે ફલને આપનાર હોવાથી ત્રિવિપાક કર્માશય છે, કેટલાંક બે જ ફલને આપે છે માટે દ્વિવિપાક છે અને કેટલાંક એક જ ફલને આપે છે, માટે એકવિપાક છે ઉપર દર્શાવેલો જ્યોતિષ્ટોમયાગનો કર્માશય ત્રણ વિપાકને આપે છે; દિવ્ય દેહ, દિવ્ય વિષયભોગ અને આયુષ્ એ ત્રણેને આપે છે માટે એ ત્રિવિપાક છે. એની સાથે ઉદ્ભુત થઈ ગયેલા કર્માશય એ જન્મ આપનાર નથી પણ માત્ર એ જન્મમાં ભોગ જ આપનાર છે અને આયુષ્‌ને રચે છે તેથી એ ભોગ અને આયુષ્રૂપ બે વિપાકને આપનાર હોવાથી દ્વિવિપાક કર્માશય છે. એમાં પણ જે ભોગ માત્ર જ આપે તે એક ફલને આપનાર હોવાથી એકવિપાક છે.

આ પ્રમાણે ઉત્તરજન્મે ફલ આપનાર કર્માશયના સંબંધમાં આપણે જોયું તો એ ધર્મ અને અધર્મ બંને રૂપ હોય છે અને એ બંને પ્રકારનો કર્માશય જાતિ, આયુષ્ અને ભોગ એ ત્રણમાંથી એક, બે અથવા ત્રણે ફલને આપનાર થઈ શકે છે. હવે વર્તમાન જન્મમાં જ ફલ આપનાર દૃષ્ટજન્મવેદનીય કર્માશય-પ્રતિ જોઈએ. એ કર્માશય ઉપર કહ્યા પ્રમાણે ધર્મ અને અધર્મ એ બંને રૂપનો તો છે. પણ જો જાતિનો અર્થ જન્મ લઈએ તો એ કર્માશયમાંથી કોઈ પણ જન્મ આપનાર નથી, કારણકે એ વર્તમાન જન્મમાં જ ફલ આપનાર છે. તેથી એ કદાપિ ત્રિવિપાક-ત્રણે ફલને આપનાર હોઈ શકતો નથી. જાતિનો અર્થ તે તે સ્થિતિ લઈએ તો એ કર્માશય પણ ત્રિવિપાક થઈ શકે છે. ઉર્વશી લતારૂપતાને પામી ત્યારે લતારૂપતાને અને એવી બીજી સર્પત્વાદિ સ્થિતિને જાતિમાં ગણીએ તો આ કર્માશય પણ ત્રિવિપાક થઈ શકે છે. જન્મ અર્થ લઈએ તો દ્વિવિપાક

અને એકવિપાક હોઈ શકે. શ્રી વિશ્વામિત્રને બ્રાહ્મણશરીરમાં દીર્ઘાયુષ્ તથા ભોગ એ એની તપશ્ચર્યાને લીધે પ્રાપ્તિ થઈ છે તથા શ્રી વાલ્મિકિને પણ એ એની ઋષિશરીરમાં રામમંત્રપ્રભાવે પ્રાપ્તિ થઈ છે, તેથી એ દ્વિવિપાક કર્માશય છે. નહુષને સર્પશરીરની પ્રાપ્તિ થઈ તેમાં આયુષ્ વધ્યું ઘટ્યું નહોતું અને ઉર્વશીને લતાશરીરની પ્રાપ્તિ થઈ તેમાં પણ આયુષ્યના ઉપર એ કર્માશયની અસર થઈ નહોતી પણ માત્ર તે તે દેહના ભોગની જ પ્રાપ્તિ થઈ છે તેથી એ વિપાક તે એકવિપાક કર્માશય છે. આ રીતે વર્તમાન જન્મમાં ફલ આપનાર કર્માશયના સંબંધમાં સિદ્ધાન્ત છે. અને ઉત્તરજન્મે ફલ આપનાર કર્માશયના સંબંધમાં પ્રથમ જ કહેવાઈ ગયું છે.

અહિં વર્તમાન જન્મમાં જ ફલ આપનાર દૃષ્ટજન્મવેદનીય કર્માશયનું પ્રતિપાદન કરી યોગશાસ્ત્ર અને ખરું જોતાં સર્વ શાસ્ત્રો ( કેમકે બીજા અંશોમાં ગમે તે ભેદ હોય તોપણ આ કર્મપ્રક્રિયાનો સર્વ શાસ્ત્રે એકસરખી રીતે સ્વીકાર કર્યો છે. ) સૂચવે છે, કે વર્તમાન જન્મમાં નવાં કર્મ કરી શકાય છે. જીવોની પ્રવૃત્તિ કેવલ પ્રારબ્ધને અધીન નથી જ, તથા એ કર્મો એટલાં બલવાન્ થઈ શકે છે કે ગમે તેવું પ્રારબ્ધ હોય તો તેને અન્યથા કરી શકે છે. આ સિદ્ધાન્ત વિચારથી પણ યુક્ત દેખાય છે. પ્રારબ્ધ એવી કંઈ વસ્તુ જ નથી એમ માનનાર કાર્યકારણના સંબંધનું અજ્ઞાન જ સૂચવે છે. કાર્યનું કારણ નિયમન કરે છે એ નિયમ આખા વિશ્વમાં પ્રવર્તે છે અને તેનો અપવાદ મનુષ્યોમાં કે શરીરીમાં હોય એ માની શકાય તેમ નથી. જેઓ પ્રારબ્ધને માનતા નથી તેઓ સુખદુઃખની વિચિત્રતાની કોઈ પણ યુક્તિયુક્ત ઉપપત્તિ જણાવી શકે તેમ નથી. આ જ પ્રમાણે જેઓ એમ માને છે કે વર્તમાન જન્મમાં જે થાય છે તે સર્વ પ્રારબ્ધના ફલરૂપ છે અને જીવો નવાં કર્મો કરી શકતાં નથી તેઓ પણ પ્રારબ્ધના સ્વરૂપથી અજ્ઞાનતા જ સૂચવે છે. જો જીવોમાં વર્તમાન જન્મમાં નવાં કર્મો કરવાનું સામર્થ્ય નહિ હોય તો આ જન્મમાં જે જે પ્રવૃત્તિ થાય છે જે જે કર્મો કરાય છે તે સર્વ પૂર્વજન્મનાં પ્રારબ્ધનાં ફલરૂપ સ્વીકારવાં જોઈએ. તેમ થતાં એ પ્રવૃત્તિ તો ફલરૂપ થઈ એટલે હવે ઉત્તરજન્મે ફલ આપનાર કયું રહ્યું ? વર્તમાન જન્મમાં જ્યોતિષ્ટોમયાગ કોઈએ કર્યો અને ઇતરે બ્રહ્મહત્યા કરી તો એ બંને પુરુષને તેમ કરવાની મતિ પ્રારબ્ધે આપી અને તેપ્રમાણે એ બંને કર્મો થયાં. એ બંને પૂર્વના પ્રારબ્ધના ફલરૂપ થયાં તો એ બંને ફલરૂપ હોવાથી એનું હવે નવું ફલ કેવી રીતે મળે ? નહિ જ મળવું જોઈએ, કેમકે એ તો કંઈ કર્મરૂપ નથી પણ ફલરૂપ છે. આ નિયમથી જેનાં પૂર્વજન્મમાં જે પ્રવૃત્તિ એ જીવની થઈ હશે તે સર્વ પણ પૂર્વના પ્રારબ્ધનાં ફલરૂપ જ હોવી જોઈએ અને તે જન્મમાં એણે નવીન કર્મો કરવાં નહિ જોઈએ. તો પછી આ નિયમ લગાડતાં કોઈ પણ જન્મમાં જીવે કર્મો કર્યાં જ નથી એ સિદ્ધ થાય અને તેમ સિદ્ધ થતાં પ્રારબ્ધ એવું જ કંઈ રહેશે નહિ. તેથી પ્રારબ્ધની સિદ્ધિમાટે જીવમાં કર્મ કરવાનું સામર્થ્ય સ્વીકારવું જોઈએ. અને તે જેમ પૂર્વજન્મમાં એનામાં હતું તેમ જ આ જન્મમાં પણ છે. એ સામર્થ્યને જ શાસ્ત્રમાં અથવા લોકમાં પુરુષાર્થ અથવા પુરુષપ્રયત્ન નામ આપવામાં આવે છે. તો જેમ પૂર્વજન્મમાં એ પુરુષાર્થના બલે કર્મો કરાયાં તે જ પ્રમાણે વર્તમાન જન્મમાં પણ એ જ પુરુષાર્થના, એ જ પુરુષપ્રયત્નના બલે નવાં કર્મો થઈ શકવાં જોઈએ. ખરું જોતાં તો વર્તમાન

જન્મમાં પ્રતિકર્મમાં નવીન કર્મો એ પુરુષપ્રયત્ન કરે છે અને પ્રારબ્ધના ફલમાં ફેરફાર કર્યા જ કરે છે. અને તે આ પ્રમાણે. પ્રારબ્ધ પોતાનું ફલ આ ત્રણ રીતે આપતું દેખાય છે : (૧) કોઈ પ્રારબ્ધ-કર્મ આપણને સ્વાભાવિક રીતે, કંઈ પણ દષ્ટકારણવિના ઉદાસી અથવા આનંદ પ્રકટાવે છે. સર્વ મનુષ્યોને આ સ્થિતિનો અનુભવ થાય છે. સવારથી જ કોઈ દિવસે "આનંદનું" જ ભાન થાય છે અને કોઈ દિવસ સવારથી જ એથી વિપરીત ભાન થાય છે. તેમ જ દિવસના ભાગમાં કોઈ ક્ષણોમાં મનમાં એમ ને એમ આનંદ સ્ફુરતો રહે છે અને કોઈ ક્ષણોમાં અંતર સંકોચ પામેલું પ્રતીત થાય છે. આ પ્રારબ્ધનું એક પ્રકારનું ફલ છે. એ ફલ તો જ્યારે પ્રતીત થાય છે ત્યારે જ આપણે જાણીએ છીએ અને તેથી એની પ્રતીતિ અથવા અનુભવ એ જ એ ફલનો ભોગ છે તેથી એ ભોગ તો થયા પછી જ આપણને તેનું જ્ઞાન થાય છે. (૨) શરીરમાં વ્યાધિઆદિ ઉત્પન્ન કરી તેદ્વારા પ્રારબ્ધ પોતાનું ફલ આપે છે, તે દ્વિતીય પ્રકારનું ફલ છે. આમાં તે તે વ્યાધિની પ્રતીતિ થાય છે ત્યારે જ આપણે તેને જાણીએ છીએ તેથી એમાં કંઈક અંશે પ્રારબ્ધના ફલનો ભોગ થયા પછી જ એનું જ્ઞાન આપણને થાય છે. આ જ પ્રમાણે અનાયાસે લોટરીમાંથી ધનની પ્રાપ્તિ થઈ જવી, કોઈ મનુષ્ય વીલ કરે અને તેમાં મોટી રકમ અન્યને આપે તો તે અન્યને તે ધનની પ્રાપ્તિ થવી તેમાં પ્રયત્નની અપેક્ષા રહેતી નથી તેથી એ રીતે ધનની પ્રાપ્તિ થઈ જવી ઇત્યાદિ ફલોની પ્રાપ્તિ આ પ્રકારમાં ગણાય છે. (૩) તૃતીય પ્રકારમાં જે પ્રારબ્ધ આપણને કંઈ કર્મ કરાવી, પ્રવૃત્તિમાં પ્રેરી, પ્રયત્નમાં જોડી ફલ આપવા તૈયાર થાય છે, તે છે. આ પ્રારબ્ધ પરિપૂર્ણ પ્રારબ્ધ નથી પણ અપૂર્ણ પ્રારબ્ધ છે કેમકે એ પોતાના ફલની પ્રાપ્તિ કરાવવામાટે જીવતરફથી પ્રયત્નની અપેક્ષા રાખે છે. હવે ધારો કે આવું કોઈ પ્રારબ્ધ દેવદત્તને ફલ આપવા તૈયાર થયું છે અને તે એને પ્રેરણા કરે છે કે તું અમુકના ગ્રહમાંથી ચોરી કર. જેમ સંચિત કોષ કંદમાં રહે છે, તેમ પ્રારબ્ધકોષ હૃદયમાં રહે છે અને તેમાંથી આ એક સંસારરૂપ કર્માશય ઉઠી મૂર્ધામાં જઈ સ્થિત થાય છે અને ત્યાં રહ્યો દેવદત્તને આ પ્રેરણા કરે છે.

(અપૂર્ણ.)

# ખીલવું અને કરમાવું.

શ્રી ગુરુદેવનો નિત્યનો સંદેશ, નિત્યનો ઉંડો અને સર્વોત્તમ ઉપદેશ, જનકલ્યાણાર્થે અપાયેલો આચારસિદ્ધ ઉપદેશ, અને તે કયો ઉપદેશ! પ્રત્યેક અઠવાડિયે પ્રાપ્ત થતા 'શ્રેયસ્સાધક પત્ર'નો મુદ્રાલેખ '**જીવન ઘડો**'.

જીવન ઘડવામાટે જ વારંવાર આપણને બોધ મળ્યો છે. ઘડાયેલું જીવન એટલે જ ખીલેલું જીવન, પ્રફુલ્લ જીવન—સર્વ રીતે મનની, બુદ્ધિની, ઇન્દ્રિયની, ભાવનાની, વર્તનની, કલ્પનાની, વિચારની, ક્રિયાની, સંકલ્પની ખિલવણી.

આવા પ્રકારની ખિલવણી જેણે જેણે કરી છે તેણે જ જીવન ઘડી જાણ્યું છે. આપણામાં રહેલી સર્વોત્તમતાની ખિલવણી થવી એ જ જીવનવિકાસ—જીવનનું ઘડતર છે. જ્યારે જ્યારે

આપણામાં રહેલી શક્તિઓને વિલક્ષણ વિચાર તથા ક્રિયા કરી એ ખીલી ઉઠતી શક્તિઓને દબાવવામાં આવે છે ત્યારે જીવન નાશ પામે છે—જીવન કરમાઈ જાય છે.

કોઈ પણ પ્રકારે જે જીવન ખીલ્યું નથી તેવું જીવન જગતમાં નિરુપયોગી હોવાઉપરાંત બીજાને પણ હાનિ કરનાર થઈ અધઃપતનને પામે છે.

આપણામાં અગાધ સામર્થ્ય છુપાયેલું છે તે સામર્થ્યને બહાર આણવું, ખીલવવું, પરિમલ-પ્રસારક કરવું એમાં જ જીવનની મહત્તા છે—અલૌકિકતા છે.

આપણામાં રહેલા સર્વોત્તમ તત્ત્વસાથે ઐક્ય સધાય છે ત્યારે જ આપણી કલ્પના, વિચાર, ભાવના, ક્રિયા—સર્વ ખીલી ઉઠે છે. જે તત્ત્વમાં સર્વ કંઈ સર્વોત્તમ રહ્યું છે તેનાથી સંલગ્ન થતાં આપણને જોઈતું દ્રવ્ય મળી રહેતાં આપણે ખીલી ઉઠીએ છીએ. તેનાથી પૃથક્ પડતાં આપણે કરમાઈ જઈએ છીએ—શુષ્ક બનીએ છીએ.

જે જીવનમાં એ સર્વોત્તમ તત્ત્વના અંશની વિશેષ વિશેષ જાગૃતિ ને જીવન પ્રતિદિન પૂર્ણ બનતું રહે છે.

નાની નાની ક્રિયામાં સેવાની સાવધાનતાથી જીવન પેલા દિવ્ય તત્ત્વસાથે અનુસંધાન પામવાની યોગ્યતાવાળું બનતું રહે છે, જીવનનો ક્રમે ક્રમે વિકાસ થતો રહે છે, અને સાચી સુંદરતાની અભિવ્યક્તિ થતી જાય છે.

વાસ્તવ ખીલવાપણું એ અંતરમાં રહેલા સચ્ચિદ્—આત્માની સાથે વારંવાર સ્પર્શ પામવાથી થાય છે. જેમ જેમ જગતના વિયોગો ન્યૂન થતા જાય છે તેમ તેમ એ આત્મતત્ત્વસાથે અધિક અધિક સંલગ્ન થતો રહે છે અને તેમ થતાં સાચું ખીલવાપણું અનુભવમાં આવે છે—જીવન નવપલ્લવ બને છે.

જીવન ખરવા દેવાનારે આથી કરીને એ સર્વોત્તમ ચૈતન્યસાથે સંપર્ક પામવા નિરુપયોગી કર્તવ્યોમાં ન ચડી જતાં વારંવાર જીવનવિકાસનો જે સત્ય પંથ છે તે અનુકૂલ સર્વ વ્યવહાર કરવા ઘટે છે. જીવન શુષ્ક કરનારને, નિરાશા, અશ્રદ્ધા, મિથ્યા વ્યવહારના ચિંતન, પ્રતિકૂલતાનું ફરીફરીને ચિંતન, રાગ, દ્વેષ, મત્સરાનું મોટું સ્વરૂપ કરવાનો દલીલસ્વભાવ આદિ દુર્ગુણો હાનિ કરનાર છે. આવાં આવાં ચિંતનો ઉભા કરે એ જ જીવનનું કરમાવું છે. મન ઉચ્ચ ચિંતનમાં જોડાતાં સદ્ગુણો આપોઆપ ભૂમિમાં પડેલાં બીજની માફક ખીલવા માંડશે. જ્યાંસુધી બીજ પૂર્ણ રીતે વિકાસ પામ્યું નથી ત્યાંસુધી તેને જલ, ખાતર વગેરે આપવાં પડે છે તેમ મન જ્યાંસુધી ખીલી ન ઉઠે ત્યાંસુધી તેને સર્વ પ્રતિકૂલ વાતોથી, પ્રતિકૂલ સંગથી, પ્રતિકૂલ વિચારોથી સંરક્ષી બીજની માફક સંભાળવું જોઈએ.

બીજ જ્યારે સંપૂર્ણ વિકાસ પામી છોડ તથા વૃક્ષરૂપે બંધાય છે ત્યારે તે સુંદર ફલ આપે છે તેમ જો મન સંપૂર્ણ ખીલી રહે છે ત્યારે જીવન ઉચ્ચ ઉચ્ચ ગુણોથી વિભૂષિત બની રહે છે, તેને પુનઃ કરમાવાનો ભય રહેતો નથી.

ચૈતન્યમાથે સંબંધ પામેલું આ જીવન શાંતિ, સુખ, ઉત્સાહ, પ્રસન્નતા અનુભવે છે, અન્યને અનુભવાવે છે. આ પ્રકારે થવું એ જ ખીલવાપાયું છે તે સિવાય તો કરમાવાપાયું છે. ઘડાયેલું જીવન સર્વ કાંઈ સર્વોત્તમ છે તેનો અપૂર્વ આનંદ અનુભવે છે, સંસાર તેને સારરૂપ જણાય છે.

પ્ર૦ બહેન.

---

## શ્રીઉપેન્દ્રજયન્તીમહોત્સવનું સાહિત્ય—( સં૦ ૧૯૮૭ )

( ઉત્તીર્ણ લેખો. )

સ્ત્રી વિભાગ— ૧. ( લેખક : શ્રીમતી જયન્તીદેવી. )

છપ્પા.

સાચી સ્ત્રી હું તો જ, એક સદ્ગુણી જો થાઉં;
સાચી સ્ત્રી હું તો જ, હૃદય પતિનું રિઝાવું.
સાચી સ્ત્રી હું તો જ, બાલ ઉત્તમ પ્રકટાવું;
સાચી સ્ત્રી હું તો જ, વિરાગ રાગે સોહાઉં.
સર્વપ્રતિના ધર્મને, સાધી ક્રમે સંસાર જી;
ગૃહસ્થાશ્રમમાં રહી તરું, તો હું સાચી નાર જી.

---

૨. ( લેખક : મણિબહેન. )

સાચી સ્ત્રી હું તો જ, સમય સમજી અનુસરતી;
સાચી સ્ત્રી હું તો જ, દોષ દુર્ગુણથી ડરતી.
સાચી સ્ત્રી હું તો જ, કષ્ટમાં ધીરજ ધરતી;
સાચી સ્ત્રી હું તો જ, સતત હરિહરને સ્મરતી.
સોંપી જીવન નિજ નાથને, નિર્ભય જો નિત્યે રહું;
તો તો મુજને વિશ્વમાં, સાચી સ્ત્રી ઉરમાં લહું.

---

### સુજ્ઞ ગ્રાહકોને વિજ્ઞપ્તિ.

જેમનું લવાજમ મોકલવાનું બાકી રહ્યું છે તેમને પત્રથી જણાવ્યું છે. ચાલુ વર્ષના હવે ચાર અંકો પ્રસિદ્ધ કરવાના રહ્યા છે, માટે લવાજમ સત્વર મોકલી આપવા કૃપા કરશો.

: : સાપ્તાહિક : :

.Reg. No. B. 3171.

# શ્રેયસ્સાધક

એટલે

માનવજીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક' નો નિત્યસન્દેશઃ

" જીવન ઘડો. "

વર્ષ: ૫ અંક: ૪૯

સં. ૧૯૯૫, આષાઢ કૃષ્ણ ૧

શનિવાર

તા૦ ૮ : ૭ : ૧૯૩૯.

પત્રવ્યવહાર:

વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર

વડોદરા.

વાર્ષિક લવાજમ:—

હિન્દમાં : રૂ. ૪-૦-૦

હિન્દબહાર : દશ શિલિંગ.

**શ્રી ચારિત્ર્યમન્દિર :**

વિદ્યાર્થીને ભણવા મૂકવા-યોગ્ય સંસ્થા.

દાન દેવાયોગ્ય સંસ્થા.

મદદ કરવા યોગ્ય સંસ્થા.

વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.

વિદ્યાર્થીમાં ચારિત્ર્યભાવ ભરતી સંસ્થા.

સ્થલ : વડોદરા.

આ પત્ર ધી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, ભાઉ કાલેની ગલીમાં-વડોદરામાં ભાઈલાલ લાલભાઈ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગતરફથી પ્રકાશક : ગોવિન્દલાલ મ૦ ત્રિવેદી-માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી વિશ્વબંધુ-રવાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૮ : ૭ : ૧૯૩૯

॥ ॐ श्री. ॥

## नित्यसन्देश.

શનિવાર, તા૦ ૧૫ : ૮ : ૧૯૩૧

મનુષ્ય પોતે જે સ્થિતિમાં હાલ હોય તે સ્થિતિમાં જીવન ગાળવાનું જ્યારે એને ગમતું નથી, અને એને એક જ બલવાન્-સુતો હોય તેમાંથી એકદમ ઉઠાડી મૂકે એવી વેગવાળી ઇચ્છા સ્ફુરે છે કે મારે વધારે સારા થવું છે—હું છું તેના કરતાં મારે અધિક ઉત્તમ બનવું છે—ત્યારે એ ઇચ્છાને સિદ્ધ કરવા માંડતાં તેને ચારિત્ર્યની જરૂર પડે છે, અને ત્યારે જ—પોતાનો જીવનપલટો કરવાનો પ્રસંગ આવે છે ત્યારે જ—ચારિત્ર્ય એ શી વસ્તુ છે, ચારિત્ર્ય શામાટે જરૂરનું છે તે તેને સમજાય છે. જેમણે પોતાના જીવનમાં કોઈ ચોક્કસ ધારેલી વસ્તુ સિદ્ધ કરવી જ છે તેમને ચારિત્ર્યની અગત્ય પડે છે, અને તેવા મનુષ્યો જ ચારિત્ર્યનું માહાત્મ્ય અને ચારિત્ર્યનું મૂલ્ય સમજે છે. તાત્પર્ય કે જેમની નજર ઉત્તમ વસ્તુની સિદ્ધિતરફ આગ્રહભરિત વળી નથી તેમને ચારિત્ર્યની જરૂર નથી. જેમને ચારિત્ર્યતરફ મોહ અને આગ્રહ નથી તેમને જીવનમાં કશું જ ઉચ્ચ સિદ્ધ કરવું નથી એમ સમજી લેવું. ચારિત્ર્ય એ લાકડાં ચીરવાનું કામ નથી. પણ લાકડામાંથી એક ઉત્તમ પ્રકારની મૂર્તિ ઉપજાવવા જેવું કામ છે. અણઘડ કારીગર તે કરી શકતો નથી. જેણે પોતાના જીવનને લાકડાનાં કકડાજેવું બનાવવું છે તેઓ ભલે ચારિત્ર્યતરફ નજર પણ ન કરે; પરન્તુ જેમણે પોતાનું જીવન એક અત્યંત સુન્દર-મનોહારી-મૂર્તિ જેવું બનાવવું છે—જેમાં જોનારને પ્રભુત્વ જણાઈ આવે એવું બનાવવું છે—તેમણે ચારિત્ર્યતરફ દુર્લક્ષ કર્યું નહિ પાલવે. ચારિત્ર્ય એ એક જ વસ્તુ એવી છે જે જીવનને અત્યંત અદ્ભુત-અપૂર્વ-જેવું ઇચ્છ્યું હોય તેના કરતાં પણ ઉત્તમ—બનાવે છે. જે કેવલ શરીરનો—દેખાવ પૂરતો—મનુષ્ય નથી પણ મનનો મનુષ્ય છે,

તેને વધારે ઉચ્ચ સ્થિતિએ ચઢયા વિના-આજ છે તેના કરતાં આવતી કાલ વધારે ઉત્તમ થયા વિના-ચેન પડતું નથી. તે પોતાના શરીરથી, મનથી તથા આત્માથી વધારે તેજસ્વી બનવા ઇચ્છા જ કરે છે, અને એ તેજસ્વીતા તે ચારિત્ર્યવડે જ લાવી શકે છે. ચારિત્ર્ય તે વસ્તુ છે કે મનુષ્યજીવનના તમામ કચરાને ટાળી તેને સ્વચ્છ અને તેજસ્વી કરે છે. મનુષ્યમાં રહેલી અત્યંત મહત્તાવાળી શક્તિઓ આ ચારિત્ર્ય જ જગાવી શકે છે. ચારિત્ર્યવાન્ મનુષ્ય પોતાના શરીર અને મનઉપર સત્તા ચલાવી તેમાંથી વધારેમાં વધારે લાભ પ્રાપ્ત કરે છે. જેમને ઉત્તમ બનવાની ઇચ્છા છે, તેમણે ચારિત્ર્યની સિદ્ધિ કરવી જોઈશે. ચારિત્ર્યની શક્તિ એ એકડા પાછળનાં મીંડાં છે; તે જીવનના મૂલ્યને વધાર્યા જ કરે છે. ચારિત્ર્ય મેળવવામાટે મનુષ્યે પોતાની દરેક શક્તિને કસવી પડે છે, અને તેથી મનુષ્યની દરેક શક્તિ વિકાસ પામે છે. મનુષ્ય જ્યારે પોતાની શક્તિઓનો શુદ્ધમાં શુદ્ધ ઉપયોગ કરે છે ત્યારે જ તેનામાં ચારિત્ર્ય પ્રકટે છે. અને ચારિત્ર્ય પ્રકટે છે ત્યારે દેવત્વ અને ઈશ્વરત્વ પણ તેનામાં આવે છે તો પછી બીજી સિદ્ધિ મળવામાં તો સવાલ જ શો ? સર્વ વસ્તુ તેને સિદ્ધ છે, જેને ચારિત્ર્ય સિદ્ધ છે. આપણે માટીનું પૂતળું ન હોઈએ તો અવશ્ય ચારિત્ર્ય મેળવીએ.

श्रीगुरुदेव.

---

## ચાર.

| | |
|---|---|
| ૧ વેદ- | ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ. |
| ૨ આશ્રમ- | બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ, સંન્યાસ. |
| ૩ દેહ- | સ્થૂલ, સૂક્ષ્મ, કારણ, મહાકારણ. |
| ૪ શરીરના પ્રકાર- | જરાયુજ, અંડજ, સ્વેદજ, ઉદ્‌ભિજ્જ. |
| ૫ મોક્ષના ભેદ- | સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય, સાયુજ્ય. |
| ૬ યુગ- | કૃત, ત્રેતા, દ્વાપર, કલિ. |
| ૭ વર્ણ- | બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર. |
| ૮ વાણીના પ્રકાર- | વૈખરી, મધ્યમા, પશ્યન્તી, પરા. |
| ૯ અનુબંધ- | અધિકારી, વિષય, પ્રયોજન, સંબંધ. |
| ૧૦ અન્તઃકરણના પ્રકાર- | મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર. |
| ૧૧ દિશા- | પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ. |
| ૧૨ કોણ- | ઈશાન, અગ્નિ, નૈઋત્ય, વાયવ્ય. |
| ૧૩ દશરથના પુત્રો- | રામ, લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન. |
| ૧૪ વિષ્ણુના આયુધો- | શંખ, ચક્ર, ગદા, પદ્મ. |
| ૧૫ મુખ્ય ધામ- | બદરીનારાયણ, જગન્નાથપુરી, રામેશ્વર, દ્વારિકા. |
| ૧૬ હસ્ત- | દેવોના. |

૧૭ મુખ– બ્રહ્માના.
૧૮ પુરુષાર્થ– ધર્મ, અર્થ, કામ, મોક્ષ.
૧૯ શંકરાચાર્યના મઠ– શારદા, શૃંગેરી, જ્યોતિર્, ગોવર્ધન.
૨૦ રાજનીતિના ઉપાયો– સામ, દામ, દંડ, ભેદ.
૨૧ પટ– દ્યૂત રમવાના.
૨૨ પૈસા– આનાના.
૨૩ પાવલી– રૂપિયાની.
૨૪ સ્ત્રીમાં ગણાતી જાતિ– પદ્મિની, ચિત્રિણી, હસ્તિની, શંખિની.
૨૫ પનોતીના પાયા– સુવર્ણના, રજતના, તામ્રના, લોહના.
૨૬ અધિકારીના લક્ષણો– વિવેક, વિરાગ, ષટ્સંપત્તિ, મુમુક્ષુત્વ.
૨૭ સમાધિમાં વિઘ્નો– લય, વિક્ષેપ, કષાય, રસાસ્વાદ.
૨૮ ભાવના– મૈત્રી, કરુણા, મુદિતા, ઉપેક્ષા.
૨૯ પ્રમાણના ભેદ– પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ, ઉપમાન.
૩૦ પાંખડી– મૂલાધારની.
૩૧ કુંભમેળાના સ્થાનો– હરિદ્વાર, પ્રયાગ, ઉજ્જયિની, નાશિક.
૩૨ મંગલફેરા– લગ્નમાં ફરવાના.
૩૩ બ્રહ્માના પુત્રો– સનક, સનંદ, સનાતન, સનત્કુમાર.
૩૪ યોગના પ્રકાર– હઠયોગ, રાજયોગ, મંત્રયોગ, લયયોગ.
૩૫ શંકરાચાર્યના મુખ્ય શિષ્યો– પદ્મપાદ, સુરેશ્વર, હસ્તામલક, તોટક.
૩૬ પ્રહર– દિવસના.
૩૭ દાનના ભેદ– ધ્રુવ, આજસ્રિક, કામ્ય, નૈમિત્તિક.
૩૮ ક્રોધના પ્રતિપક્ષ– હાસ્ય, પ્રેમ, ભય, નિંદ.
૩૯ વિમુક્તિના પ્રકાર– આમોદ, પ્રમોદ, સંમોદ, વૈકુંઠ.
૪૦ ફલસિદ્ધિના હેતુઓ– ફલજ્ઞાન, ફલસાધન, અધિકાર, યોજક.
૪૧ અંગ– બાળ યજ્ઞના.
૪૨ પગ– પશુના.
૪૩ પાયા– સિંહાસનના.
૪૪ આંચળ– ગાયના.
૪૫ પરિમાણ– ચારે બાજુ દિશાના.
૪૬ આંગળીઓ– હાથ-પગની.
૪૭ ક્વાર્ટર– હંડ્રેડના.
૪૮ ગાયકવાડી પ્રાંત– વડોદરા, મહેસાણા, નવસારી, અમરેલી.

૪૯ સાંકળી– હોંચકાની.
૫૦ બુદ્ધના મુખ્ય શિષ્યો– માધ્યમિક, યોગાચાર, સૌત્રાન્તિક, વૈભાષિક.
૫૧ વૈષ્ણવધર્મના સંપ્રદાય– માધ્વી, શ્રી, રુદ્ર, સનકાદિક.
૫૨ અપરવૈરાગ્યના વિભાગ– યતમાન, એકેન્દ્રિય, વ્યતિરેક, વશીકાર.
૫૩ યુગ (બારહજાર વર્ષનો) – બ્રહ્માના એક દિવસના.
૫૪ ચંડાળ ચોકડી– દુર્યોધન, કર્ણ, શકુનિ, દુઃશાસન.
૫૫ મુખ્ય આસનો– સિદ્ધાસન, સિંહાસન, પદ્માસન, ભદ્રાસન.
૫૬ વ્યૂહના પ્રકાર– વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ.
૫૭ ઈશ્વરને ભજનારા– આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી, જ્ઞાની.
૫૮ બ્રહ્મચારીને ધારણ કરવાની વસ્તુ–મેખલા. દંડ, અજિન, ઉપવીત.
૫૯ શાસ્ત્રના પ્રકાર– પુરાણ, ન્યાય, મીમાંસા, ધર્મશાસ્ત્ર.
૬૦ પ્રહર– રાત્રિના.
૬૧ ધ્યાનના પ્રકાર– પદસ્થ, પિંડસ્થ, રૂપસ્થ, રૂપાતીત.
૬૨ ખાવાના પદાર્થો– ખાદ્ય, પેય, ચોષ્ય, લેહ્ય.
૬૩ અવસ્થાના પ્રકાર– જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, તુર્યા.
૬૪ મનુષ્યના ભેદ– વિષયી, પામર, મુમુક્ષુ, મુક્ત.
૬૫ ધનરાશિના અક્ષરો– ભ, ધ, ફ, ઢ
૬૬ બ્રહ્મતત્ત્વ સ્વરૂપ-પ્રકાર– ઈશ, હિરણ્યગર્ભ, પુરુષ, પ્રાજ્ઞ.
૬૭ અંતરિન્દ્રિયના દેવો– ચંદ્ર, બ્રહ્મા, શંકર, વિષ્ણુ.
૬૮ વાનપ્રસ્થધર્મ– ઇન્દ્રિયજય, અગ્નિસેવન, વનવાસ, તત્ત્વચિંતન.
૬૯ મીનરાશિના અક્ષરો– દ, ચ, ઝ, થ.
૭૦ પાપના પ્રકાર– કાયિક, વાચિક, માનસિક, સાંસર્ગિક.
૭૧ દેવરૂપ મનાતા પાત્રો– માતા, પિતા, આચાર્ય, અતિથિ.
૭૨ શ્રાદ્ધના પ્રકાર– પાર્વણ, એકોદ્દિષ્ટ, નિત્યશ્રાદ્ધ, સપિંડીકરણ.
૭૩ આધ્યાત્મિક તુષ્ટિના નામ– પ્રકૃતિતુષ્ટિ, ઉપાદાનતુષ્ટિ, કાલતુષ્ટિ, ભાગ્યતુષ્ટિ.
૭૪ કેવલ દૂધની બનતી વસ્તુઓ– બાસુંદી, માવો, આઇસક્રીમ, પૂરી.
૭૫ વૈશ્વદેવમાં બલિદાનના ભાગ– ગાય, શ્વાન, કાક, કીડી.
૭૬ સામર્થ્યના પ્રકાર– શારીરિક, માનસિક, આધ્યાત્મિક, આર્થિક.
૭૭ ઉપવેદ– આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ, અર્થવેદ.
૭૮ આવાડિયાં– મહિનાના.
૭૯ પ્રસિદ્ધ અવતારજયંતી– રામજયંતી, કૃષ્ણજયંતી, નૃસિંહજયંતી; વામનજયંતી.
૮૦ મુક્તિમંદિરના દ્વારપાળ– શમ, સંતોષ, વિચાર, સત્સંગ.

૮૧ ગૃહસ્થાશ્રમીના સુખના સાધનો– આરોગ્ય, સંપત્તિ, પ્રજા, સુશીલ સ્ત્રી.
૮૨ વેદના અવયવરૂપ મુખ્ય વિષયો–વિજ્ઞાન, કર્મ, ઉપાસના, જ્ઞાન.
૮૩ વર્તમાન પ્રતિબંધના પ્રકાર– વિષયાસક્તિ, પ્રજ્ઞામાન્દ્ય, કુતર્ક, વિપર્યયદુરાગ્રહ.
૮૪ તુલાવિદ્યાના પ્રકાર– અનિત્યમાં નિત્યબુદ્ધિ, અશુચિમાં શુચિબુદ્ધિ, દુઃખમાં સુખબુદ્ધિ, અનાત્મામાં આત્મબુદ્ધિ.
૮૫ અભાવના પ્રકાર– પ્રાગભાવ, પ્રધ્વંસાભાવ, અત્યન્તાભાવ, અન્યોન્યાભાવ.
૮૬ અધિકારીના પ્રકાર– વ્યુત્પન્ન મુખ્ય અધિકારી, અવ્યુત્પન્ન મુખ્ય અધિકારી, વ્યુત્પન્ન અમુખ્ય અધિકારી, અવ્યુત્પન્ન અમુખ્ય અધિકારી.
૮૭ ઉપાસકને વિઘ્નનાં કારણો– પ્રતિકૂલ શરીર, પ્રતિકૂલ વૃત્તિ, પ્રતિકૂલ સંગ, આસક્ત ઇન્દ્રિય.
૮૮ માનસિક તપના પ્રકાર– મનની પ્રસન્નતા, કોમલતા, મનોનિગ્રહ, મૌન.
૮૯ બૌદ્ધોની ભાવના– સર્વ ક્ષણિક છે; સર્વ દુઃખ છે; સર્વ સ્વલક્ષણ છે, સર્વ શૂન્ય છે.
૯૦ સંન્યાસીના પ્રકાર– કુટીચક, બહૂદક, હંસ, પરમહંસ.
૯૧ બ્રહ્મજ્ઞાનની ભૂમિકા– બ્રહ્મવિદ્, બ્રહ્મવિદ્વર, બ્રહ્મવિદ્વરીયાન, બ્રહ્મવિદ્વરિષ્ઠ.
૯૨ રામાનુજમતના જીવભેદ– બદ્ધ, મુમુક્ષુ, મુક્ત, નિત્યમુક્ત.
૯૩ મહાવાક્યો– अहं ब्रह्मास्मि, तत्त्वमसि, अयमात्माब्रह्म, प्रज्ञानं ब्रह्म.
૯૪ ઉત્તરમાં હવા ખાવાનાં મુખ્ય સ્થલો–કાશ્મીર, નૈનિતાલ, દાર્જીલિંગ, મસુરી.
૯૫ કાર્પિંગ– ચીનીના
૯૬ પાશેરા– શેરના
૯૭ રંગ– ગામડાંના.
૯૮ સરાણ– જીંદના
૯૯ શ્રેયસ્સાધકવર્ગના મુખ્ય ઉત્સવો–શ્રી નૃસિંહજયંતી, શ્રી ઉપેન્દ્રજયંતી, શ્રીસાધનસમારંભ, આષાઢી પૂર્ણિમા.
૧૦૦ શ્રી ગુરુદેવે કરાવેલાં પુરશ્ચરણ– ગાયત્રીના.

**શ્રી જ૦ દેવી.**

---

# અધિકમાસ.

પુરુષકાલરૂપે મનાયેલો અધિકમાસ નિકટ આવે છે. આવા સમયે સત્કાર્યની પ્રવૃત્તિ લોકોમાં અધિકતર પ્રવર્તે છે. ગત બે અધિકમાસમાં શ્રીગુરુદેવે આપણી પાસે વિવિધ પ્રકારના પુણ્યવિધિ કરાવ્યા હતા. એ જ વિધિનું સ્મરણ કરીને આવતા અધિકમાસમાં આપણે એ વિધિ કરવાનો છે. શ્રીગુરુદેવે એટલા બધા નાંધનામ ઠરાવ્યા છે કે તેથી હવે કંઈ નવીન

કરવાનું રહેતું નથી. એ જ ક્રમને પુનઃ પુનઃ આચારસિદ્ધ કરવાનો છે, અને તેવડે ઉચ્ચતમ સ્વરૂપનું ચિંતન કરવાનું છે.

પ્રિય શ્રેયસાધક બંધુઓ ! ઇષ્ટશ્રીએ અનુગ્રહ કરીને જણાવ્યા છે એવા શારીરિક સત્કૃત્યો, આત્મિક સત્કૃત્યો, આર્થિક સત્કૃત્યો સાધવાને આ પુણ્યમાસમાં જાગ્રત થાઓ. સદ્‌ગુરુએ જે સાધનની દિશા દર્શાવી છે તે સાધનો સાધવાં એ સાધકનું કર્તવ્ય છે.

**સવિશેષ કર્તવ્ય**

ગુરુ ૐ મંત્રના સવાલક્ષ જપ.

*શ્રીઉપેન્દ્રભગવત્સ્તોત્ર ના ૧૦૮ આવર્તન.*

પરમપૂજ્ય બાપજીશ્રીના ગ્રંથનું અડધો કલાક વાચન.

પ્રાતઃકાલે તથા સાયંકાલે ૦૧ કલાક ધ્યાનમાં ગાળવો.

એકાદશીજેવા સવિશેષ દિવસે ૧૦૮ ઇષ્ટમંત્રથી અભિષેક કરવો.

શ્રીમાન્ વિશ્વવંદ્યરચિત સ્તુતિ " જેમાં જગ ઉપજી રહી પામે અન્ત વિરામ, " પૂર્વના શ્રેયસ્સાધક અંકમાં (વર્ષ : ૩, અંક : ૨૭) ઇષ્ટશ્રીએ પ્રસિદ્ધ કરી છે તે સ્તુતિ ભાવપૂર્વક પ્રાતઃકાલ તથા સાયંકાલે કરવી.

આ પ્રકારનો સાધનક્રમ સાધવાને ઉત્સાહી બનજો. દાન, ધ્યાન અને જ્ઞાન, સાધવાને અધિકમાસમાં તત્પર થવું એ કર્તવ્યરૂપ છે.

ઉપર દર્શાવેલા સાધનક્રમઉપરાંત અધિક સાધવાની ઇચ્છા થાય તો ઇષ્ટશ્રીએ જણાવેલા સંવત્સરસાધનક્રમનું અવલોકન કરી તેમાંથી ઇચ્છાનુસાર સાધજો.

થોડું કર્તવ્ય પણ સાવધાનતાથી, તેના અંગઉપાંગની ઝીણવટથી સધાશે તો અવશ્ય અધિકમાસમાં આપણું શ્રેય સધાશે, આપણા પ્રતિ શ્રીગુરુદેવના સવિશેષ અનુગ્રહનું વર્ષણ થશે.

પરમાત્મા સર્વમાં સત્સાધન સાધવાનો વેગ પ્રકટાવે, એ જ શુભેચ્છા.



વિધિપ્રવર્તક

# દૃષ્ટિનો ઉપયોગ શામાં કરવો જોઈએ ?

પ્રત્યેક મનુષ્યમાં શુભ ગુણો જોવામાં.
પોતાના નાના અવગુણને શોધવામાં.
શાંત વાતાવરણવાળાં સ્થલો નીરખવામાં.
પરસ્ત્રીને માતૃવત્ ભાળવામાં.
સર્વત્ર પ્રેમને રેલાવવામાં.
વાત્સલ્યભાવ પ્રસારવામાં.
વિવેકથી સત્ય વસ્તુને સત્વર પરખવામાં.

આબાલવૃદ્ધને સ્નેહથી આકર્ષવામાં.
ઉચ્ચ સંસ્કારને જાગ્રત કરે એવાં દશ્યો અવલોકવામાં.
સદ્‌ગ્રંથો, સ્તોત્ર, વગેરે વાંચવામાં.
દેવની મૂર્તિ તથા શ્રી સદ્‌ગુરુભગવાનનાં દર્શન કરવામાં.
સદ્‌ગુરુઅર્પિત ધ્યેયપ્રતિ ત્રાટક કરવામાં.
અન્યના શુભ આચાર વારંવાર જોઈને શીખવામાં.
બ્રહ્મનિષ્ઠ પુરુષોની પ્રત્યેક ચેષ્ટાને લીલારૂપે જોવામાં.
શાંતિ, અક્રોધ, નિર્મલતા, નિર્મોહતા વગેરે દર્શાવવામાં.
વિશ્વને તટસ્થ ભાવથી અવલોકવામાં.
ઉંચી ઉંચી કળાને શીખવામાં.
સુરમ્ય ચિત્રો ચીતરવામાં.

——— શ્રી જ૦ દેવી.

# જીવતું જીવન.

જીવતું જીવન એટલે ચેતનાશક્તિ. ચૈતન્યનો સર્વાંશ જ્યાં વિકસિત થાય છે, ચૈતન્યાંશની જ્યાં પૂર્ણ અભિવ્યક્તિ થતી રહે છે તે; દેવ, ઈશ્વર, આત્મા જ્યાં પ્રકટે છે તે.

મનુષ્યે જન્મીને સચેતન જીવન–જીવતું જીવન–જીવી જાણવું એમાં જ મહત્તા છે. જ્યાં સચેતનતા છે ત્યાં ક્રિયા છે, જ્યાં ક્રિયા છે ત્યાં ફલપ્રાપ્તિ છે, ત્યાં જ વ્યાવહારિક તથા આધ્યાત્મિક પ્રગતિ સરળતાથી થઈ શકે છે. જે જીવતું જીવન નથી તે હમેશાં ભૂતભાવિના ચિંતનમાં જ રહે છે અને તેથી તે કર્તવ્યશીલ રહેતું નથી; જ્યારે પેલું ચેતનયુક્ત જીવન પ્રતિક્ષણ વર્તમાનમાં જ જીવી જાણે છે અને અખંડ નવજીવન અનુભવતું રહે છે. માનવજીવનનો મહદ્ મહિમા પણ એ જીવન જીવનાર જ માણી શકે છે. જ્યાં સચેતનતા છે ત્યાં ઉજ્વળતા ઉલ્લાસપૂર્વક, આનંદપૂર્વક; ખંતપૂર્વક, પાછા પડવાપણું જણાતાં પણ પુનઃ વેગથી કાર્ય કરવાનું બળ પ્રકટતું રહેવાથી યોગ્ય પ્રકારનાં સાધનો સધાતાં જાય છે અને તેને પરિણામે તે નવપલ્લવિત રહે છે. અને જ્યાં જીવતું જીવન નથી તે નિરુત્સાહ, નિરાશા, દુઃખ, કાયરતા, આલસ્યને લીધે ક્રમેક્રમે શુષ્ક બનતું જઈ છેવટે વિનાશને પામે છે, ત્યાં કદી પ્રગતિ થઈ શકતી નથી. જીવતા જીવનમાં વિચારપૂર્વકનો વિકાસ થતો જાય છે. કોઈ પણ કાર્યમાં નિષ્ફળતા તેને બાધ કરી શકતી નથી. પ્રતિપળ તે પ્રગતિપથે પગલાં પાડતું દોડતું જાય છે. સૃષ્ટિકર્તાના દિવ્ય ક્રમને અવલોકતાં, સર્વમાંથી કંઈ ને કંઈ શુભ ગ્રહણ કરતાં, એ સર્વ કાળે સર્વ અવસ્થામાં ઊર્ધ્વગમન કરવારૂપ ચિંતન તથા ક્રિયાને સેવતાં, કંઈ કંઈ નૂતન ને નૂતન સર્જ્યા કરે છે. આ પ્રકારની ક્રિયાવડે તે વારંવાર આત્માસાથે સ્પર્શ પામે છે અને તેથી એ વિશુદ્ધ તત્ત્વથી અનુસંધાન પામતાં વિશુદ્ધ ને વિશુદ્ધ બનતું જાય છે.

ચેતનતત્ત્વસાથે જેમ જેમ વિશેષને વિશેષ સંબંધ બંધાતો જાય છે તેમ તેમ જીવનમાં અધિક અધિક જાગૃતિ આવે છે.

ચેતનતત્ત્વનો સંબંધી થઈ સર્વ કરણોને ચૈતન્યમય કરતાં જડત્વના ધર્મોનો નાશ કરવો એમાં જ પુરુષનું પુરુષત્વ છે. અણુઅણુથી દૈવી જીવન જીવી જાણવું તે સિવાયનું જીવવું એ તો મહાપાપરૂપ છે, પરમપુરુષની એથી અવગણના જ થાય છે.

સૃષ્ટિમાં સર્વ જીવે છે. પશુ, પક્ષી, વૃક્ષ, વેલી પણ જીવે છે. આ શું જીવતાં જીવન છે? મનુષ્યજીવન આ સર્વકરતાં વિશેષ વિકાસવાળું છે તે શાથી? ત્યાં તો આત્મા જાગ્રત થાય છે, તેથી જ તે આત્મભાનપૂર્વક જીવવું એ જ યોગ્ય છે.

આત્માના સત્, ચિદ્, આનંદ ધર્મોને સર્વ અંશથી જાગૃત કરી તેને સર્વ સમયે આચારસિદ્ધ કરવાની શક્તિ માનવીમાં સ્થાપવામાં આવી છે. આવી અદ્ભુત શક્તિને કોણ વાસ્તવ પ્રગતિ ઇચ્છનાર વિવેકી નષ્ટ કરવા ઇચ્છે?

જીવતા જીવનમાં આત્માની જ્યોતિ જાગવાથી ત્યાં કદી પણ અજ્ઞાનનું તિમિર હોતું નથી. લાભ, હાનિ, હર્ષ, શોક, સુખ, દુઃખ, આદિ વિચારો આત્મભાનસમેત જીવન જીવનારને વ્યામોહવશ બનાવી શકવા સમર્થ થતા નથી કારણકે તે તો અખંડ આત્માના આનંદનું આસ્વાદન કરવા અખંડ મંથન કરનાર હોય છે.

આત્મતત્ત્વસાથે સંબંધ પામવાનો વિશુદ્ધ પ્રયત્ન કરનાર એ વીર પુરુષ અંતઃકરણચતુષ્ટય-ઉપર વિજય મેળવતો રહે છે.

યોગ્ય પ્રકારના પ્રયત્ને કરી તેનાં મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, આદિ વિપરીત પ્રસંગે કદીપણ ક્લિષ્ટ સંકલ્પો, હાનિકારક નિશ્ચયો, અશુભ ચિંતનો, મિથ્યા અહં ઉપજાવી શકવા સમર્થ થઈ શકતાં નથી. જગતના વિષયમાત્રઉપર એ મોહજીત થઈ આગળને આગળ વધ્યા કરે છે. કોઈ પણ પ્રકારના પ્રલોભનોથી તે અટકતો નથી. અખંડ પોતાના જ વિચારોમાં તે તલ્લીન રહે છે. કશાથી ડગતો નથી, પાછો હઠતો નથી. બીજાના વિચારો તે કદાપિ કરતો નથી.

પોતાનું તથા પરનું હિત સાધવાપ્રતિ જ વૃત્તિને વેગ આપ્યા કરે છે તે અંતઃકરણ અખંડ પ્રસન્ન રહી અન્યને પ્રસન્ન રાખનાર હોય છે.

આવું જીવન જેને સ્પર્શે છે, જેના સંબંધમાં આવે છે તેને પણ સચેતન બનાવે છે. સ્પર્શમણિ લોહને સુવર્ણ કરે છે ત્યારે આ મનુષ્યને અમરસ્વરૂપ કરે છે. જીવતું જીવન જીવતાં, અન્યમાં આત્મભાન જાગૃત કરતાં, આનંદમાં વિહરતાં, જીવનની ઉચ્ચ ઉચ્ચ કક્ષાને પામતાં, પરિણામે સાક્ષીવત્ રહેવું એ જ જીવતા જીવનની પરાકાષ્ઠા, એ જ અમરત્વ.

શ્રી પ્ર૦ બહેન.

---

## સુજ્ઞ ગ્રાહકોને વિજ્ઞપ્તિ.

જેમનું લવાજમ મોકલવાનું બાકી રહ્યું છે તેમને પત્રથી જણાવ્યું છે. ચાલુ વર્ષના હવે ત્રણ અંકો પ્રસિદ્ધ કરવાના રહ્યા છે, માટે લવાજમ સત્વર મોકલી આપવા કૃપા કરવી.

: : સાપ્તાહિક : :

.Reg. No. B. 3171.

# શ્રેયસ્સાધક

એટલે

માનવજીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક' નો નિત્યસન્દેશ:
" જીવન ઘડો. "

વર્ષ: ૫ અંક: ૫૦.
સં. ૧૯૯૫, આષાઢ કૃષ્ણ૦ ૧૩
શનિવાર
તા૦ ૧૫ : ૭ : ૧૯૩૯.

પત્રવ્યવહાર:
વ્યવસ્થાપક, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમ:—
હિન્દમાં : રૂ. ૪-૦-૦
હિન્દબહાર : દશ શિલિંગ.

**શ્રી ચારિત્ર્યમન્દિર :**
વિદ્યાર્થીને ભણવા મૂકવા-યોગ્ય સંસ્થા.
દાન દેવાયોગ્ય સંસ્થા.
સહાય કરવા યોગ્ય સંસ્થા.
વિદ્યાર્થીને સંસ્કાર આપનાર સંસ્થા.
વિદ્યાર્થીમાં ચારિત્ર્યમાટે મથની સંસ્થા.

સ્થલ : વડોદરા.
આ પત્ર શ્રી લક્ષ્મી ઇલેક્ટ્રીક પ્રિં. પ્રેસ, રાવપુરા, બાજુ કાળેની ગલીમાં-વડોદરામાં છોટાલાલ લાલભાઇ પટેલે, શ્રી શ્રેયસ્સાધકવર્ગતરફથી પ્રકાશક : ગોવિન્દલાલ ગ૦ ત્રિવેદી-માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી વિશ્વવંદ્ય-ઉદ્યાન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૧૫ : ૭ : ૧૯૩૯

॥ ॐ श्रीँ ॥

## नित्यसन्देश.

રવિવાર, તા૦ ૧૬ : ૮ : ૧૯૩૧.

મનુષ્યમાં રાત્રિદિવસ બે જાતની ક્રિયા થયા કરે છે: એક શક્તિ વધારવાની, બીજી શક્તિ ઘટાડવાની. મનુષ્યમાં અનેક પ્રકારની શક્તિઓ રહેલી હોય છે, એ શક્તિઓમાંથી કોઈને વધારવાની તો કોઈને ઘટાડવાની ક્રિયા નિરંતર થયા કરે છે. મનુષ્યની પોતાની જ ક્રિયા તથા વિચાર તેની શક્તિનો વધારોઘટાડો કરે છે. મનુષ્ય પોતે જ પોતાનો ઘડનાર અને પોતે જ પોતાનો ભાગનાર છે. તે પોતે જે જે ક્રિયાઓ રાત્રિદિવસ કરે છે, તેનાથી તેની શક્તિઓ કાં તો વૃદ્ધિને પામે છે–કાં તો હાનિને પામે છે. આમાં જે ક્રિયાનો વધારો થાય છે તે રૂપે મનુષ્યજીવનમાં મોટે ભાગે અનુભવ થાય છે. આથી મનુષ્યથી એવી ક્રિયાઓ થાય જે તેની શક્તિઓનો વધારો જ કર્યા કરે અને એવી ક્રિયાઓ ન થાય જે તેની શક્તિઓનો ઘટાડો કરે, તો તેવો મનુષ્ય જીવનને સર્વોત્તમ કરી તેનું સંપૂર્ણ સુખ અનુભવે છે. આમ થવામાં મનુષ્યને એક વસ્તુની જરૂર પડે છે. મનુષ્યને હાનિમાંથી ઉગારી લે અને લાભ વિશેષ રૂપમાં અપાવે એવી એક વસ્તુ તે ચારિત્ર્ય છે. ચારિત્ર્ય એ એવું તત્ત્વ છે, જેથી મનુષ્ય લાભ મેળવી શકે, અને નુકસાનથી દૂર રહે. આથી આવો બંને લાભ આપનારું એક તત્ત્વ જે આ ચારિત્ર્ય, તેને કેળવવામાટે સમજુ માણસો ખુબ પ્રયત્ન કરી રહ્યા હોય છે. જેનામાં ચારિત્ર્યબળ છે તે ખોટી ક્રિયા–વિચાર કરતાં અટકે છે અને સાચી ક્રિયા–વિચાર કરવામાં આગ્રહ અને મમત્વ ધરે છે. આવી બંને ક્રિયા જે કરી શકે છે તે સાચું ચારિત્ર્ય જાણવું. આપણામાંથી ખોટી વસ્તુ દૂર કરવાની કે સારી વસ્તુ મેળવવા કે વધારવાની એમ બેમાંથી એક અથવા બંનેની ઓછી શક્તિ જણાય તો જાણવું કે આપણામાં

એટલું ચારિત્ર્યબલ ઓછું છે. કેટલાક સારી વસ્તુ પોતાનામાં ઉપજાવી કે સાધી શકે છે, પણ પોતાનામાંની ખોટી વસ્તુનો નાશ–ત્યાગ–કરી શકતા નથી, અને કેટલાક એથી ઉંધું કરી શકે છે–આ બંનેનું અપૂર્ણતાવાળું ચારિત્ર્ય છે–એ ચારિત્ર્ય સંપૂર્ણ નથી પણ અધૂરું છે. આપણે એવું ચારિત્ર્ય કેળવવું જોઈએ કે જે આપણામાંના ખરાબને ટાળે અને વધારે સારાને આપણામાં સર્જે. આપણા પોતાના દોષો કે દુર્બલતાઓસામે જે બળવો ઉઠાવે–હોકારા કરી મૂકે એવા ચારિત્ર્યની આપણે જરૂર છે. આપણે આપણા દોષો ટાળવા જ્યાંસુધી તત્પર નથી થતા ત્યાંસુધી બીજું કોઈ આવી આપણા દોષો ટાળે એમ બનતું નથી. ચારિત્ર્ય દોષોને ટાળી ગુણોને આગાવતું હોવાથી પ્રત્યેક મનુષ્યને તેની જરૂર છે. ચારિત્ર્ય મનુષ્યના પોતાના ઉપર પોતાનો જ અંકુશ સ્થપાવે છે, ચારિત્ર્ય મનુષ્યના પોતાનામાંથી જ એવી શક્તિ ઉપજાવે છે કે જેથી તે વધારે અને વધારે ઉચ્ચ પ્રકારનો થાય છે. ચારિત્ર્યબલ ગમે તેવા કઠિનને પણ સાધી શકાય એવી સ્થિતિમાં લાવે છે. દીવાની જ્યોત જેમ ઉંચી અને ઉંચી જ રહે છે, તેમ ચારિત્ર્યવાનનું મન સદા ઉંચી અને ઉંચી સ્થિતિતરફ જ વળ્યા કરતું હોય છે. ચારિત્ર્યવાનનું મન જેમાં તેમાંથી સારને ખેંચે છે. આમ યથાર્થ ચારિત્ર્ય મનુષ્યને નિર્દોષ અને સદ્‌ગુણી બનાવતુ હોવાથી આપણે પણ તે જ મેળવીએ.

શ્રીગુરુદેવ.

---

# સદ્‌બોધસુધાસ્રવણ.

## ( મ૦ ય૦ શેલતની નોંધપોથી. )

માર્ગશીર્ષ શુકલ પૂર્ણિમા, સં૦ ૧૯૮૧

રાત્રિના સાડાઆઠ વાગે બાળક દર્શનનિમિત્ત શ્રી ગુરુમંદિરે ગયો. પરમ કૃપાળુ ગુરુદેવ ગેરુઆ રંગને મળતી બદામી રંગની ખાદીની પિછોડી ઓઢી હિંડોલાપર બિરાજ્યા હતા. સમીપમાં સાધકમંડળ બેઠું હતું અને નરેન્દ્ર, કેશવ વગેરે બાળકો " હોને જગત પ્રતિકૂલ " એ પદ ઉચ્ચ સ્વરથી લલકારી રહ્યા હતા. બેત્રણ પદ ગવાયા પશ્ચાત્ પ્રસાદ વહેંચાયો. ત્યારપછી બાળકપાસે સ્વામીશ્રી ભાગવતાનંદજીની કથામાં આજે શ્રવણ કરેલા પ્રસંગનો સાર કહેવડાવ્યો. તે પૂર્ણ થતાં સર્વ સાધકો ગુરુદેવને સા૦ પ્રણામ કરી સ્વસ્થાને ગયા.

સાધકો ગયા એટલે મહામાયાસ્વરૂપ પૂ૦ દેવીશ્રી ગુરુદેવની સમીપમાં આવી બેઠાં. પરમ કૃપાળુ ગુરુદેવ પ્રસાદનિમિત્ત આવેલાં શિંગોડાંમાંથી એક શિંગોડું ખાતાં કહે: " શિંગોડું મોળું લાગે એટલે તીખું જોઈએ, આગ્રાનું મન થાય અને તીખું આવે એટલે કંઈ ગળ્યું જોઈએ. એ કેવાં સંપીલાં છે ? એક બીજાને બોલાવે છે. તે જ પ્રમાણે ષડ્‌રિપુ પણ સંપીલાં છે. કામ ક્રોધને બોલાવે, ક્રોધ મોહને બોલાવે અને મોહથી સ્મૃતિવિભ્રમ અને અંતે વિનાશ. संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते...( गीता, अ० २. श्लोक. ६२ ). એક હોય તે બીજાને કહેશે કે ફિકર કરીશ નહિ, હું તારે માટે સ્થાન કરીશ. છોડે એવા નથી. એકપછી એક બધા દાખલ થાય. "

બુદ્ધને અનેક વૈભવ, અત્યંત રૂપવાન અને ગુણવાન સ્ત્રી, ટૂંકામાં સુખનાં સર્વ સાધન હતાં છતાં સર્વનો ત્યાગ. ત્રણવાર પાછળ જોતાં સ્ત્રી તથા બાળકને જોયાં છતાં તે સર્વને છોડી ચાલ્યા જવું, એ સહજ વાત ! એનું નામ તે ત્યાગ. તે પ્રમાણે વિષયોની પ્રાપ્તિ કર્યા પછી ત્યાગ. મેળવ્યા વિના ત્યાગવાનું શું ? માટે પામર પછી વિષયી અને વિષયી થયા પશ્ચાત્ મુમુક્ષુતા. તેમાં ઈશ્વરખાતર સર્વ છોડવાનું.

દેવીશ્રી—માસ્તરસાહેબ તો કહેતા હતા કે વિષયો પણ ઉત્તમ હોવા જોઈએ. ત્યારે ત્યાગ કરવાનું શીખે ક્યારે ?

ગુરુદેવ—એમાં જ ત્યાગનું શિક્ષણ મળે. ધારો કે ઉત્તમ વસ્ત્ર પહેરવા ઇચ્છા થાય. આવક પ્રમાણમાં ઓછી હોય. ત્યારે શું કરે ? ત્યાં પેલી વસ્તુને માટે અન્યનો ત્યાગ કરવો પડે. કરકસર વેઠવી પડે. તેવિના ચલાવવું પડે. જો તેમ ન કરે તો પેલી ઇચ્છા સફળ ન થાય. આ પ્રમાણે ત્યાગનું શિક્ષણ મળે છે.

દેવીશ્રી—ત્યારે તો અત્યારે આ બધામાં મુમુક્ષુતાનો છાંટો પણ નહિ. આ પ્રમાણે તો કોઈનામાં મુમુક્ષુતાનો અંશ પણ હોય એમ લાગતું નથી. આ—— માં ક્ષણે ક્ષણે ક્રોધ. સ્વાદવૃત્તિ પણ તેવી ને તેવી.

ગુરુદેવ—છેક એમ નહિ. યથાર્થ સત્પુરુષનો સંગ થયો એટલે દૂધમાં મેળવણ તો ખરું. ચોખ્ખું દૂધ તો નહિ જ. બસે, ચકતાં પાડી શકાય એવું બરાબર જામેલું નહિ, તેમ છતાં દૂધ નહિ. ક્રમે ક્રમે જામવાનું અત્યારે દૂધમાં મેળવણ પડેલા દૂધજેવી સ્થિતિ. સાચા સત્પુરુષનો સંગ કેવળ નકામો તો જાય જ નહિ.

બક્ષી—આપણો તો બસ એક જ નિશ્ચય. ગુરુકૃપા સર્વ કરનાર છે.

દેવીશ્રી—પણ પ્રયત્નવિના શું કરે ? રુક્મિણીબા બાપજીશ્રીને કહે કે હવે સાગરમાં બુડતાંને તાર્યા વિના છૂટકો છે ? ત્યારે બાપજીશ્રીએ કહ્યું, 'પણ તમે હાથ ઉંચો કરો ત્યારે ખબર પડે ને કે તમે ક્યાં છો ? અને પછી હાથ પકડાય. માટે હાથ ઉંચો કરવા જેટલો પણ પ્રયત્ન તો કરવો પડે ને ?'

ગુરુદેવ—બાપજી તો એમ પણ કહેતા કે પાવલે પડ્યાં તે હવે કેમ છોડાય ?

દેવીશ્રી—ત્યારે ખરું શું ?

ગુરુદેવ—એ પણ ખરું ને આ પણ ખરું. એ તો કંઈ કહેવાય નહિ. મોજ આવી તો સરરસર ઉંચે ચઢાવી દે. કંઈ કહેવાય નહિ. મોજની વાત. કોઈ કવિએ કહ્યું છે કે તારા ભક્તો પણ પાપીને તારે છે તો પછી તારો તો તારવાનો હક છે.

બાળક—પ્રથમ વિષયોનો ત્યાગ કર્યા પછી ઇશ્વરનું જ્ઞાન થયું હશે કે ઇશ્વરનું જ્ઞાન થતાં ત્યાગનો ઉદય થતો હશે ?

ગુરુદેવ—કોઈ કોઈને પ્રથમ ત્યાગ અને પછી જ્ઞાન. કેટલાકને પ્રથમ જ્ઞાનનો ઉદય અને પછી ત્યાગ. આકર્ષણ થવું જોઈએ. તે થવા માંડ્યું એટલે સર્વ છોડે. સુરદાસ કેવા વિષયી ? પરંતુ આકર્ષણ એવું થયું કે વચ્ચે જે આવે તે ઉડીને જગશે. આકર્ષણ એ અનુગ્રહની નિશાની છે. સાચા સત્પુરુષપર સાચો પ્રેમ થયો તો બેડો પાર. પછી ભલેને પર્વતજેવું મહાન દુઃખ કે વિપત્તિ આવે, ગમે તેમ થાય જરાં ડગે નહિ. ઈશ્વરપર પ્રેમ રાખે તે માત્ર એમ સમજીને કે તું ઈશ્વર છું માટે પ્રેમ રાખું છું, નહિ કે તું સુખ-વૈભવ-આપું તે માટે. God for God's sake. નિઃસ્વાર્થ-નિષ્કામ પ્રેમ, કોઈ પણ પ્રકારના બદલાની ઇચ્છાવિનાનો. આના પુરાવા શ્રેયમાં શું કહેવું ?

આ પ્રમાણે સદ્વાર્તા કર્યા પશ્ચાત્ સૌને માળપર પધાર્યા અને બાળકે પણ સદ્વાર્તાના મુદ્દાનું સ્મરણ કરતાં નિદ્રા લીધી.

---

# श्रीयोगसार.

[ અનુસંધાન અંક ૪૮ ના પૃષ્ઠ ૩૮૮થી. ]

પણ આ પ્રેરણા કોને કરે છે ? દેવદત્તની બુદ્ધિને. જેમ બળદને પરોણી મારી પ્રેરવામાં આવે છે તેમ દેવદત્તની બુદ્ધિને આ સંસ્કાર એક જાતિની પરોણી મારી અમુક ક્રિયા કરવાનરફ દોરે છે. એ બુદ્ધિતત્ત્વ પ્રકૃતિનું કાર્ય હોવાથી ત્રિગુણાત્મક દ્રવ્ય છે અને તેથી એમાં એ ત્રણે સ્વભાવ રહ્યા હોય છે. તેમાં જેની પ્રધાનતા હોય તે ઘણો વખત આવિર્ભાવને પામે છે, જેની ગૌણતા હોય તે થોડો સમય ઉપર તરતો રહે છે. એ ગુણપ્રધાન ભાવ પોતાના નિયમાનુસાર થયા કરે છે, અમુક સમયે અમુક તરી આવે છે, અમુક સમયે બીજો તરી આવે છે. હવે જો જે વખતે આ ચોરી કરવાની પરોણી એને પ્રારબ્ધ લગાડે છે તે વખતે એ બુદ્ધિમાં તમોગુણ તરી આવેલો હોય છે તો એ બુદ્ધિસત્ત્વ તરત જ એ પરોણીનો સ્વીકાર કરે છે અને એ કાર્ય કરવાથી કંઈ હાનિ છે કે નહિ તેનો વિવેક નહિ કરી એ પ્રારબ્ધની સાથે જોડાય છે અને તેથી એ કાર્ય દ્વિગુણ વેગથી થાય છે. આમ દ્વિગુણ વેગ થવાથી પણ પ્રારબ્ધના ફલથી અધિક ફલ થાય છે કેમકે એકલા પ્રારબ્ધથી જે અને જેવું કર્મ થાત તે કરતાં આ પુરુષપ્રયત્ન,—તમોગુણતા-મળવાથી અધિક અને વધારે અધર્મરૂપ કર્મ થાય છે. તેથી પુરુષપ્રયત્ને અહિં પ્રારબ્ધને મદદ કરી છે અને તેમ કરવામાં પોતાનું ફલ આપ્યું છે. માટે આ પ્રયત્ન પણ આ રીતે હવે-જન્મસંસ્કાર કર્માશયમાં ગણાય તેમ છે અને એનાથી પણ પ્રારબ્ધમાં ફેરફાર થયો છે. હવે જો એ બુદ્ધિ એક વખતે તામસ, પણ હમણાં પ્રવર્તતી હોય છે તો એ ચોરીરૂપ કાર્ય કરતાં તેને આંચકો પડે છે અને સાત્વિક પ્રવાહ તે વખતે આવતો હોય છે તો એ બુદ્ધિ એ પરોણીને વશ થતી નથી. જેમ અનાર્ય હાંકનાર બળદને પરોણી મારી અમુકતરફ વાળવા પ્રયત્ન કરે પણ

તેતરફ મોટો ખાડો બળદ જુએ છે તો તે પરોણીને વશ થતો નથી, પરોણીનો માર ખાય છે પણ તે દિશાતરફ ગતિ ન કરતાં બીજી દિશાતરફ જ ચાલે છે તે પ્રમાણે ચોરી કરવા પ્રેરનાર–આ અસાવધ હાંકનાર પ્રારબ્ધ–બુદ્ધિને હાનિના માર્ગમાં પ્રવર્તાવવા મહેનત કરે છે પણ સત્ત્વની પ્રધાનતાવાળું થયેલું અને તેથી વિવેક કરવાને સમર્થ એ બુદ્ધિ એમ કરવાથી થતી હાનિ જુએ છે અને તેથી પ્રારબ્ધની પ્રેરણાને સહન કરે છે પણ કોઈ રીતે તે દિશામાં ગતિ કરતી નથી, કોઈ રીતે ચૌર્ય કરવા આદરતી નથી. આથી એ પ્રેરણા કરનાર પ્રારબ્ધ પ્રેરણા કરી જ અટકી જાય છે અને અને તેથી આગળ કૃત્ય કરાવી શકતું નથી. તેથી અહિં પ્રારબ્ધનું ફલ સ્પષ્ટ રીતે અન્યથા થઈ ગયું છે અને વર્તમાન જન્મમાં કરેલા કર્મથી બંધાયેલા કર્માશયે ચૌર્ય ન કરવા રૂપ પોતાના ફલને તરત જ પ્રકટાવ્યું છે. તેથી અહિં પ્રારબ્ધના ફલમાં ફેરફાર સ્પષ્ટ થયો છે. આ પ્રમાણે આ તૃતીય પ્રકારનું જે ફલ છે તેમાં સામાન્ય બળવાળી સ્વભાવસત્તાવાળા પુરુષો પણ નિરંતર પોતાના પ્રયત્નથી ફેરફાર કરતા રહે જ છે. પ્રારબ્ધની સાથે જ્યારે સ્વભાવસત્તા મળી જાય છે ત્યારે જ આ તૃતીય પ્રકારનું ફલ પ્રારબ્ધ આપી શકે છે. જે પુરુષો દ્રષ્ટા થઈ રહે છે, તેમના સંબંધમાં આ પ્રારબ્ધ કેવલ હીનવીર્ય જ થઈ જાય છે અને તે સ્વભાવસત્તાના દાસરૂપ થઈ રહે છે. જે મહાત્માઓએ સંયમઆદિ સાધનોથી અથવા સદ્‌ગુણ અને સદાચારના નિત્યઆશ્રયથી પોતાની સ્વભાવસત્તાને બલવાન્ કરી છે તેમને પણ અનિષ્ટ કૃત્યોમાં પ્રેરનાર પ્રારબ્ધ હોય છે પણ તેમની તેવી કૃતિ તે કરાવી શકતું નથી. પણ જેમ દરિદ્રના મનોરથો જેમ મનમાં જ શમે છે તેમ આ પ્રારબ્ધના વેગ અંતરમાં જ શમી જાય છે એટલું જ નહિ પણ જેમ સિંહની એકવારની ગર્જનાથી બકરીઓ સંતાઈ જ રહે છે અને બહાર ડોકું સરખું પણ કાઢી શકતી નથી તેમ પ્રબલ સ્વભાવસત્તા જ્યાં હોય છે ત્યાં પ્રારબ્ધ ઉંચું મુખ સરખું પણ કરી શકતું નથી–નિષિદ્ધ કર્મ કરવા પ્રેરણા સરખું પણ કરી શકતું નથી, તે આમ પ્રારબ્ધ અન્યથા થઈ શકે છે તેને લીધે જ. જ્યારે પુરુષો અસાવધાન થઈ રહે છે ત્યારે જ તે પ્રારબ્ધના દાસ થઈ જાય છે અને તેને જ પ્રારબ્ધ યથેષ્ટ નૃત્ય કરાવે છે. અસાવધ થવું એટલે પોતાની સ્વભાવસત્તાને ન વાપરવી. આ કામ પ્રારબ્ધનું નથી પણ તે તે જીવનું છે તેથી કર્મો કરવા આ રીતે જીવ સ્વતંત્ર છે અને તેથી એ સ્વભાવસત્તાના બળે જ નવીન કર્મો કરી શકે છે અને તેથી જ એ કર્મોમાટે એ જોખમદાર છે, એ કર્મવડે એ નવા કર્માશય બાંધે છે અને તેનાં ફલ ભોગવે છે.

આ પ્રમાણે આ તૃતીય પ્રકારનું પ્રારબ્ધ નવીન કર્મદ્વારા અન્યથા પ્રતિક્ષણે થતું રહે છે એ આપણે જોયું. પણ પ્રથમ અને દ્વિતીય પ્રકારનાં ફલો પણ આ જ નિયમથી અન્યથા કરી શકાય છે. સ્વાભાવિક ઉલ્લાસ અને ખેદ તે પણ બુદ્ધિમાં જ થાય છે તેથી જો એ બુદ્ધિની સ્વભાવસત્તા બલવાન્ કરી એને શુદ્ધ સાત્ત્વિક કરવામાં આવી હોય છે તો પછી એ બુદ્ધિમાં નિરંતર આનંદની હેલી થતી રહે છે, નિરંતર ઉત્સવ જ રહે છે, અને ખેદ અથવા ઉદાસી આપનાર પ્રારબ્ધ નકામું જ થઈ રહે છે કેમકે જે ફલ આપવાનો એનો આશય છે તે એનાથી સાફ પ્રતિફલ થઈ ગયો છે. નવીન કર્મોદ્વારા જ્યાંસુધી શરીરને વજ્રવત્ કર્યું નથી ત્યાંસુધી શરીરમાં વ્યાધિ ઉપજાવી તે દ્વારા ફલ આપનાર પ્રારબ્ધ સમર્થ રહે છે. પણ જ્યારે વિવિધ યોગયુક્તિવડે, ઉપાસનાવડે, અને રસાયનવડે–પારો ખાઈને નહિ પણ સાચી રસાયનવિદ્યાના અમૃતવડે–વજ્રવત્ દૃઢ શરીરને કરાયું છે ત્યારે શરીરમાં વ્યાધિ આપનાર પ્રારબ્ધ વીલે મુખે પાછું હઠે છે. તેથી આ ત્રણે પ્રકારે પ્રારબ્ધના

## શ્રીઉપેન્દ્રજયન્તીમહોત્સવનું સાહિત્ય—(સં૦ ૧૯૮૪)

(ઉત્તીર્ણ લેખો.)

સામાન્ય વિભાગ "પુરુષપ્રયાસ, પ્રભુકૃપા"

૧ (લેખકઃ અંબાલાલ ન૦ ત્રિવેદી.)

**દોહરા.**

પુરુષાર્થી પૂરો ખરો, પુણ્યવંત મહાભાગ,
રૂપ પ્રભુનું પામવા, વિધવિધ શોધે લાગ.
ષડ્‌રિપુના સંહારમાં, દેવા ભવરણ હાક,
પ્રબળ ઘોષસમ ગાજતો, ગણે જરા નવ થાક.
યાચક થઈ નવ કોઈનો, માત્ર ભજી ભગવાન,
સદા એક રંગે રહે, ગાતાં ગુરુગુણગાન.
પ્રભુરૂપ સદ્‌ગુરુ જાણીતાં, સંશય ટાળી સર્વ,
ભૂલો પડી નવ બટકશે, માયામાં ધરી ગર્વ.
કૃપાવિના સૌ શૂન્ય છે, વળી ધરી એ વિશ્વાસ,
પાછો પડે ન પ્રયત્નમાં, તે નવ થાય નિરાશ.

---

૨ [ લેખકઃ પ્રમીલાબ્હેન. ]

પુરુષોત્તમપદ સ્થિત જે, પરમ પ્રશાંત જ હોય,
રૂપાતીત નિજ રૂપને, અનુભવથી તે જોય.
ષટ્‌પદવત્ ગુંજે હૃદય, પ્રણવમંત્ર નિશદિન,
પ્રબુદ્ધ તત્ત્વવિચારમાં, થાયે ના કદી દીન.
યાવદ્‌જીવન તે ઉરે, ઉઠે ન રાગ દ્વેષ,
સમત્વ સંતત ચિત્તનું, પ્રકટે નહિ આવેશ.
પ્રપંચમાન વિલાસીને, રહેતો સ્વરૂપાભિન્ન,
ભૂલી સુખદુઃખભાવને, રાખે મન સ્વાધીન.
કાર્યો સર્વ કર્યા કરે, સાક્ષીવત્ વ્યવહાર,
પામી તૃપ્તિ શાંતિને, સુખમય લહે સંસાર.

---

: : સાપ્તાહિક : :

Reg. No. B. 3171.

# શ્રેયસ્સાધક

અર્થાત્

માનવજીવનની સર્વોત્તમતા.

'શ્રેયસ્સાધક'નો નિત્યસન્દેશઃ

"જીવન ઘડો."

વર્ષ: ૫ અંક: ૫૨
સં. ૧૯૮૫, અ૦ શ્રાવણ કૃષ્ણ ૩
શનિવાર
તા૦ ૨૯ : ૭ : ૧૯૩૧.

વ્યવસ્થાપક:
જ્ઞાનશાખા, ચારિત્ર્યમન્દિર
વડોદરા.

વાર્ષિક લવાજમઃ—
હિન્દમાં: રૂ. ૪-૦-૦
હિન્દબહાર: દશ શિલિંગ.



સ્થળ: વડોદરા.
આ પત્ર શ્રી લક્ષ્મી પ્રોવિડન્ટ પ્રિં. પ્રેસ, રાવપુરા, બાજવાડાની ગલીમાં-વડોદરામાં ચીમનલાલ ચુનીલાલ પરીખે, શ્રી શ્રેયસ્સાધકવર્ગ તરફથી
પ્રકાશક:
ગોવિન્દલાલ હ૦ ત્રિવેદી-માટે છાપ્યું અને પ્રકાશકે શ્રી નિદિધ્યાસ-ભુવન, વડોદરા, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું. તા૦ ૧૬ : ૮ : ૧૯૩૧

॥ ॐ श्री ॥

## नित्यसन्देश.

મંગળવાર, તા. ૧૮ : ૮ : ૧૯૩૧

સોનામાં સોનાતરીકેની, રેશમમાં રેશમતરીકેની કે ફળમાં ફળતરીકેની કીમત અથવા યોગ્યતા નથી હોતી તો તે સોનું, રેશમ કે ફળ નકામાં છે—કહેવામાત્રનાં છે, તેમ મનુષ્યમાં મનુષ્યતરીકેની કીમત કે યોગ્યતા નથી હોતી તો તે મનુષ્ય કહેવામાત્ર જ મનુષ્ય છે. દેખવામાત્ર જ મનુષ્ય છે. કોઈ પણ વસ્તુનું સાચું મૂલ્ય તેની અંદરની યોગ્યતાઉપર છે. મનુષ્યમાટે પણ તેમજ છે. મનુષ્યમાં મનુષ્યતરીકેનું મૂલ્ય અંકાવનાર અથવા મનુષ્યની મનુષ્યતરીકેની યોગ્યતા સાબીત કરનાર વસ્તુ તે મનુષ્યમાં રહેલું ચારિત્ર્ય છે. ચારિત્ર્યના બળના પરિણામે મનુષ્ય, માત્ર સાચો મનુષ્ય ગણાઈને જ અટકતો નથી, પણ તે સંત અથવા દેવ કહેવાય છે—ઈશ્વરસ્વરૂપ પણ કહેવાય છે. મનુષ્યનું જ્યારે દૈવી ચારિત્ર્ય થાય છે ત્યારે તે દેવ કહેવાય છે. મનુષ્યના ચારિત્ર્યમાં જ્યારે ઈશ્વરી ગુણો વા શક્તિનો પ્રકાશ અનુભવાય છે ત્યારે તે ઈશ્વર કહેવાય છે: મનુષ્યમાં રહેલી સમગ્ર શક્તિઓનો જ્યારે સંપૂર્ણ અને સર્વોત્તમ ઉપયોગ થવા માંડે છે તેમતેમ તે સાચો મનુષ્ય થવા માંડે છે. મનુષ્યમાં સર્વોત્તમ મનુષ્ય થવાની શક્તિ રહેલી છે. એ શક્તિ તે ચારિત્ર્યબળ છે. એનો વિકાસ કરવાથી કહેવાનો—આરોપિત—મનુષ્ય વાસ્તવ મનુષ્ય બની જાય છે. જેમ કુશલ વ્યાપારીને પૈસા ન હોય અને તે જો આપવામાં આવે તો ઉત્તમ અને સફળતાથી વ્યાપાર કરી શકે. તેમ મનુષ્યને મનુષ્ય થવાની મૂડી જો મળી જાય તો તેનો શુદ્ધ ઉપયોગ કરવાથી તે અવશ્ય ઉત્તમ મનુષ્ય બને. મનુષ્યને ઉત્તમ મનુષ્ય બનવામાટે સુગમતા એથી છે કે તેને ઉત્તમ બનાવનાર જે મૂડી કે ધન તે તેને નિત્ય પ્રાપ્ત છે. માત્ર કુશલતાથી તેનો

ઉપયોગ કરનાર યથાર્થ મનુષ્ય બને છે. આપણે સાચા મનુષ્ય બનવાની ઇચ્છા હોય—નીકલનો દેખવા-માત્રનો રૂપૈયો નહિ પણ સાચો ચાંદીનો રૂપૈયો બનવું હોય—તો આપણામાં આપણે સર્વોત્તમ શક્તિઓને જગાવવી જોઈએ. શક્તિમાત્રનું બીજ આપણામાં છે. પણ બીજ એમને એમ ઉગતું નથી. અનુકૂલ ખેડેલી ભૂમિ, સારું ખાતર, જોઈતું પાણી, પ્રકાશ અને એનો નાશ કરનાર જંતુઓનું ન હોવાપણું : આટલું તેને આપવામાં આવે તો તે બીજ પોતાનામાં રહેલી જ શક્તિનો વિકાસ કરી શકે છે. ઝાડ બનવાની શક્તિ બીજી વસ્તુમાં નથી—તે તો બીજમાં જ છે—પણ બીજમાંથી ઝાડ ઉગાડવાની શક્તિ બીજાં પાણી વગેરે સાધનમાં છે, તેમ સર્વોત્તમ મનુષ્ય થવાની મૂલ શક્તિ મનુષ્યના પોતાના અંતરમાં જ બીજરૂપે રહેલી છે, પણ તેના વિકાસમાટે બીજાં સાધનોની જરૂર છે. મનુષ્ય જ્યારે યોગ્ય અથવા અનુકૂલ સંજોગોમાં મૂકાય છે ત્યારે તે પોતાનામાં રહેલી શક્તિનો વધારે પૂર્ણ વિકાસ કરે છે. એ સાધનોનો વિચાર વખત આવ્યે કરીશું. આજના સન્દેશમાંથી આપણે એક કર્તવ્ય નિશ્ચય કરીએ કે આપણે યથાર્થ મનુષ્ય થવામાટે આપણામાં રહેલી બધી શક્તિનો સંપૂર્ણ અને સર્વોત્તમ ઉપયોગ કરવો. આ નિયમ પાળી આપણે ચારિત્ર્યવાન્ થઈએ.

શ્રીગુરુદેવ.

---

# શ્રીપુરુષાર્થસિદ્ધિ.

[ અનુસંધાન અંક ૪૮ ના પૃષ્ઠ ૩૮૨થી. ]

આ પ્રકારે વિચારો સેવીને પ્રાપ્ત વ્યવહાર કરતો વીરેન્દ્ર કાળ વીતાવે છે. પાંચ સાત દિવસ થઈ ગયા ત્યારે એક દિવસ પ્રાતઃકાલે સંદેશો આવ્યો કે ભૂપેન્દ્રસિંહ મહારાજા નગરથી થોડે દૂર આવી પહોંચ્યા છે આ સાંભળતાં પ્રદ્યોતનદેવે મોટી સવારી કાઢી તેડવા જવાની તૈયારી કરી અને રાજસેવકોને કહ્યું કે નગરબહાર આપણા મહેલમાં એમનો મુકામ કરાવવા વ્યવસ્થા કરાવો. તે પ્રમાણે યથાસમય થતાં પ્રદ્યોતનદેવ સામા લેવા ગયા. વીરેન્દ્ર પણ સાથે હતો. પ્રદ્યોતનદેવે અને ભૂપેન્દ્રસિંહે પરસ્પર મળતાં નમસ્કાર કર્યા અને કુશલ સમાચાર પૂછ્યા. ત્રણચાર વર્ષે પુત્રને જોવાથી જેમ ખોવાયેલો પુત્ર મળે તેવો આનંદ તેમને થયો. નેત્રમાંથી હર્ષાશ્રુની ધારાઓ વહી રહી. પુત્રને પ્રેમથી હૃદયે ચાંપીને સુખસમાચાર પૂછ્યા. સ્વપ્નસમાન વ્યવહાર સર્વ મિથ્યા છે એવા નિશ્ચયને સેવનાર વીરેન્દ્રને અંતરના ઉંડાણથી હર્ષના તરંગો ઉઠ્યા નહોતા. છતાં સાવધાનતાથી બહારથી ઘટિત વ્યવહાર કરતાં આનંદ દર્શાવ્યો. પિતાને મળીને માતાસમીપ આવી તેમને પણ પ્રણામ કર્યા. પિતાથી પણ અધિક આનંદ માતાના હૃદયમાં ઉલકાતો હતો. અન્ય વડીલજનોને નમસ્કાર કરી વીરેન્દ્ર બહાર આવ્યો. પછી ઉભય મહારાજાઓ ગજારૂઢ થયા. વીરેન્દ્રને પણ એક હસ્તીઉપર બેસાડ્યો. સ્ત્રીવર્ગમાટે પણ યોગ્ય વ્યવસ્થા કરી સવારી રાજમહેલપ્રતિ ચાલી.

નગરની પ્રજા પોતાના મહારાજાના બાળની સ્તુતિ કરતી સર્વને પુષ્પથી વધાવતી વંદન કરતી હતી. ભૂપેન્દ્રસિંહ સર્વપ્રતિ દૃષ્ટિ કરી સર્વના વંદનને સ્વીકારતા હતા. સવારી મહેલસમીપ સ્તંભી. સર્વએ રાજમહેલમાં પ્રવેશ કર્યો.

પ્રદ્યોનનદેવે સર્વ રીતે ઉત્તમ પ્રકારની વ્યવસ્થા કરાવી. ત્યાં લગ્નનિમિત્ત આવેલા સર્વેએ નિવાસ કર્યો. દેશદેશના અનેક નૃપતિઓને આમંત્રણ કર્યું હતું તેથી અનેક દેશના મહારાજાઓ પણ આવી પહોંચ્યા હતા. નગરમાં મંગલોત્સવ થઈ રહ્યો. પ્રદ્યોનનદેવે પોતાની કન્યાનો લગ્નવિધિ આનંદથી પૂર્ણ કર્યો. સર્વનો યથાયોગ્ય સત્કાર કરી વિદાય કર્યા.

ભૂપેન્દ્રસિંહ તેમના અતિ આગ્રહથી થોડા દિવસ ત્યાં રહ્યા. પછી શુભ દિવસે જવાનો નિર્ણય કર્યો. એક સમયે પ્રદ્યોનનદેવે વીરેન્દ્રને બોલાવી આ પ્રકારના વચનો કહ્યાં :

હે વીરેન્દ્રસિંહ ! મારી કન્યાનું પાણિગ્રહણ કરી તમે આ રાજ્યના નૃપતિ થયા છો. મારે તમને આ કાળે કંઈ પણ કહેવાનું નથી. કાલ તમારો રાજ્યાભિષેક થશે. પછી તમે તમારા રાજ્યમાં જશો ત્યાં થોડો સમય ગાળી પુનઃ અત્ર આવજો. આ રાજ્યભાર તમને સોંપીને હું એકાંત સ્થલમાં અવિશેષ આનંદને ભોગવતો શેષ આયુષ્યને ગાળીશ. વ્યવહાર તથા પરમાર્થમાં કુશલ તમારા જેવાને કન્યા તથા રાજ્ય આપતાં મને પરમ સંતોષ પ્રકટે છે. પરમાત્મા તમારું કલ્યાણ કરો એમ વદી મૌન રહ્યા.

વીરેન્દ્રે કહ્યું : આપની ઉપાસનાનું ફલ પ્રાપ્ત થતું જોઈને મને પણ આનંદ થાય છે. એ રાજ્યનો ભાર મારા શિરઉપર આવે છે. છતાં આપ તેથી જીવન્મુક્તિના સુખનો આનંદ લેશો અને તેમાં નિમિત્તરૂપ મારે થવાનું છે જાણી પરમ સંતોષ થાય છે. આપના આશીર્વાદથી મારો ધર્મ યથાર્થ રીતે પાલન થાય એ જ ઈચ્છું છું. આપની આજ્ઞાપ્રમાણે હું આવીશ ત્યારપછી જેમ ઘટે તેમ વ્યવસ્થા કરજો. આ પ્રકારે પરસ્પર આનંદવાર્તા કરી પોતાના નિવાસસ્થાનમાં ગયા.

બીજે દિવસે વીરેન્દ્રનો રાજ્યાભિષેકવિધિ કર્યો. શુભ દિવસે પ્રદ્યોનનદેવે પોતાની કન્યાને અશ્વ, હય, દાસદાસીઓ, અમૂલ્ય અલંકારો વગેરે આપીને સર્વને પ્રસન્ન ચિત્તથી વિદાય કર્યા.

કેટલાક દિવસ પ્રવાસ કરી પોતાના નગરમાં ભૂપેન્દ્રસિંહ આવી પહોંચ્યા. અમરાવતીમાં પણ ઉત્સવ થઈ રહ્યો. કુલાચારપ્રમાણે સર્વ પ્રકારનો મંગલવિધિ કર્યો. આનંદમાં દિવસો વ્યતીત થવા લાગ્યા. ભૂપેન્દ્રસિંહે વીરેન્દ્રનો રાજ્યાભિષેક કરી સર્વ વ્યવસ્થા તેના હાથમાં સોંપી.

વીરેન્દ્રે પિતાની ઈચ્છાનુકૂલ તથા પોતાને જે યોગ્ય લાગે તે તે કાર્યો પિતાની સંમતિથી કરતાં અમરાવતીની પ્રજા પણ અત્યંત આનંદમાં રહેતી હતી.

એક સમયે ભૂપેન્દ્રસિંહે પુત્રને કહ્યું કે, વીરેન્દ્ર ! તમે રાજ્યના સર્વ વ્યવહારથી કુશલ થયા છો એ જોઈને મને પરમ આનંદ તથા સંતોષ પ્રકટે છે અને તેથી જ હવે કોઈ એકાંત સ્થલમાં નિવાસ કરવાની મને ઈચ્છા છે. તેથી તમને અનુકૂલ લાગે તે દિવસે હું તમારી આજ્ઞાસહ પ્રયાણ કરું.

વીરેન્દ્રે કહ્યું : હે પિતા ! આપ એકાંતમાં રહો કે અહીં રહો તે આપને તો સમાન જ છે, તો શામાટે કોઈ પણ પ્રકારનું કષ્ટ સેવવું પડે !

ભૂપેન્દ્રસિંહે કહ્યું કે, તમારી વાત સાચી છે. છતાં એકાંતમાં નિરુપાધિક આનંદ ભોગવવો એ જ હવે અમારું કર્તવ્ય છે. તમારે આ અવસ્થામાં આ કાર્ય કરવું એ તમારું કર્તવ્ય છે. એ કરતાં પ્રસન્ન રહેજો. સર્વ વ્યવહાર સેવતાં તેના સુખદુઃખથી અલિપ્ત રહીને કાર્ય કરવા પ્રયત્ન સેવો છો તેમ સેવજો. પરમાત્મા તમારાપર નિરંતર પ્રસન્ન રહો. આ પ્રકારે વદીને મહારાજ મૌન રહ્યા.

વીરેન્દ્રે તેમનો આગ્રહ તથા ઇચ્છા જોઈને પિતાની વાત સ્વીકારી. થોડા દિવસપછી ભૂપેન્દ્રસિંહે પ્રયાણ કરી કોઈ એકાંત સ્થલમાં નિવાસ કર્યો.

અલકાપુરીમાં પણ તે જ પ્રમાણે વીરેન્દ્રને રાજ્યપર સ્થાપી પ્રદ્યોતનદેવ મહારાજાએ પણ એકાંત વાસ કર્યો.

કાલ જતાં વીરેન્દ્રના માતાપિતા અને પ્રદ્યોતનદેવ જીવન્મુક્તિનો આનંદ અનુભવતાં દેહના ત્યાગપૂર્વક પોતાના સ્વરૂપે શમાયાં.

વીરેન્દ્રે વિજયદંડ પ્રાપ્ત કરતાં અષ્ટસિદ્ધિને પ્રાપ્ત કરી હતી છતાં અંતરેકો બહિર્નાના એ ભાવથી વિચરવામાં આ દંડનો ઉપયોગ કરતો હતો. એનાથી દાનવોની પેઠે ત્રિભુવન જીતવાનો મોહ રહ્યો નહોતો. માત્ર આવો દંડ પોતાની પ્રજા મેળવી શકે તેમાટે રાજ્યમાં અનેક પ્રકારની વ્યવસ્થા રચતો હતો. આ પ્રાપ્ત કરતાં કઈ કઈ વસ્તુની આવશ્યકતા છે એ એને અનુભવસિદ્ધ હતું. તેથી તદર્થે અનેક સાધનો ઉપજાવતો. લૌકિક વિદ્યાર્થે રાજ્યમાં પાઠશાળાઓ સ્થાપી. વેદાંત શ્રવણ કરાવવા નિષ્ણાત વેદાંતીને બોલાવી તેની આજીવિકાની વ્યવસ્થા કરી વેદાંતવિદ્યાલય સ્થાપ્યું.

યોગવિદ્યાથી શરીરની શુદ્ધિ તથા અનેક પ્રકારનું બલ મનુષ્યમાં પ્રાપ્ત થાય છે એ હેતુથી સમર્થ યોગીની તપાસ કરાવી એકાંત સ્થલમાં યોગાશ્રમ રચી આપ્યો. આ ઉપરાંત સર્વ કંઈ પ્રાપ્ત થાય છે પણ સ્વરૂપજ્ઞાનને પ્રકટાવ્યા વિના સર્વ વ્યર્થ છે, એ વિચારથી બ્રહ્મનિષ્ઠ પુરુષોને બોલાવી ગુરુઆશ્રમ સ્થાપ્યો. એક દાનગૃહ સ્થાપી ત્યાં બ્રાહ્મણ કે જે કોઈ આવે તેમની ઇચ્છાનુસાર દાન અપાવવાનું રાખ્યું. શિવાલયમાં નિત્ય રુદ્રાભિષેક વગેરે થાય એવી યોજના કરાવી બ્રાહ્મણોનું પોષણ થાય એવી વ્યવસ્થા રચી આપી.

શુદ્ધ કર્મની પણ જીવનમાં અગત્ય છે એ વિચારથી પવિત્ર કર્મકાંડીપાસે અનેક ઉપાસનાના વિધિ થાય એવાં સ્થાનો પણ રચ્યાં. આ ઉપરાંત રાજ્યમાં ઘટે તેવી સર્વ પ્રકારની વ્યવસ્થા તો હતી જ.કોઈ જાતનો કર પ્રજાપાસે લેવાતો નહિ. સ્વલ્પમાં સર્વ પ્રકારનું જ્ઞાન મળે તેવાં સાધનો રચી આપ્યાં હતાં. પ્રસંગે પ્રસંગે સર્વ સ્થાનોની તપાસ વીરેન્દ્ર કરતો હતો. ઉત્તમ વ્યવસ્થાથી 'યથા રાજા તથા પ્રજા' એ નિયમપ્રમાણે પ્રજા પણ દિવ્યતાને ધારણ કરતી હતી. આ પ્રકારે સર્વને આનંદ આપતો જનકવિદેહીસમો વીરેન્દ્ર કાલને વ્યતીત કરતો હતો અને વિચારતો કે હવે પુત્રો મોટા થયા છે. કાલને શરણ થવાનો સમય સમીપ છે. પરમાનંદ છે. મૃત્યુ કે જેના નામથી પ્રાણીમાત્ર ભય પામી રહ્યાં છે પણ એ તો મોક્ષપ્રતિ જવાની સીડી છે. જર્જરિત શરીરમાંથી નવજીવનમાં જવાનો રમ્ય સેતુ તે મૃત્યુ છે. વિવિધ કર્મોનું જ્ઞાન કરાવનાર પદાર્થપાઠ છે. દેહનું રૂપાંતર કરનાર દિવ્ય રસ છે. સંસાર એ એક જૂનો કિનારો છે. સામી બાજુ જીવનકિનારો છે. વસ્તુરૂપ આત્મા તો એક જ છે. અહો! આનાથી વિશ્વના સર્વ કોઈ કંપી રહે છે એ પણ માયાનો પ્રભાવ છે. આ રીતે વિચારતાં પરમ આનંદમાં ઉછળી રહેતો વીરેન્દ્ર સમય આવતાં પુત્રોને સર્વ વ્યવહાર સોંપીને જેમ સર્પ કાંચળી ઉતારે છે તેમ સ્વેચ્છાથી દેહરૂપ ઉપાધિને પરિત્યાગી ચૈતન્યરૂપે આ વિશ્વમાં પ્રસરી રહ્યો.

———

# વર્તમાન વર્ષની સમાપ્તિ.

પરમાત્માના પરમ અનુગ્રહથી આ પત્રનું વર્તમાન વર્ષ પૂર્ણ થાય છે. 'શ્રેયસ્સાધક' ના ચતુર્થ વર્ષને અનેક અતિ દુઃખદ પ્રસંગોએ આચ્છાદિત કર્યું હતું. આ વર્ષમાં પણ એક ઝળકતી જ્ઞાન-પ્રભાને પ્રસારતી જ્યોતિ–શ્રી નર્મદાશંકરભાઈના દેહવિલયથી વર્ગને મહાન આઘાત સહન કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. શ્રી નૃસિંહગ્રન્થમાલિકાનો અર્દ્ધ અસ્ત પામ્યો. આવા પ્રકાશને પાડનાં તારાસમા કરાંચીવાસી શ્રી હીરજીભાઈ, શ્રી છગનલાલ શુક્લ, નભોમંડળમાં છુપાયા. આવા વિષમ પ્રસંગોનો અનુભવ થયો, છતાં ઇશ્વરેચ્છાથી સર્વ કંઈ બને છે એ વિચારથી સમાધાનને સેવતાં 'શ્રેયસ્સાધક' દ્વારા બંધુઓએ અને બહેનોએ યથાશક્તિ કંઈ કંઈ સદ્વિચારો પ્રસાર્યા. વર્ષભર **શ્રી ભગવાન્શ્રીનું** પુણ્ય સ્મરણ કર્યું અને કરાવ્યું.

ઇષ્ટશ્રીએ પ્રેરેલા સત્સંસ્કારથી આ પત્રની શુશ્રૂષામાં ભાઈ રમણલાલ વગેરેએ રસપૂર્વક પોતાનો સમય આપ્યો અને તેથી જ 'શ્રેયસ્સાધક' નિયમિત પ્રસિદ્ધ થયું એ સર્વ શ્રી ગુરુદેવની કૃપાનો મહિમા છે

સદ્વિચારો દર્શાવવા અને ઝીલવા એ કર્તવ્ય મનુષ્યની પોતાની વિશુદ્ધિ સાધનાર છે એ વિચારથી લેખક તથા વાચકે પોતાનું પ્રાપ્ત કર્તવ્ય સાધ્યું છે.

ઇષ્ટસત્તાબલથી વિશ્વના સમગ્ર વ્યવહાર ચાલે છે. સર્વને તેમની સત્ક્રિયાનું ફલ અર્પવા તે જ સત્તા સદા સમર્થ છે. તેથી આ વર્ષભરની સત્ક્રિયાનું સત્ફલ ઇષ્ટસત્તાને જ્જનના સમર્પે એ શુભેચ્છાસહ આ વર્ષની સમાપ્તિએ જય જય.

—⁂—

# श्रीयोगसार.

[ અનુસંધાન અંતાંક ૫૧ ના પૃષ્ઠ ૪૧૦ થી ]

શ્રીયોગસૂત્ર જણાવે છે કે **कर्माशुक्लाकृष्णं योगिनस्त्रिविधमितरेषाम्** ॥ ૪-૭ ॥ યોગીનાં કર્મ અશુક્લ અને અકૃષ્ણ છે અને બીજાં પ્રાણીમાત્રનાં ઈતર ત્રણ પ્રકારનાં છે. હાલ આપણે જે કર્મોનો વિચાર પ્રસ્તુત છે તે અયોગી પુરુષનાં કર્મો જ છે કેમકે એ જ કર્મો કર્માશયને રચે છે કે જે ઉત્તર જન્મ આદિ આપે છે. એ કર્મોમાં જે શુક્લકર્મ છે તે સ્વર્ગાદિ દિવ્યલોકની પ્રાપ્તિ કરાવે છે અને ત્યાં ભોગની સંપત્તિ કરાવે છે અને તેમાટે દિવ્ય વાસનાનો પ્રથમ ઉદય કરે છે. જો માનુષ વાસના હોય તો દિવ્ય વિષયોથી સુખ થવાનો યોગ આવતો નથી. માનુષ શરીરમાં શિખંડ, દૂધપાક આદિ ખાવાની વાસના હોય છે અને તેવા પદાર્થોની દેવલોકમાં પ્રાપ્તિ નથી. માનુષ વાસના ઉંઘવાની હોય છે, દેવલોકમાં આંખ ઉઘાડી જ રહે છે. આથી જો દેવલોકની પ્રાપ્તિ થયેલાને માનુષ વાસના ઉદય થયેલી હોય છે તો જેમ માછલાને જલની બહાર કાઢીએ અને સુવર્ણના મહેલ અને મખમલના રૂના ગાદલાથી સારેલા, મચ્છરદાનીઆદિ ઉપસ્કરથી યુક્ત પલંગપર સુવાડીએ તોપણ તે સુખભોગને ન પામતાં તરફડિયાં મારતું જ જણાય છે, જેમ દાલ અને રોટલો ખાઈને ઉછરેલા દુબળાના છોકરાને સેતુરનાં

ફલ કે હાફુસની કેરી આપવામાં આવે તો તે મહાવિપત્તિમાં આવી પડે છે તે જ પ્રમાણે આ માનુષ વાસનાવાળો જીવ સ્વર્ગમાં જાય તો ત્યાં સુખભોગ તો કયાં જતા રહે છે પણ તે પોતાને કારાગૃહમાં જ ફસાયેલો સમજે છે. તેથી આ શુક્લકર્મ દેવલોકમાં લઈ જતા પૂર્વે દેવલોકની વાસનાનો ઉદય કરે છે. તે જ પ્રમાણે કૃષ્ણકર્મ નરકાદિ અધોગતિને પમાડતાં પૂર્વે જ તે તે નારકી વાસનાને ઉદય કરે છે. શ્રી યોગસૂત્ર કહે છે કે ततस्तद्विपाकानुगुणानामेवाभिव्यक्तिर्वासनानाम् ॥ ४-૮ ॥ એ ત્રણ પ્રકારનાં કર્મને લીધે (ततः) એ કર્મનાં જે ફલ (तद् विपाक) તેને અનુસરતી જે વાસના તેનો જ ઉદય થાય છે. આ સૂત્રથી એ જણાવ્યું કે જીવનું ભ્રમણ–સંસરણ અસંખ્ય વર્ષોથી થતું આવે છે તેથી સર્વ યોનિમાં અનેક વાર એ ફરી વળ્યો છે, અનેક શરીરો એણે ધારણ કર્યાં છે અને એ અનેક શરીરોના ભોગોને એણે ભોગવ્યા છે અને એ ભોગના અનુભવથી એ સર્વ શરીરોના ભોગની વાસના એને બંધાઈ છે. આથી જ્યારે શુક્લ, કૃષ્ણ અથવા મિશ્ર કર્મથી રચાયેલા કર્માશયને લીધે એને અમુક શરીર ધારણ કરવાનો યોગ આવે છે ત્યારે, યદ્યપિ અનંત જન્મોની વાસના એનામાં વિદ્યમાન છે, પ્રસુપ્ત થઈ રહેલી છે તથાપિ તે અમુક શરીરની વાસનાનો પ્રથમ ઉદય છે અને પછી એ જીવ તે શરીરને ધારણ કરે છે.

આ પ્રસંગમાં કોઈને શંકા થશે કે આ કેવી રીતે થઈ શકે ? ધારો કે એક જીવે હજાર જન્મપૂર્વે દેવનું પદ ભોગવ્યું હોય અને હાલ તે મનુષ્યશરીરમાં છે. આથી હાલ એને માનુષ વાસના છે ધારો કે એણે સ્વર્ગપ્રાપક કર્માશય રચ્યો છે અને તે એ માનુષ દેહ પડવાના સંધિમાં પરિપક્વ થયો છે, પ્રારબ્ધરૂપ થયો છે તો એને તે કયી વાસનાનો ઉદય થાય ? એને એક ક્ષણપૂર્વે તો સર્વ માનુષ વાસનાનો ઉદય છે તો પછી હવે પણ તાજી જે માનુષ વાસના છે તે જ રહે કે હજાર જન્મપૂર્વે અનુભવેલા દેવદેહની વાસનાનો ઉદય થાય ? માનુષ વાસનાની અનુવૃત્તિ રહે એ યોગ્ય દેખાયછે. આ પ્રકારની શંકા જો કોઈને થાય તો તે અયોગ્ય નથી. પ્રથમ વિચારતાં એમ જ દેખાય છે પણ વિશેષ વિચારથી એ સત્ય નથી એમ સ્પષ્ટ જણાય છે. જ્યાંસુધી જીવનું જીવપણું ગયું નથી ત્યાંસુધી તે ઘણે અંશે પરતંત્ર છે. અલ્પજ્ઞપણું અલ્પશક્તિમત્પણું અને પરતંત્રતા એ ધર્મો જીવનું લક્ષણ છે. જીવ એટલે ચિતિશક્તિના પ્રતિબિંબવાળું બુદ્ધિસત્ત્વ જે પ્રકૃતિનું કાર્ય છે અને તેથી એનામાં સર્વજ્ઞપણું, સર્વશક્તિમત્પણું અને સ્વતંત્રતા થવાની સંપૂર્ણ યોગ્યતા છે. પણ જ્યાંસુધી બુદ્ધિસત્ત્વમાં રજસ્ અને તમસ્‌ની સત્તા જામેલી છે, જ્યાંસુધી શુદ્ધ સત્ત્વનું સામ્રાજ્ય નથી ત્યાંસુધી એ સર્વજ્ઞત્વાદિ ધર્મોનો ઉદય થતો નથી અને ત્યાંસુધી જ એ જીવ છે. જ્યારે એ ધર્મોનો ઉદય થાય છે ત્યારે એ જીવ નથી પણ ઈશ છે અને જ્યારે એ સર્વ ધર્મોનો પોતામાં આરોપ થતો અટકી જાય છે ત્યારે એ શુદ્ધ નિત્ય, મુક્ત, બુદ્ધપુરુષ છે પણ જ્યાંસુધી એ તત્ત્વજ્ઞાનનો ઉદય થયો નથી જ્યાંસુધી સ્વપ્રયત્ન વડે એ સ્થિતિ જાગ્રત્ થઈ નથી ત્યાંસુધી જીવનું જીવત્વ અનુભવમાં છે અને ત્યાંસુધી પરતંત્રતા સંપૂર્ણ અંશે જીવને છોડતી નથી, ત્યાંસુધી જીવ ઇતરને અધીન છે, પરાધીન છે. એ પરાધીનતા તે કર્મની છે, કર્માશયની છે. એ પરાધીનતાનો જાગ્રત્, સ્વપ્નાદિ અવસ્થામાં સર્વને ન્યૂનાધિક અંશે અનુભવ થાય છે, પણ એની પરિસીમા તે મરણસમયે છે અને એ

કાળથી આરંભી પુનઃ જન્મ થતા સુધી એ કાયમ રહે છે, વજ્રલેપવત્ એને વળગેલી રહે છે. માટે હાલની જાગ્રત્ દશામાં આપણને એમ જણાય છે કે આપણે ધારીએ તો અમુક કરીએ અને ધારીએ તો અમુક પરહરીએ, પણ એ સત્તા મરણસમયે રહેતી નથી. મરણસમયે તો કેવલ કર્મની પરવશતા જ રાજ્ય ભોગવે છે. સર્વ શાસ્ત્રો જણાવે છે કે मरणे या मतिः सा गतिः–મરણસમયે જે મતિ હોય તેવી ગતિ થાય છે. यं यं वाऽपि स्मरन् भावं त्यजत्यन्ते कलेवरम् । तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः ॥ જે જે વસ્તુનું સ્મરણ કરતાં શરીર છોડાય છે તે તે વસ્તુરૂપતાને હે અર્જુન તે પુરુષ પામે છે કેમકે તેનું અંતર્ સદા તે વસ્તુની ભાવનાથી ઉપરક્ત થયેલું છે. तदेव सक्तः सह कर्मणैति लिंगं मनो निषक्तमस्य જ્યાં એનું મન ખરેખરું લાગેલું હોય છે ત્યાં એ કર્મસાથે જાય છે. આ સર્વ વચનોથી સ્પષ્ટ છે કે મરણસમયની ભાવના–વાસના તે, તે તે શરીરના ધારણ થવામાં નિયામક છે, હવે જો મરણસમયે જીવનું સ્વતંત્રપણું રહેતું હોત તો એનો માર્ગ ઘણો સરળ હતો. આખો જન્મ વિષય-ચિંતન કરતો રહે, ગમે તેવાં યથેષ્ટાચરણને સેવતો રહે અને મરણસમયે પોતે બુદ્ધિપૂર્વક પરમાત્મામાં મન જોડે તો એને અનાયાસે એક ક્ષણના પ્રયત્નથી પરમાત્મપદની જ પ્રાપ્તિ થઈ રહે. તો પછી શામાટે सदा तद्भावभावितः– આદર અને નૈરન્તર્યવડે આખો જન્મ પરમાત્માની ભાવના કરવાનું શાસ્ત્ર વિધાન કરે ? તેથી શાસ્ત્ર એ જ સૂચવે છે કે મરણસમયે સ્વતંત્ર સત્તા રહેતી નથી કે જેથી યથેષ્ટ ભાવનાનો તે સમયે ઉદય કરી શકાય, પણ કેવળ કર્મવશતા રહે છે માટે કર્મને એટલાં બલવાન્ કરવાં કે જેથી તે, ઉદય કરે તો, શુભ વાસનાને જ ઉદય કરે. વિચારતાં પણ મરણસમયે પરતંત્રતા સ્પષ્ટ દેખાય છે. સ્વતંત્રતા હોત તો જીવો તે તે દેહને અને તેના સંબંધીને છોડત જ નહિ અને અધૂરાં કાર્ય મૂકત જ નહિ. તેથી મરણસમયે કર્મવશતા છે એ સિદ્ધ છે. આથી એ મનુષ્યશરીર ભલે થોડા ક્ષણપૂર્વે એને પ્રાપ્ત હોય, માનુષ વાસના ભલે એક ક્ષણપૂર્વે હોય, પણ હવે તે માનુષ શરીરનાં પ્રારબ્ધરૂપ રાજાનો અમલ નથી, એ રાજ્ય બદલાયું છે અને તેને બદલે દેવદેહનાં પ્રારબ્ધનું રાજ્ય સ્થપાયું છે માટે એ દેવદેહનું પ્રારબ્ધ તે પોતાને અનુરૂપ રાજ્યતંત્ર રચે છે, પોતાને અનુરૂપ વાસનાનો ઉદય કરાવે છે, અને અવ્યવહિત પૂર્વ છતાં માનુષ વાસનાનો ઉદય થતો નથી. શ્રી પતંજલિ ભગવાન્ સ્પષ્ટપણે કહે છે કે जातिदेशकालव्यवहितानामप्यानन्तर्यं स्मृतिसंस्कारयोरेकरूपत्वात् ॥ ૪. ૬ ॥ આપણે જાણીએ છીએ કે હસ્તીનું દર્શન કરવા રૂપ અનુભવથી હસ્તીનો સંસ્કાર પડે છે અને જેવો સંસ્કાર તેવી સ્મૃતિ થાય છે. હસ્તીનો સંસ્કાર તે હસ્તીની સ્મૃતિ કરાવે છે અને ગાય કે ઘોડાની સ્મૃતિ કરાવતો નથી. ગાય અથવા ઘોડાના અનુભવથી પડેલા સંસ્કારો ગાય અથવા ઘોડાની સ્મૃતિ કરાવે છે અને હસ્તીની સ્મૃતિ કરાવતા નથી. આથી અનુભવ, સંસ્કાર અને સ્મૃતિ એ ત્રણેનો વિષય એક જ હોય છે. એ ત્રણેમાં સમાનતા છે. જેનો અનુભવ તેનો સંસ્કાર અને જેનો સંસ્કાર તેની સ્મૃતિ. સંસ્કાર અને સ્મૃતિની વચ્ચે આ પ્રમાણે સાદૃશ્યનો સંબંધ છે પણ સર્વ સંસ્કાર સર્વ સમયે સ્મૃતિને ઉત્પન્ન કરતા નથી. ચિત્તમાં તો અસંખ્ય સંસ્કારો પડેલા હોય છે પણ તે સર્વ પોતપોતાની સ્મૃતિને સર્વ સમયે ઉત્પન્ન કરતા નથી. શાળાઓમાં ભણતા વિદ્યાર્થીનાં ચિત્તમાં ગણિતના, ઇતિહાસના, ભાષાઓનાં વગેરેનાં સંસ્કારો હોય છે. પણ જ્યારે ગણિતનો પાઠ ચાલે છે ત્યારે તેના ચિત્તમાં રહ્યા છતાં

ઇતિહાસના સંસ્કારો તેસાથે જાગ્રત્ થતા નથી પણ તે સમયે માત્ર ગણિતના સંસ્કારો જ જાગે છે. એ સમય પૂરો થાય છે અને ઇતિહાસનો સમય આવે છે ત્યારે, એ ક્ષણની પૂર્વ- ગણિતની સ્મૃતિ સર્વ પ્રકારે હતી પણ એ એકદમ જતી રહે છે, ગુપ્ત થઇ જાય છે અને આગલા દિવસે જે ઇતિહાસના સંસ્કારો પડેલા છે તેને ગણિતના સંસ્કારો તાજા હોવાંથી એ સંસ્કારો કરતાં વધારે સમય થઇ ગયો છે છતાં એકદમ એ ઇતિહાસના સંસ્કારો ઉદય થાય છે. આ સર્વના અનુભવથી સુસિદ્ધ છે. સામાન્ય વ્યવહાર-પ્રતિ જોઈએ છીએ તો ત્યાં પણ આમ જ દેખાય છે. એક માણસ સવારમાં નિયમસર સંધ્યાવંદન, કરે છે, પછી ઉપનિષદ્નો પાઠ કરે છે, પછી બપોર થતાં જમે છે, પછી પ્રાપ્ત વ્યવસાકાર્યો કરે છે, સંધ્યાસમય થતાં સંધ્યાવંદન કરે છે વગેરે. તો એ માણસે મધ્યાહ્નભોજન આગલે દિવસે કર્યું છે પણ આજે બપોર થાય એટલે તેને ભોજનની સ્મૃતિ થાય છે અને એ સમયના પૂર્વક્ષણમાં ઉપનિષદ્-પાઠની સ્મૃતિ હતી પણ તે એને જાગ્રત થતી નથી. તેમ જ સાયંસમય થતાં એને- વ્યવહારકાર્યોના સંસ્કારો પૂર્વ ક્ષણમાં હતા છતાં તે ઉદય થતા નથી પણ આગલે દિવસે કરેલા સાયંસંધ્યાના સંસ્કારો દૂર છતાં જાગ્રત્ થાય છે. ——— અપૂર્ણ.

**સમાચાર:**—ઇશ્વરાનુગ્રહથી વિવિધ સ્થલના સાધકબંધુઓએ, બ્હેનોએ અધિકમાસનું પુણ્ય કર્તવ્ય ઉત્તમ પ્રકારે સાધ્યું છે. કપડવંજમંડલે નિત્ય ૭ કલાક સચ્ચિંતનમાં ગાળીને મંદિરમાં જપ, કીર્તન, સ્વાધ્યાય, પૂજન, આરતી વગેરે ક્રમનું નિયમિત પાલન કરીને પુણ્યમાસના પ્રત્યેક દિવસ ઉત્સવરૂપે ઉજવ્યા છે. વિશેષ કર્તવ્યરૂપે કોઈ કોઈએ. ચોવીસ કલાકનું જપાનુષ્ઠાન કર્યું છે તો પંદરેક મનુષ્યોએ તુલાવિધિ પણ કર્યો છે.

ઇશાનુરાગી સાધકમંડળપ્રતિ નિરંતર ઇશ્વરીનું અનુગ્રહવર્ષણ હો.

**શ્રાવણમાસનું કર્તવ્ય:**—પ્રેસના અનિવાર્ય કારણને લઈને આ અંક મોડો પ્રસિદ્ધ થઈ શકયો છે. તેથી જ્યારે અંક મળે ત્યારથી શ્રાવણમાસના કર્તવ્યનું પાલન કરવાનું છે.

જે ક્ષણ વા દિવસમાં દાન, ધ્યાન અને જ્ઞાનનું સાંગોપાંગ પાલન કરવા સાવધાન રહેવાય એ પુણ્યકાલ છે અને એ સાધવામાં સાધકનો મહિમા છે.

કર્તવ્ય નીચે પ્રમાણે—

" ક્લીં વિષ્ણવે નમ: " મંત્રના સવાલક્ષ જપ કરવા.

શ્રી સદ્ગુરોર્મહિમ્ન: સ્તોત્રમ્ નું એક આવર્તન નિત્ય પ્રાત:કાલે કરવું.

પ્રત્યેક સોમવારે આ સ્તોત્રના પાઠથી ' મંડળ ' પર સુગંધી જલનો અભિષેક કરવો. જેમની પાસે ' મંડળ ' ન હોય તેમણે સોપારી સ્થાપીને તેમાં ગુરુનું આવાહન કરીને અભિષેક કરવો. જે બાળબોધ ન વાંચી શકતા હોય તેમણે શ્રીમદુપેન્દ્રભગવત્સ્તોત્ર નો પાઠ કરવો.

રાત્રિએ નિત્ય સ્તુતિનાં પાંચ કીર્તન ભાવપૂર્વક ગાવાં.

શ્રી ગુરુદેવનું સુરમ્ય પુણ્ય મંદિર રચાય છે, તેપ્રતિ દક્ષિણાળી તન્નિમિત્ત કંઈ કરવું એ પણ આ માસનું સવિશેષ કર્તવ્ય છે.

પરમાત્માની કૃપાથી સર્વ સાચા મહિમાવાન્ બનો એ જ આ પુણ્યમાસમાં શુભેચ્છા.

**સૂચના:**—' શ્રેયસ્સાધક ' નું પંચમ વર્ષ આ અંકથી પૂર્ણ થાય છે તેથી જેમનું લવાજમ બાકી રહ્યું હોય તેમણે સત્વર મોકલી આપવા કૃપા કરવી.